ॐ अर्हं नमः

શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર ગુરુભ્યો નમઃ

# આત્માનો વિકાસક્રમ
અને
# મહામોહનો પરાજય તથા
# પ્રભુને પંથે જ્ઞાનનો પ્રકાશ

ઉપમિતિભવ પ્રપંચ ઉપરથી રચયિતા

શ્રીમદ્ આચાર્યશ્રી વિજયકેશરસૂરીશ્વરજી-મ સા

પ્રયોજક

પ્રશાન્તમૂર્તિ સાધ્વીજી જ્ઞાનશ્રીજી-મહારાજ સાહેબ

પ્રાપ્તિસ્થાન

ચંપકલાલ હીરાલાલ પરીખ
ઠે. ૬૫. વાલ્કેશ્વરરોડ
સાગર મહાલ બ્લોક-નં-જી-૨
ગ્રાઉન્ડ ફ્લોર મુંબઈ-૬

કાન્તીલાલ મણીલાલ ખડખડ
ઝવેરીવાડ વાઘણપોળ
ખડખડની ખડકી
અમદાવાદ

: પ્રકાશક :

કાન્તીલાલ મણીલાલ ખડખડ
ઠે ૨૮૯૩, રતનપોળ,
વાઘણપોળ અમદાવાદ-૨

(આવૃત્તિ બીજી) કિંમત રૂ. ૬-૮-૦ (પ્રત ૨૦૦૦)
વિક્રમ સં. ૨૦૨૫

: મુદ્રક :

કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય
રતનપોળ, અમદાવાદ

# સહાયકોની શુભ નામાવલી

| રૂપીઆ | શુભનામ | ગામ |
|---|---|---|
| ૫૦૧ | સમરતબેન તે મણીલાલ નાગરદાસ વોરાના માતુશ્રીના સ્મરણાર્થે. | લીંબડી |
| ૪૫૦ | આગલા પુસ્તકો છપાવતાં વધેલા | |
| ૫૦૦ | દલપતલાલ ચીમનલાલ પરીખ | મુંબઈ |
| ૫૦૧ | ડૉ. મણીલાલ નાગરદાસ વોરા | લીંબડી |
| ૫૦૦ | સેવંતીલાલ ચીમનલાલ પરીખ | મુંબઈ |
| ૨૫૦ | જ્ઞાન ખાતાના | |
| ૨૧૦ | પ. પૂ. જ્ઞાનશ્રીજી મ. ના સદુપદેશથી | |
| ૨૦૦ | તારાબ્હેન મણીલાલ કોઠારી | મુંબઈ |
| ૧૫૧ | અરવિંદભાઈ ચીમનલાલ પરીખ | ,, |
| ૧૫૦ | કીર્તિલાલ ડાહ્યાભાઈ પરીખ | ,, |
| ૧૦૦ | પ. પૂ. સ્વયપ્રભવિજયજી-ગણિના સદુપદેશથી | |
| ૧૦૦ | સા વિનયપ્રભાશ્રીજીના સદુપદેશથી | |
| ૧૦૦ | વિઠ્ઠલદાસ ઓઘડભાઈ | પાલીયાદ |
| ૩૧- | સુભદ્રાબ્હેન મહેતા | મુંબઈ |
| ૨૫- | મંગળાબ્હેન લહેરચંદભાઈ પરીખ | ,, |

# શ્રદ્ધાંજલિ

જેઓ જૈન સસ્કૃતિના શણગાર હતા, ત્યાગ, તપ, જપ
ધ્યાન. યોગ, સાહિત્ય વિગેરે સદ્દગુણ પરિમલથી
જેમનું જીવનપુષ્પ મહેકતુ હતું, જેમના નયન
યુગ્મમાથી નિતાન્ત કરુણાની પીયૂષધારા વહેતી
હતી, જેમનુ પ્રભાવશાળી વ્યક્તિત્વ નિરખી
આબાળ વૃદ્ધજનોના મસ્તકો ઝુકી પડતા
હતા, જેમની સતત ઉપદેશ ધારાથી
અનેક સદ્દભાગી આત્માઓ સાચા
વીતરાગ પન્થના રાહી બન્યા
હતા, જેમના મનપ્રદેશમા
સતત સોહમ્‌નુ રટણ
તથા વ્યાખ્યાન
વાર્તાલાપમા તત્ત્વજ્ઞાનનું મનન
હતુ, જેઓ નિર્દોપતામા શિશુ,
જ્ઞાનમા યુવાન અને અનુભવમા
વૃદ્ધ હતા, તેવા પરમ તારક પૂજ્ય પ્રવર
યોગનિષ્ઠ ગુરુદેવ આચાર્ય શ્રીમદ્ વિજ્યકેશરસૂરીશ્વરજી
મહારાજના મારા ઉપરના અગણિત ઉપકારોની સ્મૃતિમા
ઉપરોક્ત શ્રદ્ધાંજલિ સહ તેઓશ્રીના કરકમળમાં મહામોહ
ઉપર વિજ્ય મેળવી આત્મપુષ્પને સપૂર્ણ વિકાશી બનવામાં
સહાયભૂત આ પુસ્તક સમર્પી કૃતાર્થ થાઉ છું.

લિ. આપની કૃપાકાક્ષી જ્ઞાનશ્રી



શ્રીમદાચાર્ય મહારાજ શ્રી વિજયકેશર સૂરીશ્વરજી, યોગશાસ્ત્ર, ધ્યાનદીપિકા, સમ્યક્‌દર્શન, ગૃહસ્થધર્મ, મલયસુંદરી, આનંદ અને પ્રભુ મહાવીર, મહાવીર તત્ત્વપ્રકાશ, આત્મવિશુદ્ધિ ઇત્યાદિના કર્તા. જન્મ સં. ૧૯૩૩, દીક્ષા ૧૯૫૦ પં. પદ ૧૯૬૩ આચાર્ય પદ ૧૯૮૩

# પ્રસ્તાવના

કુદરતની દરેક વસ્તુઓ પોતાના જીવનમા વિવિધ પ્રકારના ફેરફાર કરીને આગળ વધવા અને પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહી હોય તેમ વિચાર કરનારને માલુમ પડ્યા વિના રહેશે નહિ આગળ પ્રગતિ કરનારને પુરતો પરિશ્રમ કરવો પડે છે અને તે સાથે ચાલુ સ્થિતિ કે આકૃતિનો પણ ભોગ આપવો પડે છે. બાળપણના સબધ અને સંબધીઓને પલટાવીને નવા સબધો અને સબંધીઓ મેળવવા પડે છે અને ત્યારેજ તે ચાલુ સ્થિતિમાંથી આગળ વધી શકે છે.

એક બીજનો પૂર્ણ વિકાશ કેટલા પરિશ્રમે અને કેટલી સ્થિતિઓ પલટાવવા પછી થાય છે તે એક જંગલમા કે ખેતરમા ઉગેલા છોડવાને બારીકાઈથી નિહાળવાથી સમજી શકાય તેમ છે. પ્રથમ બીજ માટીમાં દબાય છે, જમીનની ગરમી અને પાણીની મદદથી તે પોચું પડે છે, પછી તે ફુલે છે, ફાટે છે, અને તેમાથી અકુરો ફુટી બહાર આવે છે ત્યારબાદ પાંદડા નીકળી ઉંચું વધે છે. આ વખતે બહારની હવા, ગરમી, ટાઢ કે વાયરાના ઝપાટા વિગેરેમાંથી પોતાનો બચાવ કરવા તેને તેઓની સામે ટક્કર ઝીલવી પડે છે. વળી તેમા કોઈ પશુ કે મનુષ્ય આવીને ખાઈ જાય કે ખેંચી કાઢે તો આ વિકાશ અહીજ અટકી પડે છે, આમ અનેક વિઘ્નો વચ્ચે માર્ગ પસાર કરતા તે છોડવો મોટો થાય છે. પછી તેને ફુલ અને ફળ આવે છે. આ પ્રમાણે પોતાના વિકાશક્રમની પ્રવૃત્તિની પૂર્ણાહુતિ કરે છે.

આ પ્રમાણે આત્માનો વિકાશ પણ આવી અનેક સ્થિતિઓ અને વિઘ્નોને ઓળંગીને થઈ શકે છે. મૂળમાં જે બીજ હતું તે જેમ ટોચે પ્રગટ થતાં તેનો વિકાશ થયો ગણાય છે, તેમ સત્તામા

રહેલા આત્માના અવ્યક્ત સ્વરૂપને વ્યક્ત એટલે પૂર્ણસ્વરૂપે પ્રગટ કરવું તેજ આત્માનો વિકાશ થયો ગણાય છે.

વિશ્વનો નિયમ એટલે કુદરત મનુષ્યોને ટકોર મારીને પોકારીને એમજ કહે છે કે તમે તમારા ઉન્નતિક્રમમા આગળ વધો અને વધવા માટે પ્રબળ પુરૂપાર્થ કરો, આવી પડતા વિઘ્નો અને કષ્ટોને સહન કરવાને ધૈર્યવાન થાઓ, જેમ ગાડીમા જોડેલા ઘોડાનું કામ ગાડી ખેચીને આગળ વધવાનું છે, તેમાં તે અટકી પડે તો તેને ચાબુકનો પ્રહાર ખમવો પડે છે. તેમ વ્યક્તિઓ, જાતિઓ, અને ધાર્મિક સમાજની પણ આવીજ દશા થાય છે. જે વ્યક્તિ, જાતિ, કે સમાજ, પોતાના વિચારો અને વર્તનોને બદલાવવાની કે આગળ વધવાની ના પાડે છે, તેને પ્રકૃતિનો નિયમ ફટકા મારે છે અને ચાલવાને બદલે અનિચ્છાએ દોડવાની ફરજ પાડે છે, આ નિયમ અટળ છે આથી એમ સમજાય છે કે પોતાની હલકી સ્થિતિ બદલાવવાની ના પાડવી એજ જડતા છે, અજાન છે અને પોતાનું નિર્માલ્યપણુ છે. કાળચક્ર ચક્કર લગાવેજ જાય છે. તેની સાથે પોતાના વિકાશક્રમના અનુસધાન સાથે દોડનાર જ સહીસલામતીથી બચી શકે તેમ છે. નહિતર તેની સાથે દબાઈને અવનતિએ પહોચવું કે મરવુંજ પડશે.

જેમ ગાડી પાટાને મુકીને આમ તેમ જઈ શકતી નથી. તેમ જીવનુ નિશ્ચિત થયેલું ભાગ્ય પણ જીવને તે પ્રમાણે દોરે છે. છતા જેમ ગાડી ચાલવામા સ્વતંત્ર છે. તેમ જીવ પણ પુરુપાર્થ કરવામાં સ્વતત્ર છે. આ ભાગ્યના પાટા જીવના આગળના પુરુપાર્થ અનુસારે બનાવવામા આવ્યા છે. એટલે તે પાટા ઉપર દોડવાનો પ્રયત્ન જીવે પોતાના ભાવિ પુરુપાર્થ સાથે કરવાનો છે આ પ્રયત્નથીજ આત્મા પોતાના પૂર્ણસ્વરૂપ પર્યંતનો વિકાશ કરી શકે છે

વિશ્વ અનંત જીવોથી ભરપુર છે. તેમાંથી ઓછામા ઓછી વિકાશવાળી ભૂમિકાવાળો એક જીવ પુરુપાર્થ બળથી આગળ વધતા

આત્માના પૂર્ણવિકાશ લગભગની ભૂમિકાએ કેવી રીતે આગળ વધે છે અને આગળ વધવામાં વિઘ્નરૂપ મહામોહાદિના સમુદાય સાથે વારવાર યુદ્ધમાં ઉતરવું પડે છે જેમાં કોઈ વખત પોતાની હાર તો કોઈ વખતે મહામોહના પરિવારની હાર થયા કરે છે અને પરિણામે સદાગમ, સદ્બોધ, સમ્યગ્દર્શન, અને ચારિત્રધર્મરાજની મદદથી મહામોહના પરિવારનો નાશ કરી પોતાના સત્ય સ્વરૂપનો અનુભવ કરે છે. તે હકીકત આ પુસ્તકમા આવતી હોવાથી આ પુસ્તકનુ નામ **આત્માનો વિકાશક્રમ અને મહામોહનો પરાજય** એ રાખવામા આવ્યું છે

મનની અંદર ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી વૃત્તિઓ આત્માને હિતકારી છે કે અહિતકારી છે ? ચારિત્રધર્મના ઘરની છે કે મહા-મોહના પરિવારમાની છે ? તેનો નિશ્ચય કરીને મહામોહાદિ સબધી વૃત્તિઓનો નાશ કરવો, અને ચારિત્રધર્મ તરફની વૃત્તિઓને પોપણ આપવુ, અને તેમ કરીને મનને ચદ્રની માફક નિર્મળ બનાવવુ અને એ નિર્મળ થયેલા મનદ્વારા આત્માએ પોતાનો પૂર્ણ વિકાશ કરવો તે પુસ્તક લખવાનો ઉદ્દેશ છે

આ પુસ્તકમાં મુખ્ય પાત્ર સસારી જીવ છે. કર્મપરિણામ તે જીવની શુભાશુભ પ્રવૃત્તિનુ પરિણામ છે. આ શુભાશુભ પ્રવૃત્તિનુ ફળ બે ભાગમા વ્હેચાય છે શુભ પ્રવૃત્તિનુ ફળ ચારિત્રધર્મ અને તેના પરિવારને પોપણ આપે છે. તથા અશુભ પ્રવૃત્તિનુ ફળ મહામોહ અને તેના પરિવારને પોષણ આપે છે. આ બન્ને એક બીજાના પ્રતિસ્પર્ધી-વિરોધીઓ છે. પ્રકાશ અને અંધકારની માફક તેઓના વર્તનમાં સ્વાભાવિક અંતર રહેલુ છે. ચારિત્રધર્મ જીવને સુખ શાતિ આપે છે ત્યારે મહામોહ તેને દુઃખ અને અશાતિ તરફ હડસેલે છે.

આ બન્નેનાં સ્થાનો સસારી જીવની ચિત્તવૃત્તિની અંદર આવેલાં છે. જમણા ભાગ તરફ ચારિત્રધર્મનાં શહેરો, ગામો, પહાડો, અને

તેનો બધો પરિવાર રહેલો છે ત્યારે ડાબા ભાગ તરફ મહામોહ, તેનો પરિવાર, તેના શહેરો, નદીઓ, અને સ્થાનો આવેલા છે.

સંસારી જીવ આ બેમાંથી જેના તરફ પોતાનો પક્ષપાત કરે છે, સારી લાગણી ધરાવે છે, તેના બળને પોષણ મળે છે અને બીજો દુર્બળ બની પરાજય પામે છે અનેકવાર તે બન્ને વચ્ચે ચિત્તવૃત્તિ અટવીમા યુદ્ધ થાય છે કોઈ વખતે કોઈની હાર તો કોઈની જીત, આમ અનાદિ કાળથી ચાલ્યા કરે છે. અને તેના પરિણામે તે સંસારી જીવને અનેક સુખ દુઃખનો મીઠો કડવો અનુભવ કરવો પડે છે.

સત્પુરુષોના સમાગમથી અને તેમના તરફથી મળેલા સદ્બોધ વાળા તાત્ત્વિકજ્ઞાનથી સંસારીજીવ જ્યારે પોતાના સત્ય સ્વરૂપને અને તાત્ત્વિક કર્તવ્યને સમજે છે, ત્યારે ચારિત્રધર્મ તરફ પક્ષપાત કરીને તેના પરિવારને સદ્ગુણોને પોષણ આપે છે અને મહામોહના પરિવારનો–દુર્ગુણોનો નાશ કરે છે. અને તેમ કરીને અનેક જન્મોના અંતે તે પોતાનુ સત્યસ્વરૂપ અનુભવે છે–પ્રગટ કરે છે આ સર્વ આ પુસ્તકનો વિષય છે.

પોતાનું કલ્યાણ ઇચ્છનારા, અને તાત્ત્વિકજ્ઞાન મેળવવાની ઇચ્છા-વાળા સત્ય શોધક જીવાત્માઓ આ પુસ્તક વાચીને પોતાનો વિકાશ કરી શકે તેમ છે.

આ પુસ્તકનો મોટો ભાગ ઉપમિતભવપ્રપંચ ઉપરથી લેવામાં આવ્યો છે અને જમાનાને અનુસરીને જીવોને બોધ થાય તેવી રીતે લખવા પ્રયત્ન કર્યો છે જેને નોવેલ રૂપે કહેવામાં આવે તો વાંધા જેવું નથી

આ પુસ્તકમા કલ્પેલાં બધા પાત્રો જીવોના સમજવામાં આવે તેવા અંતરંગ અનુભવવાળાં છે જીવોની શુભાશુભ પ્રવૃત્તિ અને વિ-ચારણામાં વારવાર તેનો અનુભવ થયા કરે છે. છતા ચારિત્રધર્મના પાત્રો છે કે મોહનાં પાત્રો છે ? હિત કરનાર છે કે અહિત કરનાર છે, તે સમજવામાં જીવો બેદરકાર રહે છે, એટલે જીવોને મહામોહના

સકંજામા સપડાવાનો અને તે તરફ ધસડાઈ જવાનો પ્રસંગ આવે છે. આ બાબત બરાબર સમજવામા આવે તે માટે મહામોહનાં દરેક પાત્રો અને તેમના કર્તવ્યો, તથા ચારિત્રધર્મના પાત્રો અને તેઓના સદ્દગુણોનું જુદુ જુદું વિસ્તારથી વર્ણન કરવામા આવ્યું છે. તે કોઈ પણ જીવાત્માને વિચાર પૂર્વક વાચવાથી સહજ સમજી શકાશે.

આજકાલ ગુજરાતી ભાષામાં કથા સાથે આત્મભાન જાગ્રત કરાવી શકે તેવા પુસ્તકો ભાગ્યેજ પ્રસિદ્ધ થયેલા દેખાય છે. આ પુસ્તક તેવા કોઈ પણ પુસ્તકની ગરજ સારી શકે તેમ છે, એટલુ જ નહિ પણ જેમા મનની વૃત્તિઓનું પૃથક્કરણ કરવામાં આવ્યુ છે તેવાં પુસ્તક પૈકી આ પુસ્તક પ્રથમજ છે એમ મારૂં માનવું છે.

આ પુસ્તકનો મોટો ભાગ જેના ઉપરથી લેવામા આવ્યો છે. તે પુસ્તકના લેખક શ્રીમાન સિદ્ધર્ષિગણિ દસમા સૈકામાં થયેલા છે. તેઓશ્રીએ તે પુસ્તક સંવત ૯૬૨ મા ભિલ્લમાળ નગરે સંસ્કૃત ભાષામા તૈયાર કરી અનેક જીવાત્માના ભાવી કલ્યાણ માટે પ્રસિદ્ધ કરેલ છે તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તકમા મતમતાતરોનુ ખડન મડન ન હોવા સાથે સર્વ ધર્મવાળાઓને માન્ય થઈ શકે તેવો આત્મકલ્યાણનો—પરમ વિશુદ્ધિનો માર્ગ બતાવવામા આવેલો છે. એટલે તે સર્વ દર્શનવાળાઓને ઉપયોગી થઈ શકે તેમ છે. એમ મારું માનવુ છે આશા રાખુ છું કે કોઈ પણ જીવાત્મા તે વાચી વિચારી પોતાના જીવનને સન્માર્ગે દોરવવા અને પોતાનુ ભાવી કલ્યાણ કરવા ભાગ્યશાળી થશે, તોજ આ પુસ્તકના લેખકનો પરિશ્રમ સફળ થયો ગણાશે

લી. આચાર્યશ્રી વિજયકેશરસૂરી
૧૯૫૮ ના શ્રાવણ વદ ૮
વડાલી.

# અનુક્રમણિકા

પ્રકરણ નવમું.



પ્રકરણ દસમું.



પ્રકરણ અગીયારમું.



પ્રકરણ બારમું

## પ્રકરણ તેરમું



## પ્રકરણ ચૌદમું

## પ્રકરણ પન્નરમું.



## પ્રકરણ સોળમું.



## પ્રકરણ સત્તરમું.

## પ્રકરણ અઢારમું



## પ્રકરણ ઓગણીસમું.



## પ્રકરણ વીસમું



## પ્રકરણ એકવીસમું

# શુદ્ધિપત્રક

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૧૯ | મહેનતો | મહેનતનો |
| ૧૬ | ૧ | ને | તે |
| ૨૩ | ૨૨ | સોપત | સોબત |
| ૨૫ | ૧૧ | સજ્જનેનુ | સજ્જનોનું |
| ૨૬ | ૨૦ | પરિણામ | પરિણામની |
| ૨૯ | ૯ | સુધરેશે | સુધરશે |
| ૩૪ | ૫ | વમ્યે | વચ્ચે |
| ૩૮ | ૧૦ | આત્માભાન | આત્મભાન |
| ૪૭ | ૧૩ | સન્યયમાં | સૈન્યમા |
| ૫૬ | ૧૬ | થિસ્તિ | સ્થિતિ |
| ૫૯ | ૨૧ | ચિતથી | ચિંતાથી |
| ૬૦ | ૧૨ | અદિને | આદિને |
| ૬૧ | ૫ | રરાવ્યો | કરાવ્યો |
| ૬૧ | ૭ | પ્રે | પ્રેર |
| ૬૧ | ૨૪ | સ્થિતિ | સ્થિતિમાં |
| ૬૩ | ૮ | પત્પન્ન | ઉત્પન્ન |
| ૬૩ | ૧૭ | વિશેપ | વિષે–વિશેષ |
| ૬૪ | ૧૧ | ઉત્યન્ન | ઉત્પન્ન |
| ૬૪ | ૨૨ | મયાએ | માયાએ |
| ૬૮ | ૧૪ | આપેલા | આવેલા |
| ૭૧ | ૧૪ | અડાઅવળા | આડાઅવળા |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮ | ૭ | જન્મે | જન્મો |
| ૮૦ | ૩ | તે | છે |
| ૮૦ | ૧૩ | સન્ય | સૈન્ય |
| ૮૮ | ૧૦ | એમ | એક |
| ૯૧ | ૭ | ઉદ્દશ | ઉદ્દેશ |
| ૧૦૩ | ૧૯ | કર્યું | કર્યું |
| ૧૦૪ | ૮ | પતિને | પત્નીએ |
| ૧૦૪ | ૧૨ | પ્રેરયેલા | પ્રેરાયેલા |
| ૧૦૬ | ૧ | શુભચિત્તપગરના | શુભચિત્તનગરના |
| ૧૦૯ | ૧૭ | દેવદત્તવિણકની | દેવદત્તવણિકની |
| ૧૧૩ | ૫ | ચારિનધર્મની | ચારિત્રધર્મની |
| ૧૨૫ | ૩ | પ્રકાનશનો | પ્રકાશનો |
| ૧૨૭ | ૧ | તેન | તેના |
| ૧૩૧ | ૧૩ | કદનારા | કરનારા |
| ૧૩૬ | ૨૧ | વિચારતા | વિચરતા |
| ૧૪૨ | ૫ | મહામોહને | મહામોહ |
| ૧૪૩ | ૩ | ગણ | પણ |
| ૧૪૬ | ૨૦ | લથન | લગન |
| ૧૫૦ | ૬ | સમાન્ય | સામાન્ય |
| ૧૫૧ | ૮ | તત્ત્વિક | તાત્ત્વિક |
| ૧૫૨ | ૧૬ | હની | હાનિ |
| ૧૫૪ | ૪ | સમ્યગ્રર્શન | સમ્યગ્દર્શન |
| ૧૬૯ | ૧૧ | સુવર્ણ | સુવર્ણ |
| ૧૭૬ | ૧૦ | .. સ્વરઃ | .. સ્વરા |
| ૧૭૬ | ૧૨ | રરિપુવુધ્યા | રિપુવુદ્ધ્યા |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૬ | ૧૪ | ...વુધ્યા | .. વુદ્ધ્યા |
| ૧૭૭ | ૧૬ | રાહિત | રહિત |
| ૧૮૨ | ૧૩ | જે | છે |
| ૧૯૦ | ૨ | પમત્તતા | પ્રમત્તતા |
| ૨૦૦ | ૧૨ | શૂયન્રૂપ | શૂન્યરૂપ |
| ૨૦૪ | ૬ | શ્લેપમ | શ્લેષ્મ |
| ૨૦૯ | ૯ | ક્રાધ | ક્રોધ |
| ૨૧૦ | ૬ | લાવણતા | લાવણ્યતા |
| ૨૧૫ | ૧૮ | ભલી | ભૂલી |
| ૨૧૯ | ૬ | અટલે | એટલે |
| ૨૨૫ | ૨ | ભ્વોમા | ભવોમાં |
| ૨૩૬ | ૧૦ | વરંવાર | વાર વાર |
| ૨૪૦ | ૧૫ | ઉદયમાથ | ઉદયમાથી |
| ૨૪૧ | ૨૧ | સાર્રાં | સારા |
| ૨૫૪ | ૬ | સાત્ત્વિમાનસપુરાદિ | સાત્ત્વિકમાનસપુરાદિ |
| ૨૫૫ | ૨ | તામાસિક | તામસિક |
| ૨૬૦ | ૧૫ | કરતા | કરાતા |
| ૨૬૧ | ૧૧ | ભગવાની | ભગવાનની |
| ૨૬૪ | ૧૬ | આ મનમાં | મનમા આ |
| ૨૬૬ | ૧૧ | સન્યમાં | સૈન્યમાં |
| ૨૬૭ | ૧૨ | સનમાન | સમાન |
| ૨૭૫ | ૧ | છોદોપ્રસ્થાપન | છેદોપ્રસ્થાપન |
| ૨૭૮ | ૧૦ | નો | તો |
| ૨૮૦ | ૧૬ | શુદ્વ | શુદ્ધ |
| ૨૮૩ | ૭ | ક્રર | ક્રૂર |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮૩ | ૧૪ | મધ્સ્થભાવ | મધ્યસ્થભાવ |
| ૨૮૩ | ૧૬ | નિમિત્ત | નિમિત્ત |
| ૨૮૪ | ૭ | " | " |
| ૨૯૦ | ૫ | શ્રનજ્ઞાન | શ્રુતજ્ઞાન |
| ૨૯૩ | ૧૬ | પ્રાપ | તાપ |
| ૨૯૩ | ૧૯ | પર | પાર |
| ૨૯૪ | ૧૮ | સન્યનો | સૈન્યનો |
| ૩૦૧ | ૬ | શ્રેષ્ટતા | શ્રેષ્ઠતા |
| " | ૭ | શ્રષ્ટતમતા | શ્રેષ્ઠતમતા |
| ૩૦૨ | ૨૦ | ફરવા | કરવા |
| ૩૧૦ | ૨૨ | વિચારમાં નિદ્રા આવીને વિચારમા ગઈ | વિચારમાંને વિચારમા નિદ્રા આવી ગઈ |
| ૩૨૩ | ૩ | તરા | તારાં |
| ૩૨૩ | ૪ | બ્રહ્ય | બ્રહ્મ |
| ૩૨૭ | ૬ | જીવન | જીવને |
| ૩૩૦ | ૧૮ | રજા | રાજા |
| ૩૪૦ | ૨ | જ્યરે | જ્યારે |
| ૩૪૨ | ૧૯ | મરો | મારો |
| ૩૪૩ | ૩ | માદ | માન |
| ૩૪૩ | ૩ | મન | મદ |
| ૩૪૪ | ૧૫ | તેન | તેના |
| ૩૫૫ | ૧૦ | પ્રશ્ર | પ્રશ્ન |
| ૩૫૭ | ૯ | કુટમાં | કુંડમાં |
| ૩૬૪ | ૧૫ | ગયો | ગયા |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૪ | ૨૮ | બધુંઓને | બધુંઓને |
| ૩૬૬ | ૯ | ઉદ્દશીને | ઉદ્દેશીને |
| ૩૬૮ | ૨૨ | સુલલિતા | સુલલિતાની |
| ૩૭૨ | ૨૩ | અનુસંદર | અનુસુંદર |
| ૩૭૪ | ૩ | હોવથી | હોવાથી |
| ૩૭૯ | ૧૨ | ·નુષ્ટાનાદ્ | ···નુષ્ઠાનાદ્ |
| ૩૭૯ | ૧૪ | ··નુષ્ટાત્ | ··નુષ્ઠાનાત્ |
| ૩૮૦ | ૨૦ | કિલ્લોલો | કલ્લોલો |
| ૩૮૫ | ૧૯ | સ સકારો | સ સ્કારો |
| ૩૮૬ | ૬ | કરવના | કરવાના |
| ૩૮૬ | ૭ | ત્થા | તથા |



ॐ अर्हं नमः

# આત્માનો વિકાશક્રમ
અને
# મહામોહનો પરાજય.

## પ્રકરણ પહેલું

### આત્માનો વિકાશક્રમ.

આત્મા અનાદિ છે. વિશ્વઅનાદિ છે. કાળ અનાદિ છે. આત્મા અને કર્મનો સંબંધ અનાદિ છે. પ્રથમ આ અને પછી આ' એમ આ બાબતમા કોઈ રીતે કહી શકાતુ નથી આ કોયડો ઉકેલવા વિશ્વના અનેક ધર્મોએ–ધર્મના નાયકોએ પ્રયત્ન કરેલો જણાય છે પણ છેવટે તે બાબતમાં અમુક વસ્તુઓ અનાદિ છે; આજ નિર્ણય ઉપર તેમને આવવું પડ્યું છે.

આત્મા અને કર્મનો સંબંધ અનાદિ માનવા છતાં પુરૂષ પ્રયત્નથી તે બન્ને જુદા પડી શકે છે, અને આત્મા પરમશાંતિમાં મગ્ન થાય છે, આ વક્તવ્ય ઉપર આ પુસ્તકનો અને વિશ્વના ધર્મનો પાયો રચાયેલો છે. આત્મા અને કર્મનો સંબંધ જ એવા પ્રકારનો હોવાથી તેમા

પુરૂષાર્થને અવકાશ રહે છે. આ વસ્તુ સ્થીતિ સિદ્ધ કરવા અનેક સાધનો વાપરવામાં આવે છે, છેવટે આત્મા એ જ પરમાત્મ સ્વરૂપ થઈ રહે એટલે ઇતિ કર્તવ્યતા પુરી થાય છે, અને તેજ બધા પ્રયત્નનું છેવટનું ફળ છે.

દરેક ધર્મના પ્રણેતાઓને આત્મા અને તે સિવાય બીજું કાંઈ છે, એ ગમે તેવા રૂપાંતરે પણ માન્યા વિના ચાલતું નથી પછી કોઈ તેને માયા કહે, કે કોઈ તેને પ્રકૃતિ કહે કોઈ તેને જડ વસ્તુ કહે, કે કોઈ તેને ભ્રાંતિ કહે પણ આત્મા સિવાય બીજી વસ્તુની હેયાતિ માનવી પડે છે જો બીજી વસ્તુ ન હોય તો એકલા શુદ્ધ આત્માથી આ વિવિધતાઓ સંભવી શકેજ નહિં. વિદ્વાનો તેનાં નામ ભલે જુદાં જુદાં આપે છતાં નામાંતરે પણ તેમને બીજી વસ્તુ માનવાની અપેક્ષા રાખ્યા વિના ચાલતું નથી. જુઓ કે છેવટે જે આત્મા શિવાયની બીજી વસ્તુ છે તેનો ત્યાગ કરવો પડે છે, તેનાંથી જુદા થવું પડે છે, ત્યારે જ ખરી શાતિ મળે છે અને ત્યારે જ ખરા અભેદમાં પ્રવેશ કરાય છે.

જ્યારે આત્મા, આત્મા સિવાયની અન્ય વસ્તુમાં પોતાના ઉપયોગરૂપ કરણદ્વારા પરિણમે છે, ત્યારે આત્મા પોતાના અભેદ સ્વરૂપમાં રહેતો નથી. પણ ભેદસ્વરૂપે થઈ રહે છે. પછી તે પ્રાણમાં, વચનમા, ઈન્દ્રિયોમા મનમાં કે કોઈ વસ્તુમાં પરિણમેલો હોય-છે, ત્યારે તે ભેદભાવમાં રાગદ્વેષ કરી નવીન બંધન ઉત્પન્ન કરે છે, તે જ આત્મા જ્યારે તે તે વસ્તુઓમાં પરિણમવારૂપ પરિણામથી પાછો-

હઠી પોતાનાં કિરણો અંદર ખેંચી લઈ, પોતે પોતાના સ્વભાવમાં–સ્વરૂપમાં સ્વરૂપાકાર થઈ રહે છે ત્યારે તે અભેદમાં પરિણમ્યો–અભેદસ્વરૂપ થયો કહેવાય છે. આ અભેદ સ્થીતિમાં આત્મા નવીન બંધન પામતો નથી અને પૂર્વના બંધનોનો નાશ કરી તેનાથી છુટો થઈ સદાને માટે અભેદસ્વરૂપ–સ્વસ્વરૂપ–આનંદ સ્વરૂપ થઈ રહે છે. આ પ્રમાણે ભેદ અભેદની વ્યાખ્યા ધ્યાનમા રાખી સ્વસ્વરૂપે પરિણમવાની ટેવ પાડવી તે આત્માને લાભકારી છે બાકી વિશ્વની સાથે માયા સાથે અભેદ થવાનું નથી અને થવા પ્રયત્ન કરતાં આત્માને લાભને બદલે નુકશાન વેઠવાનુ પ્રાપ્ત થાય છે.

વિશ્વમા આત્માઓ અનત છે. જીવ એ આત્માનો પર્યાય વાચક શબ્દ છે. જીવ એ જ શીવ થાય છે. આત્મા એ જ પરમાત્મા થઇ રહે છે. કર્મથી બંધાયેલો તે જીવયા આત્મા કર્મથી મુક્ત થતાં તે જ જીવ યા આત્મા તે પરમાત્મા થાય છે

દરેક જીવો પોતાના હિતને માટે–પોતાની ઉન્નતિને માટે પોતાના ઉદ્ધારને માટે પ્રયત્ન કરે છે અને પ્રયત્નના પ્રમાણમાં તેને ફાયદો મળ્યા વિના રહેતો નથી. એકની કરેલી મહેનતનો બદલો બીજાને મળતો નથી એ જ મનુ-ષ્યને પોતાની જુદી હૈયાતિનો અને પોતાના કરેલા પુરૂ-ષાર્થના ફળનો પુરાવો આપે છે.

સ્વરૂપની અપેક્ષાએ બધા આત્મા સરખા છે. જેમ

જાતિની અપેક્ષાએ અનેક જુદી જાતના વૃક્ષો પણ વૃક્ષો કહેવાય છે. જુદી જાતિના મનુષ્યો પણ મનુષ્યની અપેક્ષાએ એક મનુષ્ય ગણાય છે. તેમ આત્મા અનંત હોવા છતાં સત્તા સ્વરૂપે બધા સરખા હોવાથી આત્માની જાતિની અપેક્ષાએ કોઈ આત્માને એક કહે તો તે ઠીક છે. તેમાં વાદવિવાદ કરવાનુ કાંઈ કારણુ નથી. બાકી તો જે પુરૂષાર્થ કરશે તે તેનું ફળ પામશે. એક અનેકનો વાદ તેમા આડે આવી વગર પુરૂષાર્થે ફળ આપશે નહિ

ઉન્નતિક્રમમા આગળ વધી **અનુસુંદર** ચક્રવર્ત્તિના જીવે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા પર્યંતની નજીકની ભૂમિકા કેવે ક્રમે પ્રાપ્ત કરી, તેમા તેણે કેવાં સાધનોનો સદુપયોગ કર્યો, કયા કયા ભૂલો કરી અને તેના કડવા વિપાકરૂપ બદલો કેવો મળ્યો વિગેરે બાબતો આ ગ્રંથમા કહેવામા આવશે.

ઉન્નતિક્રમમા આગળ વધનાર જીવને તેમાથી ઘણું જાણવાનું, ત્યાગ કરવાનું અને ગ્રહણ કરવાનું મળશે

**નિગોદસ્થાન** જીવની ઓછામાં ઓછી વિકાશવાળી શક્તિ નિગોદના જીવોમા છે. જીવનની ઉન્નતિ અહીંથી આગળ ચાલતા થાય છે ઘણો જ ઓછો વિકાશ આ સ્થાનમાં હોય છે. આ જીવોના શરીરો એટલાં સૂક્ષ્મ હોય છે કે શસ્ત્રો તે જીવોના શરીરને છેદી શકતાં નથી, અગ્નિ તેને બાળી શકતો નથી. વાયુ શોષી શકતો નથી અને

પાણી તેને પલાળી શકતું નથી. કેમ કે શસ્ત્ર અને અગ્નિ-આદિના વિષયથી પણ તે નિગોદમાં રહેલા જીવોના શરીરો વધારે સૂક્ષ્મ હોય છે. અહીં તે જીવોમા જ્ઞાન ઘણું જ અવ્યક્ત હોય છે–અપ્રગટ હોય છે. બીજા દર્શનકારો આવી સ્થીતિને અવ્યક્ત બ્રહ્મ કહે છે તેમાં એક સ્ફુરણ થયું અને તેમાંથી આગળ વિકાશ માને છે. લગભગ આ વાતને આ સ્થીતિ મળતી આવે છે.

આ જીવોને અવ્યવહાર રાશીના જીવો પણ કહે છે. આ એક સૂક્ષ્મ વનસ્પતિની જાતિ ગણાય છે. તેને સૂક્ષ્મ નિગોદ પણ કહેવામાં આવે છે. આ જાતિમાં અનંત જીવો હોય છે.

જીવ આ નિગોદમાથી ઉન્નતિક્રમમાં આગળ વધે છે. આ જીવમાં આ વખતે અત્યંત અજ્ઞાન હોય છે. નીચલી કોટિના જીવમાં આ જીવો સર્વથી નીચલે પગથીએ રહેલા ગણાય છે. તે જીવમાં અવ્યક્ત તીવ્રમોહનો ઉદય પણ સાથે જ હોય છે. અજ્ઞાન અને તીવ્રમોહના ઉદયને લઈને જીવ આ સ્થાનકે ઘણા લાબા વખત સુધી રહે છે તેઓ કાંઈ પણ લોક વ્યવહાર જેવા કે 'જવુ, આવવું હાલવું, ચાલવુ" કરતા ન હોવાથી અસંવ્યવહારી કહેવાય છે.

આ જીવોની રાશીમાથી એક જીવનો ઉન્નતિક્રમ આ ઠેકાણે કહેવામા આવે છે એવી જ રીતે બીજા જીવોની પણ ઊન્નતિ કેટલાક ફેરફાર સાથે જુદી જુદી રીતે થયા કરે છે. બધાની એક સરખી એકજ રીતે ઉન્નતિ થતી નથી આ

બધામાં કર્મપરિણામ મુખ્ય ભાગ ભજવે છે. અજ્ઞાન અને તીવ્રમોહોદય પણ આ કર્મ પરિણામના જ રૂપાંતરો છે.

આ સ્થળે મહામોહ અને ચારિત્રધર્મ આ બન્નેને વિરોધી તરિકે બતાવવાના હોવાથી બન્નેને જુદાં જુદાં કુટુંબોના અધિપતિ માની, તેના પેટા વિભાગોના જુદાં જુદા પાત્રો કલ્પવામાં આવે છે. તે બન્ને પાત્રોમાં શુભાશુભ પ્રકૃતિ સિવાય બીજી વિશેષતા નથી છતાં એક પ્રકૃતિ આત્મમાર્ગમા જીવની ઉન્નતિમાં મદદગાર છે. ત્યારે બીજી જીવની ઉન્નતિમાં અપેક્ષાએ વિઘ્ન ઉત્પન્ન કરે છે.

આ સ્થળે કર્મપરિણામ રાજા છે. કાળપરિણુતિ રાણી છે. અજ્ઞાન તેનો સેનાપતિ છે. તીવ્રમોહોદય કર્મપરિ-ણામનો નાનો ભાઈ હોવાથી તે રાજ્યમાં મોટો અધિકારી છે. તન્નિયોગ દૂત છે. લોકસ્થિતિ કર્મ પરિણામની મોટી બ્હેન છે. ભવિતવ્યતા ઉન્નતિક્રમમાં આગળ વધતા સંસારી જીવની સ્ત્રી છે. આટલા પાત્રો આ સંસારી જીવના ઉદય અસ્તમાં સહાયક છે.

આશય એ છે કે, કર્મના જે પરિણામ તે **કર્મપરિણામ રાજા**, આ પરિણામો સારા પણ હોય છે અને ખરાબ પણ હોય છે. સુખદાઇ તેમજ દુખદાઈ પણ હોય છે. જે આશયથી જીવ કર્મ કરે છે તેવાં ફળો અવશ્ય જીવને ભોગવવા પડે છે. તેથી એક સત્તાધિશ રાજાની ઉપમા કર્મપરિણામને આપી છે. તેનું રાજ્ય આવિશ્વના મોટા ભાગ ઉપર છે. મતલબ

કે દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નારકીના સર્વ જીવો આ કર્મપરિણામના નચાવ્યા નાચે છે, તેથી તે કર્મ પરિણામ મોટો મહારાજા છે;

કર્મો અમુક કાળે પરિપકવ થઇ ફળ આપે છે એટલે **કાળની પરિણતિ**-કાળનું પરિણમવુ થવાની જરૂર છે. તે થતા જીવ કર્મનો ઉપભોગ કરે છે એ અપેક્ષાએ કાળપરિણતિને કર્મ પરિણામની પટ્ટરાણી કહેવામાં આવી છે

આ કર્મની ઉત્પત્તિ **અજ્ઞાનતાને** આભારી છે. જીવ જ્યારે પોતાના ભાનમા જાગૃત થાય છે ત્યારે નવીન કર્મ કરતો અટકે છે એટલે જ્ઞાનના અભાવે અજ્ઞાન ભાવમાં અને વિશેષે કરી તીવ્ર અજ્ઞાન ભાવમાં વિશેષ કર્મ બંધન ઉત્પન્ન થાય છે. આ કારણથી તીવ્ર અજ્ઞાનને સેનાપતિની ઉપમા અહીં આપી છે તેના દોરવવા પ્રમાણે જીવ ચેષ્ટા કરે છે

**તીવ્રમોહોદયના** દોષને લઇ જીવ ઇષ્ટ અનિષ્ટ પદાર્થમા રાગ દ્વેષ કરે છે, આત્મભાન ભૂલે છે, ન કરવાનાં કર્તવ્યો કરે છે, વિષયોમા આશક્ત થાય છે, તેથી આ તીવ્ર મોહોદયને એક રાજ્યના મોટા અધિકારીની ઉપમા આપી છે. જીવ તીવ્ર મોહોદયમા ફસાય છે સ્વતત્ર છુટો થઈ શકતો નથી.

અજ્ઞાન અને તીવ્ર મોહોદય આ બન્ને આ નિગોદ સ્થાનના પાલક છે—રક્ષક છે તીવ્રઅજ્ઞાન અને તીવ્રમોહોદય

હોય ત્યા સુધી જીવ આ નિગોદના સ્થાનથી બહાર નીકળી શકતો નથી.

**તન્નિયોગ** એટલે કર્મ અને કાળ પરિણુતિનો સંબંધ કરાવી આપી જીવને તે તે યોગ્ય સ્થાનપર લઇ આવવાનું કામ કરનાર નોકર, તેને અહીં દૂત તરિકે માનવામા આવ્યો છે.

**લોકસ્થિતિ** એટલે વિશ્વમાં અમુક કાર્યો અમુક ચોકસ નિયમાનુસાર થાય છે તે અનિવાર્ય નિયમને લોકસ્થિતિ કહે છે

**ભવિતવ્યતા** એટલે અમુક કાર્ય અમુક જીવના સબધમા ક્યારે કરવું, કેટલા વખત સુધી કરવુ, કયા સ્થાનપર કરવું, કોને સંબંધમા રાખીને કરવું અને કેવી રીતે કરવુ આ સર્વ બાબત ભવિતવ્યતાના હાથમા છે. તેને કોઇ અટકાવી શકતું નથી 'ભવિતવ્યતા અનુકુળછે' એમ સાંભળતાં પ્રત્યેક જીવો ખુશી થાય છે. તે અવશ્ય ભાવી કાર્યનુ રૂપક ભવિતવ્યતા શબ્દ છે

**કર્મપરિણામ રાજાનો ખાનગી દરબાર:** કર્મપરિણામ મહારાજા સિંહાસન પર બીરાજ્યા છે. તેની ડાબી બાજુમાં કાળ પરિણુતિ દેવી બેઠાં છે જમણી બાજુએ લોકસ્થિતિ નામની મહારાજાની મોટી બ્હેન બીરાજ્યા છે. તન્નિયોગ દૂત દ્વાર આગળ ઉભો છે

કર્મપરિણામ મહારાજા કહે છે મોટી બ્હેન! અને મહા દેવી આજે મને કેટલીક ચિંતાનું કારણ ઉભું થયું છે. તમને

ખબર હશે કે **સદાગમ** નામનો આપણો વિરોધી બળવાન શત્રુ છે. તે ચારિત્રધર્મ રાજાનો મોટો અધિકારી છે. આપણા ભોગવટા વાળા મનુષ્ય નગરમાંથી તેણે અનેક જીવોને આત્મભાન જાગૃત કરાવી આપણી વિરૂદ્ધ ઉશ્કેર્યાં છે. કેટલાક તો આપણી આજ્ઞા માનતા નથી અને કેટલાકને તો તેણે નિવૃત્તિ નગરીમાં મોકલી દીધા છે.

કે જ્યાં આપણું જરા પણ જોર ચાલતું નથી. દેવી ! જો આમ જ લાંબો કાળ ચાલ્યા કરશે તો આપણી સત્તા નબળી પડવા સાથે આપણા શહેરો ઉજ્જડ થઈ જશે. સદાગમની સાથે અત્યારે વિરોધ કરવો પાલવે તેમ નથી તો કોઈ ઉપાય કરવો જોઈએ. તે માટે જ આ ખાનગી વિચારણા કરવા તમને બોલાવ્યા છે.

ભવસ્થિતિએ બોલતાં જણાવ્યુ કે ભાઈ! આવી નજીવી બાબતમા ગભરાવાની કાંઈ જરૂર નથી. એ બધા જીવો ઉપર ઉપરીપણું તો મારૂં જ છે ને ? વળી તે એટલા બધા જીવો છે કે સદાગમ જેટલાને નિવૃત્તિ નગરીમાં મોકલશે તેટલાને આપણા **નિગોદ** નગરમાથી અવ્યવહાર રાશીમાંથી વ્યવહાર રાશીમાં લાવવામાં આવે છે, માટે તમે જગત્ ખાલી થવાની જરા પણ શંકા કરશો નહિં.

કાલપરિણતિએ તે વાતને પુષ્ટિ આપતા જણાવ્યું. આર્ય પુત્ર ! મોટા બ્હેન જે કહે છે તે યોગ્ય છે. હમણાજ આપ આપણા તન્નિયોગ સેવકની સાથે નિગોદનગરના મુખ્ય અધિકારી તીવ્રમહામોહ અને તીવ્રઅબોધને ખબર આપો કે

સદાગમે જેટલા જીવોને નિવૃત્તિ નગરીમાં મોકલ્યા છે, તેટલા જીવોને સૂક્ષ્મ નિગોદમાથી બાહાર કાઢીને આ સ્થુળ વ્યવહારવાળી દુનિયામા તમારે મોકલાવવા તેમ થવાથી આપણી ભોગવટાવાળી નગરી ખાલી થવાની શંકા દૂર થશે.

કર્મપરિણામ મહારાજાને આ વાત રૂચિ અને તન્નિયોગ દૂતને ત્યાં મોકલવામા આવ્યો, દૂતે આવીને ખાનગી દરબારમા બનેલી હકીકત અધિકારી તથા સેનાપતિને નિવેદિત કરી મહારાજાના આદેશથી બન્ને ખુશી થયા, અને આ નિગોદમાથી વ્યવહાર રાશીમાં કોને મોકલાવવા તે માટે તે સર્વે નિગોદના સ્થાનમાં ગયા.

તીવ્રમોહોદય કહે છે ભાઈ તન્નિયોગ ! જો આ નિગોદના ગોળાઓ એક એક ગોળામા અસખ્ય નિગોદ હોય છે, અને એક એક નિગોદમાં અનંત જીવો હોય છે, તેવા આ અસંખ્ય ગોળાઓ આલોકમા છે. તે જોઈ તન્નિયોગ ઘણો ખુશી થયો અને સદાગમની મૂર્ખાઈ ઉપર તથા કર્મપરિણામની ચિંતા ઉપર હસવા લાગ્યો કે, સદાગમ આટલાકાળથી મહેનત કરે છે છતા આજ સુધીમા એક નિગોદનો અનંતમો ભાગજ તે જીવોને નિવૃત્તિ નગરીમા લઇ જઇ શકયો છે. એટલે સદામની મહેનત આ બધા જીવોને મોક્ષે લઇ જવાની એક પ્રકારની ખોટી હઠ જ છે કેમકે અનંતકાળ થયો છતા હજી એક ખુણાનો ભાગ પણ તે ખાલી કરી શકયો નથી તેમજ કર્મપરિણામ મહારાજાની ચિંતા પણ નકામી છે, કેમકે સદાગમ જીવોને મોક્ષમા મોકલે છે. તેટ-

લાથી લોકમાં જીવોની સંખ્યામાં ઘટાડો થવા સંભવ નથી. છતાં લોકસ્થિતિની આજ્ઞા છે તો આ જીવોમાથી વ્યવહાર રાશીમાં જીવોને મોકલવા જોઈએ.

હવે આટલા બધા જીવોમાંથી કયા જીવોને મોકલવા તે સંબંધી વિચાર કરતાં તે બંને અધિકારીઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે **ભવિતવ્યતા** નામની આ સંસારી જીવની સ્ત્રી છે તેની સલાહ લઇએ કેમકે આ જીવોમાથી કોણ મોકલવા યોગ્ય છે તે વાત તે સારી રીતે જાણે છે. તરત એક નોકરને મોકલી ભવિતવ્યતાને બોલાવવામા આવી. ભવિતવ્યતા તરત આવી પહોંચી અને પોતાને શા માટે યાદ કરી તે વિષે પ્રશ્ન કર્યો બંને અધિકારીએ તેનું સ્વાગત કરી ઉત્તરમા કર્મપરિણામ અને લોકસ્થિતિ આદિ તરફથી આવેલા દૂત સંબંધી હકીકત જણાવી. આ હકીકત સાંભળી ભવિતવ્યતાને હસવું આવ્યું હસવાનું કારણ પૂછતાં તેણીએ જણાવ્યું કે આ બાબતમાં મારો પ્રયત્ન ચાલુજ છે. અનંતકાળમાં થયેલા અને થનારા બનાવો હું જાણું છું, તો પછી આ વર્તમાનકાળની વાત મારાથી અજાણી કેમ હશે ? માટે મને બોલાવવાની કાંઈ જરૂર નથી ભાઈ! તારા અજ્ઞાન ઉપર મને હસવું આવ્યું છે।

અત્યંતઅબોધે પોતાનું અજ્ઞાન કબુલ કર્યું અને જણાવ્યું કે દેવી। આપને યોગ્ય લાગે તે જીવને ત્યાં મોકલો.

ભવિતવ્યતાએ જણાવ્યું આ મારો પતિ સંસારી જીવ

આ સમુદાયમા છે તેને મોકલવો યોગ્ય છે અને બીજાઓ પણ મોકલવા યોગ્ય છે તેને મોકલાવીશ.

ચાલુ વિષયનો નાયક એ સંસારી જીવ છે તેથી તેને અહીં પતિ તરિકે જણાવેલ છે. નહિતર બધા સંસારી જીવોની ભવિતવ્યતાને પત્નિ કહેવામાં હરકત નથી.

નિગોદના જીવોને એક સ્પર્શ ઇન્દ્રિય હોય છે. અનંતજીવોને ધારણ કરનારા શરીરમા તે જીવ રહે છે. સૂક્ષ્મજીવો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એમ પાચ જાતના હોય છે. તેમાં અનંતનિગોદ જે કહેવામાં આવેલ છે તે તો સૂક્ષ્મવનસ્પતિકાયજ હોય છે

આ સ્થાનમાં રહેલા અનતજીવોમાંથી ઉન્નતિક્રમમાં આગળ વધવાને લાયક જીવને, તે જીવની ભવિતવ્યતા ત્યાંથી ઉપાડી ને વ્યવહાર રાશીવાળા એકેંદ્રિય જીવમાં લાવી મૂકે છે. આ સ્થાન પ્રથમ નિગોદસ્થાનને પ્રાયે મળતું છે. વિશેષ એટલો છે કે ત્યાના જીવો ત્યાંજ જન્મ મરણ કરતા હોય છે ત્યારે આ સ્થાનમા આવેલા જીવો આ સ્થાનથી બીજે સ્થાને ઉત્પન્ન થવા રૂપ વ્યવહારને લાયક થયા હોવાથી વ્યવહાર રાશીમાં ગણાય છે. આ સ્થાને પણ તેના ઉપર ચોકી રાખનાર અત્યંતઅબોધ અને તીવ્રમોહોદય સાથે ભવિતવ્યતા રહેલ છે કેમકે અજ્ઞાન અને મોહની આ સ્થાનમાં મુખ્યતા છે અને ભવિતવ્યતા જે તે બન્નેમાથી ઉત્પન્ન થયેલી સ્થિતિ, તે સ્થાનાંતરમા લઇ જવા માટે સાથે રહે છે.

આ સ્થાનમા તે જીવને ભવિતવ્યતાએ અનંતકાળ રાખ્યો તેટલા વખતમા તે જીવ જાણે ભરનિદ્રામા પડચો હોય, દારૂ પીધેલો જેમ ઘેનમાં પડચો હોય મૂર્છા પામેલો કે મરી ગયા જેવો હોય તેમ અનંત જીવોની સાથે એક મેક મળેલો, સાથેજ શ્વાસોશ્વાસ લેતો અને મૂકતો, અને સાથેજ આહાર નિહાર કરતો રહે છે.

ત્યાર પછી કર્મપરિણામના હુકમ પ્રમાણે તેને તે સ્થાનમાંથી ભવિતવ્યતાએ પ્રત્યેક વનસ્પતિના સ્થાનમાં મોકલ્યો. અહીં દરેક જીવોના શરીરો જુદાં જુદાં હોય છે. ફળનો, ફુલનો, છાલનો, થડનો, મૂળનો, પત્રનો અને બીજનો એમ દરેક જીવો વનસ્પતિમાં જુદા જુદા હોય છે, તે પ્રત્યેકવનસ્પતિ કહેવાય છે

આ દરેક સ્થાનમાં ફેરવતા પહેલા કર્મપરિણામ, લોકસ્થિતિ, કાળપરિણતિ, નિયતિ, સ્વભાવ અને ભવિતવ્યતાની મદદથી તેવા તેવા પરમાણુંનું બનાવેલું આયુષ્ય આ જીવની સાથે આપવામા આવે છે. તે પ્રમાણે આ જીવને તે ભવમા તે ટકાવી રાખે છે અને આયુષ્ય પુરૂં થયે બીજા ભવ માટેનું આયુષ્ય તેવીજ રીતે તૈયાર કરાવીને તેને બીજા ભવમાં મોકલવામાં આવે છે.

આ સ્થાનમાં તે જીવને અનેક રૂપો અને સંસ્થાનો— આકૃતિઓ ધારણ કરવી પડી કોઈ વખતે સૂક્ષ્મ તો કોઈ વખતે સ્થુળ રૂપનો દેખાવ લેવો પડચો. પ્રત્યેક વનસ્પતિમાં

અંકુરાપણે, મૂળપણે, છાલપણે, થડપણે, શાખાપણે, પાંદડાપણે, ફુલપણે, ફળપણે, બીજપણે, ગુચ્છાપણે, વેલડીપણે તે જીવ ઉત્પન્ન થયો, ત્યાં બીજા લોકો તેને છેદતા, ભેદતા દળતા, વાટતા. મરડતા, તોડતા, વિંધતા બાળતા ઈત્યાદિ અનેક પ્રકારે પીડા આપતા હતા. ભવિતવ્યતા પાસે હોવા છતા તે જીવ તરફ તેના કર્મપ્રમાણે અત્યારે તે બેદરકારી પણે વર્તતી હતી.

આવાં દુઃખ સહન કરવામાં ઘણો કાળ ગયો ત્યારે ભવિતવ્યતાએ તે સંસારી જીવને તે સ્થાનમાથી ઉપાડી પૃથ્વીકાય નામની એકેન્દ્રિય જાતિના શરીરમા જન્મ લેવડાવ્યો. અહીં પણ કાળા, ધોળાં, રાતા, પીળાં, લીલા વિગેરે વિવિધ રૂપો અને વિવિધ આકૃતિઓ ધારણ કરવી પડી, ત્યા પણ છેદન, ભેદન, દળન, ચુરણાદિ કરવા વડે અન્ય જીવોએ તેને ભયંકર દુઃખ આપ્યાં. ત્યાંથી કાળાતરે ભવિતવ્યતા તે જીવને પાણીની જાતિના એકેન્દ્રિયવાળા શરીરમાં લઇ ગઈ. અહીં વિવિધ પ્રકારની પાણીની જાતિ અને આકૃતિમા વિવિધ રૂપો ધારણ કરાવ્યા અને ગરમી, ઠંડી, ક્ષાર આદિ વિવિધ વિરોધી શસ્ત્રોવડે દુઃખ અનુભવાવીને ભવિતવ્યતા તેને અગ્નિજાતિના એકેન્દ્રિવાળા શરીરમાં લઈ ગઇ. અહીં તેના શરીરનો સ્પર્શ-ગરમ, અને શરીર દાહરૂપ બનાવવામા આવ્યું. અગ્નિની વિવિધ આકૃતિઓમાં અનેક જન્મ લેવરાવ્યા. અને વિરોધીશસ્ત્રોવડે તેને વારંવાર બુઝાવવાનો પ્રયત્ન કરનારા જીવોએ વિવિધ પ્રકારે દુઃખ આપ્યાં.

છેવટે એકેન્દ્રિય જાતિના છેલ્લા પાંચમા વિભાગવાળા વાયુ નામના શરીરમાં ભવિતવ્યતાએ જન્મ લેવરાવ્યો. અહીં પણ વિવિધ આકૃતિવાળા દેહ ધારણ કરાવ્યા, લોકોએ પોતાના મોજશોખને ખાતર અનેક રીતે તેનો નાશ કર્યો. આમ અસંખ્યાતા કાળ સુધી આ સ્થાનમાં તીવ્રઅજ્ઞાન અને તીવ્ર-મોહ તથા ભવિતવ્યતાએ મળી સંસારી જીવને રોકી રાખ્યો. કર્મપરિણામની આજ્ઞા થતાં પૂર્વે અનુભવેલાવ્યવહાર રાશીના સ્થાનમાં તે સંસારી જીવને અનેકવાર રખડાવવામાં આવ્યો'

છેવટે અકામનિર્જરાએ-ઇચ્છા વિના દુઃખ અનુભવ કરતાં જે કર્મ ઓછાં થાય તેના બળવડે તે સંસારી જીવને વિકલેન્દ્રિય જાતિમા આગળ વધારવામાં આવ્યો. પ્રથમ અત્યાર સુધી એકેન્દ્રિયવાળું શરીર મળતું હતું, હવે આ સ્થાને તે જીવને રહેવા માટે બે ઇન્દ્રિવાળું શરીર આપવામાં આ-વ્યું. સ્પર્શઇન્દ્રિય ઉપરાત અહીં રસના-જીભઇન્દ્રિયની પ્રાપ્તિ થઈ. તેથી એકેન્દ્રિયમાં જે મૂર્છિત કે નિદ્રિત થયેલા જેવી તે જીવની સ્થિતિ હતી તે દૂર થઈ અને કાંઇક વિશેષ ચૈતન્યનો વિકાશ થયો. છતાં આ સ્થીતિ શાતિ વાળી તો નજ હતી. આ ભવમાં મૂત્રમાં, આંતરડામાં અને રૂધિરાદિથી ભરેલા મનુષ્ય તથા પશુઓના શરીરમાં તે જીવને રહેવાનું થયું. પુરૂષના વીર્યમાં સ્ત્રીના રૂધિરમાં, વિષ્ટામાં, કુતરા પ્રમુ-ખને પડેલા ચાંદાની અંદર કૃમીપણે વારંવાર ઉત્પન્ન થઇ ત્યાં પણ ઘર્ષણાદિ વડે મરણ પામ્યો. કોઈ વખતે જળો-પણે, કોઈ વખત શંખ, કોડા ઇત્યાદિપણે પણ ઉત્પન્ન થયો.

આ જાતિમા વિવિધ આકાર અને દુઃખનો અનુભવ કરતાં ને જીવનો અસંખ્યાતો કાળ ગયો.

ઉન્નતિક્રમમાં આગળ વધતા ભવિતવ્યતા તેને વિકલાક્ષના બીજા ભાગમાં લઇ ગઈ. અહીં તે જીવને રહેવાને ત્રણ ઇન્દ્રિયવાળુ શરીર મળ્યું. એક નાસિકાનો બોધ વધ્યો; પણ જીવન તો પરાધિનજ હતું. જુ, માકડ, મંકોડા, કુંથુઆ કીડિ વિગેરેના શરીરો ધારણ કરી, અહીંથી તહીં ભટકતો, ભુખ્યો તરસ્યો બાળકાદિથી ચંપાતો બળાતો, નવાં નવાં રૂપ ધારણ કરતો અસંખ્યવાર આમતેમ રખડવામાં જીવન પુરૂં કરી, કર્મપરિણામની મહેરબાનીથી ભવિતવ્યતા તેને વિકલેન્દ્રિયના ત્રીજા ભાગરૂપ ચાર ઇન્દ્રિયવાળા શરીરમાં લઈ ગઈ. અહીં ચક્ષુ ઇન્દ્રિયનો વિકાશ થયો. તેટલું જ્ઞાન વધ્યું

પતંગીયું, માખી, ડાંસ, ભમરા, વીછી, તીડ આદિના અનેક શરીરો તેણે ધારણ કર્યા, અને ત્યાં લોકોએ અનેક રીતે તે જીવનો પોતાના સુખને અર્થે નાશ કર્યો. આમ વિવિધ શરીરો ધારણ કરતા આ જાતિમાં હજારો વર્ષ પર્યંત ભવિતવ્યતાએ જીવને રખડાવ્યો.

આમ એક પછી એક ભવો ઓળંગતો જીવ અનુક્રમે પાંચ ઇન્દ્રિયવાળા પશુસ્થાનમા આવી પહોંચ્યો. આ પશુસ્થાનમાં, પાણીમાં ચાલનારા, જમીન ઉપર ફરનારા, આકાશમાં ઉડનારા સર્વ જીવોનો સમાવેશ થાય છે. તેમા પણ માતાપિતાના સંયોગથી ગર્ભમા ઉત્પન્ન થનારા તે ગર્ભજ અને વિના

સંયોગે ઉત્પન્ન થનારા તે સમૂર્ચ્છિમ આવી અનેક જાતિઓ છે. કોઈ વખતે દેડકાપણે, માછલાપણે, સસલાપણે, કુક્કરપણે હરણપણે. સાપપણે, નોળીયાપણે, કાગડા, ઘુવડ, ગાય, ભેંસ, હાથી, ઘોડા ઇત્યાદિ વિવિધરૂપો ભવિતવ્યતાએ ધારણ કરાવ્યાં, તેમાં કોઇ વખતે જાળમા, તો કોઈ વખતે પાશમાં, કોઈ વખતે ગોળીથી, તો કોઈ વખતે તીર ભાલાદિથી એમ અનેકવાર મનુષ્યોએ તેનો નાશ કર્યો, તે નિમિત્તે વિવિધ દુ ખ સહન કરતાં તે જીવે અનેકવાર વિટંબનાઓ સહન કરી.

એક વખત તે સંસારી જીવ હાથીપણે ઉત્પન્ન થયો. મોટો થતા અનેક હાથણીઓનો માલીક બન્યો. વૃક્ષોના નિકુંજેમા હાથણીઓનાં ટોળા સાથે ફરતો આનંદસાગરમાં મગ્ન થતો હતો. ઇચ્છાનુસાર વનમા ફરતાં ભયંકર દાવાનળ તેની નજરે પડયો. દાવાનળ નજીક આવતો હતો, તેથી મરણનો ભય ઉત્પન્ન થયો. તેની શક્તિ અને પુરૂષાર્થ ઉડી ગયાં અનેક હાથણીઓનો હું માલીક છું તેવો માલિકપણાનો અહંકાર દૂર નાઠો. હાથી હાથણીઓના ટોળાને છોડી એક દિશા તરફ નાશવા લાગ્યો. નાશતાં નાશતા ઘાસથી છવાયેલો પુરાણો કુવો આડે આવ્યો, અજાણતાં હાથી તેમા પડયો, શરીરના બોજાથી હાડકાં ભાગ્યા. મૂર્છા આવી. ચેતના આવતાં વિચાર કરતાં બહાર નીકળી શકે તેમ ન હતું. હાથીને પશ્ચાત્તાપ થયો. અરે ! મારી સેવા કરનારા, લાંબા વખતના પરિચયવાળા, મારા ઉપકારી, મારામાં અનુરક્ત, મારી આજ્ઞાનુસરનારા પરિવારને, આપત્તિમાં આવી પડેલી સ્થીતિમા મૂકીને,

કૃતઘ્નપણે પોતાનો બચાવ કરવા ખાતર જેઓ નાશી છુટે છે, તેના આવા હવાલ થવાજ જોઈએ. કેવી મારી નિર્લજ્જતા ! હવે તો કર્યાં કર્મ ભોગવવાં જ. ખેદ કરવાથી શો લાભ છે ? આવી ભાવના વાળા વિચારોથી મનમાં મધ્યસ્થતા પ્રાપ્ત થઈ, હાથીને જરા શાંતિવળી, તે વેદના સહન કરતાં સાત રાત્રી પસાર કરી.

સંસારી જીવના આ કર્ત્તવ્યથી ભવિતવ્યતા પ્રસન્ન થઇ, કર્મ પરિણામ રાજા ખુશી થયો. ભવિતવ્યતા જીવને કહે છે કે નાથ ! તમને સાબાસી આપું છું. ધન્ય છે તમને ! તમે આવા સારા અધ્યવસાય આજે કર્યા છે તેથી, તથા ઘણું દુઃખ સહન કર્યું છે, બીજાનો દોષ ન કાઢતાં તમે તમારી ભૂલ સમજ્યા અને સમભાવે દુ:ખ સહન કર્યું, તેથી આ પુન્યોદય નામનો સુંદર પુરૂષ તમને આજથી મદદમાં સોપું છું, તમારે તેની સાથે જવું, તે તમને અનેક પ્રકારે મદદગાર થશે. ગુપ્ત રીતે તે તમારી સાથે રહેશે, જરૂર પડતાં તે પ્રગટ થશે અને એક વ્હાલાભાઈ કે ઈષ્ટમિત્રની માફક તમને સહાયક થશે.

આશય એ છે કે જીવ જ્યારે પોતાની ભૂલ જોવે છે, ભૂલનો પશ્ચાત્તાપ કરે છે, બીજાનો વાંક ન કાઢતાં, પોતાની ભૂલ સમજી સમભાવે ભૂલનાં પરિણામને સહન કરે છે ત્યારે તે ઘણું પુન્ય ઉપાર્જન કરે છે. જે પુન્ય ઉન્નતિ માર્ગમાં મદદગાર થઇ ઉત્તરોત્તર વિશેષ પુન્યનાં કાર્ય કરાવી, છેવટે આત્મજ્ઞાન જાગૃત કરાવવામાં પણ મદદગાર થાય છે.

## પ્રકરણ બીજું.

## ઉન્નતિમાં વિઘ્ન.

હાથીના ભવમાં સંસારી જીવે જે મધ્યસ્થ ભાવ રાખી, પોતાની ફરજ ન બજાવવા માટે પશ્ચાત્તાપ કર્યો હતો અને સમભાવે વેદના સહન કરી હતી, તેનાથી મનુષ્ય જન્મનું આયુષ્ય બાંધ્યું. પુન્યોદય સાથે હોવાથી આ ભરતક્ષેત્રમાં આવેલા જયસ્થળ નગરના પદ્મ રાજાની નંદા નામની રાણીના ઉદરમાં આવી પૂર્ણ માસે પુત્રપણે જન્મ પામ્યો. રાજાએ સહર્ષ મહોત્સવ કરવા પૂર્વક નંદિવર્ધન નામ આપ્યું. ધાવમાતાથી લાલન પાલન કરાતો તે અનુક્રમે વૃદ્ધિ પામ્યો.

અસંવ્યવહાર સ્થાનથી સંસારીજીવ આગળ વધવા માંડયો, ત્યારથી બાહ્ય અને આંતર્ એમ બે પ્રકારના કુટુંબોનો પરિવાર તેની સંગાથે થયો અંતરંગ પરિવારમા અવિવેકિતા મુખ્ય હતી. પશુજીવનમાંથી મનુષ્ય જીવનમા આવતાં પૂર્વના સંસ્કારવાળી અવિવેકિતા હોય છે. અવિવેકિતામાંથી ક્રોધનો જન્મ થાય છે. નંદિવર્ધનના જન્મ થવાની સાથે અવિવેકતા અને ક્રોધ તેનાં સહચારી થયાં.

આ ક્રોધ કે જેનું બીજું નામ **વૈશ્વાનર** છે. તેનું સ્વરૂપ એવું છે કે વૈર, કલેશ, ચોરી, દ્વેષ, અશાંતિ, ચાડીયાપણું. અન્યના મર્મ ઉઘાડવા, હૃદયદાહ, ગૃહસ્થને ન છાજે તેવું બોલવું, ક્રોધી પ્રકૃતિ, કોઈનું બોલેલુ સહન ન કરવાપણું, ક્રુરસ્વભાવ, રૌદ્ર પરિણામ, અયોગ્ય આચરણ, અન્યને પીડા

ઉત્પન્ન કરવી ઇત્યાદિ પ્રકૃતિવાળો સ્વભાવ હોવાથી તે આત્મવિકશમા વિઘ્નરૂપ છે, છતાં સત્તાગત અજ્ઞાન તથા પ્રબળ મોહ રહેલા હોવાથી નંદિવર્ધનને તે સ્વભાવ અનુકુળ લાગ્યો. પરમાર્થથી એ શત્રુની માફક અહિતકારી છે છતા અજ્ઞાનતાને લીધે જીવ તેને હિતકારી માને છે.

જેમ જેમ ક્રોધનો આવિર્ભાવ થતો ગયો તેમ તેમ તેની સાથે આવેલ પુન્યોદય નારાજ થવા લાગ્યો. પુન્યોદયને વિચાર થયો કે પરમાર્થથી દુશ્મન જેવા આ વૈશ્વાનરની સાથે નંદિવર્ધન કેમ મિત્રાઇ કરે છે? અથવા ખરીવાત છે કે અજ્ઞાની–મૂર્ખ પ્રાણીઓ પાપ મિત્રના સ્વરૂપને જાણતા નથી, તેનું ભાવી પરિણામ સમજતા નથી, તેને ઉપદેશ આપનારનું કહેવું તે માનતા નથી, સખત માર પડયા વિના આવા જીવો પાછા વળતા નથી. હું તેને શીખામણ આપીશ તો તે માનશે નહિં ભવિતવ્યતાએ મને તેની સાથે રહેવાની આજ્ઞા કરી છે, હાથીના ભવમા તેણે સમતા રાખી મધ્યસ્થ ભાવે રહેતા પોતા તરફ મને ખેંચેલ છે હાલ તે ખરાબ મિત્રની સોબતમા પડયો છે છતા મારે તેને તજી દેવો યોગ્ય નથી, એમ વિચારી અંદરખાને ગુસ્સો થવા છતા નંદિવર્ધનની નજીક તે રહેવા લાગ્યો મતલબકે પુન્યોદયને લીધે તેના ક્રોધી સ્વભાવ માટે લોકોનો તેના તરફ વિશેષ અભાવ થયો નહિ

આ વૈશ્વાનર સિવાય [1]બહિરંગ તેને ઘણા મિત્રો હતા

[1] બહારના વ્યવહારને લગતા રાજકુમારાદિ,

તેનીસાથે ક્રિડા કરતાં તે મોટો થયો ઉમરમાં મોટા અને વધારે પરાક્રમવાળા છોકરાઓ પણ આ ક્રોધી સ્વભાવથી ડરવા લાગ્યા, પણ નંદિવર્ધન તો એમજ માનવા લાગ્યો કે આ લોકો ડરે છે તેનુ કારણ મારો મિત્ર ક્રોધજ છે. પણ તેનું ખરૂં કારણ તો તેની સાથે ગુપ્તપણે રહેલો પુન્યોદયજ હતો, તેની તેને ખબર ન હતી

આઠ વર્ષની ઉમરે પદ્મ રાજાએ સારા મુહૂર્તે આદર પૂર્વક ભણવા માટે કળાચાર્યને સોપ્યો કળાગ્રહણ કરવાનાં સાધનો, પિતાજીનો પ્રબળ ઉત્સાહ. કળાચાર્યની લાગણી, નિશ્ચિંતપણુ અને પુન્યોદય આ સર્વ સાધનો તથા ભવિતવ્યતાની અનુકૂળતાને લઇને થોડા વખતમાં તે સર્વ કળામા લગભગ પારગામી થયો

આ અભ્યાસના પ્રસંગમા પણ વૈશ્વાનર આતરે આંતરે તેને ભેટી જતો હતો. આ ક્રોધ આવતો ત્યારે કળાચાર્યનો ઉપદેશ ભૂલાતો હતો શરીર પરસેવાથી ભીંજાતું હતું, આખો લાલ થતી. ભ્રકુટી ચડાવીને બાળકો સાથે કજીયા કરતો, હાથમાં કોઇ લાકડી પ્રમુખ આવે તો તે પણ લગાવી દેતો; છોકરાઓ ત્રાસ પામી અનુકુળ બોલતા, ખુશામત કરતા અને તેને પગે પડતા છતાં તેના ભયથી કલાચાર્યને આ હકીકત કહી શકતા ન હતા કળાચાર્યે તેની આવી પ્રવૃત્તિ ગુપ્તપણે જાણી છતા છોકરાઓની સ્થીતિ જે થતી હતી તેવી કદાચ પોતાની થાય તેમ જાણી તે કાઇ કહેતો નહિ. કદાચ કહેતો તો તે તેના સામો થઇ જતો ધીમેધીમે

કળાચાર્યે તેની ઉપેક્ષા કરી અને કહેવાનું તથા ભણાવવાનું બંધ કર્યું.

ક્રોધનું જોર દિવસે દિવસે વધવા માંડ્યું, છેવટે તેના હૃદયમા ક્રુરતાએ નિવાસ કર્યો. ચિત્તની ક્રુરતાએ તેને પરાધિન કરી દીધો, તેને લઈને હવે કોઈનો ઘાત કરવો કે સેજસાજની બાબતમાં હથીયાર વાપરવાનું કામ સ્વભાવિક થઈ પડ્યું.

પદ્મ રાજાએ પોતાના અંગત વિદુર નામના માણસને બોલાવીને કહ્યુ કે વિદુર ! નંદિવર્ધન કુમારને જ્યારે કળાચાર્યને સોંપવામા આવ્યો ત્યારે મેં તેને અભ્યાસ કરવા ઉપર જ ધ્યાન આપવા કહ્યું છે અને મને પણ મળવા ન આવવું એવી સૂચના કરી છે, કેમકે તેથી તેને કલાગ્રહણમા વિઘ્ન થાય. માટે હમણાં તું કુમાર જ્યા કળાભ્યાસ કરે છે ત્યાં જા. કુમારનો અભ્યાસ તથા તેના શરીરની આરોગ્યતા વિગેરેની તપાસ કરી મને ખબર આપ

આજ્ઞા માન્ય કરી વિદુર કુમાર પાસે ગયો, બારિક તપાસ કરતા અભ્યાસ કરનાર રાજકુમારોની હેરાનગતિ, કળાચાર્યની અવગણના, ક્રોધની પ્રચંડતા વિગેરે નજરે જોયું, અને પદ્મ રાજાને બધી હકીક્ત નિવેદિત કરી પ્રથમ તો આ વાત રાજાના માનવામા ન આવી એટલે કળાચાર્યને બોલાવી બધી હકીક્ત પૂછવાનો નિશ્ચય કર્યો કળાચાર્ય રાજા સમક્ષ આવ્યો, રાજાએ તેનો સારો સત્કાર કરી

કુમારનો કળા સંબંધી અભ્યાસ પૂછયો. કળાચાર્યે જણાવ્યુ. કુમારકળામા પ્રવીણ થયો છે. રાજા બહુ ખુશી થયો અને આ બધો પ્રતાપ કળાચાર્યનો છે એમ કહી તેની સ્તુતિ કરી, એટલે કલાચાર્યે જણાવ્યું. મહારાજા ! એ સર્વ પ્રતાપ આપનો છે. રાજાએ કહ્યું, વિવેક કરવાની જરૂર નથી. કળાચાર્યે કહ્યું, જો એમજ છે તો મારે આપને ઠગવા ન જોઈએ, પણ ખરી વાત કહેવા પહેલાં મારે આપની ક્ષમા માગવી જોઇએ રાજાએ કહ્યું ભાઈ! ક્ષમાની જરૂર ખરી વાત કહેવામા હોય જ નહિ ત્યારે મહારાજા ! સાભળો નંદિવર્ધન કુમાર કળાગ્રહણ કરવાને લાયક છે છતાં તેને વૈશ્વાનર—ક્રોધનો જે સહવાસ થયો છે. તે તેના જીવનને કલંક રૂપ છે. તેને લઈને તેની સર્વ કળા નિષ્ફળ જેવી થઈ છે. તે તેનો દુશ્મન છે છતા મિત્રરૂપગણી ઘડીપણ તેને છોડતો નથી કુમારનું શાંતિમય જીવન તેણે નાશ કર્યું છે.

આ હકીકત સાંભળી રાજાને બહુ દુઃખ થયું. રાજા મૂર્છા ખાઈ જમીન ઉપર પડયો વિદુરે પવનાદિ પ્રયોગથી જાગૃત કર્યો. રાજાએ તે ઉપચાર બંધ કરાવી કુમારને બોલાવીલાવવાની આજ્ઞા આપી કે તે આવવાથી પાપી મિત્રની સોબતનો ત્યાગ કરવાની શીખામણ આપું વિદુરે જણાવ્યુ. પ્રભુ ! આપ પાપી મિત્રની સોબત છોડાવવા માંગો છો પણ લાબા વખતના પરિચયથી મેં જાણી લીધુ છે કે, વૈશ્વાનર તેનો જીવજાન મિત્ર થઈ ગયો છે, તેની સોબત છોડાવવાને કોઈ સમર્થ નથી તેના વિના કુમાર ઘડીભર પણ રહી શકે

તેમ નથી આપ તેને કાંઇ કહેશો તો તે સામો થશે, આપઘાત કરશે કે કાંઇ બીજો ઉત્પાત કરશે, માટે તે સંબંધી કાંઈ પણ કહેવું તે અત્યારે અસ્થાને છે.

કળાચાર્યે કહ્યુ. મહારાજા ! વિદુરનું કહેવું યોગ્ય છે. મેં કોઈ પણ પ્રસંગે શીખામણ દીધી હતી ત્યારે મારી સ્થીતિ લગભગ ગંભીર થઇ હતી.

ત્યારે હવે શો ઉપાય કરવો ? કળાચાર્યે જણાવ્યું તેનો કોઇ ઉપાય મને સુજતો નથી.

વિદુરે જણાવ્યું પ્રભુ ! આપણા શહેરમાં જીનમતનો જ્ઞાતા એક નિમિત્તિઆ આવ્યો છે તે ઉપાય બતાવશે એમ મને લાગે છે.

રાજાએ કહ્યુ, ત્યારે તમે તેને અહીં બોલાવો. જેવી આપની આજ્ઞા, એમ કહી વિદુર જાય છે. થોડા જ વખતમાં નિમિતિઆને લઈ વિદુર આવે છે રાજાએ તેનો સારો સત્કાર કર્યો, બેસવા આસન આપ્યું તેની આકૃતિ ઉપરથી રાજાને સંતોષ થયો. એટલે નંદિવર્ધન કુમારને પાપ મિત્ર વૈશ્વાનરનો સબંધ થયો છે તે હકીકત સંભળાવી તેના પાશમાંથી કુમાર કેમ છુટે તેનો ઉપાય પૂછયો બધી હકીક્ત ધ્યાનમા લઈ નિમિતિઆએ જણાવ્યું. મહારાજા !

## ચિત્ત સૌંદર્યનગર.

ચિત્ત સૌંદર્ય નામનું નગર છે તે સર્વ ઉપદ્રવથી રહિત છે, કેમકે રાગાદિ ચોરો ત્યાના લોકોને કોઇ રીતે

પીડા કરતા નથી. તે નગર સર્વ ગુણોના સ્થાન રૂપ છે. કેમકે ત્યાના લોકો ઉદાર, ગંભીર, ધીર અને ઉદ્યોગી છે, તે નગર કલ્યાણ પરંપરાનું કારણ છે, કેમકે ત્યાના લોકો ઉત્તરોત્તર વિશેષ સુખ પ્રાપ્ત થાય તેવાં સાધનોનો સંગ્રહ કરે છે. મંદભાગ્યવાળા જીવોને તે નગરની પ્રાપ્તિ દુર્લભ છે, કેમકે તેમા બધા પુન્યશાળી જીવોજ વસેલા છે.

તે નગરમાં **શુભપરિણામ** રાજા રાજ્ય કરે છે. આ રાજા સર્વ લોકોનું હિત કરનાર છે, કેમકે ત્યાંના લોકોના ચિત્તમાં ઉત્પન્ન થતા બધા સંતાપોને રાજા શાત કરે છે અને સારી ક્રિયામા પ્રવૃત્તિ કરાવે છે. તે રાજા દુષ્ટોને દાબી દે છે અને સજ્જનોનું પાલન કરે છે. રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, લોભ, ઇર્ષા, કામ, શોક આ દુઃખ આપનાર ભાવોને જડમૂળથી ઉખેડી નાખે છે અને જ્ઞાન, વૈરાગ્ય, સંતોષ, દાન, સજ્જનતા વિગેરે ગુણોનું પોષણ કરે છે, તેમજ બુદ્ધિ, ધીરજ, સંવેગ. સમતાદિ રત્નના ભરેલા ભંડારવાળો છે. દાન, શીયળ તપ, ભાવ આદિ ચતુરંગ સેના ધારણ કરે છે

તે રાજાને **નિષ્પ્રકંપતા** નામની પટ્ટરાણી છે. તે શુભ પરિણામ રાજાની સેવામા મેરૂની માફક સ્થિર–નિશ્ચળ છે. તેના વિચારોની દઢતા કોઇપણ પ્રકારે ફરે નહિ તેવી મક્કમ છે તે મહારાણી અને શુભપરિણામ રાજાથી **ક્ષાન્તિ** નામની એક પુત્રી ઉત્પન્ન થયેલી છે તે પુત્રી બહુ જ સુંદર છે આશ્ચર્યની ભૂમિકા છે ગુણ રત્નની પેટી છે.

આ સ્ત્રીને મેળવનાર રાજાઓનો પણ રાજા થાય છે. 'સમતાવાન જીવ પૂર્ણ આત્મસ્વરૂપ પ્રગટાવી શકે છે તેથી તીર્થંકર કે કેળજ્ઞાની થઇ શકે છે' જ્ઞાન, પરાક્રમ, સત્ય, શક્તિ, ઐશ્વર્ય વિગેરે રત્ન જેવા કિંમતિ ગુણોના પણ આ સમતાજ આધાર ભૂત ગણાય છે આ સમતામા સર્વ ગુણોનો સમાવેશ થતો હોવાથી મહાત્માઓના મન પણ તે કુમારી પોતા તરફ ખેંચવાને સમર્થ છે.

જે મનુષ્યની આ કન્યા તરફ લાગણી ખેંચાય છે તેનું નસીબ બદલાઈ જાય છે અને તે પુરુષ કન્યાના જેવો ગુણવાન બને છે. ગુણોને લઈને આ કન્યા સર્વને વ્હાલી લાગે છે. કુમારના મિત્ર ક્રોધને આ કન્યા સાથે બનતું નથી. સ્વભાવિકજ પરસ્પર શત્રુભાવતે બન્નેને છે, ક્રોધ આ કન્યાથી ડરે છે તેને દેખતાંજ તે દૂર દૂર ભાગતો ફરે છે. ક્ષમા બરફના જેવી ઠંડી છે ત્યારે આ વૈશ્વાનર અગ્નિના જેવો ઉષ્ણ છે. કુમાર આ ભાગ્યશાળી કન્યાને પરણે તો તેના પાપી મિત્ર સાથેની મિત્રતા છુટી જશે.

ઉપર જણાવ્યા પ્રમાણે નિમિતિઆના કહેવાનો આશય ચતુર વિદુર સમજી ગયો તે વિચારવા લાગ્યો કે "ચિત્તની સુંદરતામાથી શુભ પરિણામ પ્રગટે છે તે શુભ પરિણામ રાજા અને તે શુભ પરિણામ જે સ્થિરતા તે નિષ્પ્રકપ-તારાણી તે બન્નેમાંથી ક્ષમા પ્રગટે છે તે ક્ષમા આ નદિવર્ધન કુમારમાં જે ક્રોધની ઉત્કટતા છે તેને દૂર કરી શકે ક્રોધને દૂર કરવાનો બીજો કોઈ ઉપાય નથી "

ઉપરની હકીકત સાંભળી પદ્મરાજાએ મતિધન પ્રધાન સન્મુખ જોયું. પ્રધાને જણાવ્યું. નાથ! આપની શી આજ્ઞા છે? રાજા કહે છે કે નંદિવર્ધન કુમારમાં મોટા માણસને લાયક ઘણા ગુણો છે, ફક્ત એક વૈશ્વાનરના સંબંધથી દૂષિત થાય છે, માટે આપણા અમલદારોને ચિત્તસૌંદર્યનગરે શુભ પરિણામ રાજાની પાસે તેની ક્ષાંતિ કુમારીનું કુમાર માટે માગુ કરવા મોકલો પ્રધાન વિચક્ષણ હતો છતાં 'હજુર જેવી આપની આજ્ઞા' આમ કહી તૈયારી કરવા લાગ્યો. તેટલામાં નિમિતિઆએ જણાવ્યું મહારાજા! એ ચિત્તસૌંદર્ય નગરે એવી રીતે જઈ શકાય તેમ નથી. રાજા કહે છે કેમ ન જઈ શકાય? જીનમતજ્ઞ કહે છે કે નગર, રાજા રાણી, પુત્ર, મિત્રાદિ સર્વ વસ્તુઓ બે પ્રકારની છે. એક અંતરંગ, બીજી બહિરંગ. જે વસ્તુઓ બહિરંગ છે તે માટે તમારા હુકમથી જવું આવવું સંભવે છે તમે જઈ શકો, બીજાને પણ આજ્ઞા આપી શકો છો, પણ અંતરંગ વસ્તુઓના સંબધમા તેમ બનતુ નથી. મેં જે કુટુંબની વાત કરી છે તે અંતરંગ છે. તેથી ત્યાં તમારો દૂત જઈ શકે નહિ. અને તમારો હુકમ પણ ન ચાલે.

રાજા – ત્યારે ત્યાં કોણ જઈ શકે અને કોનો હુકમ ચાલે?

જીનમતજ્ઞ – અતરંગરાજા હોય તેજ તેમ કરવાને સમર્થ છે

રાજા – તે રાજા કોણ? નિમિતિઆએ કહ્યુ તે રાજાનું

નામ **કર્મપરીણામ છે.** કર્મપરિણામ રાજાએ શુભપરિણામ રાજાને ચિત્તસૌંદર્ય નગર બક્ષીસ તરીકે આપેલ છે એટલે તે શુભપરિણામ પણ કર્મપરિણામને વશ હોય તેમ વર્તે છે. વળી કર્મપરિણામ કોઇ દિવસ કોઈની પ્રાર્થના સાંભળતો નથી. પોતાનું ધાર્યુંજ કરનારો છે. તે રાજા પ્રાર્થનાની, વિવેક ભર્યા શબ્દોની, સામાની અગવડતાની, કે દુઃખીઓની દયાની જરા પણ દરકાર કરતો નથી. જ્યારે તેને કોઈ કામ કરવાનું હોય ત્યારે તે લોકસ્થિતિની સલાહ લે છે· કાળ-પરિણતિ સાથે વિચારણા કરે છે અને પોતાના સ્વભાવની સાથે તેના સંબંધમાં વાત ચીત કરે છે. અને છેવટે ઘણા કાળથી નંદિવર્ધનની સાથે રહેલી તેની સ્ત્રી ભવિતવ્યતા જેમ કહે તેમ વર્તે છે.

આશય એ છે કે જીવે કરેલા શુભાશુભ **કર્મનુ પ-રિણામ** આવવાનું હોય ત્યારે વિશ્વમા જે કાર્ય જે નિયમને અનુસરીને ચાલે છે તે **લોક સ્થિતિ** તે કાર્ય થવાનો નિયતકાળ તે **કાળપરિણતિ.** તે કર્મનો સ્વભાવ, સુખરૂપ કે દુઃખરૂપ તે **સ્વભાવ** અને તે બધા નિશ્ચયરૂપ **ભવિત વ્યતા** તે જે કરે છે તે પ્રમાણે કાર્ય બને છે.

આ કર્મપરિણામ પણ આ જીવની શક્તિથી ડરતો રહે છે, કેમકે સ્વભાનમા આત્મા જાગૃત હોય તો કર્મપરિ-ણામાદિ બધાનો નાશ કરી આત્મા પોતે સ્વતંત્ર થાય છે

કર્મપરિણામ આ પ્રમાણે આતરની વ્યવસ્થા પ્રમાણે જ વર્તે છે. પછી તે વ્યવસ્થામા કોઇ ડખલ કરવા આવે

કે કોઈ રડે તો પણ તે તેની દરકાર કરતો નથી આથીજ કર્મનો કાયદો તેના નિયમો અટળ છે. એટલે તેની આગળ ક્ષમા કુમારીની પ્રાર્થના કરવી તે અસ્થાને છે પરંતુ જ્યારે તેને યોગ્ય લાગશે, નંદિવર્ધનનાં કર્મો તે કન્યાને યોગ્ય હશે ત્યારે તે કર્મપરિણામજ શુભપરિણામને હુકમ કરી તે કન્યા તમારા કુંવરને પરણાવશે.

રાજા કહે છે કે જો તેમ હોય તો અમારૂં દુર્ભાગ્ય! કર્મપરિણામના મનમા કયારે આવશે અને કુંવર કયારે સુધરેશે ? અરે! અત્યારે તો અમે જીવતાજ મુવા જેવા છીએ.

જીનમતજ્ઞ કહે છે મહારાજ! આ બાબતમા શોક કરવો નકામો છે.

કર્મપરિણામને અકાળે કોઈ બોલંધી શકતું નથી. જે કાળે જે થવાનું છે તે થશે. છતાં આપને કાંઇક શાંતિ મળે તેવું એક કારણ છે તે જણાવું છું, આ કુમારનો પુણ્યોદય નામનો એક મિત્ર હાલ તેની પાસે છે તે જ્યા સુધી કુમારની મદદમાં રહેશે ત્યા સુધી આ વૈશ્વાનર જેટલા અનર્થ કરશે તે ઊલટા કુમારના લાભમા જ થશે રાજાને તેથી કાંઈક આશ્વાસન મળ્યું અને શાંતિમા દિવસો પસાર કરવા લાગ્યો.

## મહામોહના સૈન્યમાં જાગૃતિ

મહામોહરાજા ચિત્તવૃત્તિ અટવીના ચિત્તવિક્ષેપ નામના

મંડપમાં આવેલી તૃષ્ણા વેદિકાની ઉપર વિપર્યાસ નામના સિંહાસન પર બેઠા હતા અને આજુબાજુ તેનો પરિવાર ગોઠવાયો હતો વિષયાભિલાષ મંત્રી અને મિથ્યાદર્શન સેના-પતિ આદિની ત્યા બરોબર હાજરી દેખી, મહામોહ રાજાએ સંસારી જીવને ઉદ્દેશીને પ્રધાનને જણાવ્યું, પ્રધાન ! તમને ખબર હશે કે હમણાં સંસારી જીવ. પોતાની ઉન્નતિ કરતો કરતો પશુ જીવન આદિ ગતિ તથા જાતિઓને ઓલંઘીને મનુષ્ય જીવનમા આવેલો છે. પદ્મ રાજાને ઘેર નંદિવર્ધન નામના કુંવરપણે વૃદ્ધિ પામી યુવાવસ્થા લગભગ પામ્યો છે.

આપણે આ સ્થળે ગફલતમાં રહેવા જેવું નથી. તમે જાણો છો કે આગળ ઉપર આપણા વિરોધી સદાગમે અનેક ભવ જંતુઓને આપણા હાથથી છોડાવીને તેને પુરતી મદદ આપીને નિવૃત્તિ નગરીમા મોકલ્યા છે. મનુષ્યજીવનમા તે સદાગમનો પરિચય ભવ જંતુને થવાનો ઘણો સંભવ છે. ભવજંતુનો ખરો વિકાશ મનુષ્ય જીવનમાં જ થાય છે. અને આપણે જ્યારે જ્યારે તેના હાથે માર ખાધો છે–પરાજય પામ્યા છીએ તે પણ મનુષ્યજીવનમા જ બનેલું છે જુઓ કે હમણાં જ મને સમાચાર મળ્યા છે કે જિનમતજ્ઞ સદાગમેપદ્મ રાજાને ભલામણ કરી છે કે આ કુંવર નંદિવર્ધનને ક્ષમા નામની કન્યા પરણાવવી જેથી તે વૈશ્વાનરનો નાશ કરી શકશે તે ભવ જંતુને આધિન રાખવા આપણા તરફથી મારા વ્હાલા પુત્ર દ્વેષ ગજેન્દ્રના પુત્ર ક્રોધને તેની પાસે મોકલ્યો છે, તેનો જરૂર તે ક્ષમા કન્યા નાશ કરશે, આથી

મને ભય લાગે છે કે આપણે અત્યારથી તૈયારી કરી રાખવી, અને જરાપણ ગફલતમાં ન રહેવું અગ્નિ શત્રુ અને વિષ વૃક્ષ ઉગતાં જ છેદવા જોઈએ, નહિંતર તેની વૃદ્ધિ થવા પછી તે કામ અશકય અને દુર્ગમ્ય થઈ પડે છે વિષયાભિલાષ મંત્રીએ જણાવ્યુ, મહારાજા ! આપની દીર્ઘ દ્રષ્ટિ પ્રશસવા લાયક છે આપે જે વિચાર કર્યો છે કે તે યોગ્ય છે, છતાં મારે કહેવું જોઈએ કે અત્યારે તે કુવરથી એટલું બધું ડરવાનું કાંઈ કારણ નથી, કારણકે નદિવર્ધનનો આગળ વધવાનો માર્ગ આપના પૌત્ર રાજકુમાર વિશ્વાનરે બંધ કરી દઈ તેને પોતાના કાબુમા લીધેલો છે. તેને એટલે સુધી બધનમા જકડેલો છે કે તેની અસર તે કુમારના હાડ મીંજાઓમા પણ પ્રસરી ગઈ છે, તે આપણા રાજકુમારથી જરા પણ વેગળો થવા ઈચ્છતો જ નથી. તેમજ કર્મપરિણામ રાજા તેને અત્યારે અનુકુળ નથી, કે તેને સદાગમનો સમાગમ મળી જાય. તેમજ શુભ પરિણામ રાજા તેને પોતાની કન્યા અત્યારે પરણાવે તેમ નથી છતાં આપણે અત્યારથી તેની ઉપેક્ષા કરવી તે યોગ્ય તો નથી જ.

**હિંસા સાથે લગ્ન.** સેનાપતિ મિથ્યાદર્શને જણાવ્યું, મહારાજા ! તે નંદીવર્ધનકુમાર જુઓ કે આપણે આધિન છે છતા હવે તે ચિત્તવૃત્તિ અટવીમા જવાને માટે લાયક તો થયેલોજ છે કદાચ તે ચિત્રવૃત્તિમાં જઈ ચઢે અને ત્યા છુપાઈ રહેલા પેલા ચારિત્ર ધર્મના સૈન્યનો આશ્રય લે તો તે દુશ્મન આપણો નાશ કરવાની અનેક યુક્તિઓ

જાણે છે. તે તેને બતાવ્યા વિના ન રહે અને તેમ થાય તો આપણને થોડા જ વખતમાં તેની સાથે યુદ્ધમા ઉતરવું પડે અને વિના કારણે આપણા માણસોનો તેમાં નાશ થાય, માટે મને એક ઉપાય અગમચેતીનો એ સમજાય છે કે આપણા **રૌદ્રચિતનગરના દુષ્ટાભિસંધિ** રાજાની **નિષ્કરૂણાદેવી** નામનની રાણી છે, તેણે એક **હિંસા** નામની પુત્રીને જન્મ આપેલો છે તે હિંસાના જો આ નદિવર્ધનની સાથે લગ્ન કરવામાં આવે તો આપણે સદાને માટે નિશ્ચિંત થઈ શકીએ, કેમકે તે હિંસાનો જ્યારથી જન્મ થયો છે ત્યારથી આપણા કુટુંબમા વૃદ્ધિ થવા લાગી છે. રાજા તથા રાણીને તેના જન્મ પછીથી ઘણું સુખ મળ્યું છે. તે કન્યા પોતાના નામ માત્રથી દરેક જીવોને ત્રાસ ઉત્પન્ન કરે છે. ભલ ભલા રાજા મહારાજાઓના મહાન પુન્યનો નાશ કરાવી તેણે નરકમાં મોકલી દીધા છે કેમકે સંસારી જીવના પુન્યનો નાશ હિંસાથીજ વિશેષ થાય છે. કોઈ શીકારને બ્હાને, કોઈ જીવ્હાઇન્દ્રિયને માંસાદીથી સંતોષવા માટે તો કોઈ રમત ગમતને ખાતર નિરપરાધી હજારો જીવોનો નાશ કરે છે. કોઈ પરસ્રી હરણ કરવાના બ્હાના નીચે, તો કોઈ પોતાનું અપમાન કરવાના બ્હાને, કોઈ પોતાની જમીન દબાવી પાડવાના બ્હાને, તો કોઈ પોતાની પ્રજાને હેરાન કરવાના બ્હાને, કોઈ જુનાં વેર લેવાના બ્હાને, તો કોઈ પોતાના વ્યાપારના રક્ષણ કરવાના બ્હાના નીચે લડાઈઓ લડી તેમાં હજારો લાખો અને કરોડો જીવોનો નાશ કરે છે. આ સર્વમા આપણી પુત્રી

હિંસાજ મુખ્યપણે ભાગ ભજવે છે, તેની ઇચ્છાથીજ તેઓ તેમ કરવા પ્રેરાય છે. ક્રોધતો તે નંદિવર્ધનની પાસે છે અને જો હિંસા તેની પાસે હોય તો પછી તેની ચિત્ત વૃત્તિ સદાને માટે અંધકારમય થઇ રહેશે, તેમ થતાં આપણા દુશ્મનો તે અટવીના એક ભાગમાં છુપાઈ પડેલા છે તેને દેખવાનો પ્રસંગ પ્રકાશ વિના નંદિવર્ધનને નહિ મળે અને તેમ થાય તો પછી તે નંદિવર્ધન ભવજંતુથી આપણને જરાપણ ભય રાખવાનું કારણ ન રહે, માટે આપણા ઉદયને માટે તે ભવજંતુને હિંસા કન્યા પરણાવવી અને પછી પાપી પિંજરમા હડસેલી દઇ આપણે સદાને માટે નિર્ભય થઈ રહીએ.

સેનાપતિની આ યુક્તિ બધાને પસંદ પડી અને નંદિવર્ધનને તે હિંસા કન્યા સાથે પાણી ગ્રહણ કરાવ્યું. હિંસા સાથે લગ્ન થતાંજ નંદિવર્ધન વધારે હિંસક બન્યો, અગ્નિ તો તેની પાસે હતો અને પવનનો ઝપાટો જેમ મદદગાર થાય તેમ ક્રોધી તો તે હતો અને હિંસા તેને મદદગાર થઇ.

**હિંસાનાં પરાક્રમ** યુવાવસ્થા પામેલા નંદિવર્ધન કુમારને પદ્મ રાજાએ યુવરાજ પદે સ્થાપવાનો નિશ્ચય કર્યો. એ અવસરે શાર્દૂલપુરના અરિદમન રાજાનો દૂત રાજસભામાં આવ્યો અને અરિદમન રાજાની મદનમંજુષા કુવરીનું નંદિવર્ધનની સાથે વેવીશાળ કરવાનું આમંત્રણ સ્વિકારવાની

વિનંતી કરી. પ્રધાનની સલાહથી રાજાએ તે વિનંતિ માન્ય કરી. એટલામાં નંદિવર્ધન કુમારને અને તે સ્ફુટવચન દૂતને જયસ્થળ અને શાર્દૂલપુર વચ્ચેની લંબાઈ વિષે વાતચિત શરૂ થઇ. દૂત કહે છે કુમાર સાહેબ! તે બે દેશો વચ્ચે અઢીસો યોજનનું આંતરૂં છે. નંદિવર્ધને કહ્યું કે એક ગાઉ ઓછુ છે. દૂતે કહ્યુ બરોબર અઢીસો યોજન આંતરૂં છે જરાપણ ઓછું કે વધુ નહિ. આ વચનથી કુમારે પોતાનું અપમાન થયેલું માનીને એક તરવારના ઘાથી ત્યાંજ દૂતનું મસ્તક ઉડાવી દીધું, એ વખતે તેનો પુન્યોદય રીસાઈને ચાલ્યો ગયો હતો અને ક્રોધની અસર રોમે રોમમાં થઈ હતી. દૂતના ઉપર ઘા કરતો જાણીને તેના પિતા વચમાં આવ્યા એટલે એ જ તલવારથી પિતાનો નાશ કર્યો, પોતાના પતિને બચાવવા રાણી વચમા આડે આવતા તેને પણ મારી નાખી છેવટે પોતાની રાણી કનક-મંજરી કાંઈ કહેવા લાગી કે તેનું ખૂન કર્યું. આમ એક પછી એક એમ અનેક ખુન ત્યાં થયા. રાજ્યાભિષેક રાજ્યાભિષેકને ઠેકાણે રહ્યો લોકોએ તેને પકડી બંધને બાંધી કેદખાનામાં નાખ્યો ત્યાં એક મહીના સુધી ભુખ્યો તરસ્યો પડ્યો રહ્યો. આખરે રાત્રિમાં તેના બંધનો ઉંદરોએ કાપી નાખ્યાં. તેથી રાત્રીના વખતે તે છુટો થયો લોકો અને ચોકીદારો નિદ્રામા પડયા હતા, તે વખતે તેણે બહાર નીકળીને આખા ગામને જ્યાં ત્યા આગ લગાડી, આમ ક્રોધની મદદથી પોતાનું વેર વાળ્યું એમ માની ખુશ થતો, ગામના લોકોના કોલાહલ અને આક્રંદને સાંભળતો તે ત્યાથી નાશી ગયો.

રસ્તામાં અનેક સ્થાનકે તેના સંબંધીઓએ આવી સ્થીતિ થવાનું કારણ પૂછતા તેઓનાં પણ ખુન કર્યાં. ત્યાંથી નાસતાં વીરસેન નામનો પલ્લીપતિ તેને ઓળખીતો મળ્યો. તેણે પણ આવી સ્થીતિ થવાનું કારણ પૂછ્યું એટલે ક્રોધને લઈને તેને પણ મારવા દોડયો. તેનાં માણસોએ તેને મજબુત બાધી લીધો અને શાર્દૂલપુર શહેરની બહાર મૂકીને તેઓ ચાલ્યા ગયા.

એ અવસરે તે શહેરના **મલ્લવિલય** ઉદ્યાનમા **વિવેકાચાર્ય** નામના કેવળજ્ઞાની પધાર્યા હતા. ત્યાંનો **અરિદમન** રાજા પોતાના પરિવાર સાથે ગુરૂશ્રીને વંદન કરવા અને ધર્મ શ્રવણ કરવા આવ્યો હતો. ધર્મ શ્રવણ કર્યા પછી તેણે જ્ઞાની ગુરૂને પ્રશ્ન કર્યો કે પ્રભુ ! જયસ્થળપુરે મેં મારા દૂતને મારી પુત્રી ત્યાંના રાજાના પુત્ર નંદિવર્ધન કુમારને આપવા માટે મોકલ્યો હતો તે દૂત પાછો આવ્યો નથી, તેમજ તપાસ કરાવતા તે શહેર પણ ત્યાં નથી તેનું શું કારણ ? ગુરૂશ્રીએ જણાવ્યું કે આ વૃક્ષની નીચે બંધાયેલી સ્થિતિમાં જે માણસ પડયો છે તેજ નંદિવર્ધન છે તેણે તમારા દૂતને તથા રાજા રાણી આદિ અનેકને મારી નાખી શહેરને આગ લગાડી તેનો નાશ કર્યો છે. પ્રજા બીજે સ્થળે ચાલી ગઈ છે અને શહેર બળીને ખાખ થઈ ગયું છે વિગેરે બધી હકીકત કહી બતાવી.

**ત્રણ કુટુંબ.** આમ થવાનું કારણ અરિદમન રાજાએ પૂછચતા ગુરૂશ્રીએ જણાવ્યું કે રાજન્ ! આ નંદિવર્ધન

પાસે ક્રોધ અને હિંસા એ બે મહામોહ રાજાના પરિવારનાં માણસો છે, તેને લઇને તણે તે પ્રમાણે કર્યું છે. એ બન્નેનો સ્વભાવ જ એવો છે અને તેને લઈ ત બન્ને જેની પાસે હોય તેના હાથથી ઘણે ભાગે આવાંજ કાર્યો બને છે. આગળ તેની પાસે પુન્યોદય હતો તે તેને આવાં કાર્ય કરતાં અટકાવતો હતો, અને છતાં તેવાં કાર્યો કરતો હતો તો તે પ્રસિદ્ધિમાં આવતા ન હતા, હવે તેનો પુન્યદય ચાલ્યો ગયો છે એટલે તેનાં કરેલા ઘોર કર્મોની વાત લોકોના જાણવામાં આવી છે.

**રાજા**–પ્રભુ! આ બે જ મહામોહના માણસો છે કે તેથી વધારે પણ છે?

**કેવળજ્ઞાની**–રાજન્! મહામોહનું આખું કુટુંબ છે તેમા અનેક માણસો છે. અવસર જોઈ તેઓ પણ જીવને હેરાન કરવા વારાફરતી આવે છે

**રાજા**–પ્રભુ! શુ જીવની પાસે બીજું પણ કુટુંબ છે?

**કેવળજ્ઞાની**–હા રાજન્! દરેક જીવની પાસે ત્રણ કુટુંબો છે

**રાજા**–પ્રભુ! કૃપા કરીને ત્રણ કુટુંબ અને તેની ઉપયોગિતા વિષે આપ સમજણ આપશો?

**કેવળજ્ઞાની**–હા રાજન્! આ વાત તમોને ઘણી ઉપયોગી છે, માટે સાવધાન થઇને સાંભળશો.

દરેક પ્રાણિને ત્રણ ત્રણ કુટુંબો હોય છે. પ્રથમ

કુટુંબ ક્ષમા, નમ્રતા, સરલતા, લોભત્યાગ, જ્ઞાન, દર્શન, વીર્ય, સુખ, સત્ય, શૌચ, તપ, સંતોષાદિ, આ બધાં અંગત માણસો છે તે પહેલું કુટુંબ છે. બીજા કુટુંબમાં ક્રોધ, માન માયા, લોભ, રાગ, દ્વેષ, અજ્ઞાન, શોક, ભય, અવિરતિ, આદિ આ અંગત માણસો છે.

ત્રીજા કુટુંબમાં આ શરીરને ઉત્પન્ન કરનાર માતા, પિતા, ભાઈ, બ્હેન, પુત્ર, પુત્રી, સ્ત્રી આદિ માણસો છે.

આ ત્રણમા જે પ્રથમ કુટુંબ છે તે જીવોનું સ્વભાવિક કુટુંબ છે, અનાદિ કાળથી જીવની સાથે રહેલું છે અને જીવોનું હિત કરવામા તે નિરંતર તત્પર રહે છે. તે કોઈ વખતે પ્રગટ થાય છે તો કોઈ વખતે અંદર છુપાયેલું રહે છે એવો તેનો અમુક નિયમોને આધિન સ્વભાવ છે. વળી મોક્ષની પ્રાપ્તિમા મદદગાર થઈ શકે તેવી તેનામાં શક્તિ છે,

બીજું ક્રોધાદિ કુટુંબ તે સ્વભાવિક નથી છતાં વસ્તુતત્ત્વને નહિ સમજનારા લોકો તેને પોતાનું અંગત કુટુંબ હોય તેવું માને છે, અને તેના તરફ પ્રેમ રાખે છે. આ કુટુંબ પ્રાણિઓનું અહિત કરતાર છે, તેમજ જો વસ્તુતત્ત્વને સમજીને પુરૂષાર્થ કરવામાં આવે તો તે જીવથી અલગ થઈ શકે તેવું પણ છે. આ કુટુંબ પણ કોઈ વખતે પ્રગટ તો કોઈ પ્રસંગે ગુપ્તપણે સત્તામાં છુપાઈ રહે છે. સંસારની વૃદ્ધિ કરવી અને જીવોને દુઃખ દેવું એ તેનો સ્વભાવ છે

ત્રીજું કુટુંબ તો થોડા વખતથી જ પ્રાપ્ત થયેલું

છે તે વાતતો બધાના જાણુવામાં જ છે. આ દેહમાં જન્મ પામ્યા ત્યારથી જ તેનો સંબંધ થયેલો છે અને થોડા વર્ષો બાદ તેનો વિયોગ થવાનો છે, તેનો સંબંધ કોઈ પણ રીતે સ્થીર કે કાયમી છે જ નહિ. આ કુટુંબ કોઇ વખતે નિર્વાણના માર્ગમા મદદગાર થાય છે તો કોઇ વખતે તે માર્ગમાં વિઘ્ન કરનાર પણ બને છે. આ કુટુંબ ક્રોધમાન માયાદિ કુટુંબને વિશેષ પ્રકારે પોપણ કરવામાં મદદગાર થાય છે અને તેને લઈને સંસાર વૃદ્ધિનું કારણ છે. કેમકે તે કુટુંબ માટે ભોગોપભોગાદિ સામગ્રી મેળવવા અર્થે ક્રોધ, માનાદિનો ઉપયોગ કરવો પડે છે. કોઈ આત્માભાનમાં જાગૃતીવાળું કુટુંબ હોય તો મોક્ષમાર્ગમાં મદદગાર પણ થાય છે.

આ પ્રમાણે ક્રોધ, હિંસાદિ, સંસારી જીવોના મિત્ર થઈને રહે છે અને પછી તે જીવની આગળ હિંસામય પ્રવૃતિ કરાવી આ માયાવી કુટુંબ તેને દુર્ગતિ તરફ લઈ જાય છે.

**અરિદમન** પ્રભુ ! ક્ષમાદિ કુટુંબ જીવનું સ્વભાવિક કુટુંબ છે, હિતકારી છે, મોક્ષે લઇ જનાર છે, તો જીવો શા માટે તેનો આદર નહિ કરતા હોય ? વળી કામ, ક્રોધાદિ કુટુંબ જીવને એકાત અહિતકારી, સંસાર વૃદ્ધિનું કારણ અને અસ્વભાવિક છે તો જીવો શા માટે લાગણીથી તેનું પોષણ કરતા હશે ?

**વિવેકાચાર્ય** રાજન્ ! ક્ષમાદિ પ્રથમ કુટુંબ અને

ક્રોધાદિ બીજા કુટુંબ વચ્ચે અનાદિ કાળથી વેરભાવ ચાલ્યું આવે છે. વળી આ બન્ને કુટુંબો અંતરંગ મનોરાજ્યમાં આવી રહેલાં છે. તથા આ સારૂં કુટુંબ આત્મા જાગૃત ન થાય ત્યા સુધી નઠારા કુટુંબથી સદા હારેલું જ રહે છે, તે દબાઇ ગયેલી અવસ્થામાં રહેતું હોવાથી કામક્રોધાદિની માફક પ્રગટપણે તે ઘણી વખત દેખાતું નથી, એટલે જીવને કામ ક્રોધાદિ સાથેનો પ્રગટ સંબંધ લાબા કાળનો હોવાથી તે વધારે પ્રિય થઇ પડેલું છે. વળી ક્ષમાદિ કુટુંબના ગુણો ઘણાજ થોડા જીવોના જાણવામાં હોય છે, કોઇ અમારા જેવા તેના ગુણોની ઉત્તમતા બતાવે છે તો વ્યવહારમાં આશક્ત થયેલા કોઇકજ જીવો તેના ઉપર વિશ્વાસ રાખી તે પ્રમાણે વર્તે છે ત્યારે આ અધમ કુટુંબ તરફ લાંબા વખતના પરિચયથી તેમાં દોષ છતા, ગુણો માની જીવો તેના તરફ પ્રીતિ ધરાવે છે, તેનો આદર કરે છે.

**અરિદમન** પ્રભુ ! આ ક્ષમાદિ કુટુંબમાં તથા ક્રોધાદિ કુટુંબમા જે તફાવત રહેલો છે તે બધા લોકો જાણે તો કેવું સારૂં થાય !

**વિવેકાચાર્ય** રાજન્ ! એના જેવો બીજો ઉત્તમ લાભ કોઇ નથી પોતાના કલ્યાણની ઇચ્છાવાળાએ બન્નેના ગુણ દોષ જાણવા જોઇએ. અમે પણ ધર્મ કથામાં જીવોની આગળ આજ વાતો કહીએ છીએ જુદી જુદી રીતે પણ આ બન્ને કુટુંબોને જીવો ઓળખે એજ અમારા ઉપદેશનો સાર છે.

**અરિદમન** પ્રભુ ! આપની કૃપાથી આ બન્ને કુટુંબનું જ્ઞાન અમને થયું છે તેથી અમે તો આજે કૃતાર્થ થયા છીએ

**વિવેકાચાર્ય** રાજન્ ! એ કુટુંબના એકલા જ્ઞાનથી મનુષ્યોનું કર્ત્તવ્ય પૂર્ણ થતું નથી.

**અરિદમન** પ્રભુ ! તો શું બીજું પણ કરવાનું કંઈ બાકી રહે છે ? અને જો રહેતું હોય તો આપ તે પણ બતાવવા કૃપા કરશો.

## શ્રદ્ધા અને કર્ત્તવ્ય.

**વિવેકાચાર્ય** જ્ઞાન પછી શ્રદ્ધા અને વર્તન એ બે બાબતો બાકી રહે છે.

તમારામાં તે વાત ઉપર શ્રદ્ધા તો છેજ કે, 'આ વાત સાચી છે' પણ જ્યાં સુધી તે પ્રમાણે વર્ત્તન કરવામાં ન આવે ત્યાં સુધી તેનો ખરો લાભ મળતો—અનુભવાતો નથી. જેમ પદાર્થોના ગુણ દોષ જાણ્યા છતાં તેને ખાધા સિવાય ભુખ ભાંગતી નથી કે ગુણ થતો નથી, તેમ વર્ત્તન કર્યા સિવાય એકલા જ્ઞાન કે શ્રદ્ધાથી અનુભવ થતો નથી.

નિર્વાણના માર્ગમાં ચાલનારા દરેક જીવો આ મહામોહને પોષણ આપનારા ત્રીજા કુટુંબનો ત્યાગ કરી, ક્ષમાદિ કુટુંબનુ પોષણ કરી ક્રોધાદિ કુટુંબનો નાશ કરે છે. રાજન ! તમારે પણ જો આત્માનું શુદ્ધ સ્વરૂપ અનુભવવું હોય તો આ પ્રમાણે કરવાની જરૂર છે.

**અરિદમન** પ્રભુ ! આ ત્રીજું કુટુંબ તો ભવોભવમાં જીવ જ્યાં જાય છે ત્યાં તેને તે નવું નવું મળી આવે છે. આ ભવના કુટુંબનો ત્યાગ કરે છે તો બીજા ભવમાં પાછું નવું કુટુંબ ગ્રહણ કરે છે. જીવે આવાં અનંત કુટુંબોનો આજ સુધી ગ્રહણ અને ત્યાગ કર્યો છે વિશ્વના સર્વ જીવો મુસાફરોની માફક પોતાના સ્થાનો બદલાવતાજ રહે છે, તેના ઉપર મોહ કરવો, સ્નેહ જોડવો તે તો અજ્ઞાનતા છે.

**વિવેકાચાર્ય** હા. રાજન્ ! તમારૂં કહેવું યથાર્થ છે અને તમે મુદ્દાની વાત બરાબર સમજ્યા છો

**અરિદમન** પ્રભુ ! માનો કે આ ત્રીજા કુટુમ્બવાળા માતાપિતા, સ્રી પુત્રાદિનો ત્યાગ તો કર્યો, પણ પોતાની નબળાઈના લીધે આ બીજા કામ ક્રોધાદિ કુટુંબનો નાશ તે ન કરી શકે તો ત્રીજા કુટુંબનો ત્યાગ કરવાથી કાંઈ લાભ થાય ખરો કે ?

**વિવેકાચાર્ય** રાજન્ ! ત્રીજા કુટુંબરૂપ માતાપિતાદિનો ત્યાગ કરીને બીજા કામ ક્રોધાદિ અધમ કુટુંબનો જે નાશ કરી શકતો નથી તેનો માતાપિતાદિ બાહ્ય કુટુંબનો ત્યાગ તે કેવળ આત્મવિડંબના માત્રજ છે. અર્થાત્ તેનો ત્યાગ નિષ્ફળ છે. તે મનુષ્ય ઉભય ભ્રષ્ટ થાય છે.

ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ એ બીજા કુટુંબના નાશ માટે જ છે. જે મનુષ્યો આ બાહ્ય કુટુંબનો ત્યાગ

કરીને મહામોહાદિનો નાશ કરે છે. તેનો જ ત્યાગ સફળ છે, એ વાત ખરેખર ધ્યાનમાં રાખવા જેવી છે.

**અરિદમન**–પ્રભુ ! આ તત્ત્વ જેણે જાણ્યું ન હોય તે પ્રભુના માર્ગમાં આગળ વધી શકે ખરા કે ?

**વિવેકાચાર્ય**–નહિ રાજન્ ! બીલકુલ આગળ વધી શકે જ નહિ

અરિદમન રાજા વિચાર કરવા લાગ્યો કે ગુરૂશ્રી પાસેથી તત્ત્વ જાણ્યું છે, તેના ઉપર શ્રદ્ધા થઈ છે પણ હું જ્યાં સુધી તે પ્રમાણે વર્તન ન કરૂં ત્યાં સુધી મને લાભતો ન જ થાય. આ વાતનો વિચાર કરતાં રાજાના પરિણામમાં સારો સુધારો વધારો થયો. છેવટે તે દૃઢ નિશ્ચય પર આવ્યો કે મારે આ માર્ગે ચાલવું જ જોઈએ.

રાજાએ પોતાનો અભિપ્રાય પ્રધાનને જણાવ્યો. પ્રધાને રાજાના વિચારને સંમતિ આપી, રાણી વિગેરેએ પણ પોતાનો અભિપ્રાય દીક્ષા માટેનો જણાવ્યો.

શ્રીધર કુમારને રાજ્ય સોંપી રાજા, પ્રધાન, રાણી વિગેરેએ તે કેવળજ્ઞાની ગુરૂ પાસે દીક્ષા લીધી.

## છઠ્ઠી નરકે

આ સર્વ બનાવ દૂર પડયો પડયો સંસારી જીવ નંદિવર્ધન જોતો અને સાંભળતો હતો પણ તેના મન ઉપર તેની જરા પણ સારી અસર ન થઇ. ઉલટો તે વિચાર કરવા લાગ્યો કે; આ સાધુ

એ મને આટલા માણસો વચ્ચે વગોવ્યો, માટે મારે અહીં થોડી-વાર પણ રહેવું ન જોઈએ.

અરિદમન રાજાએ દીક્ષા ગ્રહણ કરવાના પ્રસંગમાં ઘણા કેદીઓને છોડી મૂકાવ્યા, તે અવસરે આ નંદિવર્ધનનાં બંધનો પણ કાપી નાખી તેને છુટો કર્યો. છુટો થયો કે તરતજ તે ત્યાંથી જીવ લઈને નાઠો. રસ્તામાં તેના જેવાજ સ્વભાવવાળો ધરાધર નામનો દેશપાર થયેલો કુમાર સામો મળ્યો, તેને નંદિવર્ધને વિજયપુરનો માર્ગ પૂછ્યો. તેના સાંભળવામાં ન આવવાથી તેણે જવાબ ન આપ્યો, નંદિ-વર્ધને જાણ્યું જે આ મારું અપમાન કરે છે, એટલામા વૈશ્વાનર અને હિંસા બન્ને તેની આગળ પ્રગટ થયાં. તેની પ્રેરણાથી કેડમાંની છરી કાઢી એકદમ તેના શરીરપર ધસ્યો, તે ધરાધરે પણ પોતાનું હથીયાર તેના તરફ વાપર્યું, પરિણામે બન્ને જણા ઘાયલ થઈને મરણ પામ્યા. નંદિ-વર્ધન મરણ પામીને છઠ્ઠી નરકે નારકીપણે ઉત્પન્ન થયો.

નરકમાં તેને લઈ જનાર ક્રોધ અને હિંસા બન્ને હતા. આ બન્ને મહામોહરાજાના પરિવારનાં માણસો હતાં, એક ભૂલ અનેક ભૂલો કરાવે છે. ત્યા નરકમાં ક્રોધ અને હિંસા તેના સોબતી બન્યાં. ત્યાંથી બહાર નીકળી હિંસક અને પ્રચંડ ક્રોધવાળી સિંહની પશુ જાતિમાં તે જન્મ પામ્યો, ત્યાંથી ફરી નરકે ગયો, ત્યાથી પાછો સર્પ પણે ઉત્પન્ન થયો, અહીં પણ ક્રોધ તેનો સાથી બન્યો અને નિરપરાધી અનેક જીવોનો સંહાર તેના લીધે તેણે કર્યો. આમ અનેક

પશુ અને નરકના જન્મોને અંતે વિવિધ દુઃખનો અનુભવ કરી અકામનિર્જરાએ મનુષ્ય જન્મમાં ભરવાડને ઘેર જન્મ પામ્યો. અહીં તેને પુન્યોદય સહાયક થયો, તેને લઈને ક્રોધ તેનાથી અલગ થયો, ક્રોધને લીધે તેને બહુ બહુ સહન કરવું પડયું હતું. જુઓ કે તેનું સ્પષ્ટ ભાન તેને ન હતું, છતાં ઓઘસંજ્ઞાએ પણ જાણે તેનાથી કંટાળ્યો હોય તેમ તેનો શાંત સ્વભાવ દેખી ક્રોધ દૂર રહ્યો હતો. અહીં તેને કેટલાક સાધુ પુરૂષોનો સમાગમ થયો, તેને લઈને તે ભદ્રિક પરિણામી થયો, દાન ધર્મ તરફ પ્રેમ પ્રગટ્યો, પોતાને મળેલા ધનનો લાયક પાત્રમાં તેણે ઉપ-યોગ કર્યો તેના ભદ્રિક અને દાનના પરિણામને લઇને મહામોહ તેના ઉપર વધુ આક્રમણ કરી ન શક્યો. ઓઘ સંજ્ઞાએ પણ આરાધેલ ધર્મ તેને મદદગાર થયો. આવા શુભ પરિણામના યોગે તે ભવજંતુની સાથે રહેલ ક્રોધ છુપાઈ ગયો તે ભવમા શીયળાદિ ઉત્તમ કર્મ માર્ગમા તે પ્રવેશ તો ન કરી શક્યો, પણ મધ્યમ ગુણવાળો તો થયો. આ પ્રમાણે તેને સુધરેલો દેખી ભવિતવ્યતા પ્રસન્ન થઈ, તેણે પુન્યોદયને પાછો તેના તરફ જાગૃત કર્યો અને ભવજંતુને જણાવ્યું કે આર્ય પુત્ર! તમે સિદ્ધાર્થ નગ-રમાં જાઓ, ત્યા આનંદમા રહેજો આ પુનયોદય તમારી સાથે આવી તમારા સેવક તરિકે કામ કરશે.

# પ્રકરણ ત્રીજું.

## રિપુદારણ.

સિદ્ધાર્થનગરના નરવાહન રાજાની વિમલમાલતી રાણીની કુખમાં તે સંસારી જીવ પુત્રપણે અવતર્યો. રિપુદારણ તેનું નામ આપવામાં આવ્યું. અનુક્રમે યુવાવસ્થા પામ્યો.

ભવજંતુની આવી શાંત જીવનવાળી સ્થિતિ મહામોહાદિના મનમાં ખુંચવા લાગી. તેમની બીજી સભા ચિત્તવિક્ષેપ મંડપમા ફરી વાર મળી, અને અન્યોઅન્ય વિચારોની આપ લે કરવા લાગ્યા.

વિષયાભિલાષ મંત્રિએ મહામોહની સભાને જાગ્રત કરતાં જણાવ્યું કે મહાનુભાવો ! તમને ખબર હશે કે સંસારી જીવ-ભવજંતુ હમણા નરવાહન રાજાને ઘેર **રિપુદારણ** કુમારપણે આવેલો છે, તેની સાથે પુન્યોદય પણ મદદમા આવેલ છે. આ પુન્યોદય એ જો કે કર્મપરિણામ રાજાએ મોકલેલો છે, તોપણ તેનો વિશ્વાસ આપણે કરવો ન જોઈએ, કેમકે કર્મપરિણામ રાજા વખત જોઈને ચારિત્ર ધર્મને પણ મદદ કરે છે. હવે જો આ પુન્યોદય, ભવજંતુને સદાગમ જે આપણો દુશ્મન છે તેનો મેળાપ કરાવી આપે તો, આપણા જ્ઞાનાવરણ મિત્ર રાજાનો નાશજ થયો સમજવો. અને તે બળવાન મિત્ર રાજાનો નાશ થતાજ ચિત્તવૃત્તિ અટવીમાં પ્રકાશ

થઈ રહેવાનો. અત્યારે ચિત્તવૃત્તિમાં આપણા મિત્રરાજા જ્ઞાનાવરણેજ અંધકાર છાઈ રાખી તેની અંદર જમણી બાજુના પ્રદેશમાં પડાવ નાખી ગુપ્ત પડેલા-છુપાયેલા ચારિત્રધર્મનો પરિચય કે દર્શન ભવજંતુને તેણે કરવા દીધેલ નથી. હવે જો તે રાજા મરાય તો ચારિત્રધર્મનું બધું સૈન્ય અને શક્તિ આ રિપુદારણ જાણી જાય, અને તેનો આશ્રય લઈ. આપણી સામે લડાઈ જાહેર કરે, તો આપણા સૈન્યનો ઘાણ નીકળી જાય. માટે મહારાજા ! આ વખતે આ રિપુદારણની ઉપેક્ષા કરવાની નથી પ્રથમ નંદિવર્ધનના ભવમાં હજી તે નવો નવોજ મનુષ્ય જીવનમાં આવ્યો હતો અને આપણા રાજકુમાર વૈશ્વાનરે તથા રાજકુમારી હિંસાદેવીએ તેને ચિત્તવૃત્તિની બહારજ ટકાવી રાખી અંદર પ્રવેશ કરવા દીધો ન હતો, તેને લઈને આપણે ફાવ્યા હતા અને નંદિવર્ધનને પાપીપિંજરમાં મોકલવા અને ચારિત્રધર્મના પરિવારથી અજાણ-અજ્ઞાત રાખવાને આપણે સમર્થ થયા હતા. પણ તે ભવજંતુએ આપણા કુમાર અને કુમારીની સહાયથી ઘણું દુઃખ અનુભવ્યું છે, તેથી મારૂં માનવું છે કે સર્વથા નહિ તો થોડે દરજ્જે પણ તે ભવજંતુ આપણને ઓળખી શક્યો છે, કે ક્રોધ તથા હિંસા મારા મિત્રો નથી પણ દુઃખ દેનાર દુશ્મનો છે. જુઓ કે તેનું સ્પષ્ટ જ્ઞાન તો તેને નથી પણ તેનો સ્વભાવ શાંત થઈ રહ્યો છે એટલે દરજ્જે આપણા કુમાર વૈશ્વાનર તથા કુમારી હિંસાને પણ જાણે આઘાત થયો હોય તેમ તે પણ ઉદાસીન થઇ ગયા હોય એમ જણાય

છે. અથવા બીજા શબ્દમાં કહો તો તે અનેક જન્મમાં તેના સહચારીપણે રહેવાથી કંટાળી કે થાકી ગયાં જણાય છે, તો આ વખતે આપણે કોઇ બહાદુર કુમાર અને કુમારીની યોજના કરવી જોઈએ અને તેના બળથી નિર્વાણની ભૂમિકા તરફ આગળ વધતા તે ભવજંતુને અટકાવવો જોઈએ.

આપણા દુશ્મનો તેવા સારા વખતની રાહ જોઈ રહ્યા છે કે, કયારે આ ભવજંતુ બળવાન થઈ આપણી મદદથી પોતાનું ચિત્તવૃત્તિનું રાજ્ય સંભાળે. માટે મહારાજા ! તેઓના પહેલા આપણે બધી તૈયારી કરી રાખવી જોઈએ. આટલું કહી વિષયાભિલાષ મંત્રી શાત રહ્યો. તેની વાતને મિથ્યાદર્શન સેનાપતિ એ ટેકો આપ્યો એટલે મહામોહ રાજાએ પોતાની સભા તરફ નજર કરી કે મારા સન્યચમા કોઈ બહાદુર સુભટ છે કે જે રિપુદારણ કુમારને આગળ વધતો અટકાવે ?

હુકમની રાહ જોયા વિના દ્વેષગજેન્દ્રનો બાળકુમાર શૈલરાજ ઊભો થયો અને મહામોહરાજાને નમન કરી આ પ્રમાણે કહેવા લાગ્યો. પિતામહ ! આપની આજ્ઞા હોય તો રિપુદારણને વિદારણ કરવાને માટે હું તૈયાર છું. તેને આગળ વધવા ન દઉં એટલુંજ નહિં પણ છે ત્યાથી પાછો પાપીપિંજરમા ઘસડીને ફેંકી દેવા પણ તૈયાર છુ. મહામોહરાજાએ સાબાસી આપતાં જણાવ્યું કે ખરેખર છે મારા બહાદુર પૌત્ર ! ખરેખર તારામા એ તાકાત છે, છતા તને એકલાને ત્યા મોકલવો ઠીક નથી, પણ તારી મદદમાં આ-

પણ બળવાન યોદ્ધા દુષ્ટાશયના પુત્ર મૃષાવાદને તથા રાગકેશરી રાજાની બળવાન પુત્રી માયાને મોકલવાની હું જરૂરીયાત ધારૂં છું. હમણાં તો તું એકલો જા, પણ તારી પાછળ વખત જોઇને તારી મદદમા તેઓ આવી પહોંચશે. રાજકુમાર શૈલરાજે પિતામહને નમન કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરવા વખત જોઈને સિદ્ધાર્થનગરનો રસ્તો લીધો; અને થોડીવાર માજ રિપુદારણ કુમારની ચિત્તવૃત્તિમાં તેણે અદૃશ્ય રીતે કરવા પ્રવેશ કર્યો.

પ્રવેશ થતાની સાથે જ રિપુદારણકુમાર ઉપર તેની અસર થવા લાગી. તેનામા સ્તબ્ધતા વધી, મિથ્યાભિમાન હૃદયમા સ્ફુરવા લાગ્યું, વિચારો અભિમાનના આવવા લાગ્યા અને વર્તનપણ તેને અનુસારે તેનું થવા લાગ્યું. તેના પિતા નરવાહને બાળક જાણી ઉપેક્ષા કરી. કોઈ પ્રસંગે કુમારનું મન ન દુભાય તેટલા ખાતર અભિમાનનું પોષણ પણ કર્યું. માણસોને હુકમ કર્યો કે કુમારનું વચન કોઈએ ઉલ્લંઘવું નહિ, તેથી અભિમાનમાં વધારો થયો. તેના મનમા વિચારો આવવા લાગ્યા કે મારી ક્ષત્રિયની જાતિ સર્વથી ઉત્તમ છે, બીજા બધા કરતાં મારૂં કુળ ઉંચુ છે, મારા બળની ખ્યાતિ વિશ્વમા ફેલાઈ રહિ છે, મારા રૂપ જેવું દુનિયા ઉપર ભાગ્યે જ કોઈનું રૂપ હશે, મારૂં સૌભાગ્ય સર્વને આનંદ પમાડે તેમ છે, મારૂં ઐશ્વર્ય સર્વથી અધિક છે, જ્ઞાન તો પૂર્વજન્મની તૈયારીને લીધે સરસ્વતિને પણ શરમાવે તેવું છે, લાભ પ્રાપ્ત કરવાની શક્તિ તો મારી એટલી બધી છે કે એકવાર ઇન્દ્રને એમ

કહું કે તારૂં પદ મને આપ, તો તરતજ લાગણીપૂર્વક તે પદ મને સોંપી દે તેમ છે, પણ મને ક્યાં તેની જરૂર છે ? વીર્ય, ધીરજ અને સત્ત્વાદિ ગુણો મારા જીવનમાં ઘર કરીને રહેલા છે. આવા આવા મિથ્યાભિમાનને લીધે પોતાની થોડી શક્તિને વધારે અને બીજાની વધારે શક્તિને ઓછી માનવા લાગ્યો તેને લઈને એમ પણ નિશ્ચય કર્યો કે વિશ્વના બધા જીવો મને નમસ્કાર કરવાને લાયક છે. મારે ગુરૂની શી જરૂર છે ? અરે ! વિશ્વમાં એવો કોઇ દેવ પણ નથી કે જે મારા કરતા અધિક ગુણ ધરાવતો હોય ! આ વિચારોને લઈ તે કોઈને નમસ્કાર કરતો ન હતો, પણ પથ્થરના થાભલાની માફક અક્કડજ રહેવા લાગ્યો. છેવટે માતાપિતાને પણ નમસ્કાર કરવાનું બંધ કર્યું કેમકે તે એમ માનવા લાગ્યો કે મારા કરતાં તેમનામાં કાંઈ વિશેષ ગુણો નથી માતાપિતા પણ તેને કંઈ કહી શકતાં નહતાં, તેથી એમ તેણે માન્યું કે આ બધો પ્રતાપ મારા મિત્ર શૈલરાજનોજ છે જુઓ કે ખરી રીતે પુન્યોદય અનુકુળ હોવાથી તેઓ મનમા રિપુદારણના અભિમાનીપણાને સમજતાં હતા છતાં કાંઈ કહી શકતાં નહતાં.

આટલી હદ સુધી રિપુદારણ અભિમાનના પાશમાં સપડાયો. તે અભિમાન દુશ્મનરૂપ હતો છતા તેને મિત્રતુલ્ય માનવા લાગ્યો. ખરી વિદ્યા કે તાત્ત્વિકજ્ઞાન આ અભિમાને તેને લેવા ન દીધું. પોતાના કળાચાર્યની પણ તે અવગણના કરવા લાગ્યો. આવો વખત જોઈને મહામોહના સૈન્યમાથી

**મૃષાવાદ** રિપુદારણપાસે આવવા નીકળ્યો. તેણે વિચાર કર્યો કે શૈલરાજે રિપુદારણ ઉપર ઘણી સારી અસર કરી છે, તેના આગળ વધવાના માર્ગો દેવ, ગુરૂ, ધર્માદિને દૂર કર્યાં છે, તેના અભિમાનને લઈને કોઈપણ સારી શીખામણ આપવા આવી શકે તેવી સ્થિતિ તેણે રહેવા દીધી નથી, માટે આવા અવસરે તે રિપુદારણને પાછો પાડી પાપીપિંજરમાં મોકલવા માટે મારી ખાસ જરૂર છે. અવસર વિનાની મહેનત નકામી છે. આ અવસર યોગ્ય છે એમ ધારીને તે મૃષાવાદ–અસત્ય–જુઠું બોલવું તે પોતાના માતાપિતાની રજા લઈને નીકળ્યો.

## મૃષાવાદની ઉત્પત્તિ.

આ મૃષાવાદ **ક્લિષ્ટમાનસપુરના દુષ્ટાશય** રાજાની **જઘન્યતા** નામની રાણીથી ઉત્પન્ન થયેલો પુત્ર છે. જ્યાં ક્લિષ્ટ આશયવાળું મન હોય ત્યાં દુષ્ટ આશયનુ જ રાજ્ય હોય છે. આવા રાજાને તુચ્છ સ્વભાવવાળી રાણી હોય તેમાં નવાઈ નથી. અને આવા દુષ્ટ આશય તથા હલકા સ્વભાવમાંથી મૃષાવાદ–અસત્ય બોલાવવાની ઉત્પત્તિ–જન્મ થાય તે વાત સંભવિત છે આ મૃષાવાદ સાથે રિપુદારણને મિત્રતા બંધાણી. આ મિત્રતાના પરિણામે રિપુદારણના જીવનમાં ઘણા ફેરફારો થયા. અત્યાર સુધી તે અભિમાનીજ હતો પણ હવે તે અસત્ય બોલનારો પણ થયો. તે ખોટી વાતને સાચી કરવા લાગ્યો. પોતે ગુન્હો કરીને બીજા પર ઢાળી દેવા માંડયો. ગુરૂના અવર્ણવાદ બોલવા શરૂ કર્યા. ગુરૂના

આસનપર ચઢી બેસવાનું શરૂ કર્યું. જ્યારે ગુરૂ પૂછે ત્યારે જવાબમાં વાતજ કોણ જાણે છે ! ગુરૂએ પોતાના આસનપર બેસતાં નજરે જોયો, છતાં ગુરૂને પક્ષપાતિ કહી જુઠું બોલનારા છો તેમ જવાબ આપ્યો. કલાચાર્ય ગુરૂએ વિદ્યાકલા આપવાનું બંધ કરી. ઉપેક્ષા કરી અભ્યાસ માટે પિતાએ સમજાવ્યો, ત્યારે આખો દિવસ બહાર ભટકે અને હું અભ્યાસ કરૂં છું તેવી અસત્ય વાતો ફેલાવવા લાગ્યો. અસત્યનું માન વધ્યું. અસત્યથી તેનો વિજય થતો તેણે જોયો. ખરી રીતે તો પુન્યોદય તેની સાથે હતો તેને લઈને આ તેનો દોષ પ્રગટ ઓછો થતો અને લોકો તેનું કહેવું સાચું માનતા, પણ તે વાતની તેને ખબર ન પડી.

મૃષાવાદે આવી અસર નીપજાવેલી જાણતાં જ માયાએ વિચાર કર્યો કે હવે મારે રિપુદારણ પાસે જવાનો વખત આવી પહોચ્યો છે, કેમકે મારાભાઈ મૃષાવાદે તેના ઉપર ઘણી સારી અસર કરી પોતાના સ્વાધિનમાં તેને લીધો છે, એટલે થોડી મહેનતે હવે હું ઘણું કામ કરી શકીશઃ એમ નિર્ણય કરીને તે રિપુદારણ પાસે આવવાને નીકળી

આ તરફ પોતાના કળાચાર્ય સાથે કુમારને વધારે ખટપટ થઈ, કુમાર ત્યાથી નીકળી પિતા પાસે આવ્યો. પિતાએ કળાભ્યાસ સંબંધી પ્રશ્ન કર્યો. જવાબમા મૃષાવાદની મદદથી તેણે જણાવ્યું, પિતાજી ! એવી એક પણ કળા નથી કે જેમા મારી પ્રવીણતા ન હોય. શૈલરાજે પણ તેની સાથે મળી જઈ રાજાને જણાવ્યું કે પિતાજી ! મારી સાથે

કળામાં હરિફાઈ કરે તેવો એક પણ માણસ વિશ્વમાં મારા જોવામા કે જાણવામાં નથી. ઈત્યાદિ વાર્તાલાપથી પિતાએ બહુ ખુશી થઇ કુંવરને સાબાસી આપી વાંસો થાબડયો. કુમાર આ પ્રમાણે રાજાને સમજાવી તેમની પાસેથી બાહાર નીકળ્યો, અને એકાતમાં પોતાની ચિત્તવૃત્તિમા રહેલા મિત્ર મૃષાવાદ સાથે વાતો કરવા લાગ્યો કે, મિત્ર ! તું મારો બહુ ઉપકારી છે, તારી મદદથી પિતાજીને આડું અવળું સમજાવી ખોટો આનંદ મેં ઉત્પન્ન કર્યો, પણ મિત્ર હું તને પુછું છું કે આટલી બધી હોશીયારી તેં કયાં મેળવી ?

## માયાની ઉત્પત્તિ અને રિપુદારણ સાથે લગ્ન

મૃષાવાદે જણાવ્યું મિત્ર ! રાજસ ચિત્તનગરમા રાગ-કેશરી રાજા રાજ્ય કરે છે, તેને મૂઢતા નામની પટરાણી છે, તેને માયા નામની કુવરી છે તે મારી મોટી બ્હેન છે. પોતાના પ્રાણથી અધિક તેનો મારાપર પ્રેમ છે, તેને લઈને હુ જ્યા જાઉ ત્યા ત્યા મારા પ્રેમને લીધે ગુપ્તપણે તે મારી પાસે આવે છે અને રહે છે. તેનામા ઘણી જ અક્કલ તથા હોશિયારી છે હું આ બધી હોશિયારી તેની પાસેથી શીખ્યો છું રિપુદારણે જણાવ્યું કે મિત્ર ! તેની સાથે મારો મેળાપ જરૂર કરાવજે. વિશેષમા મારી સાથે તેનાં લગ્ન થાય તો તો પછી મારા ડહાપણમા કોઈ ઓરજ વધારો થાય. મૃષાવાદે જણાવ્યું. મિત્ર ! તમારાથી અધિક મારે બીજું કોઈ નથી મારી બ્હેન કુંવારીજ છે અને તેને આપની સાથે પરણાવવામાં કોઈ જાતનો વાધો નથી વળી હું આપની

સાથે છું એટલે તેને તો બહુજ ગમશે, કેમકે તે મારાથી બહુ જુદી રહેતી નથી, જ્યાં જાઉં ત્યાં તે અવશ્ય પાછળ આવે છે. આમ વાતો કરે છે તેટલામા માયા-કપટ આવી પહોંચે છે પોતાના ભાઈના કહેવાથી કુમાર રિપુદારણની સાથે સ્નેહલગ્નથી જોડાઈને તેના હૃદયમાં પોતાનું સ્થાન તેણીએ જમાવ્યું.

મતલબ કે અભિમાનની પાછળ અસત્યને આવ્યા વિના છુટકો નથી અને અસત્ય જ્યાં હોય ત્યાં માયા-છળ કપટને પણ આવ્યા વિના ચાલતું નથી એટલે આમ ત્રણેની જોડીએ મળીને રિપુદારણના બાહ્ય આતર જીવનને ઘેરી લીધુ, પરાધિન કરી દીધું, તેનો શાતિનો માર્ગ રોકી લીધો, અને એટલો બધો અભિમાનમાં અસત્ય બોલવામાં અને કપટ કરવામા તે પ્રવીણ થયો કે ચારિત્રધર્મ રાજા કે તેના પરિવારને આ માનવ જીવન જેવા ઉત્તમ જીવન મેળવ્યા છતાં તેમાં તેઓને મળવાનો પ્રસંગ પણ તેને ન મળ્યો. એક એક દોષ પણ પવિત્ર જીવનનો નાશ કરવાને સમર્થ છે તો પછી આતો ત્રણ દોષો એકઠા થયા, પછી તો જીવના અધઃપાતને માટે પુછવું જ શું ? ત્યાર પછી આ ત્રણે મિત્રોની ઇચ્છા પૂર્ણ થાય તેવાં જુગારખાનાં, વેશ્યાના ગૃહો અને તેવાંજ બીજાં દુષ્ટસ્થાનોમા તે ફરવા લાગ્યો.

## નર સુંદરીનાં લગ્ન

શેખરપુરના રાજા નરકેશરીની વસુધરા રાણીને નર-

સુંદરી નામની સર્વકળામા પ્રવીણ કુંવરી હતી. રીપુદારણ કુમારની સર્વ કળામા કુશળતાવાળી પ્રશંસા તેના સાંભળવામાં આવી તેના ઉપર આધાર રાખી કુંવરીને સાથે લઇ નર-કેશરી રાજા સિદ્ધાર્થપુરે આવ્યો અને નરવાહન રાજાને જણાવ્યું કે તમારો કુમાર પોતાની કળાએ બતાવે, તેમાં નિપૂણ નિવડે તો કુંવરીની પ્રતિજ્ઞા છે કે તેની સાથે લગ્ન કરવુ. રાજાને ખાત્રી હતી કે કુમાર બધી કળામાં પ્રવીણ છે તેથી તેમણે હા કહી મહાન્ મેળાવડા સમક્ષ કુંવરને પોતાની કળા બતાવવા જણાવ્યું.

કુમારને કળાનાં નામો પણ આવડતાં નહતાં તેથી તે ગભરાયો, ક્ષોભ પામ્યો. કળાચાર્યને પૂછતાં બાર વરસથી મારી પાસે તે ભણતો જ નથી તેમ ઉત્તર મળ્યો.

આથી કુમારનો ફજેતો થયો. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો અને મૂર્છા આવી ગઈ સભા બીજા દિવસ ઉપર રાખવામાં આવી. નરસુંદરીનો પિતા ખરી હકીકત સમજી ગયો તેણે પાછા જવાનો વિચાર કર્યો. આ વખતે પુણ્યોદય થોડો ઘણો હતો તેને શરમ આવી કે હું પાસે હોવા છતાં રિપુદારણને કન્યા ન મળે તે ઠીક ન કહેવાય તેણે નરકેશરી રાજાના હ્રદયમા પ્રવેશ કરીને સમજાવ્યુ કે તમે કન્યા આપ્યા વિના પાછા જશો તો બન્ને પક્ષને શરમાવાનું થશે, માટે પરિક્ષા કરવાનું મૂકી દઈ કુંવરને કન્યા પરણાવો. છેવટે અનિચ્છાએ પણ તેના પિતાએ રિપુદારણ સાથે નર-સુંદરીના લગ્ન કરી આપ્યા અને તે રાજા પોતાને સ્થાને

પાછો ફર્યો. નરસુંદરી સાથે રિપુદારણને વિલાસ કરતો દેખી શૈલરાજ તથા મૃષાવાદ મિત્રે અદેખાઈથી તેના પ્રેમમાં ભેદ પાડવાનો નિશ્ચય કર્યો આ બાજુ જેને લઈને કન્યા મળી હતી તે પુન્યોદયને પોષણ મળતું નહોવાથી દિનપર દિન તે દુર્બળ થતો ચાલ્યો આ ભવજંતુ રિપુદારણને ખબર ન હતી કે નરસુંદરીને અપાવનાર પુન્યોદય હતો, તે તો મહામોહના આ બાળકોની જ કૃપા સમજતો હતો.

એક વખત નરસુંદરીએ રાજસભામાં લોક સમક્ષ ક્ષોભ થવાનું કારણ રિપુદારણને પૂછ્યું તેણે મૃષાવાદની મદદ લઇને આડાઅવળાં કારણો આપ્યા. નરસુંદરીએ તે કળાઓની હકીકત ફરી અહીં કહેવા આગ્રહ કર્યો, તે સમજી ગઈ હતી કે આ ખોટું બોલે છે. તે ઉપરથી રિપુદારણના કાનમા પેસી શૈલરાજે તેને ઉશ્કેર્યો, અર્થાત્ અભિમાનના આવેશમાં તે બોલ્યો, તું વિદ્વાન છે હું મૂર્ખ છું. પતિનું અપમાન કરનારી સ્રીનો મારે ખપ નથી, એમ કહી તિરસ્કાર કરી પોતાની પાસેથી ચાલી જવાની આજ્ઞા કરી નરસુંદરીએ પોતે ફરી તેમ ન કરવાનું કહી આજીજી કરી પણ શૈલરાજ પડખે ચઢેલ હોવાથી તેના પરિણામમાં ફેરફાર ન થયો બાઈ તેની સાસુ પાસે આવી અને પોતાના કલહનું કારણ સમજાવ્યું. તેની માએ કુમારને સમજાવ્યો. પણ તે સમજ્યો નહિ. તેટલામા શૈલરાજની મદદે મહામોહના સૈન્યમાથી વૈશ્વાનર–ક્રોધ આવી પહોચ્યો અને કુમારના શરીરમાં તેણે પ્રવેશ કર્યો, ઘણા વખતના પરિચિત

ક્રોધે તરત જ પોતાની અસર કુમાર પર કરી, એટલે કુમારે તેની માતાને પગની લાત મારી કાઢી મૂકી. પાછી નરસુંદરી પતિને સમજાવવા આવી. તેણે કુમારને ઘણી પ્રાર્થના કરી તેને લઈને કુમારનું હૃદય જરા પ્રેમને લીધે પીગળ્યું, ત્યા તો શૈલરાજે અંદરથી કુમારને જણાવ્યું કે ભલા માણુસ ! તારૂં અપમાન કરનારી સ્ત્રીને તારે ફરીથી બોલાવાય કેમ ? કુમાર પાછો અભિમાનથી ઘેરાયો. આવેશમાં આવીને એવા કઠોર શબ્દો નરસુંદરીને તેણે કહ્યા કે તેનાથી તે સહન ન થયા, જુના ઘરમાં ફાસો ખાઈ નરસુંદરીએ આપઘાત કર્યો. નરસુંદરીની પાછળ તેની માસુ વિમળમાલતી ગઈ અને જુવે છે તો નરસુંદરી ગળે ફાસો ખાઈ મરી ગઈ હતી. આ દુ:ખ કે દશ્ય જોઈ ન શકવાથી વિમલમાલતીએ પણ ત્યાજ દેહને લટકતો મૂકી આત્મઘાત કર્યો વિમલમાલતીની શોધ કરવા એક કુંદલતિકા નામની દાસી ત્યાં આવી અને એટલામાં રિપુદારણ પણ ત્યા આવ્યો. માની તથા સ્ત્રીની આવી થિસ્તિ જોવા છતાં તેના હુદયમાં જરા પણ પશ્ચાત્તાપ ન થયો.

દાસીએ રૂદન કરતા રાજાને ખબર આપી. રિપુદારણનો ફજેતો થયો, લોકોએ તિરસ્કાર કર્યો, રાજાએ તેને રાજગઢમાથી કાઢી મૂકયો. ત્યાર પછી લોકોનાં અપમાન સહન કરતાં તેનાં કેટલાંએક વર્ષો ગયાં.

એક વખત નરવાહન રાજા બાહાર ફરવા નીકળ્યા હતા ત્યાં ઉદ્યાનમાં આચાર્ય મહારાજ તેમના જોવામાં

આવ્યા. રાજાએ ગુરૂ પાસે જઇ નમન કરી ધર્મોપદેશ સાભળ્યો ધર્મોપદેશ સાભળી રાજાને વૈરાગ્ય થયો. આ વખતે રિપુદારણ કુમાર ફરતો ફરતો ત્યા આવી ચઢયો હતો અને રાજાએ ધર્મ સાભળ્યો તેટલો વખત તે પણ ત્યજ રહ્યો અને તે ધર્મ તેણે પણ સાભળ્યો. છતા તેની તેના મન ઉપર જરા પણ અસર ન થઈ, કેમકે તેની પાસે હવે મહા મોહનો પરિવાર ઘણો ભેગો થયો હતો, તથા તેઓએ કુમારને બરાબર કબજામા લીધો હતો, તેથી આ ઉપદેશની જરાપણ અસર તેના મન ઉપર ન થઈ.

આચાર્યશ્રી એક પ્રબળ સદાગમ હતા, તેના બોધના બળથી રાજાનું જ્ઞાનાવરણ આછુંપાતળું પડયું. ચિત્તવૃત્તિમા પ્રકાશ પડયો તેને લઈને વિશ્વની ખરી સ્થીતિ, નિર્વાણના માર્ગમાં આવતા વિઘ્નો, મહામોહ અને તેના પરિવારની શત્રુતા, ચારિત્રધર્મની સજ્જનતા, તેની મદદથી મળતી શાંતિ, આત્માની અનંત શક્તિ અને તેનો વિકાશ કરવાનાં સાધનો, આ બધું નરવાહન રાજાના હૃદયમાં સારી રીતે સમજાયું અને પરિણમ્યું. આ બાજુ રિપુદારણના હૃદય આડે જ્ઞાનાવરણે પ્રબળ અંધકાર ફેલાવેલો હોવાથી તેને આ બોધ પરિણમ્યો નહિ, તેના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ ન પડયો, મહામોહને દુશ્મન તરિકે ઓળખી ન શકયો, તેના બાળકોએ તેને ઘેરી લઇ સુખથી વંચિત રાખ્યો છે તે તેને ન સમજાયું, તો પછી ચારિત્રધર્મને તો તે ઓળખી શકે જ કયાંથી ? આત્માની શક્તિનું ભાન ન

થવાથી આવા ઉત્તમ આચાર્યશ્રીનો યોગ અને ઉપદેશ તે જીવને નિરર્થક નિવડયો. ખરેખર લાયકાત આવ્યા વિના જીવો, ઉત્તમ જીવોને ઓળખી શકતા નથી, તો પછી તેના કહેવા પ્રમાણે વર્તન કરવાની આશા તો કયાંથી જ રાખી શકાય ?

રાજાનો વૈરાગ્ય વૃદ્ધિ પામ્યો, હૃદય દીક્ષા લેવાને તલપી રહ્યુ, પુત્રના સામે નજર કરતાં ખેદ થયો. છેવટે પુત્રને રાજ્ય આપી પોતે પોતાનું કલ્યાણ કરી લેવાનો નિશ્ચય કર્યો પુત્રને રાજ્ય સોંપવાના સંબંધમાં વિચારો અવ્યા. તે ઉપરથી રાજાએ આચાર્યશ્રીને વિનંતિ કરી કે પ્રભુ ! રિપુદારણ કુમારના આ શૈલલરાજ અને મૃષાવાદના દોષો કેવી રીતે દૂર થઇ શકશે ?

**મૃદુતા અને સત્યકુમારી** ગુરૂશ્રીએ જણાવ્યું મહારાજા ! આ બન્ને દોષો મહાન્ અનર્થ કરવાવાળા છે. તેનાં પ્રત્યક્ષ ફળો આ કુમારે ભોગવ્યાં છે છતાં હજી તેના ઉપર કુમારની પ્રીતિ છે, તેના મનમાં જરા પણ પશ્ચાત્તાપ થતો નથી માણસો ભૂલ કરે છે પણ તેના પ્રત્યક્ષ દુઃખરૂપ ફળો જાણ્યા પછી તેને માટે પશ્ચાત્તાપ કરે છે અને તેને દુશ્મન તુલ્ય સમજે છે તેવાઓને સુધરવાનો માર્ગ મળે છે, પણ આટલું દુઃખ અનુભવ્યા છતાં આ કુમારના હૃદયમા જરા પણ તેના તરફ અભાવ થતો નથી, તેજ જણાવી આપે છે કે તેનો સંબંધ એકદમ તેનાથી ત્રુટી શકશે નહિં. લાંબે કાળે તેનાં કારણો મળી આવશે ત્યારે જરૂર વિયોગ થશે.

તે કારણો એવાં છે કે, શુભમાનસ નગરમા શુદ્ધાભિસન્ધિ-
રાજા છે, તે મહાત્મા પુરૂષોમાં પ્રસિદ્ધપાત્ર છે. તે રાજાને
બે રાણીઓ છે એકનું નામ **વરતા** એને બીજીનું નામ
**વર્યતા** છે. તે પ્રત્યેક રાણીને એકએક પુત્રી થયેલી છે.
એકનું નામ મૃદુતા અને બીજીનું નામ સત્યતા છે. આ
બન્ને કન્યાઓ બહુ સુંદર છે, વિશ્વને આનંદ આપનારી છે.
સંસારી જીવોને તેની પ્રાપ્તિ મહાન્ પુન્યના ઉદયે જ થાય
છે. તમારા પુત્રને જો આ કન્યાઓ મળે અને તેની સાથે
તેનાં લગ્ન થાય તો તેના સહવાસથી આ શૈલરાજ અને
મૃષાવાદ સાથેનો સંબંધ તુટી જાય તેમ છે. તેનું કારણ એ
છે કે તે બન્ને કન્યાઓ મહાન્ ગુણવાન છે, તેવાજ આ
કુમારના મિત્ર શૈલરાજ તથા મૃષાવાદ એ દોષના ઢગલા
સમાન છે. તેથી આ પાપી મિત્રો તે ગુણવાન કન્યાઓની
સાથે ટકી શકશે નહિ. સ્વભાવથી જ તે કન્યાઓ અને
આ બન્ને મિત્રોનો વિરોધભાવ ચાલ્યો આવે છે. આ બે
કન્યાઓના લગ્નો કોણ કરશે ? ક્યારે કરશે વિગેરે તેની
ચિંતા કરનાર તો કર્મપરિણામ રાજા અને કાળપરિણતિ છે,.
એમા તમારા વિચારો કામ લાગે તેમ નથી માટે અત્યારે
આપને આપના કલ્યાણ માટે જે કરવુ હોય તે કરી લ્યો.

ગુરૂદેવના વચનો સાંભળી જેમા પોતાની સત્તા કે
શક્તિ કામ કરે તેમ નથી તેની ચિંતથી કાંઇ લાભ નથી
એમ વિચાર કરી નરવાહન રાજાએ રિપુદારણ કુમારને રા-
જ્યાભિષેક કર્યો અને પોતે આચાર્યશ્રી પાસે ચારિત્ર
ગ્રહણ કર્યું.

પ્રત્યક્ષ સદાગમનો સમાગમ અને પિતાની દીક્ષા આ બધું નજરે જોવા છતાં તે ભવજંતુ રિપુદારણના મન ઉપર થોડી પણ તેની સારી અસર અભિમાને તથા અસત્યે થવા ન દીધી. અહા ! પ્રત્યક્ષ સદ્‌ગુરૂ પણ આ જીવની તૈયારી નથી હોતી ત્યારે કાંઈ પણ કરી શકતા નથી. તે માટેની તૈયારી તો આ જીવેજ કરવી જોઇએ.

રિપુદારણને રાજ્ય મળવાથી શૈલરાજ અને મૃષાવાદ ખુબ ખુશી થયા, તેમણે નિશ્ચય કર્યો કે હવેજ રિપુદારણના બુરા હાલ કરવાનો પ્રસંગ આવ્યો છે. તેને એવી સ્થિતિમા મૂકી દેવો કે ફરીને માનવ આવાસમા આવતા ઘણો કાળ નીકળી જાય અને અમારા દુશ્મન સદાગમ, સંતોષ, ચારિત્રધર્મ આદિને તે મળીને અમારો નાશ ન કરી શકે.

રાજ્ય મળ્યા પછી રિપુદારણન જગતને તરણા સમાને લેખવા લાગ્યો જુઠું બોલવું તેતો સામાન્ય વાત થઈ પડી. અભિમાન અને અસત્યનું સામ્રાજ્ય તેના હૃદયમા છવાઈ રહ્યુ. છતા પુન્યોદય ક્ષીણ થતો થતો પણ થોડો ટકી રહ્યો હતો એટલે તરતમા કોઈ તેના સામું થઈ ન શકયું

જ્યાં પુણ્યોદય ક્ષીણ થઈ મરવાની તૈયારી પર હતો તેટલા માં તે દેશનો તપન નામનો ચક્રવર્તિ રાજા દેશમાં ફરવા માટે નીકળ્યો, અને ફરતો ફરતો રિપુદારણ જ્યાં રાજ્ય કરતો હતો ત્યાં આવ્યો રિપુદારણ તેનો ખંડિયો રાજા હતો, મંત્રિઓએ તેને સમજાવ્યો કે ચક્રવર્તિની સામે જઈ, ભેટણું ધરી તેને રાજ્યમાં પધરાવવો જોઇએ, તેનું

ભારે સન્માન કરવું જોઈએ. આજ વખતે શૈલરાજે હૃદયમાં પ્રવેશ કરી જણાવ્યું કે, રિપુદારણ ! તારે માથે તે વળી કોઇ રાજા હોય કે ? તું કયા નબળો છે ? તું બીજાને નમસ્કાર કરે તેમ બને ખરૂં કે ? આ નિશ્ચય તેને શૈલરાજે ઠરાવ્યો. એટલે તેણે પ્રધાનોને ચોકખી ના પાડી કે હું તેનો સત્કાર કરનાર નથી છેવટે બહુ આગ્રહ કર્યો, ભાવી પરિણામ ખરાબ આવશે તેમ સમજાવ્યું, ત્યારે મૃષાવાદની પ્રેરણાથી તેણે જવાબ આપ્યો કે તમે જાઓ, તેનો સત્કાર કરો, તમારી પછળ હું આવું છું. ચક્રવર્તિના છુપા માણસોએ આ હકીકતથી ચક્રવર્તિને વાકેફ કર્યો. પ્રધાનો ગભરાયા; રિપુદારણને બોલાવવા માણસો મોકલ્યાં પણ તે ગયો જ નહિ. ચક્રવર્તિએ પોતાના યોગેશ્વર નામના તંત્રવાદીને બોલાવી રિપુદારણ આગળ મોકલ્યો. તેણે રિપુદારણના મસ્તક પર એક એવું ચૂર્ણ નાખ્યું કે તરત જ તેના આખા શરીરે બળતરા ચાલી, ચક્રવર્ત્તિ પાસે લાવી તેને પગે પડાવ્યો, બધા માણસો વચ્ચે ફજેત મેળવ્યો, હલકા માણસોને પગે પડાવીને તેની આગળ નૃત્ય અને ગાયન કરાવ્યું, નગ્ન કરાવી ફટકા મરાવ્યા, આ વખતે પુન્યોદય ખલાસ થઈ ગયો હતો, તેના જવાથી રિપુદારણ ગરીબરાંક જેવો થઈ ગયો, પોતાનું કર્તવ્ય સમાપ્ત કરીને શૈલરાજ અને મૃષાવાદ માયા સાથે પોતના સૈન્યમાં ગયા અને મહામોહાદિને વધામણી આપી કે પિતામહ ! આપે બતાવેલ કાર્ય બરોબર પાર ઉતાર્યું છે અને હમણાં ઘણા વર્ષો પર્યંત તે ભવજંતુ ઉચો ન આવે તેવી સ્થિતિ અમે તેને લાવી મૂક્યો છે,

તે બધો આપનોજ પ્રતાપ છે. મહામોહ રાજાએ ખુશી થઈ પોતાના હૃદય સાથે ત્રણેને ચાંપી સારો સત્કાર કર્યો.

આ બાજુ તપન ચક્રવર્તિએ રિપુદારણના નાનાભાઈ કુલ ભૂષણને રાજ્યાભિષેક કર્યો અને રિપુદારણ તેને પહેલા મારની અસરથી મરણ પામીને સાતમી નરકે નારકી પણે ઉત્પન્ન થયો. આ દુઃખના સાગરમાં ઘણાં વર્ષો સુધી તે હેરાન થયો. છેવટે દુઃખ ભોગવી અકામ નિર્જરાએ કર્મ ઓછું થયું એટલે ત્યાંથી નીકળી પશુ સ્થાનમાં જન્મ લીધો. અભિમાનને લઈને કર્મપરિણામ રાજાએ તેને વારંવાર નીચ હલકા કુળોમાં સ્થાનોમાં જન્મ લેવરાવ્યા. જે જેનું અભિમાન કરે છે તેને તે જાતની હલકી નીચ સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અનેક ઉંચા નીચા એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીની પશુ જાતિમા જન્મ પામીને છેવટે લાબેકાળે ઓઘસંજ્ઞાએ કાંઈ પણ સુકૃત કરવાથી ભવિતવ્યતા તેના પર પ્રસન્ન થઈ અને તેને વર્ધમાનપુરમાં મોકલવામા આવ્યો.

આ આખા જીવનમાં અભિમાન, અસત્ય અને માયા કપટને લીધે જીવને કેવા કેવા દુઃખો ભોગવવા પડે છે તે બતાવવામાં આવ્યું છે. અનેક અનુભવને અંતે આ જીવ તેવા દોષોનો ત્યાગ કરે છે ત્યારે જ સુખી થાય છે. કર્મ પરિણામ પણ તેના કર્મ પ્રમાણે જન્મો લેવરાવે છે. આત્મા પોતે પોતાને સમજે છે ત્યાર પછી જ તેનો પુરૂષાર્થ ઉપયોગી–સફલ નિવડે છે.

# પ્રકરણ ચોથું.

## વામદેવ

વર્ધમાનપુરમાં ધવળરાજ રાજા રાજ્ય કરતો હતો, તેને કમળસુંદરી નામની ગુણવાન રૂપવાન અને વિદ્યાવાન રાણી હતી તે રાણીથી વિમળકુમાર નામનો સરળ સ્વભાવી પુન્યાત્મા પુત્ર ઉત્પન્ન થયો હતો.

તેજ નગરમા સોમદેવ નામનો ગૃહસ્થ શેઠ રહેતો હતો, તેને કનકસુંદરી નામની સ્ત્રી હતી, તે ભવજંતુ સંસારીજીવ અનેક જન્મો સુધી દુઃખનો અનુભવ કરીને કનકસુંદરીના ઉદરથી વામદેવ નામના પુત્રપણે પત્પન્ન થયો. આ વખતે પણ પૂર્વની માફક પુન્યોદય નામના મિત્રને સાથે લઈને જ તે જન્મ્યો હતો.

આ બાજુ જેને સાચો સત્સંગ કહી શકાય તેવા પવિત્ર આત્મા વિમલકુમારની સાથે બાલ્યાવસ્થાથી વામદેવને મિત્રાઈ થઇ હતી. વિમળકુમારનો સાચો અને નિ.સ્પૃહતા વાળો પ્રેમ વામદેવ ઉપર હતો, ત્યારે વામદેવનો વિમળકુમાર પ્રત્યેનો સ્નેહ સ્વાર્થી અને બનાવટી હતો

પહેલાના કરતા આ વખતે મહામોહાદિના મનમાં ભવજંતુના વિશેષ ભય ઉત્પન્ન થયો હતો, તેમને ચિત્તવૃત્તિ અટવીના ચિત્ત વિક્ષેપ મંડપમા પોતાની સભા ભરી અને બધા યોદ્ધાઓને આમંત્રણ આપ્યું હતું. આમંત્રણને માન આપી તેઓએ ત્યા સારા પ્રમાણમાં હાજરી આપી હતી.

વિપર્યાભિલાસ મંત્રીએ સભા બોલાવવાનું કારણ બતાવતાં જણાવ્યું કે, મારા સુરા સરદારો અને રાજા મહારાજાઓ ! આપને ખબર હશે જ કે, આગળ અનેક ભવજંતુને ભમાવીને આપણા ચારિત્રધર્મ દુશ્મનના પ્રધાને તથા કોટવાળે ઘણા જીવોને નિવૃત્તિ નગરીમાં–મોક્ષમા મોકલી દીધા છે કે, જયા આપણી આજ્ઞા કે બળ બીલકુલ ચાલતું નથી. તે પ્રમાણે કાયમ થવા ન પામે એટલા ખાતર આપણે આગળથી તૈયારી કરવી પડે છે કે, રખેને કોઈ પણ ભવજંતુને તેઓ ભમાવીને આપણી આજ્ઞા બહાર લઈ જઈ ન શકે આ વખતે મને ભય એટલા માટે લાગે છે કે, તે ભવજંતુ પાછો વર્ધમાનપુરમાં વામદેવ પણે ઉત્પન્ન થયો છે, અને તેને પવિત્રાત્મા વિમળકુમારની સાથે સોબત થઈ છે. આ વિમળકુમારની સોબતથી જો ભવજંતુ આપણને ઓળખી જશે તો તે સદાનો આપણો શત્રુ થઇ બેસશે અને દુશ્મનની મદદ લઇને તે આપણી સામે લડશે વિમળકુમારના તેવા સંયોગો છે કે સદાગમમંત્રી, સંતોષ કોટવાળ અને ચારિત્રધર્મ આદિની સોબતમા તે આવશે. તેતો આપણા હાથથી ગયો છે પણ આ વામદેવને પણ આપણા હાથમાથી ખુંચવી લેશે, તે માટે આ સભા ભરવામા–બોલાવામાં આવી છે કે, ગયા વખતે જેમ શૈલરાજ અને મૃષાવાદે બહાદુરી વાપરી તે ભવજંતુને આગળ વધતો અટકાવ્યો છે અને શત્રુનો સમાગમ પણ થવા દીધો નથી મયાએ બહુ થોડું કામ ત્યાં કર્યું હતુ એટલે ત્રણે જણાએ મળી તેને સંસારમા બાંધી રાખ્યો હતો આ વખતના સંયોગો તેથી

વિશેષ ખરાબ મને લાગે છે તો આ વખતે તેને આગળ વધતો અટકાવવા આપણા સૈન્યમાંથી કોણ કોણ જવાને તૈયાર છે તે પોતાની મેળેજ બહાર આવશે તો પછી બીજાને કહેવાની કે હુકમ કરવાની જરૂર રહેશે નહિ.

આ પ્રમાણે કહી પ્રધાન પોતાના સ્થાનપર બેસી ગયો અને કોણ બહાદુર યોદ્ધો બહાર આવે છે તે જોવા લાગ્યો.

પ્રધાનનાં વચનો સાભળી માયાકુમારી ઉભી થઈ. મહામોહાદિને નમન કરી તેણીએ જણાવ્યું. પૂજ્ય દાદાશ્રી અને આપ્ત વર્ગો! હું ગયે વખતે મારા ભાઈ મૃષાવાદની પાછળ ગઈ હતી પણ ત્યાં મને કામ કરવાનો વખત ઘણો થોડો મળ્યો હતો, કેમકે મારા બન્નો બંધુઓ શૈલરાજ અને મૃષાવાદ એવા બળવાન હતા કે મારે મારૂં જોર વાપરવાનું એકાદ બે વખતજ સુભાગ્ય પ્રાત્પ થયું હતું, તો આ વખતે મનેજ આદેશ મળવો જોઈએ કે, આપના સૈન્યની અંદર એક બાઈ પણ કેટલી બળવાન છે તેની શત્રુને ખબર પડે. અને એક બાઈ જ્યારે આવી બહાદુરીનાં કામ કરે ત્યારે આપ સર્વને પણ ગર્વ લેવા જેવુ છે. કેમકે હું પણ આપણા સૈન્યમાની જ એક છુ, માટે વામદેવને આગળ વધતો અટકાવવા મને જ આદેશ મળવો જોઇએ. "વિમળકુમારનો તે મિત્ર છે, વિમળકુમારને એવા ઘણાં સંયોગો મળવાના છે કે, જેથી તે વામદેવ પણ શત્રુના સૈન્યને અને પોતાના બળને ઓળખવાનો પ્રયત્ન કરે," એમ પ્રધાન જણાવે છે પણ આપ તે વિષે જરા પણ ગભ-

રાશે। કે શંકા પણ કરશે। નહિ. સદાગમને। કે સંતોષને। સમાગમ તેને થાય તે। પણ હું તેના હૃદયમાં એવી લાગણી ઉત્પન્ન કરીશ કે તે શું કહે છે તે સાભળવા શુદ્ધાંની ઈચ્છા તેના હૃદયનાં પ્રગટ થવા નહિ દઉં, અને તેને સત્સંગને। લાભ થવાને બદલે ઉલટો તે નિમિતે હું વધારે બંધનમા બાંધી નીચે હડસેલી દઈશ.

મહામોહે જણાવ્યું. બેટા ! આ વખતનું કામ કઠણ છે. મેશની કોટડીમાં પેસવું અને ડાગ લાગવા ન દેવે। તેવી મુશ્કેલી ભરેલું આ કામ છે. સદાગમને। પરિચય, અને સત્સગની સદાની સોબત હોવા છતાં તે ભવજંતુના હૃદય ઉપર તેની થોડી અસર થવા ન દેવી એ તે। બહુજ બહાદુરીનું કામ છે. છતાં બ્હેન ! તારા બળમા મને વિશ્વાસ છે કે તું જ્યા હો ત્યાં સત્સંગાદિની અસર નહિ થાય. છતાં મારે તને એકલીને ત્યા મોકલવી તે ઠીક લાગતું નથી, માટે ભલે તું હમણા જા છતાં તારી પાછળ તારા ભાઈ સ્તેય કુમારને ચોરીને અમે તરતજ રવાના કરીશું.

બાઈ ! 'તારો માર્ગ નિર્વિઘ્ન થાઓ.' આ પ્રમાણે વૃદ્ધ મહામોહે આશીર્વાદ આપ્યો તે લઈને માયાકુમારી –કપટ ત્યાંથી વિદાય થઈને વામદેવની પાસે આવી પહોંચી, અને તેના હૃદયમાં પ્રવેશ કરીને ત્યાં ગુપ્તપણે રહેવા લાગી. થોડા વખત પછી સ્તેયકુમાર પણ આવી પહોંચ્યો અને તે પણ ગુપ્તપણે તેના હૃદયમાં રહ્યો.

'માયા કપટ ઠગાઈ એ એવી વસ્તુ છે કે તે સત્પુ-

રૂષોને પણ ઠગવા ઇચ્છે છે, તો પછી તે સત્પુરૂષોની અસર તેના ઉપર કેવી રીતે થઈ શકે ? માટે માયાનું કહેવું સાચું છે કે હું જ્યાં હોઇશ ત્યાં સત્સંગની જરા પણ અસર થવા નહિ દઉ"

માયા અને સ્તેયનો પરિચય થતાં જ તેના મનમાં એવા વિચારો આવવા લાગ્યા કે જાણે અનેક પ્રકારના પ્રપંચો કરીને આખી દુનિયાને છેતરૂં, બધાને ભોળવી નાખું અને તેમ કરીને તેઓનુ ધન હું ચોરી લઉં, તથા કોઈને ખબર ન પડે તેમ છુપાવી રાખું. તે વિચારોને તેઓની મદદથી તેણે થોડાજ વખતમાં વર્તનમા મૂકી દીધા. લોકોને તે ગમે તે પ્રકારે છેતરવા માંડયો અને પારકું ધન ચોરવા લાગ્યો લોકોને આ વાતની ખબર પડતાં તેનો તૃણની માફક તિરસ્કાર કરવા લાગ્યા.

વિમળકુમારની માતા કમલસુંદરી અને વામદેવની માતા કનકસુંદરી તે બન્ને બ્હેનપણીઓ હોવાથી વામદેવને સાથે લઈને વારંવાર રાજભુવનમાં જતાં તે બન્ને કુમારોની મિત્રતા થઈ હતી, અને યુવાવસ્થા પ્રાપ્ત થતાં તેમાં વધારો થયો. એક વખત બન્ને કુમારો ફરતા ફરતાં **ક્રીડાનંદન** વન તરફ જતા હતા ત્યાં દૂરથી કોઈ સ્રીપુરૂષનો અવાજ તેમને સંભળાયો. એટલે બંન્ને જણા તે શબ્દ તરફ સુરતા રાખીને ત્યા ગયા, તે ગીચ ઝાડીમાં સ્રીપુરૂષને જોયા. વિમળે જણાવ્યું ભાઈ ! આ ઉત્તમ સ્રીપુરૂષ છે તેના શરીર પર ઘણા સારા લક્ષણો જણાય છે. આમ વાત કરતા હતા તેવામાં

ઉઘાડી તલવાર સાથે બે પુરૂષો તે સ્ત્રીપુરૂષ તરફ ધસી આવતા જણાયા.લતાગૃહમાં રહેલો પુરૂષ તેની સન્મુખ પોતાના શસ્ત્રો લઈને દોડયો, આકાશમાં તેમનું યુદ્ધ થયું, તે બેમાંથી એક પુરૂષ આકાશમાંથી નીચે ઉતરી તે સ્ત્રીને ઉપાડી જવા પ્રયત્ન કરવા લાગ્યો. બાઈએ ગભરાઇને વિમળકુમારને પોતાને બચાવવા માટે પ્રાર્થના કરી. વિમળકુમારે ધીરજ આપવા સાથે તે બાઇને પોતાના આશ્રયે રાખી. વિમળ-કુમારના પુન્યપ્રતાપથી વનદેવીએ તે પુરૂષને થંભી લીધો. થોડીવારે તેનો પતિ વિજય મેળવીને પાછો આવ્યો. એટલે થંભેલા પુરૂષને વનદેવીએ છોડી મૂકયો તે બન્ને પુરૂષો હાર ખાઇ પાછા ચાલ્યા ગયા આ બાજુ પોતાની સ્ત્રીનું રક્ષણ કરવા બદલ તે વિદ્યાધરે વિમળકુમારનો આભાર માન્યો આ વિદ્યાધર તે વૈતાઢય પર્વત પર આવેલા ગગનશેખર નગરના મણિપ્રભરાજાની પુત્રી રત્ન શિખાનો પુત્ર હતો તેના પિતાનુ નામ મેઘનાદ હતું અને તેનું નામ **રત્નચુડ** હતું, તે વિદ્યાધર હતો. તેની સ્ત્રીનું નામ **ચુતમંજરી** છે લડવા આવેલા તેની માસીના પુત્રો હતા. તેમના વેરનું કારણ તેના મામાએ પોતાની પુત્રી આ બે ભાઈઓમાંથી એકને પણ ન આપતા ધર્મિષ્ટ રત્ન-ચુડને આપી તે કારણે તેઓ વેર લેવા આવ્યા હતા. આ હકીકત રત્નચુડે વિમળકુમારને કહી અને તેણે કરેલા ઉપ-કારના બદલામાં અમુલ્ય રત્ન આપવા માંડયું. વિમળકુમાર નિઃસ્પૃહી હતો, તેણે લેવાને નાજ પાડી અને જણાવ્યું કે ઉત્તમ પુરૂષ! મેં એવું તે મહત્વનું શું કાર્ય કર્યું

છે કે તમે રત્ન આપવા માટે આગ્રહ કરો છો ? છેવટે તેની ઇચ્છા વિના પણ પરાણે તે ચિંતામણિરત્ન વિમળ-કુમરના વસ્ત્રને છેડે તેણે બાંધ્યું. તેની નિઃસ્પૃહતા જોઈ રત્નચુડને આશ્ચર્ય થયું, અને તેણે કરેલા ઉપકારનો બદલો ધર્મપ્રાપ્તિ કરાવીને વાળવાનો વિચાર કરવા લાગ્યો. રત્ન-ચુડને વિચાર અને તપાસ કરતા જણાયું કે વિમળકુમારે કોઇ ધર્મ સ્વીકારેલો નથી. એ ઉપરથી ક્રીડાનંદન વનમાં આવેલા રિષભદેવ ભગવાનના મંદિરમા દર્શન કરવાનો આગ્રહ કરીને તેડી ગયો. પ્રભુદર્શનથી વીર્ય ઉલ્લાસ થતાં વિમળકુમારને પૂર્વજન્મનું જાતિસ્મરણ જ્ઞાન થયુ. વિમળ-કુમારે અંતઃકરણથી રત્નચુડનો ઉપકાર માન્યો અને ધર્મમા યોજનાર ગુરૂ તરીકે તેને નમન કર્યું તે પછી વિમળકુમા-રની ભાવનામાં વધારો થતો ચાલ્યો આ બધા વખતમાં વામદેવ તેની પાસે હતો પણ તેના હૃદયમાં પેઠેલા ચોરી અને માયા મિત્રોએ તેની જરા પણ અસર થવા ન દીધી. પ્રેમથી પ્રભુનાં દર્શન પણ તેણે ન કર્યાં મિત્રની લજ્જાથી મંદિરમાં ગયો પણ તે વખતે પ્રમોદ, આનંદ કે તેવી લાગણી તેના હૃદયમાં ન પ્રગટી.

પૂર્વજન્મનું જ્ઞાન પ્રાપ્ત થવા બાદ સંસારપરથી વિમળકુમારને વૈરાગ્ય પ્રાપ્ત થયો રત્નચુડને વિમળકુમારે પ્રેમથી જણાવ્યું, આત્મ ભાન જાગૃત કરાવનાર મારા વ્હાલા મિત્ર ! ગુરૂની માફક મને તમે ધર્મમાં જાગૃત કર્યો તેમ મારા માતાપિતાને જાગૃતિ મળે તેવો કાંઈ ઊપાય

કરો તો સારૂં. કેમકે મારા ત્યાગમાર્ગમા તેમનો પ્રેમ વિઘ્ન રૂપ થશે, પણ જો તેઓ ધર્મ પામશે તો જરૂર મને મદદગાર થશે. રત્નચુડે જણાવ્યું, એક વિવિધ શક્તિસંપન્ન લબ્ધિવાન બુધાચાર્ય નામના ગુરૂ છે, તેઓ મને મળશે તો જરૂર તેમને અહીં બોલાવી લાવીશ, અને તમારા માતાપિતાને ધર્મમાં યોજીશ. કુમારે તેનો ઉપકાર માન્યો અને બન્ને જુદા પડયા.

વામદેવ ભવજંતુ જેણે આ બધી વાતો સાભળી હતી, જાતિસ્મરણના બનાવની બાબત નજરે જોઈ હતી છતાં તેનું ધ્યાન તેમાં ન હતું. તેના મનમાં તો વિદ્યાધરે વિમળકુમારના વસ્ત્રને છેડે જે ચિંતામણિરત્ન બાંધ્યું હતું તે પોતાનું કેમ કરી લેવું, તેનાજ વિચારો ચાલતા હતા. વિમળકુમારે જણાવ્યું. ભાઈ! આ રત્ન સાથે લઈ જવાથી રાજ્યમાં કેઈ ઠેકાણે તણાઇ જશે માટે કોઇ ખરે અવસરે ઉપયોગી થાય તેટલા ખાતર તેને કોઈ સ્થળે જમીનમાં દાટી રાખીએ વામદેવને તેજ જોઈતું હતું એટલે તેણે સંમતિ આપી. પછી એક ગુપ્ત સ્થળે તે રત્ન દાટીને બંને જણાઓ ઘર તરફ જવાને છુટા પડયા વામદેવને તે રત્ન કાઢી લેવાના વિચારમાં ને વિચારમાં રાત્રીએ નિદ્રા પણ ન આવી સ્તેય મિત્રે પ્રેરણા કરી કે ભલા માણસ! આવો વખત ફરી કયારે મળશે? ચિંતામણિરત્ન તો તારે હાથ કરવુ જ જોઈએ! આવા અનેક વિકલ્પો પછી તે ઘેરથી નીકળી જે ઉદ્યાનમા તે રત્ન છુપાવ્યું હતું ત્યાં ગયો. તે

રત્ન ત્યાંથી કાઢી બીજી જગ્યાએ તેણે દાટયું અને અસલ
સ્થાને કપડામાં એક તેટલા જ વજનનો પથરો વીંટી ત્યાં
દાટીને પાછો ઘેર આવ્યો, છતાં ઉંઘ ન આવી. સ્તેય તેને
કાનમાં કહે છે કે ભલા માણસ ! આ તો તેં ભૂલ કરી,
ત્યાં રાખવા કરતાં તે રત્ન ઘેર લાવવાની જરૂર હતી. વળી
પ્રભાતે ઉઠી તે રત્ન લેવા ક્રીડાનંદન વન તરફ ગયો, આ
બાજુ કાંઈ કાર્ય પ્રસંગને લઈ વિમળકુમાર વામદેવને તેડવા
તેને ઘેર આવ્યો, ઘેરથી ખબર મળી કે તે બહાર ગયો છે.
તપાસ કરતાં વનમા તેની પાછળ કુમાર ગયો. કદાચ કોઈ
આવશે ! તો કોઈ મને દેખી જશે તો ! આવા આવા વિકલ્પના
ગભરાટમા અસલ સ્થાને જે પથરો વસ્ત્રમા વિંટયો હતો તે
રત્નને બદલે લઈને પાછો વળે છે ત્યાં તેણે વિમળકુમારને
આવતો જોયો, વિમળે પૂછયું ભાઈ ! કેમ અત્યારમા અહીં
આવ્યો હતો ? જવાબમા અડાઅવળા જવાબો માયાદેવી તથા
અસત્યની મદદથી આપ્યા. વામદેવે જાણ્યું કે જરૂર વિમળ
કુમાર મને દેખી ગયો છે પણ હવે તેના હાથમાથી નાસવું
કેવી રીતે તે વિચારમા પડયો. નજીકમાં જ ભગવાનનું
મંદિર હોવાથી બ-ને જણા દર્શનકરવા ગયા વિમળકુમાર
અદર મંદિરમા ગયો કે વખત જોઈ વામદેવે ઉજડ
રસ્તે નાસવા માડયું. ખરેખર આ વખતે કાંઈ પુન્ય
બાધવાનો પ્રંસગ મળ્યો હતો પણ મહામોહના સૈન્યમાથી
આવેલા તેના સ્તેન-ચોર મિત્રે તેનો લાભ લેવા ન દીધો
અને આવા ઉત્તમ પ્રંસગમાંથી પણ તેને નીચે પાડવાનો
પ્રસંગ મેળવી આપ્યો વિમળકુમાર પ્રવિત્રાત્મા

ભવ્યજીવ હતો, તેણે મંદિરમા જઈને આદિનાથ પ્રભુની ખરા જીગરથી સ્તુતિ કરી, અને પાછો બહાર આવીને તપાસ કરેછે તો વામદેવ જોવામા ન આવ્યો. આ ઉદાર દિલના રાજકુમારે પોતાના માણસો મોકલી ત્રણ દિવસ સુધી તેની શોધ કરાવી અને તે માણસો સાથે તેને પાછો લાવવામાં આવ્યો. સરલ હૃદયના કુમારે "કયાં ગયો હતો વિગેરે જણાવવા વામદેવને પ્રશ્નો કર્યાં" જવાબમા તદ્દન બનાવટી વાત કરી કે એક વિદ્યાધરી બહુજ રૂપવાન હતી તેણે મંદિરમા પેસતાં જ મને દીઠો અને વિષયસુખ માટે તે મને ઉપાડી ગઈ. સ્વર્ગમાં બીજી વિદ્યાધરી મળી, તે મારા ઉપર આશકત થઈ એટલે બન્ને વિદ્યાધરીઓ વચ્ચે યુદ્ધ જામ્યું અને તે પ્રસંગનો લાભ લઈ મિત્ર! તમોને મળવા માટે હું ત્યાંથી નાશી છુટયો રસ્તામાંજ મને તમારા માણસો મળ્યા અને હું અહિં આવ્યો.

ભવજંતુને આગળ વધતો અટકાવવાને માયાકુમારી આવી હતી તેની સોબતથી આ બધું બનાવટી જોડી કાઢી કુમારના મનને આનંદ આપ્યો. ત્યારે ખરેખરી વાત તો એ હતી કે કુંવર મને દેખી ગયો છે, રખેને રત્નની તપાસ કરે તેથી તે નાઠો હતો, ઘણે દૂર જવા પછી તે વસ્ત્ર છોડતા રત્નને બદલે પથરો નીકળ્યો. ઉતાવળમાં પોતે કરેલી ભૂલ સમજાણી, હવે નાશી જવાથી કંઈ લાભ નથી એમ સમજી પાછો રત્ન લેવા આવતો હતો, ત્યાં તે વિમળકુમારના માણસો તેને મળ્યાં અને તેઓ તેને અહીં

તેડી લાવ્યા હતા. આવા સરલ અને નિર્દોષ હૃદયના કુમારને ઠગતો જાણીને વનદેવીએ કહ્યો કે તેના દુષ્કર્મોએ, તેનાહૃદયમા શૂળ ઉત્પન્ન કર્યું. તે બરાડા પાડવા લાગ્યો, તેને સારૂં કરવા કુમાર તે રત્ન લેવા ગયો પણ તે સ્થાને રત્ન ન નીકળ્યું, તેટલામાં દેવીએ પ્રગટ થઈ સાચી હકીકતથી વિમળકુમારને વાકેફ કર્યો. છતા હળવાકર્મી મોક્ષગામી જીવોની ઉદારતા પણ અજાયબી ઉત્પન્ન કરે તેવી હોય છે આવા મહાન ગુન્હા બદલે તેને કાંઇપણ શિક્ષા ન કરતાં તેણે ક્ષમા કરી, અને પ્રભુના દર્શન કરવા માટે પાછો મંદિરમા તેને તેડી ગયો

જીવને આગળ વધવાના આવા અનેક પ્રસંગો મળે છે છતાં તેનાં કર્મ પરિણામ તેને આવાં પાત્રોની હાજરીમાથી આગળ વધવા દેવાને બદલે પાછો હડસેલે છે વિમળકુમારનું હૃદય શુદ્ધ પ્રેમથી ભરેલું હોવાથી ઉંડાણની લાગણીથી પ્રભુ સ્તુતિ કરતો હતો તેટલામા રત્નચુડ વિધાધર આવી પહોચ્યો તેની સ્તુતિ ચાલુ હોવોથી પોતાના પરિવારને શાંત ચિત્તે સાભળવાની સૂચના કરી હદયના ઉડાણની લાગણીભરી સ્તુતિથી વિધાધરની આખમાં પ્રેમના અશ્રુ આવ્યાં પણ અનેક દોષથી ભરેલા પથ્થરજેવા વામદેવના હૃદયને જરા પણ અસર ન થઈ છેવટે પ્રભુ દર્શન અને સ્તુતિ કરી બધા મદિરની બહાર આવ્યા કુમાર પોતાના ઉપકારી વિદ્યાધરના ચરણમા નમી પડયો. પ્રેમથી તેને તેમ કરતા અટકાવી પોતાને વખત લાગવાનું કારણ જણાવ્યું

કે, તે વિદ્યાધરનો ચક્રવર્તિ રાજા થયો હતો અને રાજ્યાભિષેક આદિ કાર્ય અને રાજ્યવ્યવસ્થા કરતાં વખત ઘણો નીકળી ગયો. છતા હું બુધાચાર્યને મળ્યો છું અને તેઓશ્રી તમારાપર કૃપા કરીને અહીં પધારશે વિગેરે હકિકત જણાવી બધા છૂટા પડયા.

વિમળકુમારનો વૈરાગ્ય દિનપરદિન વધતો ચાલ્યો. બુધાચાર્ય ત્યાં પધાર્યા, પોતાની વિવિધ પ્રકારની લબ્ધિ અને શકિતના યોગે તેમણે રાજાને તથા પ્રજાને ખુબ જાગ્રત કરી, સંસારનું સ્વરૂપ બતાવ્યું, આત્માની અનંત શકિત સમજાવી, ત્યાગ માર્ગમા શાતિ જણાવી, મૈત્રી, પ્રમોદ, કરૂણા મધ્યસ્થતાદિ ભાવનાને આત્મશુદ્ધિના કારણરૂપે બતાવ્યા, આવું ઉત્તમ જ્ઞાન અને સુખ શાતિ પ્રયત્નથી મળી શકે છે, છતાં લોકો મહામોહને વશ પડીને, વસ્તુતત્ત્વનો વિચાર કરતા ન હોવાથી, સાચી સમજણના અભાવે, તેઓ મનુષ્ય જીદગીમાંથી કાંઈ પણ મેળવ્યા વિના, ખાલી હાથે આવ્યા તેમ ચાલ્યા જાય છે વિગેરે ઘણો બોધ આપ્યો. જે સાભળીને રાજા અને લોકો વૈરાગ્ય રસમા ઝીલવા લાગ્યા. સંસારથી ઉદાસીન બન્યા. **ધવળરાજા** દીક્ષા લેવાને તૈયાર થયા, વિમળકુમાર તો જાતિસ્મરણ જ્ઞાન થયું ત્યારથીજ વિરકત થયેલો હતો, તેથી **કમળકુમારને** રાજ્યાભિષેક કરી બધા દીક્ષા લેવાને તૈયાર થયા

મહાત્માઓનો અમોઘ ઉપદેશ, સત્તામા સુતી પડેલી આત્માની અનંત શક્તિને જાગૃત કરે છે, છતાં સૂર્યનો

વિશ્વપ્રકાશી પ્રકાશ ઘુવડને તો અંધકારમાંથી બહાર કાઢી શકતો નથી. કેમકે તે પ્રસંગે ઘુવડ આંખો બંધ રાખે છે. તેમ વામદેવને આ સાંભળવાનો પ્રસગ મળ્યો પણ તે વખતે આતર્ના દ્વારો તેના બંધ હોવાથી—કપટ અને ચોરી એ મહામોહના બે બાળકોએ તેના હૃદયના દ્વારો બંધ કર્યાં હોવાથી, કાન ઉઘાડા હોવા છતાં તે ગુરૂદેવના શબ્દો તેના હૃદયમાં પ્રવેશ કરીને તેની સુતી પડેલી આત્મશક્તિને જાગ્રત કરી ન શકયા અહો ! મહામોહને અનેક રીતે આધિન બનેલા આ જીવે, આવા આવા ઉત્તમ સંયોગો અનેકવાર મળ્યા છતાં તેનો લાભ લીધા વિના ગુમાવ્યા છે. કેટલો ખેદનો વિષય છે કે નજીવી બાબતોમા—નિર્માલ્ય દુઃખદાઈ વિષયોમાં આશક્ત થયેલ આ જીવ પોતેજ પોતાનો દુશ્મન બન્યો છે. વામદેવ જરા પણ ન સુધર્યો પણ ઉલટા તેના મનમા વિચારો આવવા લાગ્યા કે, વિમળકુમાર પોતે દીક્ષા લેવા તૈયાર થયો છે તો જરૂર મને ખેંચ કરીને પરાણે દીક્ષા અપાવશે, એમ સમજીને કોઈ ન જાણે તેમ તે ત્યાથી દૂર નાશી ગયો વિમળકુમારે તેને આ ધાર્મિક માર્ગમાં યોજવા માટે ઘણી તપાસ કરી પણ તેનો પત્તો નજ લાગ્યો. સંત પુરૂષોની દયા અપાર હોય છે, તેઓ વિશ્વને પોતા સમાન કરવા તત્પર હોય છે છતા નિર્ભાગી જીવો તેનો લાભ લઇ શકતા નથી દયાળુ પરોપકારી કુમારે પોતાના ગુરૂદેવ આચાર્યશ્રીને વિનંતિ કરી કે પ્રભુ ! વામદેવ કયાં ગયો ? ગુરૂદેવે જણાવ્યું કે તું દીક્ષા અપાવીશ એવા ભયથી તે નાશી ગયો છે. વિમળકુમારે પૂછયું કે પ્રભુ ! તે ભવ્ય

છે કે અભવ્ય જીવ છે ? ગુરૂશ્રીએ જણાવ્યું કે તે ભવ્ય જીવ છે પ્રભુ ! તે ભવ્ય જીવ છે તો પછી આ બાહુલીકા-માયા અને સ્તેય-ચોરીથી તેનો કયારે છુટકારો થશે ? ગુરૂશ્રીએ જણાવ્યું કે અત્યારે તો તેના હૃદયમાં બન્ને વ્યાપીને રહેલા છે. તેને લઇનેતે અમને ધૂર્ત સમજે છે, ઇંદ્રજાળીયાપણે માને છે, ઉપદેશમા વાચાળતા કલ્પે છે, જેમ કમળાના રોગવાળો બધું પીળું દેખે છે તેમ તે માયાવી બીજાને પણ માયાવી અને લુચ્ચા સમજે છે.

**સરલતા અને અચૌર્યતાની ઉત્પત્તિ.** વિશદ-માનસ નગરના શુભાભિસન્ધિ રાજાની નિર્મળ આચારવાળી શુદ્ધતા અને પાપભીરૂતા નામની બે રાણીઓ છે તેઓએ બે કન્યાઓને જન્મ આપેલો છે. એકનું નામ ઋજુતા-સરલતા છે અને બીજીનું નામ અચૌર્યતા છે તેની સાથે તે વામદેવનો જીવ લગ્ન કરશે ત્યારે આ બન્ને માયા અને સ્તેય સાથેનો સંબંધ છુટી જશે.

પ્રથમ ઋજુતા કન્યા અત્યંત સરળ સ્વભાવની છે, સાધુ જીવન ગાળનારી છે અને સર્વ જીવોને સુખ આપ-નારી છે. સત્‌પુરૂષો તેને સારી રીતે ઓળખે છે બીજી ક-ન્યા અચૌર્યતા છે તેને કોઇ પણ પ્રકારની સ્પૃહા નથી, સારા પુરૂષોને તે વ્હાલી લાગે છે, સર્વ પ્રકારે સુંદર અને નિર્ભય છે. ચોરી ન કરનાર સદા નિર્ભય હોય છે. જ્યારે તમારો મિત્ર વામદેવ આ ભાગ્યશાળી કન્યાઓ સાથે લગ્ન કરશે તેને પોતાના હૃદયમા સ્થાપન કરશે ત્યારે આ કપટ

કે ચોરીનું કોઈ પણ પ્રકારે તેના ઉપર જોર ચાલી શકશે નહિ. કેમકે તેઓ આપસમાં વિરોધી સ્વભાવનાં હોવાથી એક સ્થાને બંને સાથે રહી શકતાંજ નથી. એકના આવવાથી બીજાને ત્યાંથી ચાલ્યા જવુજ પડે છે.

અત્યારે ધર્મ પ્રાપ્તિ માટે વામદેવમાં જરા પણ યોગ્યતા નથી, માટે તમારે હાલ તેની ઉપેક્ષા કરવી તે યોગ્ય છે, કેમકે આ માયા અને ચોરી તેને ધર્મ સન્મુખ થવા દેશે નહિ. ગુરૂશ્રીના વચન ઉપર પૂર્ણ શ્રદ્ધાળુ વિમળકુમારે તેની ઉપેક્ષા કરી અને પોતે મહામોહનો નાશ કરવાનો ઉદ્યમ કરવા લાગ્યો.

આ બાજુ વામદેવ ત્યાંથી નાસીને કાચનપુર તરફ ગયો. ત્યાં એક સરલ શેઠને મળ્યો. તેણે તેને પુત્ર તરીકે પોતાને ઘેર રાખ્યો. પોતાના બ.ને મિત્રો ચોરી અને કપટ સાથે હોવાથી ત્યાંથી ચોરી કરવાના વિચારમા લાગ શોધવા લાગ્યો. એક દિવસ શેઠને બીજાને ઘેર જમવાનું આમંત્રણ આવવાથી વામદેવને ઘર હાટ ભળાવીને ત્યા ગયા. પાછળ વામદેવે ઘરમાં જે ઝવેરાત વિગેરે હતું તે ત્યાંથી લઇને બીજે સ્થાને દાટ્યુ, પણ ચોકીદારે તેને તેમ કરતાં દીઠો આગળ શું બને છે તે માટે તેના ઉપર કોટવાળે દેખરેખ રાખી. શેઠ બીજે દિવસે ઘેર આવ્યા ત્યારે ખાતર પાડવાના અને ઝવેરાત ચોરવાના સમાચાર આપ્યા, શેઠે કોટવાળને ખબર આપી કોટવાળે વામદેવે આ પ્રમાણે કરેલ છે વિગેરે જણાવી માલ કાઢી આપ્યો. આ વાતથી રાજાએ

વામદેવને મારી નાખવાનો હુકમ કર્યો, દયાળુ શેઠે રાજા પાસે કરગરીને છોડાવ્યો, પણ રાજાએ તેને પોતાના કબજામાં લીધો, એક વખત કોઇ વિદ્યાસિદ્ધપુરૂષે રાજાનો ભંડાર તોડયો, રાજાને વામદેવ ઉપર શક જવાથી તેને ફાંસીએ ચડાવી મારી નાખ્યો. ત્યાથી મરીને પશુસ્થાનમાં અનેકવાર રખડયો માયા-કપટ કરનાર સ્રીનો અવતાર પામે છે, તે ન્યાયે અનેકવાર તેને સ્રીના જન્મે. લેવા પડયા

આ પ્રમાણે ભવજંતુને સદાગમ અને સત્સંગનો સ- માગમ મળ્યો પણ ઋતુ વિના વૃક્ષને જેમ ફળ ન બેસે તેમ યોગ્ય તૈયારી વિના તેનો લાભ તેને ન મળ્યો ન મળવાનું કારણ મહામોહના બાળકો કપટ અને ચોરીની સોબતજ હતી.

વાચકોએ માયા-કપટ અને ચોરીના દુર્ગુણોરૂપ બને શત્રુઓથી સાવચેત રહેવા પ્રયત્ન કરવો.

વિવિધ દુઃખોનો અનુભવ કરી, અકામ નિર્જરાએ કાઈક કર્મો ઓછા કરી, કાંઇક પુન્ય બળ મેળવી અનેક જન્મોને અંતે , કર્મપરિણામ રાજાની આજ્ઞાથી, ભવિતવ્ય તાએ ભવજંતુને પુન્યોદયની સાથે વિશાળા નગરીમાં મનુષ્ય જીવનમાં મોકલ્યો.

# પ્રકરણ ૫ મું.

## સદાગમનો ઝાંખો વિજય.

સંસારી જીવ અનેક જન્મના અનુભવો સાથે લેતો લેતો જન્મોજન્મમા ભટકતાં વિશાળા નગરીમા શ્રેષ્ઠિની સુનંદા સ્રીની કુક્ષીમાં પુત્રપણે આવ્યો. પુત્ર જન્મની વધામણી મળવાથી શેઠે મોટો ઓચ્છવ કરી પુત્રનું **ધનાનંદ** નામ પાડ્યું. પણ મોટો થતા તેના ગુણ પ્રમાણે લોકમાં ભોજનાનદ નામથી પ્રસિદ્ધ થયો. ભવજંતુ જ્યારે જ્યારે મનુષ્ય જીવનમાં આવતો ત્યારે ત્યારે મહામોહાદિ તેના તરફ બહુ કાળજી ભરી નજર રાખતા, કેમકે તેઓ જાણતા હતા કે ભવજંતુને આગળ વધવાનો માર્ગ મનુષ્ય જીવન સિવાય બીજો નથી એટલે મનુષ્ય જન્મમા આવ્યો જાણતાજ કોઈને કોઇ પોતાના સમુદાયના માણસને તેઓ તેની સાથે જોડી દેતા હતા અને તે દોષને લીધે તેનો આગળ વધવાનો માર્ગ બંધ થઇ જતો હતો.

આ વખતે મહામોહે સભામા જણાવ્યું કે આ ધનાનંદને આપણા દુશ્મનોથી અજાણ રાખવાને અને આગળ વધતા અટકાવવાને કોને મોકલવાની જરૂર છે ? વિષયાભિલાષ મંત્રીએ જણાવ્યું કે મહારાજા ! આપણો એક એક બાળક, સુભટ જેવો બળવાન છે તેથી આ એક સંસારી જીવને તો શું ! પણ આખા વિશ્વને વશ કરવાને સમર્થ

છે. તે માટે ફક્ત આપની આજ્ઞા થવી જોઇએ. આપ આજ્ઞા કરો તે તેને અટકાવવાને સમર્થ બને છે, કેમકે તેની પાછળ આપણા આખા સૈન્યનું બળ હોય તે. અને તે દેખીતો એક હોય છે પણ પાછળ પ્રસંગે તેની મદદમા સેંકડો સુભટો પોતાની ઇચ્છાથી ત્યા દોડી જઈ ગુપ્તપણે મદદ કરી આપણો વિજય કરાવે છે.

આપ આજ્ઞા કરો તો મારી એક બાળકી **રસનાકુમારીને** તેની પાસે મોકલી આપું. તે ઉંમરમાં તો નાની છે છતા વિશ્વને વશ કરવા સમર્થ છે. પ્રધાન જ્યા આ પ્રમાણે વાત કરે છે ત્યાં તો હર્ષમા આવી ગયેલી રસનાકુમારી ઉભી થઇ મહામોહને પગે પડી- અને પોતાને ભવજંતુની પાસે મોકલવા પ્રાર્થના કરવા લાગી. આવી આવી ઉત્સાહી બાળીકાઓ પોતાના સૈન્યમાં વસે છે તે જાણી મહામોહને બહુજ હર્ષ થયો તેનો વાસો થાબડી પ્રેમથી ચુંબન કરી જવાની આજ્ઞા આપી. રસનાકુમારી પણ પોતાની સાથે **લોલતા** નામની દાસીને લઈ ભવજંતુને વશ કરવા નીકળી પડી અને ધનાનદના મુખ કોટરમાં જઈને ત્યાં સદાનું નિવાસ સ્થાન કરીને રહી.

ધનાનંદ બુદ્ધિશાળી હતો, તેમ ધનાઢયના ઘેર જન્મ પામ્યો હતો, માતાપિતાને વલ્લભ હતો, તેથી સ્વાભાવિક રીતેજ ખાવા પીવાની તેને પુરતી સગવડ હતી. તેવામાં લોલતા સાથે રસનાએ અંદરખાનેથી પ્રેરણા કરી કે "નાથ ! જુવો-છો શું ? ખાવા પીવામા આ ધનનો ઉપયોગ સુવા-

વસ્થામાં નહિ કરો તો પછી ધન શા કામનું છે? માટે સારાં સારાં સ્વાદિષ્ટ પકવાન ખુબ ખાઓ. પાચન કરવા માટે સાથે થોડો થોડો દારૂ લેતાં જાઓ- તેમજ ઉત્તમ પાચક દવાઓ, ધાતુઓ અને રસાયણનો પણ ઉપયોગ કરતા રહેજો, તેથી શરીર પુષ્ટ થવા સાથે ખરી યુવાની ખીલશે, રૂપ અને બળ વધશે, અને તેમ થવાથી વિવિધ પ્રકારના ભોગો ભોગવતાં છતા શરીરમા યુવાવસ્થા બની રહેશે, વૃદ્ધાવસ્થા તો નજીક પણ નહિ આવે" ધનાનંદે રસાસ્વાદની આશક્તિમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કર્યો અને રસના તથા લોલતા જે જે વસ્તુની સૂચના અને માગણી કરતા ગયા તે તે વસ્તુને તે પેટલાદ પુરીમા—પેટમા નાખવા લાગ્યો પરિણામે અજીર્ણ વધ્યું, તાવ લાગુ પડયો. વાત પિત્તનો પ્રકોપ થયો, કફની જમાવટ શરીરમાં થવા લાગી. આ સ્થિતિ થવાની તૈયારી પહેલાંજ મહામોહના પરિવાર-માંથી રૂજા—રોગ નામની રાક્ષસી ત્યાં આવી પહોંચી, તેણે ધનાનંદને પોતાના કબજામાં લીધો.

**ધર્માનંદ** નામે એક અનુભવી જૈન વિદ્વાન મનુષ્ય તે નગરમાં રહેતો હતો, તે ધનાનંદના પિતાનો મિત્ર હતો. તેના પિતાએ તેને બોલાવી ધનાનંદની સ્થિતિ જણાવી કે તે ખાવાપીવામાં બહુજ અનિયમિત રહે છે. રાતદિવસ સારા સારા પદાર્થો ખાયા કરે છે, અજીર્ણ થાય છે પણ ખાવાનું છોડતો નથી, હવે તેના શરીરમાં રોગે ઘર કર્યું છે માટે તમે તેને સમજાવો તો ઠીક તેના આગ્રહથી ધર્મા-

નંદ ધનાનંદની પાસે આવ્યો. આવા મનુષ્ય જીવનનો કાંઇ પણ સદ્ઉપયોગ કર્યા વિના ખાવાને ખાતર નાશ થતો જોઈ તેને બહુ લાગી આવ્યું, તેણે ઘણા પ્રેમથી મીઠા શબ્દોમાં શીખામણ આપતાં જણાવ્યું કે ભાઈ! પેટ તો દરેક જીવની સાથે વળગેલું છે, પણ તેનો આમ નાશ ન કરાય, ખોરાક એટલા ખાતર લેવો જોઈએ કે તેની મદદથી શરીર ખરેખર કામ કરી શકે, જીવવા ખાતર ખાવાની જરૂર છે પણ ખાવા ખાતર જીવવાનું નથી. જે સોનું કાન તોડે તે સોનું કાને વળગાડવાથી શો લાભ છે ? જે ખોરાકથી આપણા જીવનનો નાશ થાય તે ખોરાક લેવાની કાંઈ જરૂર નથી સરોવરમાથી જેમ પાણીના પ્રવાહો વહન થઈ ક્ષેત્રાદિને પોષણ આપે છે, તેમ પેટમાં પડેલા આહારથી ઇન્દ્રિયોને બળ મળે છે. આહારની અધિકતાથી પાચન ઓછુ થતા પેટમાં સડો પેદા થાય છે, તેથી ઇન્દ્રિયો ઉલટી બગડે છે. જેઓ હદ ઉપરાંત ખોરાક ખાનારા છે તેઓની બુદ્ધિ જડ થઈ જાય છે, શરીરમા પણ જડતા આવે છે, ઉંઘમા વધારો થાય છે સૂક્ષ્મ વિચારશક્તિ નષ્ટ થાય છે. આહારનો સંયમ કરવો તે ઉત્તમ પુરૂષોનું લક્ષણ છે જે મનુષ્યોમાં આહાર અને નિદ્રા અધિક હોય છે તે પરમાત્માથી વિમુખ થાય છે. આળસ, રોગ, નિદ્રા, પ્રમાદ અને જડતાથી તે પ્રભુસ્મરણ પણ કરી શકતો નથી. વધારે વરસાદ પડવાથી જેમ ખેતિનો નાશ થાય છે, વાવેલા બીજ સડી જાય છે, તેમ અધિક આહારથી હૃદય ઉપયોગી કામ કરતુ બંધ પડે છે, માટે જરૂરિયાતથી પણ ઓછો આહાર

સેવે તે સુખદાયક છે. અધિક આહાર કરનારમાં તૃષ્ણા વધે છે અને બુદ્ધિ મલિન થાય છે. અજીર્ણ વધતાં ખોટી ભૂખ લાગ્યાની ભ્રાંતિ થાય છે, તેમાં વિશેષ આહાર નાખવાથી જઠરાગ્નિ બુઝાય છે. શરીરને તો જેમ ઓછો ખોરાક અને સામાન્ય રીતે વસ્ત્રથી ઢાંકવામાં આવે તેમ સૂક્ષ્મ ઉપયોગ વધે છે. ઉપયોગની તીવ્રતા થાય છે શરીરને ઓછો ખોરાક આપવાથી મનની ચપળતા ઓછી થાય છે. આ હોજરીને દાબી દાબીને ભરવાથી જેટલાં મરણ નીપજે છે તેથી ભુખ્યા રહેતા કે ઓછું ખાવાથી માણસો અલ્પ પ્રમાણમા મરે છે. અમુક પ્રમાણમા ભુખ્યા રહેવાથી, ઓછું ખાવાથી અને અપમાનના દુઃખથી ઘણા જીવો આગળ વધેલા છે, પણ પેટ ભરીને રાતદિવસ પશુની માફક ખાનારાઓ આગળ વધી શકતા નથી.

આહાર ઉપર જય મેળવવાથી હૃદય શુદ્ધ અને ઉજ્વળ બને છે. અધિક આહારથી હૃદયમાં અંધકાર છવાય છે અને વિચારો જડ થઈ જતા હોવાથી કોઈ પણ વખત તે દૃઢ નિશ્ચય પર આવી શકતો નથી. વળી નકામા વિચારોના ટોળેટોળા તેના તરફ ધસી આવે છે. આહાર ઉપર સંયમ રાખનારને કાંઈને કાંઈ નવીન યુક્તિઓ અને અનુભવો પ્રગટ થાય છે.

પ્રભુ ભજન કરનારને અલ્પ આહાર ભક્તિનું ખરૂં રહસ્ય પ્રગટ કરવામાં મદદગાર થાય છે. અધિક આહારથી હૃદય કઠોર બને છે, તેથી પ્રભુભજનમાં તેને આનંદ મળતો

નથી. આહારનો સંયમ કરનારમાં કોમળતા અને નમ્રતા વધે છે. અધિક આહાર કરનારમાં પ્રમાદ વધે છે. ભૂખ્યો માણસ બીજાની મુશ્કેલી સમજી શકે છે, બીજા ઉપર દયાળુ બને છે, પણ અધિક ખાનાર ગરીબોને વિસરી જાય છે આહારના સંયમથી મન વશ થાય છે. મનોનિગ્રહ એ સર્વ ગુણોનુ મૂળ છે. નિદ્રા ઓછી આવે છે તેથી પ્રભુસ્મરણ શાતિથી થાય છે પેટ ભરી ખાનાર મૃતકની માફક નિદ્રામા ઘેરાય છે, અધિક નિદ્રાથી આયુષ્ય ઘટે છે. કામની પ્રબળતા વધે છે અને તેથી મન તથા શરીર બન્ને મલિન થાય છે.

ઓછું ખાનારનો સમય ઘણો બચે છે, વ્યવહારના વિક્ષેપો ઘટે છે, ખાવાનો લાલચું જીવ તે માટે સામગ્રી મેળવવામાં આયુષ્યનો કિંમતી ભાગ ગુમાવે છે. અધિક આહાર કરનારને ભજનમા આનંદ મળતો નથી, સ્મૃતિ બહુ ઓછી થાય છે, આળસ વધે છે, દયા ઘટે છે. વિષયોની પ્રબળતા થાય છે, અને મળત્યાગાદિ અનેક વાર કરવો પડતા વિક્ષેપો વધે છે.

ઓછા આહારથી આરોગ્યતા વધે છે, વૈદ્ય આદિની જરૂર રહેતી નથી, પૈસાનો અને વખતનો બચાવ થાય છે. જેમ જરૂરીયાતો ઓછી તેમ પૈસો કમાવાની પ્રવૃત્તિ વધારે કરવી પડતી નથી, અધિક તૃષ્ણાથી મુક્ત થવાય છે. હૃદય ઉદાર બને છે, વધારે ખાનાર ઉદરંભરી સ્વાર્થિ હોય છે. આહાર એકદમ ઓછો ન કરી નાખવો પણ ધીમે ધીમે ઓછો કરવો, તેથી શરીર સુખી રહે છે અને કર્મ માર્ગમાં

મુશ્કેલીઓ નડતી નથી, પણ સ્ફુર્તિ વધે છે. આહારના સંયમથી મન કોમળ અને સંયમી બને છે, વિચારો સારા આવે છે. ઈત્યાદિ હિતશિખામણ ધર્માનંદ પંડિતની સાંભળી ધનાનંદના વિચારમા પલટો થવાનો વખત જોઈ સંતોષ કોટવાળ ત્યાં હાજર થયો. સંતોષને જોતા જ રસના લંપટતા ત્યાંથી જીવ લઈને નાઠી. આમ પંડિતજીના વચનથી આહાર ઉપર વિજય મેળવવા ધનાનંદ ભાગ્યશાળી થયો–તેને સંતોષ આવ્યો. સંતોષને સ્થાન આપવાથી લોલતા ત્યાંથી નાશી ગઇ. મહામોહની સેનાના એક પ્રબળ યોદ્ધાનો સંતોષથી પરાજય થયો. ધીમે ધીમે આહાર પર કાબુ મેળવવાથી તેના રોગો શાંત થયા એટલે રૂજાપણુ ચાલી ગઈ.

આ બાજુ રસનાલંપટાતાનો પરાજય થવાથી મહામોહના સૈન્યમાં ખળભળાટ થયો, તેમણે ભવજંતુ ધનાનંદને સપડાવવાને બીજો ઉપાય અજમાવવાની તૈયારી કરી.

મહામોહનું કુટુંબ બહુ માયાવી–કપટી છે, તેમજ હિંમતવાન અને ધીરજવાન છે. રસનાની લોલુપતા સંતોષ આવવાથી ધનાનંદ પાસેથી દૂર તો થઇ, પણ તેણે તો તેનાથી દૂર જઇને બીજું રૂપ ધારણ કર્યું. આ માયાવી જાત વિવિધ પ્રકારનાં સ્વરૂપો ધારણ કરીને એક રીતે નહિ તો બીજી રીતે પણ તેનાખરા સ્વરૂપને નહિં જાણનારને ઠગે છે–ફસાવે છે રસનાએ પોતાનો ખાવાનો–પ્રમાણથી અધિક ખાવાનો સ્વભાવ પલટીને પોતાને સ્થાને રહીને જ તેણે બહુ બોલવાનું સ્વરૂપ ધારણ કર્યું. હાસી,

મશ્કરી, વાચાળતા, વગર કારણે બોલબોલ કરવું વિગેરે શરૂ કરીને ધીમે ધીમે ધનાનંદને ફસાવવા માંડ્યો. હાસી, મશ્કરી ને નજીવી બાબતો સમજે છે પણ તેમાંથી યા તેની પાછળ કેવા કેવા દુર્ગુણો પ્રગટે છે તેની લોકો તે વખતે ભાગ્યેજ કલ્પના કરે છે આ વખતે રસનાને મદદ કરવાને તેના ભાઈઓ દોડી આવ્યા પ્રથમ તો અસત્યમૃષાવાદ આવી પહોચ્યો. તેણે હાંસી મશ્કરીમાં તેને જુઠુ બોલવાનું શરૂ કરાવ્યું. તેની પાછળ નિંદા આવી પહોચી તેણે ધનાનંદની પાસે એક બીજાની સાચી જુઠું વાતો કરાવવાનું શરૂ કરાવ્યું. નિંદા કાંઇ જેવી તેવી સ્ત્રી નથી તેમ તે અનેક રૂપો ધારણ કરી શકવાની શક્તિવાળી હોવાથી તેણે પ્રથમ પોતાની પ્રવૃત્તિ, સ્ત્રીસંબંધી વિકથાથી શરૂ કરી. અમુક સ્ત્રીપુરૂષ સારા અને અમુક સ્ત્રી પુરૂષ નઠારા પછી ધીમે રહીને દેશની વાતો કહાડવા માંડી અમુક દેશ સારો અને અમુક દેશ ખરાબ છે. પછી રાજ્યની વાતો કહાડવા માંડી. અમુક રાજા આવો છે અને અમુકના રાજ્યમાં આવી પોલચાલે છે અમુક રાજા દુર્ગુણી છે, અમુક સ્ત્રીલંપટ છે, અમુક રાજા ઉડાઉ છે વિગેરે ત્યાર પછી તેણે ભોજન સંબંધી વાતો પાચ મનુષ્ય ભેગા થયા હોય ત્યાં કરવા માંડી. અમુક વસ્તુ સારી, અમુક નઠારી, અમુકને ત્યા જમણ હતું, તેમા ઘીજ ખોરૂં હતું, તેલ પણ ઘણા દિવસનું, ખાવામા એકલી ખાંડજ, ભાત કાચો અને દાળ દુણાઇ ગયેલી, મરચું એટલું બધું કે મોઢું જ બળી જાય, અને મીઠું થોડું. આ પ્રમાણે વાચાળતાથી આવી

આવી અનેક વાતો તે કરવા લાગ્યો, તેમ તેમ મહામોહના સુભટો જુદે જુદે પ્રસંગે રસનાની મદદમા આવતા ગયા. ધનાનંદને આ જાતની ખબર ન પડી કે, મને સપડાવવા માટે જીવ્હાએ પોતાનું રૂપ બદલાવ્યું છે અને બીજી રીતે તેણે મારા પર રસાસ્વાદની માફક અધિકાર જમાવ્યો છે.

આ વાતની તેના પિતાને ખબર પડી, લોકો તરફથી ઓળભા આવવા લાગ્યા કે તમારો પુત્ર એક બીજાની સાચી ખોટી નિંદા કર્યા કરે છે આ નિંદાના પરિણામે તેના ઘણા માણસો વિરોધી થયાં, કેમકે બીજાની વાતો કરવી લોકોને સારી લાગે છે, કેટલાક ને બીજાની વાતો સાભળવી સારી લાગે છે પણ જ્યારે તેની પોતાની કે તેના કુટુંબની વાતો કોઇ કરતો હોય ત્યારે તેને ખરાબ લાગે છે. જેણે પોતાની જીભને છૂટી મૂકી છે તેને શું બોલવું કે શું ન બોલવું અને કોનું બોલવું કે કોનું ન બોલવું, તેનો વિવેક રહેતો નથી, આથી તેના અનેક નવા દુશ્મનો ઉભા થયા. આ હકીકતથી નારાજ થઈ તેના પિતાએ તેને કોઈની નિંદા ન કરવા અને થોડું બોલવા સમજાવ્યો પણ તે તો તેમને એમજ કહેતો હતો કે, સાચી હકીકત કહેવી તેમાં નિંદા શાની ? હું જુઠું કયાં કહું છું કે નિંદા ગણાય ! આવી વાતો તો શાસ્ત્રોમા પણ આવે છે કે અમુકે ખરાબ કામ કર્યું અને અમુકે સારૂં કામ કર્યું ! જો આ વાત કરવી તે ખરાબ હોય તો શાસ્ત્રોજ પહેલા સુધારવાં જોઇએ. વિગેરે જવાબ આપી પિતાને નિરૂત્તર કર્યા.

પિતાએ પુત્રને સુધારવા માટે એમ ધર્મિષ્ટ જૈન મહાત્મા પુરૂષને પ્રાર્થના કરી કે મારા પુત્રને શીખામણ દઈને સુધારો તો ઠીક. તે માહાત્મા પાસે તેના પિતાએ ધનાનંદને મોકલ્યો. મહાત્માએ પાસે બેસાડી શિખામણ દેવા માંડી કે ભાઇ ! જીભથી બીજાના ગુણો બોલવા એ ઉત્તમ છે, પણ બીજાના દોષો બોલવાથી હૃદય મલિન થાય છે, ત્યારે ગુણો બોલવાથી હૃદય સાત્વિક બને છે. વચનશુદ્ધિ વિના હૃદયશુદ્ધિ થતી નથી, હૃદયશુદ્ધિ વિના ધર્મની પ્રાપ્તિ નથી થતી બોલવામા ઘણા દોષો છે. બને ત્યાં સુધી મૌન રહેવું અને જરૂર પડતાં બોલવું પડે તો મધુર, પ્રિય, સત્ય, કોઇને નુકશાન ન થાય તેમ બોલવું. કાર્ય સિવાય કાઇ ન બોલવું તે શ્રેષ્ઠ છે. અધિક બોલવામાં કાંઇ સાર નથી. હા પરને ઉપકાર થાય તેમ હોય તો બોલવુ સારૂં છે. આપણા વચનથી બીજાને ફાયદો ન થાય તો નુકશાન તો ન જ કરવું અધિક બોલનારનું હૃદય કઠોર બને છે. નકામી વાતો કરવામાં સ્વભાવિક જીવને રસ પડે છે, છતાં મૌન રહેવામાં કાઇ કષ્ટ પડતું નથી, તેથી મન પણ પ્રસન્ન રહે છે ઘણું બોલવા માટે જીવને ઘણીવાર પશ્ચાત્તાપ થાય છે ત્યારે ન બોલવા બદલ ભાગ્યે જ નુકશાન થાય છે મૌન રહેવાથી નવા કલેશો ઉત્પન્ન થતા અટકે છે, એકાગ્રતા વધે છે તેથી ભજનમા સ્થિરતા થાય છે.

જેમાં પોતાનો કાંઇ પણ સ્વાર્થ નથી તેવી, નકામી બાબતોમાં માથું મારવું કે બોલવું એ ખરાબ છે. જેનાથી

વ્યવહાર કે પરમાર્થ સિદ્ધ થતો નથી તેવું ન બોલવું. તેમ કરવાથી સત્ત્વગુણની હાની થાય છે. ઓછું બોલનાર કે સર્વથા ન બોલનાર વાદવિવાદ કરવામાથી બચે છે ધનની કોથળી ખોલવી પણ જીભ્હાનો બંધ ન ખોલવો તે ઉત્તમ છે, કજીયા કંકાસ કરવા, દુરાચારાદિ સંબંધી વાતો કરવી તે નીચતા પ્રગટ કરે છે, કઠોર વચન કોઇને કહેવાથી વેર વિરોધ વધે છે, જે આજે બીજાના દુર્ગુણો બોલે છે તે કાલે પોતાના માતા પિતા અને પૂજ્ય ગુરૂ વર્ગના દુર્ગુણપણ બોલતાં અચકાશે નહિં. રૂપ, શણગાર, રાજ્ય, દેશ, સ્ત્રી, ભોજન આદિની વાતો કરનારમા સત્ય ભેગું અસત્ય ભેળવાઈ જાય છે. સાંભળનારની વૃત્તિ ચંચળ બનાવાય છે, આવી નકામી કુથલીઓમાં આયુષ્ય વિતાવવા કરતાં ધર્મ પરાયણ થવું તે વધારે ચોગ્ય છે. કોઇનાં છિદ્રો જોઈ હસનાર, આજ ભવમાં ઘણીવાર તેજ દોષનો ભાગી બનવાના અનેક દૃષ્ટાંતો મળી આવે છે. વ્યભિચારી માણસ પશ્ચાત્તાપ કરવાથી મુક્ત થાય છે. પણ નિંદા કરનાર તો તેણે જેની નિંદા કરી હોય તેની ક્ષમા માગે ત્યારેજ છુટે છે. ભાઈ! કાણાને કાણો કહેવાથી પણ તેનું હૃદય દુ:ખાય છે તો પછી જેઓ નિર્દોષ છે તેની ટીકા કે નિંદા કરવાથી તેના હૃદયને કેવુ દુઃખ થતું હશે? નિંદા કરનાર અને નિંદા સાંભળનાર બન્ને પાપના ભાગી થાય છે, જેમ બીજા મનુષ્યમાં અમુક અવગુણ છે તેમ, જો વિચાર કરો તો તમારામાં પણ તે કે, તેના જેવો બીજો કોઈ પણ અવગુણ રહેલો તો હોય જ છે. જેમ તે તમારો અવગુણ પ્રગટ કરે તો તમને દુઃખ થાય છે તો તમે તેનો અવગુણ

પ્રગટ કરો છો તો તેને કેમ દુઃખ નહિ થતું હોય ? નિંદા કરવાથી સુકૃત નાશ પામે છે. કેટલાક જીવો ક્રોધના આવેશમા બીજાની નિંદા કરે છે, કોઈ બીજાને પ્રસન્ન રાખવા ખાતર નિંદા કરે છે, કોઈ પોતામાં રહેલા દોષો બીજા ઉપર ઓઢાડવા અથવા પોતાના દોષો ઢાંકવા પરની નિંદા કરે છે. પોતાના અવગુણ છુપાવવા અને બીજાના અવગુણ વર્ણવવા એ કેવળ મૂર્ખતા છે. કેટલાક પોતાની સ્તુતિ કરાવવા બીજાની નિંદા કરે છે. કેટલાએક ઈર્ષ્યાથી બીજાની નિંદા કરે છે, કોઈ બીજાનું અધિક ધન કે થતું માન દેખી ન ખમવાથી તેના અવગુણ શોધે છે. પણ તેને ખબર નથી કે આ ઈર્ષાની અગ્નિમા પોતેજ બળી મરે છે કોઈ હાંસીના સ્વભાવથી પણ નિંદા કરે છે, કોઈ અવગુણ દેખી નિંદા કરે છે પણ ભલા માણસ ! ભેસના સીંગડા ભેંસને ભારે, તેના અવગુણનો જવાબદાર તું નથી પણ તે છે. તેનો બદલો તેનેજ ભોગવવો પડવાનો છે, કર્મના કાયદામાથી તે કે તમે છૂટી શકવાના નથી. ઈર્ષા અગ્નિ કરતા પણ ઝડપથી મનુષ્યને અને તેના પુન્યને બાળનારી છે. નિર્દોષને દોષિત કરવો તેના જેવું કોઈ પાપ નથી. નિંદક મિત્રોને પણ તજી દેવા જોઈએ. કોઈના છિદ્રો જોવાની ટેવ રાખવી તેના કરતા પેતાના દોષો જોવાથી મનુષ્ય જલદી સુધરી શકે છે નિંદા કરનાર ત્રણ પાપ બાંધે છે. એક તો જેની આગળ તે વાત કરે છે કે અમુક તમારી આવી વાત કરતો હતો, તે સાંભળીને તેના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન કરાવે.

છે. બીજું તેના શાંત જીવનમાં વિક્ષેપો પેદા કરાવે છે અને ત્રીજું નિંદા કરનાર કર્મ બાંધે છે.

ઈત્યાદિ અનેક પ્રકારે તે મહાત્માએ બોધ આપી ધનાનંદને સમજાવ્યો કે ભાઈ! શાસ્ત્રોમાં અમુક દોષ કરવાથી ગેરફાયદો થાય છે અને અમુક ગુણથી ફાયદો થાય છે, તેનાં દૃષ્ટાંતો આપવામાં આવે છે તેથી તેમનો તે માણસને હલકો પાડવાનો કે નિંદવાનો ઉદ્દેશ હોતો નથી પણ મનુષ્યોને તેવા અકાર્યથી પાછો વાળવાનોજ ઉદ્દેશ હોય છે અને તે પણ કોઈ જાતના સ્વાર્થ વિના કેવળ તેના ભલા ખાતરજ હોવાથી તે નિંદા નથી.

આ સર્વ ઉપદેશ ચાલતો હતો તે પ્રસંગે અવસર જોઈ સદાગમ તેની પાસે આવ્યો અને ચારિત્રધર્મના સૈન્યમાથી વિવેક ને પણ સાથે લાવ્યો હતો, તેની સાથે સદ્બુદ્ધિ પણ આવેલી હતી જુઓ કે આ સર્વ તેના ખરા રૂપમા તો પ્રગટ થયા નહતા પણ કંઈક ઝાંખી રૂપે હતા, છતાં તેનો પ્રતાપ રસના–વાણીની ઉચ્છૃંખલતા, નિંદા, વિકથા, અસત્ય વિગેરે મહામોહના પરિવારવાળાં સહન ન કરી શકયા. તેના તેજથી અંજાઈ જઈને તરત બધાં તેની પાસેથી અદૃશ્ય થઈ ગયા આ સમુદાય તે ધનાનંદની પાસેથી દૂર થતાજ તેને તે મહાત્માના વચનો રૂચ્યાં, સાચા ખોટાનો વિવેક થયો બુદ્ધિએ 'આ સત્ય છે અને આ સત્ય નથી' તેનો નિશ્ચય કરાવી આપ્યો એટલે વચન ઉપર કાબુ રાખવાનો અને કોઈની નિંદા ન કરવાનો તે મહાત્મા પાસે ધના-

નંદે દૃઢ નિશ્ચય કર્યો. તેમ થતાંજ મહામોહના પરિવારની હાર થઇ અને સદાગમનો ઝાંખો પણ વિજય થયો. મહાત્મા પોતાને સ્થાને પધાર્યા. ધનાનંદ ધર્મી પુરૂષોની સોબતમાં રહેવા લાગ્યો. માર્ગાનુસારીપણાના કાંઈક ગુણો મેળવ્યા અને તેને લઈને તેનો પુણ્યોદય પણ વિશેષ પુષ્ટ–બળવાન થયો. આવા મધ્યમ પરિણામમાં આયુષ્ય પૂર્ણ કરીને તે બીજા જન્મમા ફરીને મનુષ્ય થયો.

## પ્રકરણ છઠ્ઠું.

### સાગર અને વિષયાભિલાષ.

આનંદપુર નગરમાં કેશરી રાજા રાજ્ય કરતો હતો, તેને જયસુંદરી નામની રાણી હતી. તેજ શહેરમાં દાનેશ્વરી અને રાજાને વલ્લભ હરિશેખર નામે શ્રેષ્ઠિ વસતો હતો, તેને પતિવ્રતા બંધુમતી નામની સ્ત્રી હતી તે સંસારી જીવ બંધુમતીના ઉદરમા પુત્રપણે આવ્યો શ્રેષ્ઠિએ જન્મોત્સવ કરવા પૂર્વક **ધનશેખર** નામ આપ્યું. અનુક્રમે વિવિધ-કળામા પ્રવીણ થઇ યુવાવસ્થા સન્મુખ થયો. આ વખતે ચિત્તવૃત્તિ અટવીમાં મહામોહની સત્તા બરોબર જામેલી હતી, ભવજંતુને મનુષ્ય જન્મમાં આવેલો જાણી, ગયા જન્મમા પોતાના પરિવારનો પરાભવ થયેલો હોવાથી ચિત્તવિક્ષેપ મંડપમાં ખાસ તેમના તરફથી સભા બોલાવવામા

આવી. પ્રધાન, સામંત અને યોદ્ધાઓ તથા મહામોહનો પરિવાર બધો ત્યાં એકઠો મળ્યો.

એ અવસરે વિષયાભિલાપ મંત્રીએ ઉભા થઇ પોતાનો સભા બોલાવવાનો અભિપ્રાય જાહેર કરતાં જણાવ્યું કે, રાજા મહારાજાઓ! અને વિજયી યોદ્ધાઓ! આપને ખબર હશે કે પેલો ભવજંતુ દિનપરદિન હવે બળવાન થતો જાય છે ગયા જન્મમાં મેં રી બળવાન બાળીકા રસનાકુમારીને તેણે સંતોષ અને સદાગમના બળથી હરાવીને અનેક પ્રહારો તેના શરીર પર કર્યા હતા. તે કુમારી ઘણી હોંશીયાર હોવાથી, ભવજંતુને ઠગવા રસનાને બદલે વચન વ્યાપારમા તેનો નાશ કરવાની બીજી બાજી તેણીએ રચી હતી અને તેની મદદે મૃષાવાદ, ઈર્ષા, વિકથા નિંદા વિગેરે પણ ગયા હતા, છતા પ્રથમ તો આપણને વિજય મળ્યો હતો પણ પાછળથી ત્યા પણ સદાગમ તેની મદદે દોડી આવ્યો અને તેથી તેઓનો પરાજય થયો હતો આ પરાજય મને મારા હૃદયમા બહુ સાલે છે, કેમકે મારા બાળકો વિશ્વવિજયી હોવા છતાં, પેલા પાપી ચારિત્રધર્મના સૈનિકો તે ભવજંતુને મદદ આપતા હોવાથી ત્યા આપણું જોર ચાલતું નથી આ વખતે મારો નમ્ર વિચાર એવો છે કે, હવે ભવજતુની સામે સામાન્ય યોદ્ધાનું કામ નથી, કેમકે તે ભવોભવના સંસ્કારો—અનુભવો સાથે લેતો આવે છે વળી નહોય ત્યાથી ચારિત્રધર્મના સેવકો તેની મદદે દોડી આવે છે, એટલે આ વખતે હું આપ સર્વને સાવધાન રહેવાની ભલામણ સાથે બળવાન યોદ્ધાઓની

યોજના કરવા વિનંતી કરૂં છું આ પ્રમાણે કહી પ્રધાને પોતાનું આસન લીધું.

સભા બધી શાંત જણાતી હતી, તેવામાં રાગકેશરી યુવરાજનો પુત્ર **સાગર** ઊભો થયો અને પ્રધાનને ઉદ્દેશીને બોલ્યો. મારા અનુભવી પ્રધાન ! તમે જે હકીકત નિવેદન કરી તે યોગ્ય છે પણ એકાદ વખત તે સદાગમ કે સંતોષ ફાવી ગયો તો શું થયું ! અમે હજી જીવતા બેઠા છીએ. આ વખતે મને એકલાને રજા આપવી જોઈએ. આપ મારૂં બળ અહીં બેઠાજ જોયા કરજો. જો ભવજંતુનો નાશ કરીને ન આવું તો મારૂં નામ સાગર નહિ મતલબ કે આગળ વધવાને બદલે ભવજંતુને પાછો હઠાવીને જ હું આવીશ મને સદાગમ કે સંતોષના બાપની પણ બીક નથી. અને મારી મદદે બીજાને આવવાની પણ જરૂર નથી માટે પિતામહ ! મને આજ્ઞા આપશે એવી હું આશા રાખું છું. આ પ્રમાણે કહી સાગર મહામોહ સામું જોઈ રહ્યો.

મહામોહે ઉભા થઈ જણાવ્યું. મારા વ્હાલા પૌત્ર ! તેં જે એકલા જવાને જણાવ્યું તે બળ તારામાં છે, તેતો અમને પુરતો વિશ્વાસ છે. તેં આખા વિશ્વને વશ કરી લીધુ. છે, તારી આજ્ઞા કોઈ ઈન્દ્રાદિ દેવો શુદ્ધાં ઓલંઘી શકતા નથી, ત્યાગીઓને પણ તેં રૂપાતરે તારા કબજામાં લીધા છે એવી તારી વિવિધ રૂપ પલટાવવાની શક્તિ પણ મારાથી અજાણી નથી તારા ઉપર તો મારા પોતાનો મોટો આધાર છે, છતાં શત્રુ બહુ બળવાન થતો આવે છે અને

તેને મદદ કરવા અંધકારમા પડેલા આપણા દુશ્મનો પણ તૈયાર છે. ગમે તે ભોગે તે આપણા ઘેરામાથી છૂટવા માગે છે. માટે તને એકલો મોકલવો તે મને ઠીક લાગતું નથી, છતાં હમણાં ભલે તું એકલો જા, પણ અવસર જોઈને તારી પાછળ વિષયાભિલાષ પ્રધાનને અને પછી જેની જેની તે પ્રસંગે જરૂરિયાત હશે :તેને તેને ત્યા મોકલવામાં આવશે. આ પ્રમાણે કહીને મહામોહે પોતાને હાથે સપ્રેમ પાનનું બીડું આપી તેને વિદાય કર્યો.

સાગર કે તેનું બીજું નામ લોભ છે, તે સારા શુકન જોઈને ત્યાંથી નીકળ્યો અને ભવજંતુ જે **ધનશેખર** તેના હૃદયમા યોગબળે અદૃશ્ય થઈને રહ્યો. સાગરની પધરામણી હૃદયમા થતાજ ધનશેખરના મનમાં ધન મેળવવાના અનેક સંકલ્પો ઉઠવા લાગ્યા જુઓકે તેના પિતાના ઘરમા દ્રવ્યનો પાર નહતો તોપણ પોતાની જાત મહેનતથી ધન ઉપાર્જન કર્યા વિના પિતાનું ઉત્પન્ન કરેલું ધન મારે ખપે નહિં, એવો દૃઢ નિશ્ચય કરી પરદેશ જવા માટે તેણે માતા પિતાની આજ્ઞા માગી, પિતા માતાએ તેને ઘણું સમજાવ્યો પણ સાગરની પ્રેરણાથી એકજ નિશ્ચય હઠ લઈને બેઠો કે મારે જાતેજ ધન ઉપાર્જન કરવું જોઈએ છેવટે નાઇલાજે અનેક પ્રકારની સાવચેતી વાળી શિખામણો આપીને પુત્રને પરદેશ જવાની રજા આપી. તેના પિતાએ સાથે ધન લઈ જવાનું કહેવા છતાં, પહેરેલા વસ્ત્રો સિવાય કાંઈ પણ ધન સાથે લીધા વિના પરદેશ તરફ રવાના થયો.

અનુક્રમે જયપુર નગરમાં આવી પહોંચ્યો. વિવિધ કળાઓમાં તે હોંશીયાર હતો ધાતુવાદમાં નિપુણ હતો. ભૂમિના શાસ્ત્રમાં પ્રવીણ હોવાથી કેશુડાના વૃક્ષ ઉપરના ભાગમાં અંકુરો નીકળેલો જોઈ તેણે ત્યાં ખોદ્યુ અને તે નીચેથી એક હજાર સોના મહોર તેને મળી, તે લઈને શહેરમાં બકુલ નામનો એક વેપારી હતો તેને મળ્યો તે શેઠને પુત્ર નહતો પણ કમલિની નામની એક પુત્રી હતી. થોડા વખતના સમાગમે સાહસિક, યુવાન અને સરખાકુળનો તે જણાવાથી શેઠે તેને પોતાની પુત્રી પરણાવી અને તે ત્યાં રહેવા લાગ્યો શેઠ પ્રમાણિક વ્યાપાર કરતો હતો અને પોતાનો વારસ-પણ ધનશેખરને કરવાની ઈચ્છા ધરાવતો હતો, પણ મહા-મોહના પૌત્ર સાગરને તે ગમ્યું નહિ પ્રમાણિક વેપાર કરવાથી તો તેને આગળ પડતો અટકાવી શકાય નહિ, મારે તો તેને નીચો પછાડવો છે, અને ગયા જન્મનું વેર વાળવું છે, એવી ધારણાથી તેને, સાસરાથી જુદો રહી વ્યાપાર કરવાની અને ગમે તેવા પાપના, અન્યાયના વ્યાપારો કરવાની તેણે સૂચના કરી. ધનશેખરની મદદમાં અત્યારે સંતોષ કે સદાગમ અથવા સદ્બુદ્ધિ ન હોવાથી તે વાત તેણે સ્વીકારી અને જુદો વ્યાપાર શરૂ કર્યો. ધન મેળવવા માટે અનેક તર્કવિતર્કો શરૂ થયા. અનાજના કોઠારો ભર્યા, કપાશની વખારો ભરી. લાખનો, ગળીનો, લોઢાનો, યંત્રોમાં પીલાવવાનો, વનો કપાવવાનો, અને ખાણો ખોદાવવાદિનો વ્યાપાર શરૂ કર્યો

આ વ્યાપાર કરતી વખતે તેની ધર્મબુદ્ધિ ગળી

ગઈ, દયાળુતા દૂર થઇ, સરળતા નાશ પામી, દાક્ષિણ્યતા ખસી ગઈ, સંતોષ અદૃશ્ય થયો. વિશ્વાસુને છેતરવા લાગ્યો. ખાવાપીવાનું એક વખત અને ધનપ્રાપ્તિની આશામા કડાકા-ઉપવાસ પણ કરવા લાગ્યો. અરે ! ધનની આશામાં પતિભક્તા કમલિની પણ યાદ ન આવી, તેને પણ વિસારી મૂકી. આ પ્રમાણે એક હજાર સોનામહોરમાંથી દશ હજાર થઈ, લાખ થઈ અને છેવટે એક કરોડ સોનામહોર ભેગી કરી, પણ લોભ મિત્ર કહે છે કે ભલા માણસ ! જોજે સતોષ કરતો નહિ. જ્યા સુધી એક કરોડ રત્ન ન થાય ત્યા સુધી આ દુનિયા ઉપર તારૂં આવવું નકામું છે. આ કરોડ રત્નની ઇચ્છા આ સ્થાને પુરી થઈ શકે તેમ ન હોવાથી તેણે રત્નદ્વીપે જવાનો નિશ્ચય કર્યો. સસરાએ ના પાડી છતાં કમલિનીને તેના પિતા પાસે મૂકીને પોતે એકલો વહાણો ભરીને રત્નદ્વીપ તરફ ગયો. ત્યાં તેને સારો ફાયદો થયો. તેની સાથેના વ્યાપારીઓ પાછા ફર્યા, કેમકે તેમને સંતોષની મદદ મળી હતી. ધનશેખરે ત્યાં રહી રત્નો ખરીદવાનુ કામ શરૂ કર્યું.

એક વખત એક વૃદ્ધ બાઈ ધનશેખરની પાસે આવીને કહેવા લાગી કે ભાઈ! તમે આનંદપુરના રહીશ છો, અને અહીં તમારા રાજા કેશરીનું સાસરૂ થાય છે, તેમનો હરિકુમાર નામનો પુત્ર અહીં બાલપણાથી ઉછરેલો રહે છે, તે કુમાર તમને મળવા ઇચ્છે છે, આ પ્રમાણે કહીને તે વૃદ્ધ બાઇ ચાલી ગઇ

ધનશેખર હરિકુમારને મળ્યો. બન્ને એક શહેરના હોવાથી દેશીએ દેશી વચ્ચે પરદેશમાં મિત્રાઈ થઈ. બન્ને જણાંઓ આનંદમાં વખત પસાર કરતા હતા.

આ રત્નદ્વીપના નીલકંઠ રાજાને **મયુરમંજરી** નામની કુમારી યુવાન પુત્રી હતી. રૂપમાં દેવી સમાન હતી. હરિકુમારને તેની સાથે રાગ બંધાયો. ધનશેખરે વચમાં રહી એક બીજાનો મેળાપ કરાવી આપ્યો. રાજાએ હરિકુમાર સાથે મયુરમંજરીને પરણાવી. આ કારણથી ધનશેખર વિશેષ માનીતો થઈ પડ્યો અને કુમારે કેટલાંક કામકાજ તેને સોંપ્યા, પણ ધનશેખર તો ધનનો લોભી હતો. ધાર્યા પ્રમાણે કુમાર તરફની મોટી આવક નહતી, એટલે પાછી ધનશેખરે રત્નો મેળવવાની પ્રવૃત્તિ શરૂ કરી.

હવે પોતાનો અવસર આવ્યો જાણી કાળપરિણતિએ ધનશેખરની આગળ **યૌવનને** મોકલ્યો, અને તે યૌવનના બહારમાં મહાલવા લાગ્યો. તે દેખીને વખત જોઇ **વિષયાભિલાષ** મંત્રી ત્યા આવી પહોંચ્યો. તેણે તેના હૃદયમાં વિષયોની અભિલાષા ઉત્પન્ન કરી યૌવનદેહમાં આવીને રહ્યો અને વિષયાભિલાષ મનમાં છુપાયો. આ બંને જણાએ મળી ધનશેખરના ઉપર ખુબ અસર કરી. આ બાજુ સાગરે પણ પોતા તરફ તેનું મન ખેંચવા માડયું હવે તેનુ મન ડામાડોળ થવા લાગ્યું કે, ધનઉપાર્જન કરૂં કે વિષયો ભોગવું ? સાગર કહે છે કે ભલા માણસ ' પૈસો એકઠો કરને, વિષયભોગમાં પૈસો ખરચીશ તો કરોડ રત્ન મેળવવાની તારી

ધારણા પાર નહિ પડે.' છેવટે લોભને વિજય થયો કે ગમે તેમ થાઓ પણ પૈસા ખરચીને તો વિષયવાસના સંતોષવી નહિ. બીજી બાજુ યૌવન કહેવા લાગ્યો. 'ધનશેખર ! આ તારી યુવાની ચાલી જવા પછી ધનને તું ક્યાં ખરચ-વાનો હતો ! અને તે ધનથી શો લાભ થવાનો ? યુવાવસ્થામાં વિષયો ન ભોગવ્યા તો વૃદ્ધાવસ્થામાં પછી શું કરવાનો હતો ?'

આમ બન્ને તરફથી તેની ચિત્તવૃત્તિ અટવીમાં તુમુલ યુદ્ધ મચ્યું, છેવટે યૌવનને પણ નારાજ કરવો તે ઠીક ન લાગ્યું, ત્યારે વગર પૈસે વિષયો મેળવવાનો નિશ્ચય કર્યો. ત્યા મૈથુન–વિષયભોગ આવી પહોંચ્યો, પ્રધાને પોતાનો ચાર્જ મૈથુનને સોપી દીધો. એટલે કોઈ વિધવા, બાલરંડા, કુમારી પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીઓ મેળવી તેની સાથે વિલાસ કરવા લાગ્યો. ગરીબ, ભીખારી, નોકરડી, દાસીઓ કામ કરનારીઓ વિગેરે જેજે મળે તેની સાથે વિષયોમાં આસક્ત થયો. આને લઈને લોકોમાં તેનો તિરસ્કાર થવા લાગ્યો, ફજેતો થયો. છતાં પુન્યોદય તેની પાસે હોવાથી તે સ્ત્રીઓના સંબંધીઓએ તેને મારી ન નાંખ્યો અને રાજાએ તેને દંડયો નહિ. આ પ્રમાણે ધનશેખરનો મૈથુન તથા લોભ ઉપર પ્રેમ વધતો ચાલ્યો, તે વિલાસ તથા લોભમાં ડુબ્યો

આ બાજુ હરિકુમારની પ્રખ્યાતિ તે દેશમાં સારી ફેલાણી હતી લોકોની તેના તરફ લાગણી વિશેષ જોઈ તેના એક અપેક્ષાએ મામા, અને બીજી અપેક્ષાએ સસરાને તે વાત ન ગમી. લોકલાગણી તેના તરફ હોવાથી કદાચ રાજ્ય

કાં ન પચાવી પાડે? આ શંકાને લઈને પોતાના સુબુદ્ધિ પ્રધાનને ખાનગી રીતે કુમારને મારી નાખવા માટે આદેશ આપ્યો પ્રધાન બુદ્ધિશાળી હતો તેણે પોતાના ખાનગી માણસને મોકલીને હરિકુમારને આ દ્વીપ છોડી જવાની સલાહ આપી, કુમારે વખત જોઈ તેનું કહેવું માન્ય કર્યું. ધનશેખરને હરિકુમારે સ્વદેશ આવવા માટે કહેવરાવ્યું. તે લોભીને આ વાત પસંદ તો ન પડી પણ છેવટે સાથે જવાને તૈયાર થયો. રત્નનું વહાણ ભરી લીધું, બીજાં પણ વહાણો તેના તૈયાર થયાં. હરિકુમાર પણ પોતાની મયુરમંજરી રાણીને સાથે લઈ ગુપ્તપણે વહાણમા બેસીને ત્યાથી રવાના થયો.

લોભ અને મૈથુન બન્ને મિત્રો રાતદિવસ ધનશેખરને અંદરથી કહેવા લાગ્યા કે, "આ કુમારના વાહાણમાં પુષ્કળ રત્નો છે, અને યુવાન રૂપવાન સ્ત્રી છે, તે તારે હાથ કરવામાં તને શી અડચણ છે? કર પુરૂષાર્થ." આ વખત મહામોહના સૈન્યમાંથી હિંસા, ક્રુરતા, વિશ્વાસઘાત, મિત્રદ્રોહ, માયા વિગેરે આવી પહોંચ્યાં, તેમણે તેના હૃદયમાં પ્રવેશ કરી રત્ન તથા સ્ત્રીની લાલચ બતાવીને વિશ્વાસુ હરિકુમારને તેની પાસે સમુદ્રમાં ધકેલી દેવરાવ્યો. હરિકુમારનું પુન્ય બળવાન હતું, સમુદ્રદેવે હરિકુમારને સમુદ્રમાંથી બાહાર કાઢી તેના વહાણમા મૂકી દીધો આ બાજુ આવાં ભયંકર કર્તવ્ય કરવાને લીધે ધનશેખરના પુન્યોદયને ક્ષયરોગ લાગુ પડયો, તે દિનપર દિન ક્ષીણ થવા લાગ્યો—પુન્ય ઓછું થવા લાગ્યું. સમુદ્રદેવે ધનશેખરને આકાશમાં ફેંક્યો; સજ્જન

હરિકુમારે તેને બચાવવા વિનંતિ કરી પણ દેવે તેને સમુદ્રમાં ડુબાડી દીધો. હરિકુમાર પોતાના નગરે આવી પહોચ્યો, તેનો પિતા મરણ પામ્યો હતો એટલે તેને તરતજ પિતાના રાજ્યાસનપર સ્થાપન કરવામા આવ્યો ધનશેખરનાં રત્નો તેના પિતાને સોંપવામાં આવ્યા

દેવે સમુદ્રમા ડુબાડી દેવા છતા, હજી તેનું આયુષ્ય બળ હોવાથી તે મરણ તો ન પામ્યો, પણ ઉંડો પાતાળમાં ઉતરી ગયો. તેને મરી ગયો જાણી દેવ ચાલ્યો ગયો. ત્યાર પછી કેટલીકવારે દરિયાની સપાટી ઉપર ધનશેખર પાછો આવ્યો પાણીની ભરતીમા તણાતો પવનના જોરે સમુદ્ર કિનારે બાહાર નીકળ્યો તે વખતે પુન્યોદય તો નાશી ગયો હતો, સાત દિવસ સુધી ભૂખ્યો તરસ્યો રહ્યો અને પછી જેવાં તેવાં ફળાદિ મળતા તે ખાઇને તેણે આગળ ચાલવા માંડયું, અને છેવટે વસંત દેશમા આવી પહોચ્યો પુણ્યોદય જવા પછી પણ તેની સાથે સાગર અને મૈથુન ટકી રહ્યા હતા અને તે એટલા ખાતર કે વધારે પાપ કરી વધારે નીચો જાય તો વારવાર તેની પાછળ મહેનત કરવી મટે. જુદા જુદા સ્થાને જઇને તેણે અનેક પ્રકારના ધંધા કરવા માડયા. ખેતીવાડી કરી તે વખતે વરસાદજ ન પડયો એટલે બીજ પણ નકામું ગયુ સાચા દિલથી નોકરી કરવા માડી પણ પાપોદય તેની પાસે આવી પહોચ્યો હોવાથી, વિના કારણે ગુસ્સે થઇ રાજાએ તેને નોકરીમાથી રજા દીધી આ વખતે મહામોહના સૈન્યમાં દરિદ્રતા રાક્ષસી પાપોદયની

પાછળ આવી પહોંચી હતી. તેણે લશ્કરમાં નોકરી શરૂ કરી કે તરતજ લડાઈ શરૂ થઈ હોવાથી તેને લડઈમાં મોકલ્યો, ત્યા શરીર પર ઘા લાગવાથી નોકરી છોડી દેવી પડી. પછી બળદ ગાડી કરી ભાર વહન કરવાનો ધંધો શરૂ કર્યો, પણ હવે પાપોદય તેની પાછળ પડયો હોવાથી બળદમા રોગ ચાળો ચાલુ થવાથી બળદ મરણ પામ્યા. હવે મહામોહના સૈન્યમાંથી **અંતરાયોદય** પોતે તેને હેરાન કરવાને બાહાર આવ્યો. વેપાર કરતા ચોરો માલ લુંટી ગયા. વાહાણપરની નોકરી કરતાં વહાણ ભાંગીગયું તેને હાથ પાટીયું આવવાથી માંડમાંડ બચ્યો ખાણો ખોદી, ધાતુવાદ કર્યા, રસસિદ્ધિ આદિના દરેક પ્રયોગમાં મહેનત સિવાય કાંઈ ફળ ન મળ્યું. કામધંધો છોડી બેઠો ત્યારે લોભ તેને સતાવવા લાગ્યો કે "કંટાળે છે શા માટે ? ઉદ્યોગ એજ ધન પ્રાપ્તિનું મૂળ છે, માટે ગમે તેવાં પાપો કરી ધન ઉપાર્જન કર. ધન હશે તો બધાં સગાં થતાં આવશે. નિર્ધનની બુઝાયેલા કોલસા જેટલી પણ કિંમત નથી વિગેરે." તેની પ્રેરણાથી ફરી પાછો તેણે ઉદ્યમ શરૂ કર્યો પણ એક કોડીની પણ પ્રાપ્તિ ન થઈ આવી દરિદ્ર અવસ્થામા મૈથુન મિત્ર સતાવવાને ચુકતો ન હતો, છતાં લાચાર કે તે નિર્ધન હોવાથી કોઈ સામાન્ય સ્ત્રી પણ તેના સામું જોતી ન હતી. સ્ત્રીઓને દેખીને રાતદિવસ તેનું મન બળ્યા કરે, છતા આ બાજુ અંતરાય ઉદયે પણ તેના ઉપર પોતાનો સપાટો ચલાવ્યો હતો, હવે તો કેવળ મનમા કલ્પનાઓ કરી કરીને તેણે કર્મબંધનમાં મોટો વધારો કરવા માંડયો. "જે મનુષ્યો

પોતાના સુખને માટે બીજાના સુખનો નાશ કરવામા પાછું વાળીને જોતા નથી, તેના સુખનો આવી રીતે નાશ થાય તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. કર્મનો એજ કાયદો છે કે બીજાને નિર્ધન અને વ્હાલાના વિયોગી બનાવનારે દરિદ્ર અને વ્હાલાના વિયોગી થવુંજ જોઈએ."

હરિકુમાર આનંદનગરનો રાજા થયો રાણી મયૂરમંજરી સાથે ઇન્દ્રિયજન્ય સુખ ભોગવતા કેટલોક વખત નીકળી ગયો એક વખત **ઉત્તમસૂરિ** નામના જૈનાચાર્ય ત્યા પધાર્યા. તેમની સાથે સાધુઓનો મોટો સમુદાય હતો, તે જ્ઞાની મહાત્મા શહેરની બહાર બગીચામા ઉતર્યા હતા હરિકુમાર રાજાને જ્ઞાની ગુરૂ પધારવાના ખબર મળતાં તેના આનદનો પાર ન રહ્યો. રાણીને તથા પ્રજામંડળને સાથે લઇને રાજા ગુરૂદેવને નમન કરવા અને ધર્મ સાભળવા વનમા ગયો. ગુરૂને નમન કરી શુદ્ધ જમીન ઉપર રાજા રાણી અને પ્રજાવર્ગ બેઠા. ગુરૂશ્રીએ સંસારથી નિર્વેદ કરવાવાળી અને આત્મ ભાન જગાડનારી દેશના આપી, રાજા તે સાંભળીને ઘણો ખુશી થયો.

આ વખતે તેને ધનશેખર યાદ આવ્યો તેણે શા માટે મને સમુદ્રમાં નાખ્યો હશે ? તે મારો અંગત મિત્ર હતો, મેં તેને કાઇ નુકશાન કર્યું નહતું, હવે તેને સમુદ્રમા પછાડયો, પછી તેનું શું થયું હશે ? આવા અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. તેના અંગત વિચારો જ્ઞાનથી જાણી ગુરૂદેવે તેનો ઉત્તર આપતાં જણાવ્યું કે

હરિકુમાર ! તમારો મિત્ર તમારા ઉપર પ્રેમાળ હોવા છતાં સમુદ્રમા શા માટે તમને ફેંકી દીધા ? આવા તમને વિચારો આવે છે તેનો ઉત્તર એ છે કે ધનશેખરના મિત્રો મૈથુન અને સાગર હતા, તેની પ્રેરણાથી તેણે આ કામ કર્યું હતું. સત્તાગતે તેનો આત્મા તો પવિત્ર છે, પણ આ પાપી મિત્રોએ તેના વિચારોને ઉલટાવી નાખી, આવું ઘોર કામ તેની પાસે કરાવ્યું છે. પેલા લુચ્ચા મૈથુન મિત્રે તમારી પત્નિને પોતાની કરી લેવા માટેની ઈચ્છા તેના મનમાં ઉત્પન્ન કરી અને સાગર મિત્રે રત્નનું ભરેલું વહાણ પડાવી લેવાની ઇચ્છા ઉત્પન્ન કરી. તે ઇચ્છાને લઇને તેણે આ પ્રમાણે કર્યું હતું. આવા તેના અધમ કર્ત્તવ્યથી તમારા પુન્યથી પ્રેરએલા સમુદ્રના દેવે તેને સમુદ્રમાં નાખ્યો અને તમારૂં રક્ષણ કર્યું. એ ધનશેખર મરી ગયો નથી પણ તેના મિત્રો હજી તેને રખડાવે છે.

હરિકુમારે ગુરૂશ્રીને પ્રશ્ન કર્યો કે પ્રભુ ! તે મારો મિત્ર ધનશેખર તે પાપી મિત્રોથી ક્યારે છુટો અને સુખી થશે ?

## બ્રહ્મરતિ અને મુક્તતા.

ઉત્તમસૂરિએ જણાવ્યું કે શુભ્ર **ચિત્તનગરમાં** વિશ્વને આનંદ આપનાર **સદાશય** રાજા છે, તેને **વરેણ્યતા** નામની મહારાણી છે. તેનાથી બે પુત્રીઓ ઉત્પન્ન થઈ છે, એકનું નામ **બ્રહ્મરતિ** છે અને બીજીનું **મુક્તતા** છે. બન્ને પુત્રીઓ ગુણના ભંડારરૂપ છે, પ્રથમ પુત્રી બ્રહ્મરતિ

એવી પ્રતાપી છે કે તે બાઈ જેના સામે પ્રેમથી જુવે છે તે જીવ ઘણો પવિત્ર કહેવાય છે તે કન્યા સ્થુળ આનંદથી –વિષયોથી દૂર રહેનારી છે. મોટા યોગીઓ પણ તેને નમસ્કાર કરે છે. તે કન્યા અનંતશક્તિને આપનારી છે. ધનશેખરનો જે હાલ મિત્ર થઇને રહેલો છે અને જેને મૈથુન નામથી ઓળખવામા આવે છે તેની તે દુશ્મન છે અને તેનો નાશ તેના હાથેજ થઈ શકે તેમ છે. બ્રહ્મરતિ અને મૈથુનને સ્વાભાવિકજ શત્રુતા છે જ્યાં બ્રહ્મરતિ હોય ત્યાં તે મૈથુન ટકી કે જીવી શકતોજ નથી.

બીજી મુક્તાતા કન્યા છે તે પણ સર્વ ગુણોનું મંદિર છે, અને દોષોનો નાશ કરનારી હોવાથી સાગરની સાથે સ્વાભાવિકજ શત્રુતા ધરાવે છે. જ્યા આ કન્યાને તે સાગર જુવે છે ત્યાંથી તે એકદમ જીવ લઈને નાશીજ જાય છે.

આ બ ને કન્યાઓ જ્યારે ધનશેખર સાથે લગ્ન કરશે ત્યારે તે તેનાથી–પાપી મિત્રોથી છુટો થશે. કેમકે જ્યાં બ્રહ્મચર્ય અને સર્વસ્વ ત્યાગ હોય ત્યા મૈથુન અને પરિ-ગ્રહ ટકી શકેજ નહિ.

હરિકુમારે ફરી પૂછ્યું પ્રભુ ! આ કન્યાઓ ધનશે-ખર કેવી રીતે મેળવી શકશે ? ગુરૂશ્રીએ જણાવ્યું કર્મ-પરિણામ રાજા અને કાલપરિણતિ દેવી, તેઓ બ ને ભવિષ્યમાં તેને પ્રસન્ન થશે ત્યારે તેના હાથ નીચેના

શુભચિત્તપગરના સદાશય રાજાને કહીને કન્યા અપાવશે ત્યારે તે સુખી થશે. તે કન્યા પ્રાપ્ત કરવાનો બીજો કોઈ ઉપાય નથી. મતલબ કે કર્મપરિણામ સારાં થાય; કાળપરિણતિ પરિપકવ થાય ત્યારે શુભ–ઉજ્વલ ચિત્ત થાય, તેમ થતાં સદ્ આશય–સારા પરિણામ થવાં તે રૂપ રાજા તરફથી બ્રહ્મચર્ય અને સર્વસ્વ ત્યાગની ઇચ્છા થાય–પ્રાપ્તિ થાય, તેમ થતાં વિષયવાસના અને ધનતૃષ્ણા નાશ પામે આ અંતરંગ કુટુંબની વાત છે. તે અંતરંગ કુટુંબને અનુકુળ કરવાની જરૂર છે.

ગુરૂશ્રીએ અતરંગ કુટુંબની હકીક્ત હરિકુમારને બરાબર સમજાવી, તે ઉપરથી તેને પોતાના આત્માનો વિકાશ કરવાની ઇચ્છા થઈ. કર્મપરિણામ અનુકુળ હોવાથી મહામોહ તેને વિઘ્ન કરી ન શક્યો તેણે શાર્દુલકુમારને રાજ્યાભિષેક કરીને ગુરૂશ્રી પાસે વીતરાગ સંબંધી દિક્ષા ગ્રહણ કરી. અને તેમની સાથે પૃથ્વીતળ પર વિચારવા લાગ્યો આ બાજુ ધનશેખર સાગર અને મૈથુનના પાશમાં પડીને નીચે ઉતરતો ગયો, ધર્મકર્મથી વિમુખ બની ધન અને વિષયવાસનાની તૃપ્તિ માટે વિશ્વમા ફરવા લાગ્યો. એક વખત એક બીલીના ઝાડ નીચે ધન છે એમ જાણીને તે ખોદવા લાગ્યો, તે ખોદતા એક રત્નનો ઘડો તેને મળી આવ્યો પણ તે સ્થાન અને ધનનો અધિષ્ઠાતા દેવ કોપાયમાન થયો અને તેણે તેને મારી નાખ્યો ધન અને વિષયની તૃષ્ણામાં મરણ પામી સાતમી નરકે પાપી પિંજરમા દાખલ થયો.

—

# પ્રકરણ સાતમું

## મહાનયુદ્ધ

રાજસપુરના રાગકેશરી રાજાએ એક વખત પોતાના વિષયાભિલાષ મંત્રીને બોલાવીને જણાવ્યું કે મંત્રીરાજ! મારો વિચાર આ વિશ્વના તમામ જીવો ઉપર રાજ્ય કરવાનો છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમા અખંડ મારૂં રાજ્ય થાય, લોકો મારી આજ્ઞા માનનારા કિંકર જેવા બને, તેવો ઉપાય તમે શોધી કાઢો. વિષયાભિલાષ મંત્રીએ હાથ જોડી આજ્ઞા શિરસાવંદ્ય કરી, તે સંબધી ખુબ વિચાર કરીને જણાવ્યુ કે, પ્રભુ! ત્રણે લોકમાં વિષયોનું જોર વધારે માલમ પડે છે. પાચ ઇન્દ્રિયોના વિષયોની ઇચ્છા વિશ્વના તમામ જીવોમાં ઓછી કે વધારે પણ અમુક પ્રમાણુમા હોય છેજ, માટે આપની ધારણા વિશ્વ-વિજેતા થવાની પારપડવામાં વાંધો નથી કેમકે પાચ ઇન્દ્રિયોના વિકારરૂપ આપણા પાચ માણુસો છે, તેઓ વિશ્વને ઘણી સ્હેલાઇથી સાધી શકે તેમ છે. તે પાચ જણાએ યુદ્ધના પ્રસંગમાં અનેકવાર પોતાનું પરાક્રમ બતાવી આપણુને વિજય અપાવ્યો છે, દેવો તથા મનુષ્યોને પણ પોતા તરફ–આપણા તરફ આકર્ષવાની યુક્તિઓ તેઓ સારી રીતે જાણે છે, તેઓ વીરપુરૂષોને પણ નિર્બળ બનાવી દે છે, મોટા મોટા યોગીઓ મહાત્માઓ અને અવતારી પુરૂષોને પણ ઠગવામાં કુશળ છે. વળી તેઓ સાહસીક

હોવાથી મોટા ગણાતા પુરૂષોની પાસે પણ જઈ ચઢે છે અને તેમના ઉપર પોતાનો પ્રભાવ નાખી છેવટે રાવણ જેવા પ્રબળ પ્રતાપીરાજાઓને પણ પોતાના પગ આગળ નમતા કરી દે છે. મંત્રીની હકીકત સાંભળીને રાગકેશરી ઘણો ખુશી થયો અને તેમને તરત જ પોતાની પાસે બોલાવ્યાં, તે પાચે સેવામાં હાજર થયાં. મંત્રીએ મહારાજાની આજ્ઞા તેમને સંભળાવી અને વિશ્વને વશ કરવા માટે પ્રેરણા કરી. વિષયાભિલાષ મંત્રીના અંગભૂત તે પાચે જણાએ તેમની આજ્ઞા માથે ચઢાવી, જુદા જુદા વેશો ધારણ કરી, વિશ્વને વશ કરવા માટે વિશ્વ તરફ પ્રયાણ કર્યું.

જીવોના સ્વભાવને જાણનારા તેઓએ મોટા મોટા રાજા, મહારાજા, દેવો, દાનવો, ઇન્દ્રો, પશુ અને પક્ષીઓ સુધી પોતાના શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ રૂપ શસ્ત્રોનો મારો ચલાવ્યો, તેમા કોઈને રૂપમાં તો કોઈને રસમાં કોઈને સ્પર્શમા તો કોઈ બીજાને બીજી રીતે પણ વિષયોમાં મોહિત કરી, આસક્ત બનાવીને રાગકેશરી રાજાની આજ્ઞા મનાવી. એટલું જ નહિ પણ પોતાના નોકરોની માફક ઈચ્છાનુસાર તેઓને નચાવ્યા.

વિશ્વના જીવોની આવી દુર્દશા જોઈને, ચારિત્રધર્મ રાજાના એક મહાન શુરવીર સુભટ, સંતોષ કોટવાળને બહુ લાગી આવ્યું, તે પોતાના બધા જોરથી તેની સામે થયો. સદાગમે જીવોને સત્ય વસ્તુનુ ભાન કરાવ્યું અને સંતોષે ઈન્દ્રિયોના વિષયોમાથી વિરક્ત બનાવી ને તે મહામોહાદિના

પરિવારની આજ્ઞામાંથી ઘણા જીવોને છોડાવ્યા, તેમાંથી કેટલાક જીવોને તો રાગ અને વિષયો જયા પહોચી શકતા નથી તેવી નિવૃત્તિ નગરીમાં–નિર્વાણ ભૂમિમાં મોકલાવી દીધા.

આ સમાચાર રાગકેશરીને મળતા તે ઘણો જ કોપાયમાન થયો, તે સાથે તેના હૃદય ઉપર મોટો આઘાત થયો, તેની આખો લાલ થઈ ગઈ, શરીરે પરસેવો છુટયો, છેવટે તેણે ચારિત્રધર્મની પાસેથી ગમે તે રીતે પણ તે વેરનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. પોતાના માણસોને તૈયાર કરીને ચારિત્રધર્મ રાજાના શહેરોની આજુબાજુ છુટાં છવાયાં મોકલી આપ્યાં, અને હાલ તરતમા તો દુશ્મનના કોઈપણ માણસ આપણા હાથમા આવે તો ગમે તે રીતે તેને મારવાં અને પોતાની આજ્ઞા મનાવવાની ભલામણ કરી.

**પ્રિયબંધુ** આ બાજુ સંસારી જીવ ધનશેખર પાપીપિંજરમાથી આયુષ્ય પૂર્ણ થતાં બહાર નીકળી અનેક ભવોમાં સુખ દુઃખનો અનુભવ કરતા ધરાપુર નગરમાં દેવદત્તવિણકની સુદર્શનાસ્ત્રીની કુખથી **પ્રિયબંધુ** નામે પુત્રપણે જન્મ પામ્યો અને અનુક્રમે યુવાવસ્થાએ પહોંચ્યો. બાલ્યાવસ્થામાં તેને તેના માતા પિતાનો વિયોગ થયો. ધનસંપત્તિ નાશ પામી, કુટુંબમાં કલેશ થયો, કોઈ પણ રીતે તેને સંસારમા સુખ ન મળ્યું. ભાવીકાળમા સુખી થઈશ કે કેમ? તેની કાંઈ પણ આશા ન બંધાણી. તેના દુઃખી જીવનના પ્રસંગમાં તેના કુટુંબીઓ કોઈપ્રણ તેને

સહાયક ન થયાં, આવું દુઃખી નિરાધાર જીવન જીવવા કરતા આજીવનનો કોઈ પણ બીજી રીતે ઉપયોગ કરવો તે તેને ઠીક લાગ્યો. આવા દુઃખગર્ભિત વૈરાગ્યથી તેના વિચારો સંસાર ઉપરથી ઉઠી ગયા, કાંઈ પણ સુખનો માર્ગ શોધવો તે વિચારમાં ફરતો ફરતો તે એક સુંદર નામના સાધુના સમુદાય પાસે જઈ ચઢયો. તેના દુંખી જીવનની તે મુનિને દયા આવી, તેમણે તેને ધર્મનો બોધ આપ્યો.

ભાઈ! સંસાર વિવિધ દુઃખથી ભરપુર છે, ધર્મ સિવાય તેમાં બીજો કોઈ ખરો આધાર નથી, જન્મની પાછળ મરણ અવશ્ય છે જ, શરીરમાં વિવિધ રોગો લાગુ પડે છે, યુવાવસ્થાને છેડે વૃદ્ધાવસ્થા આવે છે, તેમાં જીવન વિશેષ પરાધિન બને છે, જ્યાં સંયોગ છે ત્યાં વિયોગ અવશ્ય થાય છે, સંપત્તિ પણ કેટલીકવાર વિપત્તિનું કારણ બને છે વિષયોમાં આસક્ત થયેલા જીવો, શરીર, યુવા-વસ્થા, ધન અને સ્ત્રીની કિંમત વધારે આંકે છે છતાં પણ છેવટે તે બધી વસ્તુઓ તેને સાચી શાંતિ આપતી નથી. પામના-ખસના રોગીને જેમ ખરજ ખણુતી વેળાએ મીઠાશ લાગે છે, છતાં પરિણામે તેમાંથી વધારે દુંખ ઉત્પન્ન કરે છે તેમ તે ધનાદિથી ભોગવેલા વિષયોનું પરિણામ ભાવીકાળમા વિશેષ દુઃખ માટે થાય છે. અરે! વિશ્વમાં એવી કોઈ વસ્તુ નથી કે જે એકાંત હિતકારી હોય! આમ હોવાથી તે જડ પદાર્થોમાંથી સુખી થવાની આશા કરવી તેતો ઝાંઝવાના જળમાંથી પાણીની આશા

રાખવાની માફક નકામી છે, માટે આત્માની સન્મુખ થઈ સર્વસંગનો ત્યાગ કરી, કર્મનો ક્ષય કરી, આત્માનું શુદ્ધ-સ્વરૂપ પ્રગટ કરવું એજ જીવોનું કર્તવ્ય છે અને સાચું સુખ તેમાંથી જ પ્રગટે છે.

તે સુંદર મુનિનો ધાર્મિક બોધ સાભળી પ્રિયબંધુએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સાધુમાર્ગ સ્વીકાર્યો પ્રિયબંધુ સાધુ તો થયો પણ તેની સંસારની વાસના નાશ પામી ન હતી. તે દ્રવ્યથી સાધુ થયો હતો પણ સાચું સાધુપણું તેના હૃદયમા પરિણમ્યું ન હતું તેનું મન કોઈ કોઈ પ્રસંગે વિષયોનું સ્મરણ કરતું હતું

આ પ્રસંગે ચારિત્રધર્મરાજાના માણસોને ઉપદ્રવ કરવા, મારવા અને રાગકેશરીની આજ્ઞા મનાવવાને માટે નીકળેલા મહામોહ અને રાગકેશરીના સુભટોની નજર આ પ્રિયધર્મ સાધુના ઉપર પડી. આ સાધુ અત્યારે એકલો હતો, તે કોઈ કારણસર સમુદાયથી બહાર ગયો હતો, ત્યાં તેના જોવામા એક સુંદર સ્ત્રી આવી, તેનુ મન તેના તરફ ખેંચાયું, તેના વિચારો બદલાયા. આ અવસરે તેની સહાયમાં ચારિત્રધર્મનો કોઇ બળવાન સુભટ ન હતો, તે લાગ જોઇને તેજ અવસરે વિષયાભિલાષે તેના હૃદયમાં પેસીને તેના બ્રહ્મચર્ય નામના અંગ ઉપર-ગુણ ઉપર સખત ફટકો માર્યો, જ્ઞાનાવરણે આવીને તેના મન ઉપર અંધકાર ફેલાવ્યો. હવે તે મુનિ ખુબ ગભરાયો, કયાં જવું! શું કરવું! તેનું તેને ભાન ન રહ્યું. તેની ચિત્તવૃત્તિમા જે શાંતિનું રાજ્ય જોઇએ ત્યાં તે ચિત્તમાં

વિક્ષેપોને લઈને અશાંતિ વ્યાપી રહી હતી. તેમાં પરિગ્રહની ઇચ્છાઓ ઉઠવા લાગી એટલે લોભે આવીને તેના હૃદયને કબજામા લીધું. તેની ચિત્તવૃત્તિ એટલી બધી મલીન થઇ હતી કે તેમાંથી આશા, તૃષ્ણા, વાસના, કામના ના ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. આ પ્રસંગે બીજા સાધુઓ તે તરફ બહાર જવા નીકળ્યા હતા તેણે પ્રિયબંધુને જોયો તેઓ તરતજ તેની પાસે આવ્યા, અને તેને સ્થિર–સ્તબ્ધ થયેલો જોઇ વિચારમા પડયા કે આને શું થયું છે ? તપાસ કરતાં તેની આકૃતિ ઉપરથી તે જ્ઞાની મુનિઓએ નિશ્ચય કર્યો કે જરૂર આના ઉપર મહામોહના માણસોએ ઘા કરેલા છે. તરતજ તેઓએ પ્રિયબંધુને જાગૃત કર્યો, તેના સ્વરૂપનું તેને ભાન કરાવ્યું, સ્વરૂપનું ભાન થતાંજ મહામોહના માણસો જીવ લઈ ને નાશી ગયા. સામાન્ય ભાન આવ્યું હતું પણ ઉંડાણુમા તપાસ કરતાં તેના સંયમ શરીર ઉપર ઘણા ઉંડા ઘા લાગ્યા હતા અને તે તરતમાં રૂઝાય તેવા ન હતા આ સ્થિતિમા તેને ત્યા રાખવો તે ઠીક ન લાગવાથી તે મુનિઓ તેને વિવેક પર્વત ઉપરના, ચિત્તસમાધાન મંડપમાં આવેલી નિસ્પૃહતા નામની વેદિકા ઉપર માડેલા, જીવવીર્ય નામના સિંહાસનપર બેઠેલા, ચારિત્રધર્મ મહારાજાની પાસે ઉપાડીને લઈ આવ્યા. અને મહામોહના માણસોએ આપણા આ સંયમસુભટને ખુબ પ્રહાર કરીને જર્જરીત બનાવી દીધો છે વિગેરે હકીકતથી માહીતગાર કર્યા. ચારિત્રધર્મ રાજાએ તેની સારી સાર સંભાળ કરી, તેમજ આ સયમના પ્રિયબંધુના સગાવ્હાલાં અહીં ઘણાં હતાં. કેમકે જીવનું આતરિક

કુટુંબ બધું આ સ્થાનેજ હોય છે. માર પડવાનું કારણ અને મારનારની હકીકત જાણીને તેઓએ તેની યથાયોગ્ય સદ્‌વિચારોદ્વારા માવજત કરવાનું શરૂ કર્યું.

આ સંયમ-પ્રિયબંધુ સખત ઘવાયો હતો, તેને જોઇને ચારિત્રધર્મની આખી સભામા ખળભળાટ થઇ રહ્યો ધીમે ધીમે તેમનો બધો પરિવાર ત્યાં એકઠો થયો. આવેશમાં આવેલા સુભટો કોઈ હાથ પછાડે છે, કોઈ પગ પછાડે છે, કોઇ મોટે શબ્દે મારો, હઠાવો, પકડો એવી બુમો પાડવા લાગ્યા ધરતિ કંપવા લાગી સમુદ્રના ક્ષોભની માફક બધા સભાસદોના મનમા તાત્વિક ક્ષોભ થયો.

આખી સભામાં આવેશ, કોળાહળ અને ક્ષોભ થયેલો દેખી સદ્‌બોધ પ્રધાને ઉભા થઇને ચારિત્રધર્મ મહારાજાને વિનંતિ કરી કે મહારાજા ! અકાળે વાદળાની ગર્જના જેવો આ ખળભળાટ કરવો યોગ્ય નથી, આપ આ સભાને શાંત કરો. તેમજ આપના અને તેમના વિચારો તથા અભિપ્રાયો મેળવો

પ્રધાનની સૂચનાથી ચારિત્રધર્મરાજે સભા તરફ નજર કરી કે તરતજ સભામાં શાંતિ ફેલાણી.

ચારિત્રધર્મરાજે સભાજનોને ઉદ્દેશીને કહ્યું કે સભાસદો ! જે હકીકત બની છે તે તમારા જાણવામાં આવી છે. આ સંબંધી આપણે શું કરવું તે સંબંધી હું તમારો અભિપ્રાય જાણવા માગું છું.

આ હકીકત જાણીને સત્ય, શૌચ, તપ, ત્યાગ, બ્રહ્મચર્ય વિગેરે રાજાઓ, રાજકુમારો વિગેરેના મનમાં યુદ્ધનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો તેઓ બધાઓએ એક વિચારપર આવીને જણાવ્યું કે, "પ્રભુ ! મહામોહાદિના માણસોએ સંયમસુભટની આવી કદર્થના કરી તે અમારાથી જોઇ કે ખમી શકાય તેમ નથી, અમે તેની જરાપણ ઉપેક્ષા કરવા ઇચ્છતા નથી. તેને શિક્ષા કરવામાં જરાપણ વિલંબ થવો ન જોઈએ; તે ચોરટાઓને જડમૂળમાંથી ઉખેડી નાખવા જોઇએ, આપનો એક એક સુભટ અને સેનાપતિ એટલા બળવાન છે કે દુશ્મનની આખી સેનાનો નાશ કરી શકે."

મહામોહની સામે યુદ્ધ કરવાની હોંશવાળા પોતાના પરિવારને જોઈને ચારિત્રધર્મરાજા, સદ્બોધ પ્રધાન અને સમ્યગ્દર્શન સેનાપતિ ત્રણે વિચારણા કરવા એક ઓરડામાં ગયા.

આ બાજુ સદ્બોધ પ્રધાનની સ્ત્રી **અવગતિ** આ બધું નજરે જોઇ રહી હતી, તે એક બાજુ બેસી મનમાં વિચાર કરવા લાગી કે, "સંયમસુભટનો વેશધારણ કરનાર આ પ્રિયબંધુને માર શા માટે પડયો ? સંયમ તે વળી માર ખાય ખરો કે ? વિચાર કરતાં તેને જણાયું કે જેની પાસે સદ્બોધ–તાત્વિકજ્ઞાન નથી, જેની પાસે સમ્યક્દર્શન–બોધિબીજરૂપ તાત્વિક વસ્તુ કે માર્ગપર શ્રદ્ધાન નથી અને જેની આગળ મહાન્ વૈરાગ બળને પોષણ આપનાર સંતોષ નથી; તેવો દ્રવ્યક્રિયાવાન, લાયકાત વિના સંયમનો વેશ ધારણ

કરનાર પ્રિયબંધુ, મહામોહ અને તેના માણસો તરફનો માર ખાય તેમા નવાઇ નથી. આ સત્ય, શૌર્ય તપ ત્યાગ બ્રહ્મચર્યાદિ-બાહ્ય ગુણો રાજકુમારો કે રાજાઓ ગમે તેટલા ધમપછાડા કરે પણ મહાન્ બુદ્ધિશાળી અને બળ કરતાં કળથી કામ લેનારા સદ્બોધ, બોધિબીજ અને સંતોષાદિ વિના એકલા કાંઈ કામ કરી શકવાના નથી. લડાઈ કરીને વિજય મેળવી શકવાના નથી એટલુંજ નહિં પણ ઉલટા પાછા પાડવાના છે. ઇત્યાદિ અનેક વિચારો કરીને અવગતિ હમણા મૌનપણે રહેવાનો નિશ્ચય કરે છે, અને ખાનગી ઓરડામા મળેલા ત્રણ નાયકોના વિચારો ગુપ્તપણે સાંભળવાનો નિશ્ચય કરી તેણીએ પોતાના પતિ પ્રધાનના હ્રદયમાં પ્રવેશ કર્યો.

આ વખતે સમ્યગ્દર્શન સેનાપતિએ ચારિત્રધર્મ મહારાજાને ઉદ્દેશીને બોલતા જણાવ્યું કે, દેવ! આપના બહાદુર લડવૈયાઓએ યુદ્ધ કરવાનો જે અભિપ્રાય આપ્યો છે તે અમલમાં મૂકવો મને ઉચિત લાગે છે, કેમકે જેને સ્વમાનની થોડી પણ લાગણી હોય તેઓ દુશ્મનના કરેલા આવા અપરાધની ઉપેક્ષા કરીને બેસી નજ રહે. શત્રુ તરફનો પરાભવ સહન કરવા કરતાં બળી મરવું કે મરી જવું એ હું વધારે પસંદ કરૂં છું માટે શત્રુઓનો નાશ કરીને આપણે આપણું રાજ્ય નિષ્કંટક બનાવવું જોઇએ, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

ચારિત્રધર્મ રાજાએ સદ્બોધ પ્રધાન તરફ નજર કરી તેનો અભિપ્રાય માંગ્યો. મહાકુશળ બુદ્ધિવાળો પ્રધાન

વસ્તુતત્ત્વ શું છે! અને અત્યારે શું કાર્ય કરવું યોગ્ય છે એ વિષેનો ઉંડો વિચાર કરી બોલ્યો કે. મહારાજા! સમ્યગ્દર્શન સેનાપતિજીએ ઘણી સારી હકીકત કહી છે, તેથી આ બાબતમા મારે વિરૂદ્ધ બોલવું એ ઠીક નથી લાગતું. છતાં આપને મારા તરફ બહુમાન છે, પ્રસંગોપાત મારી સલાહ માગો છો તેથી કાંઇક બોલવાની ઇચ્છા કરુ છું.

સમ્યગ્દર્શનને ઉદ્દેશીને પ્રધાને જણાવ્યું. ભાઈ સેનાપતિ! તમારૂ પ્રબળ તેજ, વાણી ઉપરનો મજબુત કાબુ અને સ્વામિ તરફ પ્રશંસવા યોગ્ય ભક્તિ એ સર્વ વખાણવા લાયક છે, ખરી લાગણીવાળો શત્રુ તરફનો પરાભવ સહન ન કરી શકે તે યોગ્ય છે. વળી મહામોહાદિ ઘણા દુષ્ટ છે, તેનો નાશ અવશ્ય કરવોજ જોઇએ, એમા જરા પણ શંકા જેવું નથી. આપણા મહારાજાના સેવકો પરાક્રમી છે એટલુંજ નહિં પણ આપણા પરિવારમાં સ્ત્રીઓ પણ યુદ્ધમાં ઉતરી દુશ્મનોનો નાશ કરે તેવી છે. આ સર્વ હકીકત છતાં ડાહ્યો માણસ વખત વિના કોઈ પણ કાર્યનો આરંભ કરતો નથી, કેમકે નીતિ અને પુરૂષાર્થ ખરા અવસરે જ કાર્ય સાધી શકે છે, અવસર વિના કરાયેલો પ્રયત્ન નિષ્ફળ નિવડે છે

આપ તથા મહારાજા બન્ને નીતિના જાણકાર છો, છતાં મુદ્દાની થોડી વાત મારે આપને જણાવવી જોઇએ તેમ ધારીને કહું છું કે, માણસ ગમે તેવા શાસ્રનો જાણકાર હોય છતાં પોતાની અવસ્થા બરાબર જાણતો ન હોય તો આંધળાની આગળ આરિસો ધરવાની માફક તેનો પ્રયાસ

નિષ્ફળ નિવડે છે. વખત વિના જે વસ્તુ અસાધ્ય જેવી લાગતી હોય તે મેળવવા પ્રયત્ન કરનાર વિશ્વમાં હાંસી પાત્ર થાય છે અને તે સાથે તેનો તથા તેના આશ્રિતોનો સર્વથા નાશ થાય છે.

સેનાપતિજી! તમે જે કામ આદરવા ધારો છો તેનાં મૂળ તો પ્રથમથીજ નાશ પામેલા છે, એટલે તમારો યુદ્ધ કરી દુશ્મનને જીતવાનો ગમે તેટલો ઉત્સાહ હશે તો પણ તે કામે લાગવાનો નથી. આપને ખબરજ હશે કે આ આખું ભવચક્ર, આપણે અને પેલા બળવાન મહામોહાદિ શત્રુઓ તથા કર્મપરિણામ મહારાજા એ સર્વ પેલા સંસારી જીવ પ્રિયબંધુ–મહાત્માના તાબામા છીએ, તેના ઉપર આધાર રાખનારા છીએ, આ આખી ચિત્તવૃત્તિ અટવી તે સંસારી જીવના તાબામા છે તે સંસારી જીવ બીચારો અત્યારે મારા તમારા જેવા મદદગારના નામો પણ જાણતો નથી, મહામોહાદિ દુશ્મનોને પોતાના વ્હાલા સંબંધીઓ માને છે, જો તેમ ન હોય તો તે વિષયાભિલાષ તરફ લાગણી ધરાવે ખરો કે? તેને પોતાના મનમાં યાદ કરે કે? સ્થાન આપે ખરો કે? નહિંજ.

મહામોહ તથા આપણા બન્ને પક્ષમાં જે પક્ષ તરફ આ સંસારી જીવનો પક્ષપાત–લાગણી હોય છે તે પક્ષના લશ્કરનો વિજય થાય છે, તેમા જરા પણ શંકા જેવું નથી. કેમકે દરેક બાબતમા મૂલ નાયક–વરરાજા તરીકે તો તેજ છે. આપણે તો વળાવીયા કે જાનૈયા જેવા છીએ જો આમજ

છે તો આપણું સૈન્ય ઉત્તમ છે, હિતકારી છે અને સંબંધ કરવા લાયક છે એમ જ્યાં સુધી તે સંસારી જીવ-પ્રિય-બંધુ જાણે નહિ અને આપણા પક્ષમાં તે ઉભો રહે નહિ ત્યાં સુધી લડાઈની તૈયારી કે દુશ્મન તરફ પ્રયાણ કરવું એ ફોગટ છે, રાજનીતિ તો આ પ્રમાણે કહે છે. આવા વખતે શામ નીતિનો આશ્રય કરવો, આપણે પોતાના સ્થાનમાં બેસી રહેવું અને શત્રુની ઉપેક્ષા કરવી તેજ યોગ્ય છે. ચોક્કસ કાર્ય કરવા માટે કોઈવાર સંકોચ પણ કરવો પડે છે હાથીને મારવા માટે સિંહ પ્રથમ પાછો હઠી-સંકોચાઇને પછી ફાળ મારે છે, એ ન્યાયે કદાચ આપણે પાછું ફરવું પડે તો તે સમજણ પૂર્વક હોવાથી પુરૂષાર્થનો નાશ કરનાર નથી. લડવા તૈયાર થયેલો ઘેટો જરા પાછો હઠી-જોર એકઠું કરી પછી માથું મારે છે તેમ અત્યારે આપણે કરવાની જરૂર છે

સેનાપતિએ જવાબ આપ્યો. પ્રધાનજી ! સંસારી જીવ આપણને ઓળખી શકશે કે કેમ તેની શી ખબર પડે ? શત્રુ આપણને ત્રાસ આપે છે હેરાન કરે છે તે તમે જુઓ છો ને ? આજે તેણે સંયમને હેરાન કર્યો, કાલે આપણો વારો આવશે તો શુ એમને એમ બેસી રહેવું ? સંસારી જીવનુ તો કાઇ ઠેકાણું નથી

પ્રધાને જણાવ્યું સેનાપતિજી ! આ વાતમા ઉતાવળ કરવા જેવુ કે ગભરાવા જેવુ કાઇ નથી. વ્હેલો કે મોડો પણ સંસારી જીવ આપણને આપણા ખરા સ્વરૂપમા જરૂર

જાણશે-ઓળખશે કર્મપરિણામ રાજા આપણા તેમજ મહા-મોહના લશ્કરમા રહે છે, તે લગભગ બન્ને બાજુ સરખો પક્ષ કરનારો છે. આ સંસારી જીવ પણ કર્મપરિણામ રાજા જેમ કહે તેમ કર્યા વિના રહેતો નથી, તેનાજ હુકમમાં અત્યારે તે વર્તે છે. માટે વખત જોઈને કર્મપરિણામ આપણી ઓળખાણ જરૂર કરાવશે, તેમજ આપણે તેના કેટલા અને કેવા હિતકારી છીએ તે પણ જણાવશે. એ વખતે આપણને બરાબર હિતસ્વી રૂપે ઓળખીને તે સંસારી જીવ આપણા પક્ષમાં ભળશે, ત્યાર પછીજ આપણે દુશ્મનને હઠાવવાને -જીતવાને સમર્થ થઈશું.

સેનાપતિજી ! કર્મપરિણામરાજા અવસર જોઈને-જીવની યોગ્યતા તપાસીને-વિચારીને પછી મોટી બ્હેન લોક સ્થિતિનો અભિપ્રાય મેળવશે, પછી પોતાની સ્ત્રી કાળપરિણતિને પૂછશે, પછી સ્વભાવ, નિયતિ આદિને તેની હકીકત સંભળાવીને સંસારી જીવની સ્ત્રી ભવિતવ્યતાને અનુકુળ કરી લેશે, ત્યારે આપણી હકીકતથી કર્મપરિણામ રાજા સંસારી જીવને માહીતગાર કરશે. તે વખતે કોઈપણ પ્રકારના પ્રતિબંધના -વિઘ્ન કરનાર કારણો ન હોવાથી તે વાત સંસારી જીવને યોગ્ય લાગશે અને પછી તે આપણા તરફ નિર્મળ ભાવથી-પ્રેમ બુદ્ધિથી જોશે, આપણી હકીકત સમજશે અને આપણને હિતસ્વી મિત્રપણે સ્વીકારશે સેનાપતિ ! સાહેબ આ પ્રમાણે બનશે ત્યારે જ આપણે આપણા દુશ્મનોને હરાવી દેવા શક્તિમાન થઈશું. આ બાબતમાં હાલ તરત

વખત લંબાવી અવસર આવ્યે લડાઈ કરવાની તૈયારી કરી કાર્ય સિદ્ધ કરવું એવો મારો નમ્ર અભિપ્રાય છે.

મંત્રીશ્વર! તમે કહો છો તે વાત યોગ્ય લાગે છે, તો હમણા આપણા તરફથી એક દૂત દુશ્મનો તરફ મોકલો. તે દૂત તેમને બે વચનો કહે અને તેથી તેઓ આપણા માણસોને ત્રાસ ન આપે, તેમજ તેઓ પોતાની હદ ઓલંઘે નહિ, આટલું તો જરૂર કરવું તે મને ઠીક લાગે છે.

પ્રધાને જણાવ્યું, સેનાપતિજી! મારા વિચાર પ્રમાણે તો દૂતને મોકલવાની હાલમાં કાંઈ જરૂર નથી, તેથી કાંઈ કાર્ય સિદ્ધ થશે નહિ, માટે હાલ તો ચુપચુપ શાંત બેસી રહેવાની જરૂર છે, તેજ અત્યારે યોગ્ય છે.

પ્રધાનજી! પણ તેમાં બીક રાખવાનું કાંઈ કારણ નથી તેઓ કદાચ દૂતના વચનોથી ગુસ્સે થાય તો પણ આપણા જેવાને તેઓ શું કરવાના છે? વળી દૂતે લડાઈ કરવાની ધમકી ન આપવી, પણ સમજાવટથી સંધિ કરવાની હકીકત જણાવવી, તેમા તો કાંઈ વાંધો નથી ને?

પ્રધાને જણાવ્યું, સેનાપતિજી! સામો પક્ષ કોપાયમાન થયો હોય તે વખતે શામનીતિ કામ ન આવે, ઉલટો ક્લેશ વધશે, તપેલા ઘીમા પાણી નાખવાથી ઠરવાને બદલે ભડકો થશે; એમા જરાપણ શંકા ન રાખશો, પરિણામ વિપરિત આવશે, છતાં તમારી ઇચ્છા હોય તો દૂત મોકલીને ખાત્રી કરો તેથી દુશ્મનનો આશય તો સમજાશે, એટલે પ્રસંગાનુસાર જે યોગ્ય લાગશે તે આપણે કરીશું.

સદ્બોધની વાતને ચારિત્રધર્મ રાજાએ અનુમોદન આપ્યું એટલે સત્ય નામના દૂતને સમજાવીને મહામોહ તરફ વિદાય કરવામાં આવ્યો.

**પ્રમત્તતાનદીનાકિનારાઉપર** આ વખતે પ્રમત્તતા નદીના કિનારા ઉપર ચિત્તવિક્ષેપ મંડપમાં આવેલા સભા-સ્થાનમાં મહામોહરાજા પોતાના પરિવાર સાથે બેઠો હતો, ત્યા સત્યદૂત આવી પહોચ્યો મહામોહની આજ્ઞાથી દૂત સભામા દાખલ થયો, સહુજ પ્રણામ કરીને તેમણે આપેલા આસન પર તે બેઠો. ક્ષેમકુશળના સમાચાર પૂછીને દૂતે પોતાની ઉદારનીતિ વાપરીને શાતિ થાય તેમ પોતાનુ કાર્ય નિવેદિત કર્યું.

મહારાજા ! આ ચિત્તવૃત્તિ અટવીમાં આપે હમણાં જ્યા સભા સ્થાન જમાવ્યું છે તેનો ખરો માલિક–અધિષ્ઠાતા સંસારી જીવ છે. આ અંતરંગ અમે અને તમે સર્વ રાજાઓનો, ગામો તથા નગરોનો, સાચો માલિકતો તે જ છે એ વાત ચોક્કસ છે- આમ હોવાથી અમે તમે અને કર્મપરિણામ મહારાજાદિ સર્વ અંતરંગ રાજાઓ તે સંસારી જીવના નોકરો છીએ, આમ હકીકત હોવાથી આ રાજ્ય એકજ છે અને સંસારી જીવ આપણા સઘળાનો એકજ સ્વામી છે, તો પછી આપણે માહોમાહે કલેશ શા માટે કરવો જોઇએ ? પોતાના સ્વામી તરફ ભક્તિવાળા અને શક્તિશાળીજે સેવકો હોય છે તેઓ તો પરસ્પર મળીને કામકાજ કરે છે, સેવકો એ ભાઈઓ જ છે. જે સેવકો પોતાના માલિકનુ શ્રેય ઇચ્છતા હોય

તેમણે પોતાના પક્ષનો ક્ષય થાય તેમ પરસ્પર લડવું ન જોઈએ, મારામારી કરવી ન જોઈએ અને સુલેહ શાંતિથી રહેવું જોઈએ.

મહારાજા! પ્રીતિ અને આનંદમાં આપણો વધારો થાય અને જરૂર પડતાં આપણે એક બીજાની મદદમાં ઉભા રહીએ તેમ કરવાની આપણને જરૂર છે, તેમ થતાં આપણા સ્વામી સંસારી જીવની આપણે સાચી સેવા બજાવી ગણાશે. આ પ્રમાણે કહીને સત્યદૂત તેના જવાબની રાહ જોતો તેના સામી દૃષ્ટિ રાખી ઉભો રહ્યો

**દુતનો પરાભવ, યુદ્ધની તૈયારી** સત્યદૂતનાં આ વચનો સાંભળી ક્રોધ અને મદના આવેશવાળી મહામોહની સભામા મોટો ખળભળાટ મચી રહ્યો. હાજર રહેલા રાજાઓ, સેનાપતિ અને સભાસદો રાતાપીળા થઈ પગ પછાડવા લાગ્યા કોઈ હોઠ કરડવા લાગ્યા. એક દર વિચારતા આખી સભા ક્રોધાંધ થઇ ગઈ દૂતના વચનો તેમને રૂચ્યાં નહિ તેથી એકે અવાજે તેઓ બોલી ઉઠ્યા

ઓ દુષ્ટદૂત! આ તને કોણે શીખવ્યુ? તું શું બોલ્યો? સંસારી જીવ અમારો સ્વામી છે અને અમે તેના સંબંધી છીએ! આ તારા મીઠા શબ્દોથી અમે ઠગાઈએ તેવા નથી. તું અને તારા પક્ષવાળા તને મોકલનારા યાદ રાખજો કે, તમે પાતાળમા પેસી જશો તો પણ અમે તમને છોડવાના નથી શું સંસારી જીવ અમારો સ્વામી! અને તમે હમારા સંબંધી છો? તમે શું સમજો છો?

સંબંધ તો ઠીક જોડી કાઢયો! હવે તમે અહીંથી જલદી પધારો. અને તમારી શાંતિ માટે તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરતા તૈયાર થઈ રહો આ તારી પાછળ જ અમે યુદ્ધ કરવાને માટે આવ્યાજ સમજજે.

આ પ્રમાણે એક બીજા હસતા, તાળીઓ પાડતા, હલકાં વચનો બોલી દૂતને ત્રાસ દેવા લાગ્યા. બીજી બાજુ શરીરપર બખતર પહેરી હાથમાં શસ્ત્રો લઇને, મહામોહને આગળ કરી બધા રણશૂરા સુભટો ચારિત્રધર્મ સાથે યુદ્ધ કરવાને નીકળી પડયા.

આવું ભયંકર પરિણામ આ વાતનું આવશે, એવી સ્વપ્ને પણ આશા ન રાખનાર સત્યદૂત આ સ્થિતિ જોઇને ત્યાં વધારે વખત ન રોકાતા જેમ બને તેમ ઉતાવળે પાછો ફરી, ચારિત્રધર્મ રાજાદિને શત્રુ ગુસ્સે થઈ મારી પાછળજ યુદ્ધ કરવા માટે આવે છે તે સર્વ સમાચાર આપ્યા

મહામોહ રાજાનું લશ્કર નજીક આવતું જાણીને મંત્રીની સંમતિ વિના પણ પ્રસંગને આધિન થઈને ચારિત્ર-ધર્મ રાજાએ લશ્કરને તૈયાર થવાની આજ્ઞા આપી. લશ્કર તરતજ તૈયાર થઈ ગયું.

**મહાયુદ્ધ, ચારિત્રધર્મનો પરાજય**–ચિત્તવૃત્તિ અટવીનાં છેડા ઉપરના એક રમણીય પ્રદેશમાં બન્ને સૈન્યો સામસામા આવી લાગ્યા અને તે અટવીમાજ યુદ્ધ શરૂ થયું. ચારિત્ર ધર્મને અનુસરનારા રાજાઓનો મોટો સમુદાય પોતાના સૈન્ય

સાથે રણાંગણમાં ઉતર્યો. શસ્ત્રોના ચળકાટથી ચિત્તવૃત્તિ અટ-વીમાં પ્રકાશ જેવો ભાસ થવા લાગ્યો.

આ તરફ જ્ઞાનાસંવરણ તથા દુષ્ટાભિસંધિ વિગેરે મહામોહના અનેક રાજાઓએ રણશીંગા વગાડતા, પોતાના શરીરની કાળી છાયા વડે સંસારીજીવની ચિત્તવૃત્તિને અંધકારમય બનાવી દીધી. સદ્‌બોધમંત્રીએ જ્ઞાનના પ્રકાશવડે જીવની ચિત્તવૃત્તિમા પ્રકાશ નાખવા માંડયો. તે સામે જ્ઞાનાસંવરણે તથા દુષ્ટાભિસંધિએ વિવિધ વિકલ્પોના ધુમાડાના ગોટે ગોટા જીવની ચિત્તવૃત્તિમાં ઉત્પન્ન કર્યાં, તેને લઈને જ્ઞાનનો પ્રકાશ આચ્છાદિત થઈ ગયો. જ્ઞાન હણાઈ જતા પ્રિયબંધુની ચિત્તવૃત્તિમાં અંધકાર વ્યાપી રહ્યો શું કરવું તે કાંઈ તેને સુજયું નહિ મહામોહના સુભટો તો અંધકારમાં રહેવા અને ઘા કરવાને ટેવાયા હતા, આ અંધકારનો–જીવની અજ્ઞાનતાનો લાભ લઈને તેઓએ ચારિત્રધર્મના સૈન્યનો–જીવના સદ્‌ગુણોનો ઘાણ કાઢી નાખ્યો. કાયરો કંપી ઉઠયા અને નાશ ભાગ કરવા લાગ્યા જીવનો સદ્‌બોધ મંત્રી ઘવાયો, તેના અભાવે શૂરવીર છતા ચારિત્રધર્મના સુભટો, તપ, અકિંચન, બ્રહ્મચર્ય, સત્ક્રિયાદિ નિષ્ફળ નિવડયા. સદ્‌બોધ વિનાનો સંતોષ બહુ ઉપયોગી ન થયો. ચારિત્રધર્મ, અને યતિકુમારાદિની શક્તિ કુંઠિત થઈ ગઈ. મહામોહાદિના શસ્ત્રના પ્રહારથી જર્જરીત થઈ સૈનિકો સદ્‌ગુણો ટપોટપ રણમાં પડવા લાગ્યા, જેમજેમ ચારિત્રધર્મના સુભટો પાછા હઠવા લાગ્યા, તેમ તેમ મહામોહના સુભટો આગળ ધસવા લાગ્યા.

આ ભયંકર યુદ્ધમા સંસારી જીવની લાગણીઓ, વાસના વિગેરે કામનાથી ભરેલી હોવાથી, તથા જ્ઞાનના પ્રકાનશનો અભાવ હોવાથી, જ્ઞાન અને શુદ્ધવર્તનના અભાવે આત્માને બદલે માયા તરફ પ્રવૃત્તિ હોવાને કારણે, ચારિ-ત્રધર્મના સુભટોએ હાર ખાધી, તેમણે ઘણો માર પડયો, દુશ્મનોની ભયંકર ગર્જનાઓથી આખું લશ્કર ધ્રુજી ઉઠયું. આમ ચારિત્રધર્મ રાજા ઉપર બળવાન મહામોહે વિજય મેળવ્યો તેમના સૈન્યમા ભંગાણ પડયું એટલે તેઓ ભાગીને પોતાના સ્થાનમા ભરાઈ બેઠા. મહામોહનો સેનાપતિ ગર્જારવ કરતો તેઓની પાછળ પડયો, અને તે ચારિત્રધર્માદિને તેના સૈન્ય સાથે ચારે બાજુથી ઘેરી લેવામાં આવ્યા છેવટે મહા-મોહનું રાજ્ય વિશ્વમા જીવની ચિત્તવૃત્તિમા ફેલાયું અને ચારિત્રધર્મનું બધું સૈન્ય ચિત્તવૃત્તિ અટવીની અંદર ઘેરામાં સપડાઈ ગયું.

પ્રિયબંધુ—સંસારી જીવ આમ દ્રવ્યથી સાધુ થયો પણ તાત્વિકજ્ઞાન, આત્માનું શુદ્ધ લક્ષ અને વાસના વિનાનું જીવન એ વિગેરે સાધનો તેની પાસે ન હોવાથી તેનું બાહ્યજીવન અને વ્યવહારિક ક્રિયાઓ મહામોહના સૈન્યની સામે ટક્કર ઝીલી ન શકી. આમ તાત્વિકજ્ઞાન જે સદ્બોધ રૂપે છે તે અને નિર્મોહી જીવનના અભાવે દ્રવ્ય ચારિત્રવાળું જીવન પુરૂં કરીને પ્રિયબંધુ વ્યંતરની જાતિમાં હલકા દેવ પણે ઉત્પન્ન થયો.

# પ્રકરણ આઠમું.

## ધનવાહન

વિવિધ જન્મોના વિવિધ અનુભવ સાથે સંસારી જીવ, **આલ્હાદન** નગરના **જીમૂતરાજાની** **લીલાદેવી** રાણીના ઉદરથી પુત્રપણે જન્મ્યો. તેનું **ધનવાહન** નામ રાખવામાં આવ્યું. તે રાજાના નાના ભાઈ **નીરદને** ત્યા પણ એક **અકલંક** નામના ભાગ્યવાન પુત્રનો જન્મ થયો. આ કુમાર કુશળ કર્મ કરવામાં તત્પર જૈન ધર્મ પરાયણ હતો, બાલ્યાવસ્થાથીજ બન્ને ભાઈઓ વચ્ચે મિત્રતા બંધાણી. તે કુમાર ઘણો ગુણવાન ધર્માત્મા હતો. ભવજંતુ ધનવાહનને આગળ વધવામાં સત્સંગનું તે ઉત્તમ સાધન હતું.

બન્ને કુમારો એક વખત **બુધનંદન** વનમા ફરવા ગયા હતા ત્યાં તેમને આત્મભાનમાં જાગૃત થયેલા શાંતઆત્મા મુનિઓનાં દર્શન થયાં. જુદાજુદા મુનિઓ પાસે બેસીને બન્ને ભાઇઓએ તેમને વૈરાગ્ય થવાનાં કારણો પૂછ્યાં અને તે એવાંતો બોધદાયક તથા સંસારથી નિર્વેદ કરનારા હતા કે, પવિત્રાત્મા અકલંકકુમાર તો સંસારથી વિરકત ભાવ પામ્યો. ધનવાહન કુમાર સંસારી જીવ પણ પુણ્યશાળી હતો છતાં આત્માની જાગૃતિવાળી તેવી તૈયારી તેની ન હતી. એટલે તેટલી હદસુધીનાં પરિણામમા તેનું પરાવર્તન ન થયું. પણ મુનિઓનાં દર્શન, તેમની રહેણી કહેણી, શાંતિમયજીવન, વૈરાગ્ય અને આત્મભાન જાગૃત કરનાર બોધથી

તેની પણ ધર્મ ઉપર સ્વભાવિક પ્રીતિ જાગૃત થઈ. તેના હૃદયમાં નિર્મળતા આવી, તેની ચિત્તવૃત્તિ ઉજવળ થવા લાગી અને તેનાં પરિણામો ભદ્રિક ભાવવાળાં થયાં.

**ઘેરામાં સપડાયેલા ચારિત્ર ધર્માદિ**—આ બાજુ પોતાના બધા લશ્કરને ઘેરાઈ જવાને લીધે દિલગીરીમાં આવી પડેલા ચારિત્રધર્મ રાજાને જોઈને સદ્બોધ મંત્રિએ જણાવ્યું કે દેવ! આપણને હવે વધારે વખત દિલગીર થવા જેવું નથી, કેમકે આ સમર્થ સંસારી જીવ થોડા વખતમાં પોતાનું સ્વરૂપ સમજશે, અને પછી જેવો આપણને તે ઓળખશે કે તેવોજ આપણા પરિવારને બળ-મદદ આપવાનું શરૂ કરશે તે પછીથી મહામોહના આખા સૈન્યનો આપણે નાશ કરીશું.

પ્રભુ! જુઓ તો ખરા. આ ચિત્તવૃત્તિ અટવી અત્યારે થોડી થોડી ઉજ્જવળ થવા માડી છે તે ઉપરથી નિશ્ચય થાય છે કે તે સંસારી જીવ આપણને ઓળખી શકે તેવી સ્થિતિમાં આવતો જાય છે, એની ચિત્તવૃત્તિમાં રહેલા અંધકારમાં આપણે એટલા બધા દબાઈ ગયા છીએ કે તે આપણને અત્યાર સુધીમાં જોઈ શક્યો જ નથી, આ અંધકાર ઓછો થવા સાથે પ્રકાશ વધવા લાગ્યો છે તેથી હું માનું છું કે તે જરૂર આપણને જોશે, માટે આપણે આપણા કર્મપરિણામ રાજાને પૂછીને કોઈ ચોક્કસ માણસને તેની પાસે મોકલવો જોઇએ. સંસારીજીવ આપણને અનુકૂળ થાય તેવી પ્રવૃતિ તે માણુસ ત્યાં જઈને કરે તો પછી આપણને મળવાની તેને ઈચ્છા જરૂર થશે.

પ્રધાનની આ સલાહ ચારિત્રધર્મને પસંદ પડી, તેમણે જણાવ્યું કે, કર્મપરિણામ પાસે જવાને કોણ યોગ્ય છે? પ્રધાને જણાવ્યું કે દેવ! તે કાર્યને માટે **સદાગમ** લાયક છે, સંસારી જીવને સદાગમની સોબત થવાથી તેને આપણું દર્શન—આપણી માન્યતા જાણવાની ઇચ્છા પ્રબળ થશે, તે પછી કર્મપરિણામ તેને આપણી ઓળખાણ કરાવશે.

મહારાજા! આપની ધ્યાનમાં આવ્યું જ હશે કે આપણી જે પ્રથમ હાર થઇ હતી તેમાં તે સંસારી જીવ પાસે સદાગમનું—તાત્ત્વિકજ્ઞાનનું જોર ન હતું, એજ કારણ હતું. જો તે જીવને સદાગમની સારી સોબત થઇ હોત તો સદાગમ તેના કર્મપરિણામનુ પરિવર્ત્તન કર્યા વિના નજ રહેત. "ખરી વાત છે, જ્ઞાની પુરૂષોની સોબત એને તેની પાસેથી તાત્ત્વિક આત્મજ્ઞાન જાણ્યા વિના જીવોના પરિણામમા સુધારો થઈ શકતો નથી, અને તેમ થયા વિના અનાદિકાળની પડેલી ભૂલો સુધારી શકાતી નથી" અત્યારે પણ પ્રથમ સદાગમને મોકલવાનું કારણ એજ છે કે તે જઇને જીવના કર્મપરિણામમાં ઘણો સારો પલટો કરાવી શકશે, તેથી કર્મપરિણામ આપણને અનુકૂળ થતા આપણે મહામોહનો નાશ કરવાને સમર્થ થઈશું. માટે કર્મ-પરિણામ પાસે જવાને સદાગમ જેવો બીજો કોઈ લાયક નથી.

સદ્બોધ મંત્રીની સલાહને માન આપીને ચારિત્રધર્મ-રાજાએ સદાગમને સંસારી જીવ પાસે જવાનો હુકમ કર્યો. તે સાથે સમ્યગ્દર્શન—સેનાપતિને મોકલવાની ઇચ્છા રાજાએ જણાવી મંત્રીએ કહ્યુ. દેવ! સેનાપતિ સાથે જાય

તે ઉત્તમ છે, કેમકે સદાગમ પણ સમ્યગ્દર્શન સાથે હોય ત્યારે જ ખરો લાભ આપી શકે છે, અને તેમ થાય ત્યારે જ તે જીવ આપણને ખરેખર ઓળખી શકે. પણ મહારાજા ! હજી સમ્સગ્દશનને મોકલવાનો વખત આવી પહોચ્યો નથી, અવસર વિનાનો પ્રયત્ન નિષ્ફળ નિવડે છે.

ચારિત્રધર્મે જણાવ્યું કે તેને મોકલવાનો અવસર ક્યારે આવશે ? મંત્રીએ કહ્યું હમણાં સદાગમને સંસારી જીવ પાસે જવાદ્યો અને યોગ્ય વિચારો આપીને તેને અનુકૂળ થવાદ્યો, ત્યારપછી સેનાપતિને મોકલશું સદાગમની સાથે રહીને તેના વારવારના પરિચયથી સસારી જીવ પોતામા આત્મવીર્ય આત્મશકિત વધારશે, ત્યારેજ સમ્ગ્દર્શન તેની પાસે રહી ટકી શકશે, "સદાગમ તરફથી મળેલ જ્ઞાનના બળે જીવમાં આત્મ શકિતનો વિકાશ થાય છે, તે આત્મભાન જેટલું વધારે બળવાન -વધારે જાગૃતિવાળું હોય, રાગદ્વેષાદિના પ્રબળ નિમિત્તો વચ્ચે પણ તે ભાન ન ભૂલાય તેટલું મજબુત હોય ત્યારે સમ્યગ્દર્શન પ્રગટે છે અને તે જીવમાં ટકી રહે છે. નહિતર જેમ વાયરાના ઝપાટાથી દીવો બુઝાઇ જાય છે તેમ રાગદ્વેષાદિનાં પ્રબળ નિમિત્તો મળતાં, આત્મા આત્મ ભાન ભૂલીને તદાકારે પરિણમી મિથ્યાત્વી થઈ જાય છે, માટે પ્રથમ પોતાનું ભાન-આત્માનું ભાન ટકી રહે તે માટે સદાગમની-જ્ઞાની પુરૂષોના લાબા સહવાસન જરૂર જીવને છે." આ સલાહને માન્ય રાખીને સદાગમને ધનવાહન-સસારી જીવ પાસે મોકલ્યો.

**જ્ઞાનાવરણીની નાશભાગઃ**– આ હકીકત બન્યા પહેલાં લાંબા વખતથી મહામોહે સંસારી જીવની પાસે જ્ઞાનાવરણ નામના બળવાન રાજાને મોકલી આપેલો હતો. તે રાજાએ આવીને ચારિત્રધર્મરાજાની આખી સેનાને પડદા પાછળ ઢાંકી દીધી હતી, કે જેથી સંસારી જીવ તેને જોઈ જ ન શકે "જ્ઞાનનું આવરણ આવવાથી જીવને સત્ય વસ્તુનું જ્ઞાન થતું નથી." વળી વારંવાર મહામોહના સૈન્યને તે પોષણ આપ્યા કરતો હતો, તેથી મહામોહના ભયના-બધાં કારણો દૂર થયાં હતા. આ ચરિત્ર ધર્મના ઘેરાયેલા સૈન્ય ફરતી જ્ઞાનાવરણની મજબુત ચોકી હતી, તેના બળથી મહામોહના બધા સૈનિકો નિર્ભય થઈને આનંદમાં રહ્યા હતા. ચારિત્રધર્મના સૈન્યને હઠાવવાનું મુખ્ય માન તો આ જ્ઞાનાવરણને જ સંભવે છે. ચારિત્રધર્મ આદિ પાછા હઠવાથી અથવા ઘેરામા ઘેરાયેલા હોવાથી, મહામોહના બધાં માણસો મોજ કરતાં હતાં, તે પ્રસંગે સદાગમ સંસારી જીવ પાસે આવી પહોંચ્યો તેને જોતાંજ જ્ઞાનાવરણ ત્યાથી નાશીને બીજી બાજુ છુપાઇ બેઠો. "સદાગમ તેના ખરા તાત્વિકસ્વરૂપમાં પ્રકાશે એટલે જ્ઞાનાવરણ ત્યાં ટકી શકે નહિ." આ પ્રમાણે પાછી અંતરંગ રાજ્યમા ઉથલપાથલ થવા લાગી.

અંતરંગ રાજ્યમાં આ પ્રમાણે ઉથલપાથલ ચાલતી હતી ત્યારે નજીકમાં ધ્યાનારૂઢ થયેલા તે સર્વ મુનિઓના ગુરૂ કોવિદાચાર્ય પાસે અકલંક અને સંસારી જીવ ઘનવાહન ગયા, અને તેમને નમન કરીને બન્ને જણા તેમની પાસે બેઠા.

તે વેળાએ સદાગમ ત્યાં આવી પહોંચ્યો હતો. 'ગુરૂના જે વચનો ધર્મોપદેશરૂપે નીકળતાં હતા તેજ સદાગમ હતો' અર્થાત્ ધ્યાનમુક્ત થઈને આચાર્યશ્રીએ આ બન્ને ભાઈઓને ઘણો તાત્વિક બોધ આપ્યો. અકલંકનો આત્મા જાગૃત થયેલો હોવાથી તે સૂક્ષ્મ બાબતોને સ્હેલાઈથી સમજી શકયો હતો પણ ઘનવાહનનો જ્ઞાનનો ક્ષયોપશમ તેવો પ્રબળ ન હોવાથી તેને ઘણી ઓછી સમજ પડતી હતી, તેથી અકલંકે વિશેષ ખુલાસો કરતા ઘનવાહનને જણાવ્યું કે, ભાઈ! "આ સદાગમ છે, તે આરાધન કરવા યોગ્ય છે, આ સર્વ સાધુઓ પણ આ મહાત્મા જે આજ્ઞા ફરમાવે છે તે માન્ય કરે છે, દરેક આત્માર્થી જીવોને સદાગમની આજ્ઞા માન્ય કરવા યોગ્ય છે, તેઓશ્રી ધર્મ અધર્મનું તાત્વિકજ્ઞાન આપતા હોવાથી સંસારી જીવોનુ પણ હિત કરનારા છે, યોગ્ય ઉપદેશ મેળવવા માટે તેમની સાથે ઓળખાણ કરવાની આપણને ખાસ જરૂર છે, વસ્તુતત્ત્વનું સત્ય સ્વરૂપ આ સદાગમ પાસેથી જ સમજી શકાય છે, તેમની સાથે સંબંધ જોડવાથી શું કરવાથી લાભ અને અને શું કરવાથી નુકશાન છે તે સમજાય છે, કોનાથી આપણું હિત થાય તેમ છે અને અહિત કરનાર કોણ છે તેનુ પણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. માટે ભાઈ! આ મહાત્મા સદાગમનો આશ્રય લેવાની આપણને ઘણી જરૂર છે."

એકાંત હિતકારી આ ગુરૂના વચનો ઉપર વિશ્વાસ-આવવાથી ઘનવાહને તેનો આશ્રય કર્યો તેમના કહેવા પ્રમાણે

તેણે પ્રભુ સ્તુતિ કરવાનું, મુનિઓને દાન આપવાનું, નવકાર મંત્રનું સ્મરણ કરવાનું અંગિકાર કર્યું. અકલંકના પરિણામની ધારા ઘણીજ વિશુદ્ધ થવાથી માતાપિતાની રજા લઇને તેણે તે કેવિદાચાર્ય પાસે દીક્ષા લીધી. સદાગમની સોબતથી સારાં સારાં કાર્યો કરવાનો અને ગુરૂઓના વિનયને પણ સ્વીકાર કર્યો ત્યારપછી અકલંક મુનિને સાથે લઇ ગુરૂ મહારાજે અન્યત્ર વિહાર કર્યો.

**મહામોહની સદાગમ ઉપર ચઢાઇઃ**–આ બાજુ મહામોહના સૈન્યમાં રહેલા વિષયાભિલાષ મંત્રીના જાણવામાં આવ્યું કે, આપણો જ્ઞાનાવરણ રાજા સદાગમ તરફથી ભયમાં આવી પડયો છે. તરતજ તેણે મહામોહાદિને ખબર આપી કે મહારાજા ! અત્યાર સુધી જ્ઞાનાસંવરણને કોઇ પ્રકારનો ત્રાસ કે ભય ન હતો, તે ઘેરાયેલા દુશ્મનોને રોકી રાખવા માટે ચિત્તવૃત્તિ અટવી ઉપર ચોકી કરતો હતો અને તેને લઇને આપણે નિશ્ચિંત હતા પણ હમણાં સદાગમ સંસારી જીવ પાસે આવી પહોંચ્યો છે, તેના બોધને લઇને જ્ઞાનાવરણ ભયમાં આવી પડયો છે. સદાગમ આપણો બળવાન શત્રુ છે તેની ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી. અત્યારે તે નખથી છેદાય તેવો છે, આગળ જતાં કુહાડાથી પણ ન છેદાય તેવો બળવાન થશે માટે તેને હમણાં જ મારી હઠાવવાની જરૂર છે.

વિષયાભિલાષના વચનો સાભળી સદાગમ ઉપર બધાને ક્રોધ આવ્યો, સભામાં મોટો કોળાહળ થઇ રહ્યો. દરેક

યોદ્ધાઓ સદાગમનો નાશ કરવાને તૈયાર થયા. મહામોહે જણાવ્યું કે સદાગમે જ્ઞાનાવરણનું મોટું અપમાન કર્યું છે. જ્ઞાનાવરણને સંસારી જીવ પાસે મેંજ મોકલ્યો હતો, માટે મારે હાથેજ તેનો નાશ થવો જોઇએ. તમે બધા બળવાન છો, છતાં હું તમારા બધાના સમુદાયરૂપ છું, તેથી તેનો નાશ હું કરૂં તોપણ તેનું માન તમને જ છે તમે બધા તૈયાર થઇ રહેજો, તમારી જરૂર પડતા તમને ત્યાં બોલાવીશ, હાલ ફક્ત મારી સાથે રાગકેશરીના પુત્ર સાગરના મિત્ર એકલા **પરિગ્રહને** લઈને જ હું જાઉ છું, એવો બળવાન છે કે એકલો જ સદાગમનો નાશ કરશે. મહામોહનો આગ્રહ જોઈને મસ્તક નમાવી બધા સૈનિકોએ તેમનું વચન માન્ય કર્યું. પ્રબળ ઉત્સાહી મહામોહ, પરિગ્રહને સાથે લઈને સંસારી જીવ પાસે આવી પહોંચ્યો લાંબા વખતના પરિચિત મહામોહ અને પરિગ્રહને જોતા જ તેના ઉપર ધનવાહનનો સ્નેહ ઉછળી આવ્યો થોડા વખતમાં જીમુત રાજા મરણ પામ્યો એટલે ધનવાહન રાજા થયો. સામંત રાજાઓએ તેની આજ્ઞા માન્ય કરી, વિભૂતિવાળું વિશાળ રાજ્ય પ્રાપ્ત થયું, આજ્ઞાંકિત પરિવાર આવી મળ્યો.- આ સર્વનું મુખ્ય કારણ તેનો પુણ્યોદય હતો પણ તેની તેને ખબર ન પડી પુણ્યોદયની કૃપાથી સદાગમની સોબતનો મળેલો લાભ પણ ગુમાવવાનાં નિમિત્તો તેને આવી મળ્યાં.

**માનસિક પરિવર્તનના વખતની લાગણીઓ.**

—હૃદય પ્રદેશમા રહેલો સદાગમ—ગુરૂ તરફથી મળેલો બોધ,

ધનવાહનને કહે છે કે, "ધનવાહન ! આ શરીર, આ વિષયો, વિશાળ રાજ્ય અને વિવિધ વિભૂતિઓ એ સર્વ ક્ષણભંગુર છે, નાશ પામનારી છે, દુઃખથી ભરપુર છે, આત્મસ્વરૂપથી વિપરીત છે, વિશ્વમાં પરિભ્રમણ કરાવનારી છે, તેના ઉપર તું આસક્ત ન થા, તે મળ્યાથી તું ખુશી ન થા, તે આત્મભાન ભૂલાવનારી છે, તું આત્મા છે, જ્ઞાનદર્શન ચારિત્ર અને આનંદથી તું ભરપુર છે, આ આનંદ સ્થિર છે, નિર્મળ છે, સ્વભાવિક છે. ઓ આત્મા ! તારે તેના તરફ જ લાગણી રાખવી જોઈએ. તેને લઈને આનંદના ઘરરૂપ સદાની શાતિ તને પ્રાપ્ત થશે."

આ વિચારનો પ્રવાહ થોડીવાર પ્રકાશ–શાંતિ આપે છે એટલામા ઉંડાણમાં છુપાઇ બેઠેલો મહામોહ બહાર આવી તેના મનમાં વિકલ્પો ઉત્પન્ન કરે છે કે, " ધનવાહન ! જોતો ખરો, આ વિશાળ રાજ્ય તને મળ્યું છે, વિવિધ પ્રકારની સંપત્તિઓ પ્રાપ્ત થઇ છે, પાચ ઇન્દ્રિયોના અનુકૂળ વિષયો આવી મળ્યા છે, વળી ભોગોપભોગોમા મદદગાર આ બધી વસ્તુઓ એટલી બધી છે કે, કોઈ કાળે નાશ પામે તેવી નથી. તે સ્થિર છે, સુખથી ભરપુર છે, સુંદર છે, નિર્મળ છે, હિતકરનારી છે અને ઉત્તમ છે આ દેહમા જીવ છે જ કયા ? જીવ નથી તો પુનર્જન્મ કોને થશે ? પુણ્ય પાપ એ મનની કલ્પના છે. સ્વર્ગ અને નરક તો પછી સભવે જ ક્યાથી ! જ્યાંસુધી આ શરીર છે ત્યાંસુધી ખાઇ, પીઇ, ભોગવીને જન્મ સફળ કર. આ પેલો સદાગમ જે કાંઈ કહે છે તેના પર વિશ્વાસ ન રાખીશ."

આમ મહામોહ વિકલ્પો ઉત્પન્ન કરે છે ત્યાં પરિગ્રહ પ્રગટ થઇ ધનવાહનને સમજાવવા લાગ્યો કે, "ધનવાહન! ધર્મની ખટપટ પડતી મૂક. રાજ્યના ભંડારમાં સુવર્ણ, રત્નો, હીરા, માણેક ઇત્યાદિનો સંગ્રહ કર, અનાજના કોઠારો ભર, દુકાળના પ્રસંગે ઉપયોગી થઇ પડશે. ભંડાર હશે તો લડાઇના વખતે કામ લાગશે મહેલો બંધાવ કે જે છએ ઋતુમાં ઉપયોગી થઈ શકે. હાલ લશ્કર વધારવાની જરૂર છે. અમુક રાજાની પૃથ્વી–દેશ કબજે કર કે જેથી સદાને માટે તારે નિર્ભય થઈ રહેવાય. પૃથ્વીનું રક્ષણ કર. નવા દેશો મેળવવા પુરૂષાર્થ કર. આમ સંતોષી થઇને બેસી રહીશ તો રાજ્ય ટકી કેમ રહેશે? અને સાચું સુખ કેવી રીતે મળશે?"

**સદાગમનો પરાજય** આ પ્રમાણે સદાગમ, મહામોહ અને પરિગ્રહથી ઘેરાયેલો ધનવાહન વિવિધ પ્રકારના વિચારોના ગોટાળામાં પડવાથી તેની ચિત્તવૃત્તિ મલિન થવા લાગી, મન ડોળાવા લાગ્યું, આમાં શું કરવું તે તેને સૂઝ્યું નહિ, એટલામા મહામોહની હાજરી થતા જ જે જ્ઞાનાવરણ દબાઈ રહ્યો હતો તે પાછો પ્રગટ થયો પ્રગટ થતાંજ સદાગમના કહેલા વચનો ઉપર–પ્રકાશ ઉપર તેણે પડદો નાખી દીધો. આત્મપ્રકાશ ઉપર–સદાગમના વચનો ઉપર પડદો પડતા જ જ્ઞાનાવરણ નિર્ભયતાથી બહાર આવ્યો, તેને લઈને સદાગમના કહેલા વચનો ધનવાહન ભૂલી ગયો તેનો ખરો ભાવાર્થ તેને સમજાયો નહિ, તેનાં વચનો

ઉપર શ્રદ્ધા ન બેઠી, તેના ઉપરની રૂચિ-પ્રેમ ઉડી ગયો, પરિગ્રહની કહેલી વાત તેને ગમી-ઠીક લાગી. ધીમે ધીમે જે થોડી ઘણી ધર્મ ક્રિયા કરતો હતો, પ્રભુ પૂજન કરતો હતો, ગુરૂના સમાગમમાં આવતો હતો અને તપ જપ કરતો હતો તે સર્વ મૂકી દીધાં. ધનની ઈચ્છા વધવા લાગી, તેને લઈને પ્રવૃત્તિ ખુબ વધી. ધનવાહનની આ સ્થિતિ જોઈને તેની પાસેથી સદાગમ ચાલ્યો ગયો. "જ્યારે ધન ઉપાર્જન કરવાની કે સંગ્રહ કરવાની જીવને પ્રબળ ઈચ્છા થાય છે ત્યારે તે ન્યાય અન્યાય, નીતિ અનીતિનો કાંઈ પણ વિચાર કરતો નથી. કેવળ ધનની ઇચ્છામા, તેને લગતા વિચારોમાં અને પ્રવૃત્તિમા એટલો બધો જીવ આસકત અને વ્યગ્ર થાય છે કે ગુરૂ તરફથી સાંભળેલા બોધને-જ્ઞાનને તે ભૂલી જાય છે. અથવા તે બોધનો અનાદર કરે છે તે વાતને જણાવવા માટે અહીં કહેવામાં આવ્યું છે કે સદાગમ તેની પાસેથી ચાલ્યો ગયો." સદાગમ ગયો કે મહામોહનું રાજ્ય તેના મનમા વ્યાપી રહ્યું. આંતર રાજ્યના માલીક થયેલા મહામોહ અને પરિગ્રહ ખુબ ખુશી થયા. આ પ્રમાણે સદાગમની હાર અને મહામોહનો વિજય થયો.

## આચાર્ય સાથે અકલંક મુનિનું આગમન

અનેક સ્થળે વિચારતા કોવિદાચાર્ય અકલંક મુનિની સાથે સાલ્હાદન પુરમાં ફરી પધાર્યા, ધનવાહન પોતાના ભાઇ મુનિની દાક્ષિણ્યતાથી વંદન કરવા ગયો. સર્વ મુનિને વંદન

ફરીને ગુરૂ આગળ બેઠો. ગુરૂશ્રી ત્રિકાળ જ્ઞાની હોવાથી જ્ઞાનબળે તેનું બધું જીવન જાણી લીધું હતું. અકલંકે પણ લોકોના મુખથી જાણ્યું હતુ કે રાજાની લાગણી ધર્મ ઉપરથી ઉઠી ગયેલી છે અને મોહમાં ફસાયો છે. અકલંકની પ્રેરણાથી ગુરૂ મહારાજે સદાગમની મહત્‍વતા અને તેની શક્તિ વિષે ઉપયોગીતા વિષે ઘનવાહનને સારો બોધ આપ્યો. તે સાથે દુર્જનોની સોબત કરવાના દોષો સમજાવ્યા તથા મહામોહ અને પરિગ્રહની આસક્તિનુ પરિણામ પણ સમજાવ્યું

ગુરૂશ્રીએ દાખલા દ્રષ્ટાંત સાથે ઘણો બોધ આપ્યો, પણ ઘનવાહનને તે રૂચ્યો પણ નહિ, તો પછી તેની અસર થવાની તો વાત જ શી કરવી! "મોહ અને પરિગ્રહમાં આસક્ત થયેલો કોઇપણ જીવ હોય તેની એવીજ સ્થિતિ હોય છે, આ મહામોહ તથા પરિગ્રહના પાશમાં સપડાયેલો જીવ કોઈ તર્યો હોય તે વાત ક્યાય પણ સાંભળવા કે દેખવામા આવતીજ નથી." મોહાદિના બંધનો ઢીલાં થયા વિના આગળ વધી શકાય જ નહિ" ઉલટો તે ઘનવાહન એમજ સમજવા લાગ્યો કે અકલંક અને ગુરૂ બન્ને મળીને પરિગ્રહ તથા મોહ સાથેનો સંબંધ છોડાવવા માગે છે અને સદાગમનો આદર કરાવવા ઇચ્છે છે તેના મનમા વિચારો થવા લાગ્યા કે હવે શું કરવું? તેનો આશય સમજી લઈ અકલંકે જણાવ્યું કે કેમ ભાઇ! ગુરૂજીનું કહેવું સમજાયું છે ને? ઘનવાહને જણાવ્યું હા બરાબર સમજાયું છે.

અકલંકે કહ્યું કે જો સમજાયું હોય તો તે પ્રમાણે વર્તન કરવાનું શરૂ કરો.

"જીવોના પરિણામોની ગહનગતિ છે. ક્ષણવારમાં તેમાં એટલો બધો સુધારો કે બગાડો થઈ જાય છે કે, બીજાઓને આશ્ચર્ય થઇ આવે છે કે આ શું ? ક્ષણવારમા આટલું પરિવર્તન ! ઘનવાહનના સંબંધમા આ વખતે એવું જ બની આવ્યું." આ વખતે અકલંક ઉપરનો પ્રેમ અને આચાર્યશ્રીના પવિત્ર વાતાવરણના પ્રભાવથી તેના પરિણામમા એટલો બધો સુધારો થયો કે કર્મગ્રંથી તોડવાની નજીકની ભૂમિકા સુધી ઘનવાહન આવી પહોંચ્યો. એટલામાં સદાગમ-આંતર બોધ પણ પાછો જાગૃત થઈ આવ્યો અને તેની નજીક આવી રહ્યો. તેથી અકલંકનું વચન સ્વીકારીને આગળ જે ધર્મનો અભ્યાસ અને પુન્યાદિની પ્રવૃત્તિ શરૂ કરેલી હતી તે પાછી શરૂ કરી દાનાદિની પ્રવૃત્તિ શરૂ થતા, મહામોહ તથા પરિગ્રહ વખત જોઈને, પોતાનું જોર અત્યારે ચાલવાનું નથી એમ જાણીને દૂર જઇને બેઠા. છતા આ બધી પ્રવૃત્તિ અંદરની પ્રીતિથી તો થઇ ન હતી. ઉંડાણમા મહામોહના બધા બીજ પડેલા જ હતાં, ઘનવાહનને ધર્મપરાયણ થયો જાણીને અકલંક મુનિ અને ગુરૂશ્રી બીજે સ્થળે વિહાર કરી ગયા

પાછો હતો ત્યાંનેત્યાં અકલંક મુનિ તથા આચાર્યશ્રીને દૂર ગયા જાણી, ખુશી થતા મહામોહ અને પરિગ્રહ પાછા પ્રગટ થયા, તેને ઘનવાહને સારો આવકાર

આપ્યો, એટલે સદાગમ રીસાઈને ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવાથી દાનાદિ પ્રવૃત્તિ બંધ કરી દઈ, વિષયસેવન અને ધનસંચયની પ્રવૃત્તિમા તે જોડાયો. વિષય તૃષ્ણાને લઈને એક હજાર ઉપરાંત સુંદર સ્ત્રીઓ અંતે ઉરમાં એકઠી કરી હશે. આ બાજુ અનેક કર, વેરા નાખી, લોકોને દંડીત્રાસ આપીને સેંકડો ખજાના સોનારૂપાથી ભરી દીધા એવું એકે પાપ નહિ હોય કે તે તેણે ન કર્યું હોય, છતાં તે જે ઇચ્છા કરતો તે પુન્યોદય જાગૃત હોવાથી સિદ્ધ થયા વિના રહેતી નહિ. મોહ અને પરિગ્રહમા આસક્ત હોવાથી તે વાતનું સાચું ભાન તેને ન થયું કે આ બધું પુન્યોદયથી પ્રાપ્ત થાય છે, તેમ તેણે પુન્યને પોષણ પણ ન આપ્યું. આખરે પુન્યોદય ક્ષીણ થવા લાગ્યો.

**શોકનું આગમન રાણીનું મરણ** ધનવાહનને પ્રાણ કરતા પણ વ્હાલી **મદનસુંદરી** નામની પટરાણી હતી તે અકસ્માત શૂળના રોગથી મરણ પામી. તેથી તેના હૃદય ઉપર સખત આઘાત થયો "આવા પ્રસંગો વિશ્વની માયાની અનિત્યતા, સંયોગની વિયોગ શીલતા અને સમર્થ કહેવાતા જીવોની અસમર્થતા પ્રગટ કરવાને ઘણીવાર બની આવે છે પણ અજ્ઞાન અને મોહાધિન જીવો તેટલાથી પણ સમજીને જાગૃત થઇ શકતા નથી" આ પ્રસંગ જોઈને મહામોહનો **શોક** નામનો બળવાન સેવક ત્યા આવી પહોચ્યો પોતાના સ્વામી મહામોહને નમન કરીને ધન-વાહનના શરીરમાં તેણે પ્રવેશ કર્યો શોકના આવવાથી

વિહ્વળ બનેલો ઘનવાહન રાણીને યાદ કરીને રડવા લાગ્યો. માથાં પટકવા-કુટવા લાગ્યો. ટુંકામા કહીએ તો દેહની પણ દરકાર કર્યા વિના મરવા જેવી સ્થિતિપર આવી પહોંચ્યો.

## અકલંક મુનિએ ફરી રાજાને જાગૃત કર્યો

કોઈ માણસે અકલંક મુનિને આ વાતની ખબર આપી, તેઓ તેના ઉપર દયા લાવીને જાગૃત કરવા માટે ફરી આલ્હાદનપુરમા આવ્યા. અકલંક મુનિએ જાગૃતિ આપતા જણાવ્યું કે કેમ ભાઈ! આ તું શું કરે છે? સદાગમના વચનો વિસરી ગયો? પેલા મહામોહે તને ઠગ્યો છે. પેલો શોક તારા હૃદયમાં પેસીને તને રડાવે છે. મોહ મુંઝાવે છે. સદાગમે તને વિશ્વની અનિત્યતા સમજાવી હતી તે તું ભૂલી ગયો કે? વિશ્વના તમામ જીવો કાળના મોઢામા છે, તેઓ આટલું જીવે છે એજ આશ્ચર્ય છે. મરણ કોઇનો પ્રેમ, સંબંધ, વય કે બંધન જોતું જ નથી. ધનના ઢગલાઓ, મંત્રો કે તંત્રો, વૈદો કે ઔષધીઓ એ જીવને બચાવી શકતી નથી દેવો કે ઇદ્રોનું પણ જોર મરણ આગળ ચાલતું નથી. તેઓ પણ મરણધર્મી હોઇ પરાધિન છે. દરેકને આ માર્ગે અવશ્ય જવાનું છે તો પછી કોઈ તે માર્ગે જાય તેને માટે ગભરાવાનું કાંઈ કારણ નથી.

શોકથી દૂર કરવા અકલંક મુનિએ ધર્મદેશનામાં તત્ત્વજ્ઞાનનો પ્રવાહ ખુબ વહેવરાવ્યો, પણ ઘનવાહનતો ઓ વ્હાલી! ઓ પતિવત્સલા! ઓ પ્રાણ પ્રિયા! ઓ દેવી! તું કયાં ગઈ? તારા વિરહે મરૂં છું એક વાર

દર્શન આપ ' વિગેરે શબ્દો બોલી રડયા જ કરતો હતો. મહાત્મા અકલંક મુનિ તો આ સર્વ જોઈને મોહના મહાત્મ્યનો વિચાર કર્યા કરતા હતા. છેવટે તેમણે ફરી બોધ આપવો શરૂ કર્યો કે ધનવાહન ! તું આ નામર્દાઈ છોડી દે તારા આત્માને યાદ કર. તારૂં એકાત અહિત કરનારા મહામોહ અને શોકને મૂકી દે. સદાગમને યાદ કર, તારો દુશ્મન તું થઇને હાથે કરીને કાં નરકમાં પડવા જેવું કરે છે ? વિવેક એજ તારો બચાવ કરશે. આ તારા ધનના ઢગલાઓ તારી સાથે નહિ આવે, માટે કાંઈક વિચાર કર.

આ વખતના બોધની તેના મન ઉપર સારી અસર થઈ, તે ખરા ભાનમાં આવ્યો. આ વખતે શોક, મહામોહની પાસે જઈ કહેવા લાગ્યો. દેવ ! ' આ અકલંક તો મારી પાછળ જ પડયો છે. હું શાંતિથી અહીં રહેવા આવ્યો પણ તે મને ટકવા દેતો નથી. ' મહામોહે જણાવ્યું. ભાઈ ! ' અકલંક તો બહુ નિર્દય છે. બિચારા ધનવાહનને તે છેતરે છે. ઉંધે રસ્તે દોરે છે. આપણું શું થશે તે સંબંધી મને પણ ચિંતા થઈ પડી છે, માટે તું તો અત્યારે ચાલ્યો જા આપણે આગળ ભેગા થઈશું. ' જેવી આપની આજ્ઞા.' એમ કહી ધનવાહનના શરીરમાંથી શોકે રજા લીધી.

ધનવાહને અકલંક મુનિનાં વચનનો આદર કર્યો. સદાગમ તરફ પ્રેમ પ્રગટાવ્યો. મહામોહના તથા પરિગ્રહના તરફ તિરસ્કાર બતાવ્યો. પૂર્વની તમામ ધાર્મિક ક્રિયાઓ,

દાન, મહોત્સવ, પૂજન તપ, જપ આદિ ફરીથી શરૂ કર્યા. તેથી અકલંકને પણ સંતોષ થયો કે ધનવાહનને મેં રસ્તા પર ચડાવ્યો છે.

## પરિગ્રહની મદદે લોભ માયા અને કૃપણતા

શોકના જવા પછી મહામોહને અને પરિગ્રહ પણ મુશ્કેલીમા આવી પડયા હતા, કેમકે અકલંક મુનિના ઉપદેશથી વિષયાદિની આસક્તિ ઓછી કરીને દ્રવ્યનો પણ ધનવાહને સારે માર્ગે ખુબ વ્યય કરવા માંડયો હતો, એટલે મહામોહ અને પરિગ્રહ એ બન્નેને પણ રહેવાનું આ સ્થાને બની શકે તેમ ન હતું. શોકે જઈને આ બધા સમાચાર પરિગ્રહના મિત્ર સાગરને તથા રાગકેશરી કુમારને આપ્યા તે ઉપરથી તે લોકોની એક મોટી સભા પાછી ચિત્તવૃત્તિમાં બોલાવવામાં આવી અને તેઓ વિચાર કરવા લાગ્યા કે, અકલંક મુનિએ જ આ બધી મુશ્કેલીમાં આપણને ઉતાર્યા છે માટે ગમે તે ભોગે તેને ત્યાથી વિદાય કરવો જોઈએ. તે માટે કયા કયા સુભટો અને આપણી સેનાની સ્ત્રીઓ યોગ્ય છે તે સંબંધી ખુબ વિચારણા કરવામાં આવી, તે સાથે ધનવાહનને પણ સદાગમ સાથેનો સંબંધ છોડાવી આ સ્થિતિમાંથી નીચો પટકવા માટે તૈયારી કરવાનું ભૂલવામા આવ્યું ન હતું. બહુ કોલાહલ ન કરતા આ સભાએ શાંતિથી વિચાર કરીને ત્યા મોકલવા માટે બધી ગોઠવણુ કરી લીધી.

રાગકેશરીએ જણાવ્યું કે 'અત્યારે પરિગ્રહ સુભટની મદદે મહામોહના અંગરક્ષક સાગરે જવું. એ વખતે રાગ-

કેશરીની પુત્રી માયાએ જણાવ્યું કે પિતાજી! તેની સાથે મને જવાની રજા મળવી જોઈએ, કેમકે મારા વિના તે સાગર-લોભ ઘડી ગણુ રહી શકશે નહિ. રાગકેશરીએ જણાવ્યું. બેટા! તું પણ ખુશીથી જા. તારી તો ત્યાં પ્રથમ જ જરૂર પડશે સાથે કૃપણતાને પણ લેતી જા, કેમકે તે સાગરનું જીવન છે, માટે ભલે તે પણ તમારી સાથે આવે.

આ પ્રમાણે એક સુભટ અને બે સ્ત્રીઓ ત્યાથી નીકળીને સિધી ધનવાહનની પાસે આવી, તેને જોઈ મહામોહ બહુ ખુશી થયો. કૃપણતાએ તો તરતજ ધનવાહનના શરીરમાં પ્રવેશ કર્યો પ્રવેશ થતાની સાથે જ તેના વિચારો બદલાવા લાગ્યા. ધનવાહન વિચારવા લાગ્યો કે વિશ્વમા રહેલાં જેટલાં સુખનાં સાધનો છે તે સર્વે પૈસાને આધિન છે. આ પ્રત્યક્ષ દેખાતાં સુખના સાધનનો ત્યાગ કરી-ખરચી નાખીને અદૃષ્ટ સુખ-પરલોકમાં મળવાના સુખને માટે મારે ઇચ્છા કરવી કે આશા રાખવી તે યોગ્ય છે કે કેમ? આ અકલંક મુનિ તો ધન ખરચવા માટે નિત્ય પ્રેરણા કર્યા કરે છે ને કહેછે કે "ભાવસ્તવ આત્મિકગુણ પ્રગટ કરવાની ઇચ્છા હોય તો હાલ તરત તારૂં ધન તું દ્રવ્યસ્તવ કરવામાં-પ્રભુની પૂજા, ઓચ્છવ, તીર્થયાત્રાદિ કરવામાં ખરચ, તેથી તું આગળ વધી શકીશ તેમના કહેવાથી મેં તે માર્ગમા આજ સુધી ઘણું દ્રવ્ય ખરચ્યું છે, હવે તો ખજાનો ખાલી થઈ જશે. આ તો મોટી મુશ્કેલી આવી આવા વિચારો તેને કરતો જોઈને **કૃપણતા** આનંદમા આવીને તેને ભેટી પડી, તેની સાથે **માયાએ** પણ ખુબ જોરથી આલિંગન કર્યું.

તેમ થતાંજ તેના મનમા અનેક કુવિકલ્પો થવા લાગ્યા કે, આ મારૂ દ્રવ્ય ખરચી નંખાવવાનું કારણ જ આ અકલંક મુનિ છે, માટે ગમે તે રીતે તેને હવે અહીંથી વિદાય કરવા જોઈએ, જેથી પૈસાનો નિરર્થક ખરચ થતો અટકે. આવા વિચારો કરી રાજા ધનવાહન અકલંક મુનિ પાસે આવીને માયાની પ્રેરણાથી–કપટથી કહેવા લાગ્યો કે પ્રભુ! આપ મારા બહુ ઉપકારી છો, આપે મારા ઉપર બહુ કૃપા કરી અને મને શોકમાથી બચાવ્યો છે. આપના નિયમ પ્રમાણે માસકલ્પ પુરો થયો છે. કદાચ મારી પાસે વધારે રોકાવાથી આપને આપના ગુરૂ શ્રી તરફથી ઠપકો મળશે, માટે આપ વળી કોઈ પ્રસંગે દર્શનનો લાભ આપશો, અને હું આપના કહેવા પ્રમાણે હવેથી વર્તન કરીશ. આપ ચિંતા ન કરશો. ઈત્યાદિ સમજાવીને અકલંક મુનિને ત્યાંથી વિહાર કરાવ્યો, એટલે તેઓ ત્યાંથી નીકળીને પોતાના ગુરૂશ્રી પાસે આવ્યા.

અકલંક મુનિના જવા પછી પરિગ્રહમાં વિશેષ આસક્ત થઇ ધનવાહને ધર્મમાર્ગે ધન ખરચવાનું બંધ કરી દીધું. આત્મિક ગુણો પ્રગટાવવા તો દૂર રહ્યા પણ પુન્યને પોષવાનો માર્ગ પણ બંધ કર્યો. મહામોહ, પરિગ્રહ, લોભ, માયા અને કૃપણુતા તેથી ખુશી થયાં. પરિગ્રહ લોભને કહે છે "ભાઇ! તું ન આવ્યો હોત તો હું તો મરવા જ પડયો હતો. તારાથી પણ બ્હેન કૃપણુતાએ મને વધારે જીવન આપ્યું છે, કેમકે તેની મહેનતથી જ ધનવાહને ધર્મ માર્ગે વપરાતું ધન બધ કરેલ છે અને માયાનો પણ જેવો

તેવો ઉપકાર મારા પર નથી, કેમકે આ બધી મુશ્કેલી તો મારા દુશ્મન અકલંકેજ ઉભી કરી હતી, તેને માયાએ યુક્તિ કરીને-સમજાવીને ઠીક અહીંથી વિદાય કરી દેવરાવ્યો છે." મહામોહે જણાવ્યું કે "સાગર-લોભ મારા જીવનરૂપ છે, મારા લશ્કરમા તે બહુ બહાદુર યોદ્ધો છે, અને આપણી સાચી સેવા કરનારમા તે મુખ્ય છે." મહામોહે કરેલી સ્તુતિથી ઉત્તેજન પામીને લોભે ધનવાહનના ઉપર મજબુત જાળ બાધવા માંડી. આશા, તૃષ્ણા અને ઈચ્છામા હવે તે બળવાન બનવા માંડયો. છેવટે અકલંક મુનિ મળ્યા પહેલા ધનવાહન જેવો હતો તે સ્થિતિમા તેને પાછો લાવી મૂકયો.

**ધનવાહનને બોધ આપવા જવાની ગુરૂની મનાઈ**

કેટલાએક લાગણીવાળા માણસોએ આ સર્વ હકીકતની અકલંક મુનિને ખબર આપી, તે દયાળુ મહાત્માએ ફરી ધનવાહનને સુધારવા આવવા અર્થે ગુરૂશ્રીની અનુમતિ માંગી. જ્ઞાની ગુરૂશ્રીએ જણાવ્યું. મુનિ અકલંક ! તમારો પ્રયત્ન આ ધનવાહનને સુધારવાનો તદ્દન નિષ્ફલ છે. તેની પાસે જ્યાં સુધી મહામોહ અને પરિગ્રહ છે ત્યા સુધી તે કાંઈ પણ સત્કર્મ કરી શકવાનો નથી તેઓ પોતાનું મજબુત થાણું નાખીને ત્યા પડયા છે અને તેઓની મદદમા મહામોહના સૈન્યમાથી એક પછી એક સૈનિકો આવ્યા જ કરે છે જ્યા સુધી પ્રાણી આ બન્નેને વશ થયેલો હોય છે ત્યાં સુધી તેને ધર્મનો ઉપદેશ કેવો ? અને ધર્મ પણ કયાંથી મળે ? સદાગમ સાથે મેળાપ પણ કયાથી થાય ? એવાઓ

તો વધારેને વધારે નીચા ઉતરતા જાય છે. આંધળા આગળ આરસી અને બ્હેરા આગળ ગીત ગાવાની માફક તેની આગળ ઉપદેશ આપવાનું પરિણામ આવે છે, માટે તમે તમારા ધર્મ ધ્યાનમાં વિઘ્ન આવવા ન દો. તેની પાસે જવામાં લાભ કરતાં હાની વધારે છે.

અકલંક મુનિએ નમ્રતાથી જણાવ્યું, ગુરૂદેવ ! આપનું કહેવું યોગ્ય છે. આટલી પ્રેરણા કરી માર્ગે ચઢાવનાર મળતા છતાં વારંવાર તેનો તે દુરૂપયોગ કરે છે અને મહામોહ તથા પરિગ્રહના પાશમાં સપડાય છે, તો પછી પોતાની મેળે જાગૃત થવાની વાત તો દૂરજ રહે છે પ્રભુ ! ઘનવાહન આ બન્ને મહામોહ તથા પરિગ્રહના પાશમાંથી ક્યારે છુટી શકશે ?

**વિદ્યાકુમારી અને નિરીહતાદેવી** કોવિદાચાર્યે જણાવ્યું કે, અકલંક મુનિ ! સમ્યગ્દર્શન સેનાપતિએ ચારિત્રધર્મરાજાની પ્રેરણાથી પોતાની શક્તિવડે એક **વિદ્યા** આત્મવિદ્યા નામની કન્યા ઉત્પન્ન કરી છે, તે કન્યા જગત્‌ને આનંદ ઉત્પન્ન કરનારી છે, વસ્તુતત્ત્વના રહસ્યને સમજનારી છે, સર્વ આત્મિક સંપત્તિઓનું મૂળ છે, કલેશનો નાશ કરનારી છે, અને મુનિઓને પણ વલ્લભ છે. એ કન્યા સાથે ઘનવાહન–સંસારી જીવ લગ્ન કરશે ત્યારે તેનો મહામોહના પાશમાંથી છુટકારો થશે. આત્મવિદ્યા પ્રાપ્ત થયા વિના મહામોહના પાશમાથી જીવનો છુટકારો કોઈ રીતે થઈ શકતો નથી એ કહેવાનો આશયગુરૂશ્રીનો છે.

બીજી ચારિત્રધર્મરાજાની **નિરીહતાદેવી** ઈચ્છા ત્યાગ નામની ભદ્રિક કન્યા છે, તે વિરતિ દેવીની કુક્ષીમાથી ઉત્પન્ન થયેલી છે, સમ્યગ્‌દર્શનને તે બહુ વ્હાલી છે, સદ્‌બોધ મંત્રીના ચારે હાથ તેના ઉપર છે, સંતોષે તેને ઉછેરીને મોટી કરી છે, તેની સર્વ ઈચ્છાઓ પૂર્ણ થયેલી હોવાથી વિશ્વની માયાવી કોઈ પણ ચીજની તે ઇચ્છા કરતી જ નથી, ધનથી કે વિવિધ ભોગોથી તેને લલચાવી શકાય તેવી નથી, ત્રણે લોકોના જીવોને તે નમન કરવા યોગ્ય છે. વિશ્વનાં સર્વ દુખ દૂર કરનારી છે, તે કન્યા જ્યારે ઘનવાહન પરણશે ત્યારે પેલો પરિગ્રહ તેનાથી છુટો પડશે. " નિરીહતા એટલે સર્વ ઈચ્છાનો ત્યાગ કર્યા વિના કોઈ પણ રીતે પરિગ્રહની તૃષ્ણા છુટી શકતી નથી તે છુટવામાં ચારિત્ર પાળવું, વ્રત પચ્ચખાણ કરવા, આત્મભાન જાગૃત રાખવું અને સંતોષિત થવું. એમ એ ચારની મદદથી સર્વ ઈચ્છાઓ છુટી શકે છે. " એ બતાવવાનો ગુરૂશ્રીનો આશય છે.

આ કન્યાના લગ્ન કરાવી આપવાનો અધિકાર કર્મપરિણામ રાજાનો છે સારાં કર્મ કરવાથી કર્મનું પરિણામ સારૂં આવે છે, જીવ જ્યારે સારાકર્મ કરે છે ત્યારે કર્મપરિણામ જીવને નિઃસ્પૃહ ઈચ્છાઓ રહિત બનાવે છે. તેને અહી નિરીહતા કન્યાનું રૂપક આપેલ છે, તેથી જીવ પરિગ્રહના કબજામાંથી છુટો થાય છે. તે કન્યાને લાયક ઘનવાહન થશે ત્યારે તે આપશે, એમાં વચ્ચે કોઈનું ડહાપણ કામ લાગે તેમ નથી. માટે

અકલંકમુનિ ! તમે તમારૂં સાધન કરો અને હાલ તેની ઉપેક્ષા કરો.

## ગુરૂએ કરેલી ઉપેક્ષાનું ભયંકર પરિણામ

અકલંક મુનિએ ધનવાહનની ઉપેક્ષા કરી, તે પછી મહામોહે તેને ઘણી બુરી દશામાં લાવી મૂક્યો. મહામોહની સેનાના દરેક સેનાનીઓ વારાફરતી તેની પાસે આવવા લાગ્યા અને દરેકે તેને પોતની શક્તિ બતાવી બન્યો તેટલો હેરાન કર્યો.

મહામોહની સ્ત્રી મહામૂઢતાએ તેને તેની ચાલુ દશામાં ખુબ આસક્ત બનાવ્યો. મિથ્યાદર્શન સેનાપતિએ ખુબ તેને સદાગમથી દૂર રાખ્યો. તેની સ્ત્રી કુદષ્ટિએ તેની પાસે ખુબ પાપો કરાવ્યાં રાગકેશરીએ પાચ ઇન્દ્રિયોના વિષયોમાં પ્રીતિ ઉત્પન્ન કરાવી તેનામાં માનસિક નિર્બળતા દાખલ કરી તેની સ્ત્રી મૂઢતાએ સત્ય જાણવા ન દીધું. દ્વેષગજેન્દ્રે જ્યાં ત્યા અપ્રીતિ ઉત્પન્ન કરાવી સંતાપનો અગ્નિ સળગાવ્યો. તેની સ્ત્રી અવવેકિતા એ સારાસારના વિવેકનો નાશ કર્યો. વિષયાભિલાષ મંત્રીએ પાંચ ઇંદ્રિઓના વિપયોમાં આસક્ત કર્યો. તેની સ્ત્રી ભોગતૃષ્ણાએ પોતાની માફક ઈષ્ટ વિપયોમાં ફસાવ્યો. હાસ્યે હસાવ્યો રતિએ સ્ત્રીઓના શરીર સાથે રમાડયો., અરતિએ ઉદ્વેગ આપ્યો. ભયે તેની પાસેથી માયાવી વસ્તુઓ લઈ લેવાનો ભય આપ્યો. શોકે રડાવ્યો જુગુપ્સાએ દુગંછા આપી. ક્રોધે તપાવ્યો. માને અહંકારી–ગર્વિષ્ટ કર્યો માયાએ કપટ કરાવ્યું લોભે ખુબ સંગ્રહ કરવા પ્રેર્યો. જ્ઞાનાવરણે સત્યજ્ઞાન આગળ ભીંત ઉભી

કરી. દર્શનાવરણે ઉંઘાડયો, વસ્તુ સ્થિતિનું દર્શન અટકાવ્યું. વેદનીએ સુખ અને દુઃખ વચ્ચે ઝુલાવ્યો. આયુષ્યે ઘનવાહનના શરીરમાં ઘણા વર્ષ રોકી રાખ્યો. નામ કર્મે વિવિધરૂપો ધારણ કરાવ્યાં. અંતરાયે અનેક અગવડો ઉભી કરી સાચી શક્તિ પ્રગટ કરવા ન દીધી.

અકલંક મુનિએ ઘનવાહનનો ત્યાગ કર્યો છે -ઉપેક્ષા કરી છે, તે વાતની આ મહામોહના આશ્રિતોને ખબર પડવાથી, તેઓએ એક પછી એકે તેની પાસે આવીને ખુબ હેરાન કર્યો છેવટે દુષ્ટાભિસંધિએ તો આવીને કાળો કેર વરતાવ્યો. ઘનવાહનની પાસે સદોષ અને નિર્દોષ અનેક જીવોનો સંહાર કરવા સંબંધી રૌદ્રધ્યાન ઉત્પન્ન કરાવ્યું, ચંદ્રની માફક ઉજવળ અકલંક મુનિના ઉપદેશની આજુબાજુ કાળાં ઘનઘોર વાદળ ઉત્પન્ન કર્યા તેને લઈને રાતદિવસ વિષયવાસનામાં આસક્ત બની અંતે ઉરમા રહેવા લાગ્યો. કોઈ પણ રૂપવાન સ્ત્રી દીઠી કે તેને જનાનામા દાખલ કરી જ છે. ગમે તેની બ્હેન દીકરીની લાજ લુંટવા લાગ્યો. આ અત્યારચારે આખા રાજ્યમા અસંતોષ ઉત્પન્ન કર્યો. પ્રધાનો, સામંતો અને સંબંધીઓ વિરક્ત બન્યા પરિણામે તે સર્વ રાજ્યમંડળે એકઠા થઈ નિરદવાહન નામના તેના નાના ભાઈને સમજાવીને રાજા બનાવ્યો. અને ઘનવાહનને પકડીને કેદ કરવામા આવ્યો. આ વખતે તેનો પુન્યોદય દુર્બળ બનતો બનતો ખલાસ થઈ ગયો હતો, તેને લઈને પાપોદયાદિ જોરમાં આવ્યા હતા. તેમણે રાજ્યથી પદભ્રષ્ટ કરી ઘનવા-

હનને કેદમાં નંખાવ્યો, તેના કર્મપરિણામે પણ કેદ કરવાની સમ્મતિ આપી કેદખાનામાં નરક જેવાં દુ:ખો ભોગવી, ધર્મરૂપ ધન વિનાનો રૌદ્રધ્યાનમા મરણ પામી તે સાતમી નરકે ગયો.

પ્રજાને લુંટીને મેળવેલા ધનના ઢગલાઓ, અંતેઉરમાં એકઠી કરેલી હજારો રાણીઓ અને સમાન્ય સ્ત્રીઓ, વિશાળ રાજ્ય અને તેનો પરિવાર બધો અહીં જ પડયો રહ્યો. અહો ! શક્તિનો તથા વખતનો કેવો દુરૂપયોગ ! અને ગુરૂના ઉપદેશની ઉપેક્ષાનું કેવું ભયંકર પરિણામ ?

—

## પ્રકરણ નવમું.

## ચઢતીપડતી સ્થિતિ.

સત્યસ્વરૂપના ભાન વિના સંસારી જીવ ઇન્દ્રિયોના વિષયમાં સાચું સુખ માની બેઠો, તેને મેળવવા તેણે કોઈ વખતે ક્રોધનો ઉપયોગ કર્યો, પુન્યના ઉદયે વિષયો પ્રાપ્ત થતા અભિમાનમાં ફસાયો નવાં સાધનો મેળવવા અને મેળવેલાં ટકાવી રાખવા કપટ અને લોભનો ઉપયોગ કર્યો. અજ્ઞાનતાના કારણે અનેક જીવોના વધ કર્યા, અસત્ય બોલ્યો, ચોરી કરી, પરસ્ત્રીમાં લોભાયો, વિવિધ સાધનોનો સંગ્રહ કર્યો. પુન્ય પુરૂં થતાં સ્વપ્નની માફક બધી સમૃદ્ધિ વિખરાઈ ગઈ, પ્રવૃત્તિ કરતાં પાછી ન મળી. તે નિમિત્તે

લડાઈઓ કરી રૌદ્ર ધ્યાને નરકાવાસમાં ગયો, ત્યાંથી પશુઓમાં આવ્યો, વિવિધ જાતિઓમા રખડયો, પાછો મનુષ્ય થયો, દેવ થયો પાછો મનુષ્ય થયો આમ અનેક જન્મ-જન્માંત્તરો કરતાં વિષયોમાં ફસાયો, રસાસ્વાદમાં લોભાયો સુગંધી પદાર્થો તરફ આકર્ષાયો, સુંદર રૂપમાં મુંઝાયો, મધુર શબ્દોમાં મોહ્યો, એ બધું મળ્યું અને ગયું પણ સાચા સદ્દગુરૂનો સમાગમ ન થયો, થયો તો તેને ઓળખ્યા નહિ ઓળખ્યા તો તેમના કહેવા પ્રમાણે ચાલ્યો નહિં. તત્વિક વિરતિ ન મળી, તેના અભાવે સત્ય સુખથી તે વંચિતજ રહ્યો.

કોઈ ભવમા દ્રવ્યથી શ્રાવક થયો, કોઈ વખતે મુનિ થયો, પણ તાત્વિક બોધના અભાવે વ્યંતરમાં. જ્યોતિષિમાં કે ભુવનપતિમાં ગયો અને તે દ્રવ્ય ક્રિયાનું પુન્ય પુરૂં થતાં પાછો નીચે આવ્યો. આમ અનેક જન્મના અંતે **જનમંદિર** નગરમાં **આનંદ** નામના ગૃહસ્થની **નદિની** સ્રીના ઉદરથી **વિરોચન** નામના પુત્રપણે જન્મ્યો. યુવાવસ્થા પામ્યા બાદ એક વખત નગરની બહાર આવેલા **ચિત્તનંદન વનમાં** ફરવા ગયો, ત્યાં **ધર્મઘોષ** નામના આચાર્ય તેના જોવામાં આવ્યા. આ વખતે તેના કર્મની સ્થિતિ ઘણી પાતળી પડી હતી, તેને લઇને મહામોહાદિ ભાવશત્રુઓનું જોર ઓછું થયું હતું, તેથી ગુરૂને દેખીને તેને આનંદ થયો તેમને નમન કરીને સન્મુખ બેઠો. ભદ્રિક પ્રરિણામી જાણીને ગુરૂશ્રીએ ધર્મનો બોધ આપ્યો.

વિશ્વના–પદાર્થોની અનિત્યતા, સંબંધોની અનિયમિતતા, વિવિધ સ્થાનોમાં જીવોને જન્મવાપણું, સુખદુઃખ એકલાને ભોગવવાનું, ધર્મ વિના જીવની અનાથતા–અશરણતા, દેહ આત્માની ભિન્નતા ઇત્યાદિની ઘણી સારી સમજ આચાર્યશ્રીએ આપી. તે સાંભળીને તે સંસારીજીવના આનંદનો પાર ન રહ્યો, તેનાં રોમરોમ ખડાં થવા લાગ્યાં, ગુરૂનાં વચનો રોમેરોમે પરિણમ્યાં, અંતરની રૂચિ જાગૃત થઇ. આ વખતે સંસારી જીવ વિરોચનને સદાગમનો ફરી સમાગમ થયો. તેણે ગુરૂદેવને ફરી વિનંતી કરી, હે પ્રભુ ! મારૂં કર્તવ્ય શું છે તે મને સમજાવો.

ગુરૂશ્રીએ કહ્યુ કે વિરોચન ! તમારે આ ભવનાટક કરવાનું બંધ કરવું, વીતરાગ પરમાત્માની આરાધના કરવી, તે પ્રભુના માર્ગે ચાલનારા સાધુઓની સેવા ભક્તિ કરવી. તત્ત્વજ્ઞાન મેળવવું. તમે શરીર નથી પણ આત્મા છો. જે આ દેખાય છે તે શરીર, આત્માથી જુદું છે શરીર વૃદ્ધિ હની પામે છે પણ તે બન્ને વૃદ્ધિ હાનીને જોનારો જાણનારો આત્મા તેનાથી જુદો છે. ઇંદ્રિયો તથા મન પણ આત્માથી જુદાં છે. ઇન્દ્રિયોથી જોયેલા કે સાંભળેલા અનુભવોનું જ્ઞાન ઇન્દ્રિયોના નાશ પામવા પછી પણ સાંભરે છે, તે જેને સાંભરે છે તે આત્મા છે. મન કેટલીક વખત અશાંત હોય છે–વિકલ્પો કરે છે, કોઈ વખતે આનંદમા હોય છે, આ બન્ને મનની અવસ્થાને જાણનાર આત્મા તે મનથી જુદો છે. આત્માનો જ્ઞાતા દૃષ્ટા ગુણ છે,

ત્યારે દેહાદિના શબ્દ, રૂપ, રસ, ગંધ સ્પર્શાદિ ગુણો જડ છે. આ જડ–પુદ્‌ગલિક પદાર્થમાં આત્મભાન ભૂલી જીવ રાગ દ્વેષ કરે છે, તેથી શુભાશુભ કર્મનું આવવું થાય છે, તેને લઈને આત્મા કર્મોથી બંધાય છે, બંધાવાથી પોતાની સ્વતંત્રતા જીવ ગુમાવી બેસે છે. આ કર્મોને આત્મભાનમાં આત્મઉપયોગે સ્થિર થવાથી અટકાવી શકાય છે. આવતા કર્મ અટકાવવાનું વિશેષ વખત ચાલુ રહેતાં આત્મા નિર્મળ થાય છે અને પૂર્વનાં બંધનો ઢીલાં પડી જઈ આત્મ પ્રદેશથી છુટા પડે છે. બધા કર્મો આત્મપ્રદેશથી છુટાં પડી જાય તેને મોક્ષ કહે છે આ તત્વજ્ઞાન દૃઢ કરવા માટે જ્ઞાની પુરૂષોનો સમાગમ કરવો બહુજ હિતકારી છે. વારંવાર તેમનો ઉપદેશ સાંભળવો, પુન્યનાં કાર્યો કરવાનું ચાલુ રાખવું. કેમકે પુન્ય આત્માને આગળ વધવામા મદદગાર વળાવા જેવું ઉપયોગી સાધન છે અંત કરણુને ખુબ નિર્મળ કરવું વચન ઉપર કાબુ રાખી વાગ્જાળનો ત્યાગ કરવો. રાગદ્વેષ મોહના સમુદાયને ઓળખવો, દુર્જનોનો સંગ ન કરવો. મહાન પુરૂષોના જીવન સાથે તમારા જીવનને સરખાવી તેમના જેવા થવા પ્રયત્ન કરવો.

આ તમારૂં કર્તવ્ય છે ગુરૂશ્રીનો ઉપદેશ વિરોચનના હૃદયમાં ઠર્યો ગુરૂ ઉપર પ્રેમ વધ્યો. આ સદાગમની સોબતથી જ્ઞાનના અભ્યાસથો તેના પરિણામ નિર્મળ થયા, સંસારી જીવ વિરોચનની ચિત્તવૃત્તિ તેથી નિર્મળ થઈ પ્રકાશવા લાગી.

આ તરફ સમ્યગદર્શનાદિ ચારિત્રધર્મના સેનાનીઓ

સંસારી જીવની તપાસ રાખ્યા કરતા હતા અને અવસર આવે કે મહામોહનો નાશ કરવો તે વિચારમાં જ હતા. તેમને માલુમ પડ્યું કે સંસારી જીવની ચિત્તવૃત્તિ હમણાં નિર્મળ થઈ છે કે તરતજ અવસર જોઇ સેનાપતિ સમ્યગ્દર્શન સંસારી જીવ પાસે આવવાને તૈયાર થયો. પ્રથમ સદ્બોધ મંત્રીની સલાહ લેવાનું યોગ્ય ધારીને તેની પાસે આવીને કહેવા લાગ્યો સદ્બોધ મંત્રી ! આપે આગળ કહ્યું હતું કે આપણે હમણા મહામોહ સાથે યુદ્ધ ન કરતા અવસરની રાહ જોવી. મને લાગે છે કે તે માટેનો વખત આવી લાગ્યો છે. તો આપને તેવો અનુકુળ અવસર જણાતો હોય તો આપણા મહારાજાને કહીને મહામોહને વશ કરવાની મને આજ્ઞા અપાવો. સંસારી જીવની ચિત્તવૃત્તિઅટવી અત્યારે ઉજ્વળ થઇ છે તો સંસારી જીવ જરૂર અત્યારે આપણે અધિન થશે.

સદ્બોધે જણાવ્યું, તમારૂં કહેવું સત્ય છે. અવસર આવ્યો છે તે ગુમાવવા જેવો નથી. એમ કહી તેને સાથે લઈ, પ્રધાન ચારિત્રધર્મરાજા પાસે આવ્યો, અને બધી હકીકતથી રાજાને વાકેફ કર્યો કે, મહારાજા ! સદાગમની મદદથી સંસારી જીવ આપણા તરફ લાગણી ધરાવતો થયો છે, ચિત્તવૃત્તિ અટવી જીવની અત્યાર સુધી જે મલીન હતી તે ઉજ્વળ થવા લાગી છે, તો સેનાપતિ સમ્યગ્દર્શનને મોકલીને સંસારી જીવને આપણા આશ્રયમાં લેવો યોગ્ય છે. અત્યાર સુધી તે મહામોહના આશ્રય નીચે હતો

પણ સદાગમની મહેનતથી હમણાં તે આપણા તરફ લાગણી ધરાવતો થયો છે, માટે મહારાજા ! આ અવસર ચુકવા જેવો નથી. આ હકીકત સાંભળી ચરિત્રધર્મરાજા પ્રધાનના વિચારને અનુકૂળ થયા અને સંસારી જીવને પોતાના તાબામાં લેવા સેનાપતિને રજા આપી.

સેનાપતિએ પ્રધાનને જણાવ્યું કે આપની આજ્ઞા હોય તો આપની વિદ્યા–અધ્યાત્મજ્ઞાન નામની પુત્રીને સંસારી જીવને ભેટ આપવા માટે સાથે લેતો જાઉં, તેથી સંસારી જીવ સંતોષ પામશે અને તેનું આપણા તરફ સારૂં ખેંચાણ થશે.

સદ્‌બોધે જણાવ્યું. સેનાપતિજી ! અત્યારે વિદ્યાને સાથે લઈ જવાને કે તેને આપવામાં લાભ નથી. સંસારી જીવ હજી ભોળો છે, દૃઢ નિશ્ચયવાળો નથી તેથી તે તેને બરાબર ઓળખી શકશે નહિ.

સમ્યગ્‌દર્શન બરોબર પરિણમ્યા વિના આત્મબોધ–આત્મવિદ્યા–સૂક્ષ્મબોધ જીવને ઉપયોગી થતો નથી. એટલે સદ્‌બોધ પ્રધાન તેના ઉત્તમ જ્ઞાન માટે આ સંસારી જીવની લાયકાત અત્યારે નથી તેમ જણાવે છે.

પ્રધાન કહે છે કે સંસારી જીવ જ્યાં સુધી તમારૂ –સમ્યગ્‌દર્શનનું તાત્ત્વિક સ્વરૂપ સમજીને બરોબર ધારણ ન કરે ત્યા સુધી તેને વિદ્યા કન્યા ન અપાય જો ઉતાવળ કે મૂર્ખાઈ કરીને વિદ્યા કન્યા તેને આપશો તો તેની તે અવજ્ઞા કરશે.

તેની ખરી કિંમત નહિ સમજવાથી તે તેનો પરાભવ કરશે–અપમાન કરશે. નજીવી કે નિર્માલ્ય સમજીને તેનો ખરો લાભ તે તેનાથી મેળવી શકશે નહિં. યોગ્ય વખત આવતા તે તમારા તાત્ત્વિક સ્વરૂપને ઓળખશે, તે પછી તેને લઈને હું તમારી પાછળ આવીશ.

"આત્મવિદ્યા અનધિકારી જીવને ન આપવાની પ્રધાનની સલાહ યોગ્ય છે. જ્યાં સુધી જીવે આ વિશ્વના માયિક પદાર્થોને તેના ખરા સ્વભાવ સાથે જાણ્યા ન હોય, જાણીને આંતરલાગણીથી તેનાથી વિરક્ત થયો ન હોય ત્યાં સુધી આત્મવિદ્યાનો તે અધિકારી થતો નથી એવો પ્રધાનનો આશય છે."

સદ્‌બોધ કહે છે કે સેનાપતિજી ! અત્યારે સંસારી જીવને સદાગમની મદદ મળી છે, મહામોહાદિ તેનાથી દૂર હઠ્યા છે, ચારિત્ર ધર્મના દર્શનની કાંઇક ઇચ્છા તેને પ્રગટી છે, તેથી વિદ્યા કન્યા વિના તમે જશો તો પણ તમને લાભ થશે માટે અત્યારે તમે એકલા જાઓ.

વિરોચન આચાર્યની પાસે ધર્મબોધ સાંભળતો હતો ત્યા સમ્યગ્દર્શન આવી પહોચ્યો. ગુરૂશ્રીના બોધથી તેની અંદર રહેલી દુર્ભેદ્ય રાગદ્વેષની ગ્રંથી હતી, તેનો સંસારી જીવે ભેદ કર્યો–તે રાગદ્વેષની ગાંઠ તોડી નાખી. તે જ વખતે સમ્યગ્દર્શન સેનાપતિએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો. તેમ ચતાં તે ગુરૂનો આપેલો બોધ તે જીવને રૂચ્યો કે, આ

આત્મશ્રદ્ધા—જડ ચેતનનો વિવેક તે ખરેખર મને હિતકારી છે. આગળ વધવામા બંધુતુલ્ય સહાયક છે એમ સમજીને સમ્યગ્દર્શનનો તેણે સ્વિકાર કર્યો—તેના ઉપર વિશ્વાસ બેઠો, ધર્મ ઉપર શ્રદ્ધા થઈ, છતાં હજી તેની પાસે વિશેષ જ્ઞાન નહતું તેથી ઓઘ સંજ્ઞા વિશેષ હતી, એટલે ગુરૂ જે કહે છે, તે મારા હિતના માટે કહે છે, સારૂ કહે છે, તેથી મારૂં કલ્યાણ થશે, એવી ઓઘ સંજ્ઞા હતી. પણ પોતાની બુદ્ધિ વડે કસોટી કરીને નિશ્ચય થવો જોઈએ. તે બોધ તેની પાસે નહતો વિચારણા કરવાનું બળ ન હતું, સદાગમ ધીમે ધીમે તેને જ્ઞાન બતાવતો હતો, તેટલું તે જાણતો હતો પણ વસ્તુ તત્ત્વનો ઉંડો બોધ તેને નહતો ગુરૂ ઘણા લાગણીવાળા હતા પણ સંસારી જીવની યોગ્યતા વિના સૂક્ષ્મજ્ઞાનમાં તેનો પ્રવેશ ન થયો.

શ્રદ્ધા અને જ્ઞાનનું ખરૂ કારણ જીવની યોગ્યતા છે, ગુરૂ તો નિમિત્ત કારણ છે. આ જીવને આગળ અનેકવાર સદાગમનો—ગુરૂનો સમાગમ થયો હતો છતાં પણ તેની વાત તે સાચી માનતો નહતો, માનતો તો નિમિત્ત મળતાં પલટાઈ જતા વાર લાગતી નહતી. જ્ઞાની કરતાં મોહાદિકના કાર્યોને તે અધિક માન આપતો હતો એ ઉપરથી નિશ્ચય થાય છે કે જ્ઞાની પુરૂષોનો સમાગમ થવા છતા પણ જીવમા જેટલી યોગ્યતા હોય તેટલોજ ગુણ થાય છે.

રાગદ્વેષની ગ્રંથી ભેદ્યા પછી નિર્મળતાને લીધે, સંસારી જીવ વિરોચને કર્મની વિશેષ સ્થિતિ ઓછી કરી,

એટલે ચારિત્રધર્મરાજા નો બીજો પુત્ર **ગૃહસ્થધર્મકુમાર** તેની પાસે આવી પહોચ્યો. કાર્યકારણના નિયમ સાથે વિરોચને તેની સાથે ખરેખર ઓળખાણ કરી, સામાન્ય રીતે ગૃહસ્થધર્મના બાર વ્રતો લીધાં અને શ્રદ્ધા પૂર્વક પાળ્યા. તેને લઇને વિરોચન સંસારી જીવ **સૌધર્મનામના** પહેલા દેવલોકે દેવ થયો સદાગમ, સમ્યગ્દર્શન અને ગૃહસ્થધર્મ-કુમાર એ ત્રણેની પ્રાપ્તિથી–મદદથી દેવપણું પ્રાપ્ત થયું.

વિરોચનના ભવમાં ગૃહસ્થધર્મકુમારની મદદથી સંસારી જીવે સારૂં પુન્ય પેદા કર્યું હતું તેને લઇને પહેલા દેવલોકમાં તે દેવ થયો અહીં **સાતોદય**–સાતાવેદનીય નામના કર્મપ-રિણામ રાજાના ખંડીયા રાજાએ તેને ઘણી સારી સગવડો કરી આપી આ સાતોદય જુઓ કે મહામોહના સૈન્યમાનો એક નાનો રાજા હતો, પણ તેનો એક સ્વભાવ ન્યાયી હોવાથી તે જીવના સત્કર્મના બળથી મદદગાર થયો. તાત્વિક રીતે તેણે પણ સંસારી જીવ આત્મિકભાન ભૂલે તેવો બંધ-નકારક પાશ જ માંડયો હતો.

પુન્યોદય અહીં ખરેખર સાહાયક હતો દેવભૂમિમા ઉત્પન્ન થયા પછી તેને વિચાર થયો કે હું કયા કારણને લઇને અહીં જન્મ પામ્યો છું ? જ્ઞાનનો ઉપયોગ મૂકતાં તેને પાછલા જન્મમાં ગૃહસ્થધર્મનું પાલન કરેલ વિગેરે બધું યાદ આવ્યું. તે વખતે સમ્યગ્દર્શન અને સદાગમ તેની પાસે અવી પહોંચ્યા. તને જોઈ ને તેને ઘણો આનંદ થયો.

સુંદર દેવશય્યા, મોહક શરીર, મનોહર દેવભૂમિ,

પહેરવાનાં ઉત્તમ વસ્ત્રો, મુગટ, કુંડલ, હાર, બાજુબંધાદિ અલંકારો, સુગંધી વિલેપન, ન કરમાય તેવી કલ્પવૃક્ષના પુષ્પોની માળાઓ, અનુકુળ દેવાંગનાઓ અદ્‌ભૂત રૂપના સૌંદર્યવાળી દેવીઓ, વિહાર માટેનાં સુંદર ઉપવનો, કલ્પ-વૃક્ષની પંક્તિઓ, જલક્રીડા કરવાની મનોહર વાવો, વિનીત પરિવાર, આ સર્વ સાતોદય અને પુન્યોદયે ત્યાં હાજર કર્યું. આત્મભાન ભૂલવા માટે અને મોહમાં ફસાવવા માટે આ બધું પુરતું હતું, છતાં સદાગમ અને સમ્યગ્‌દર્શન તેની પાસે હોવાથી મહામોહ તેને વિશેષ હેરાન ન કરી શકયો.

દેવની શક્તિ અગાધ હોય છે, તેમ જ પોતાનો વિકાશ કરવાનાં તથા પતિત થવાનાં અનુકૂળ તથા પ્રતિકૂળ સાધનો પણ અહીં ઘણાં હોય છે. તે ધારે તો તીર્થંકર દેવની પાસે મનુષ્ય ક્ષેત્રમા આવીને ધર્મ સાંભળી શકે છે. યોગ્ય ધર્મિષ્ટ જીવોને સાહાય પણ કરી શકે છે. તીર્થંકર દેવોના જન્મકલ્યાણક, દિક્ષાકલ્યાણક, કેવલજ્ઞાન અને નિર્વાણના પ્રસંગે જઈને અનેક પ્રકારે સેવાભક્તિ કરી શકે છે. તેમનું પૂજન; સ્મરણ અને ગુણગાન કરીને તેઓ દેવ-ભૂમિમા પણ આગળ વધવાની તૈયારી કરી શકે છે, પણ એવી લાગણીતો ઘણા જ નિકટ ભવીજીવને જ હોય છે, બાકી તો નંદન જેવા વનોમા દેવાંગનાઓ સાથે વિહાર, નિર્મળ સરોવરમા જલક્રીડા, દેવીઓ સાથેના અનંગ વિલાસ અને તેવા જ પ્રમાદમાં પુન્ય ધન હારીને–ભોગવીને પાછા હતા તેવા થઇને પૃથ્વી ઉપર પાછા ફરે છે.

સંસારી જીવ ધીમે ધીમે આ ભોગવિલાસમાં ભાન ભૂલ્યો, અને છેવટે આગળ વધવાના સંયોગોમા પણ પાછો હઠયો દેવજીવન આમ પુરણ કરીને પાછો મનુષ્યજીવનમાં આવ્યો અને એક ભરવાડને ઘેર જન્મ પામ્યો.. પૂર્વના ધાર્મિક સંસ્કારો દૃઢ ન હતા, દેવભવમાં તેને વધારે પોષણ ન મળ્યું, તેના પરિણામે અહીં પ્રતિકૂળ સંયોગોમા-આત્મિક જીવનને પોષણ ન મળે તેવા સ્થાને જન્મ મળ્યો. પરિણામે સદાગમ અને સમ્યગ્દર્શનનો સમાગમ અહીં ન થયો, ગૃહસ્થધર્મ પણ ભૂલાયો, કેમકે તે ગૃહસ્થધર્મ, સદાગમ અને સમ્યગ્દર્શનના સહવાસ વિના એકલો રહેતો જ નથી કેવળ ભદ્રિક પરિણામ તેની પાસે હોવાથી કિલષ્ટ પાપકર્મ તેણે ન બાંધ્યું ભદ્રિકપરિણામમાં એવો ગુણ છે કે તે પાપથી સદા ડરતો રહે છે આવી સ્થિતિમાં તેનું આયુષ્ય પુરૂં થયું, ત્યાંથી જ્યોતિષ્ક દેવોમાં દેવ થયો, વિવિધ ભોગો ભોગવી ઇન્દ્રિયોને તૃપ્ત કરી. અહીં મહામોહ અને તેના પરિવારનો વારંવાર પરિચય થયા કરતો હતો, તેમની સાથે તેને સારો સંબંધ બંધાયો. સદાગમ અને સમ્યગ્દર્શનને તો ત્યા ભૂલી જ ગયો. તેના અભાવે આર્ત્તધ્યાને મરણ પામી પશુજાતિમાં આવ્યો ત્યાંથી ફરી મનુષ્ય થયો, ત્યાં ગુરૂનો સમાગમ થયો. સદાગમ અને સમ્યગ્દર્શન ત્યા ફરી મળ્યા, તેનાથી સારો લાભ થયો. મરીને બીજે દેવલોકે દેવ થયો તે દેવલોકના આનંદમા પાછું ભાન ભૂલાયું. ત્યાથી ચ્યવીને કાંચનપુરમા મનુષ્ય થયો આવા અસંખ્ય ભવો થયા. કોઇ સ્થળે સદાગમનો મેળાપ થતો, પાછો તેને

વિસરી જતો. ગૃહીધર્મકુમારનો પણ અનેકવાર મેળાપ થયો પણ સાચી વિરતિ તેને ન આવી. વ્રતો ધારણ કરતો તો તે કોઈને રાજી રાખવા, અનુકૂળ વ્યવહાર ચલાવવા કે કન્યા પ્રમુખના લાભને ખાતર ધર્મિષ્ટ થતો. લોકો ધર્મિષ્ટ ગણતા પણ ખરા, છતાં તેનું અંતઃકરણ અંદરથી કોરૂં ધાકોર હતું. જ્યારે સમ્યગ્દર્શન પાસે આવતો ત્યારે પુન્યોદય તેના પણ સાથે રહેતો અને તેના પ્રતાપથી અનેક પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત થતી. પણ પાછો વિષયોમા ફસાતો મોહાદિને આધીન થતો, આમ ઉંચે ચઢતાં અને પાછો નીચે પડતાં અસંખ્ય કાળ ગયો.

**નિંદા** આ પ્રમાણે ફરતાં ફરતાં **સોપારપુરમાં** શાલિભદ્ર શેઠની કનકપ્રભા સ્રીની કુક્ષિથી **વિભૂષણ** નામના પુત્રપણે જન્મ પામ્યો. યુવાવસ્થા પ્રાપ્ત થઈ. એક વખત ઉદ્યાનમાં ફરવા ગયો. ત્યાં **સુધાકુપ** નામના આચાર્યનો સમાગમ થયો, તે સ્થાને પાછો સદાગમ અને સેનાપતિ સમ્યગ્દર્શનનો મેળાપ થયો. તત્ત્વશ્રદ્ધાન થયું અને છેવટે સાધુ થયો. પણ સાધુઓના સમુદાયમા રહેવા છતા સાધુનાં કર્તવ્યો ભૂલી આડે રસ્તે ચઢયો. આ સ્થિતિનો લાભ લઈને મહામોહાદિ જોરમાં આવ્યા. તેઓ આવા અવસરની રાહ જોતા હતા. મહામોહાદિ આવ્યા કે સદાગમ, સમ્યગ્દર્શન વિગેરે તેની પાસેથી એક બાજુ ખસી ગયા વિભૂષણ વિભાવમા પડયો. મહામોહના સૈન્યમાંથી **નિંદા** નામની એક છોકરી તેની જીભ ઉપર આવીને ચઢી બેઠી. તેને

લઈ અન્યના અવર્ણવાદ બોલવાનું, નિંદા કરવાનું અને આક્ષેપ કરવાનું તેણે શરૂ કર્યું. તપસ્વીઓની, સારા ચારિત્ર વાળાની, અને ક્રિયારૂચિ જીવોની નિંદા કરવાનો ધંધો શરૂ કર્યો. અવસર જોઈને નિંદાની પાછળ ઈર્ષા વિગેરે આવી પહોંચ્યા. તેને લઈને કોઇનો ઉત્કર્ષ તેનાથી સહન ન થતો, વળી જ્યાં દોષો ન હતા ત્યાં દોષો દેખાવા લાગ્યા, થોડા હતા ત્યાં વધારે દેખાતા, લોકો—સાધુઓ બધા દંભી છે—કપટી છે, મનાવા પૂજાવા અને પેટ ભરવાનો ધંધો લઈ બેઠા છે, સારો સાધુ કોઈ દેખાતો નથી વિગેરે જ્ઞાની-ઓની, જ્ઞાનની, ગણધરોની અને તીર્થંકરો સુધીની નિંદા કરવાનું પણ તેણે ન છોડયું. કમળાવાળો બધે પીળું જ દેખે છે, સાધુનો વેષ લીધો હતો છતાં ઈર્ષા અને દ્વેષવાળા પરિણામને લીધે તે મિથ્યાત્વી થયો. નિવિડકર્મથી બંધાયો, તેને લઈને વિશ્વમાં ખુબ ભમ્યો. ચાર ગતિમાં ભમતાં એવાં કોઈ દુ:ખો બાકી ન હતાં કે જે તેને ભોગવવાં ન પડયાં હોય. આમ અજ્ઞાનદોષે, પારકી નિંદા કરીને પોતે સદ્‌ગુણથી ભ્રષ્ટ થઈને, મહામોહને આધીન થઈ ખુબ દુઃખ સહેન કર્યાં.

## પ્રકરણ દશમું

### ઉન્નતિને પંથે

વિવિધ સુખદુઃખનો અનુભવ કરતો સંસારી જીવ કોઈ વિશેષ પુન્યોદયને સાથે લઈને **સપ્રમોદ** નગરના

**મધુવારણ** રાજાની **સુમાલિની** રાણીના ઉદરમાં આવ્યો. સારા સંયોગોમાં જન્મ થયો, આખા રાજ્યમાં શાંતિ અને આનંદ ફેલાયો, કુમારનું **ગુણધારણ** નામ રાખવામાં આવ્યું. મધુવારણ રાજાનો એક ગોત્રીય વિશાલાક્ષ રાજા હતો તેને ઘેર પણ **કુલંધર** નામના કુમારનો જન્મ થયો હતો. આ બન્ને કુમારોને બાલ્યાવસ્થાથી જ મિત્રતા થઈ. આ કુમાર પણ ગુણવાન હતો, અનુક્રમે બન્ને યુવાવસ્થા પામ્યા.

વૈતાઢય પર્વત ઉપર ગંધસમૃદ્ધ નગરમાં **કનકોદર** નામનો વિદ્યાધરનો ચક્રવર્તી રાજા રાજ્ય કરતો હતો, તેની કામલતા નામની રાણીથી ઉત્પન્ન થયેલી **મદનમંજરી** નામની કન્યા સાથે ગુણધર કુમારનું લગ્ન થયું. એક વખત **આલ્હાદન** નામના વનમાં કુમાર પોતાની નવોઢા મદન-મંજરી રાણી અને કુલંધર મિત્રની સાથે ફરવા ગયો હતો, ત્યાં કંદ નામના મુનિ તેમના જોવામા આવ્યા. તે સાધુ મહાન્ તેજસ્વી–પ્રતાપી હતા, તેને જોતાં જ વિનયથી નમ્ર બનીને બધાએ નમન કર્યું, તથા ધર્મ સાભળવાને તેમની સન્મુખ બેઠા. મુનિએ આપેલી ધર્મદેશના આનંદ-પૂર્વક સાંભળી તે જ વખતે પૂર્વના પરિચિત સદાગમ અને સમ્યગ્દર્શન સેનાપતિ ત્યા હાજર થયા. કુમારે ઘણા હર્ષથી તેનો સત્કાર કર્યો અને પોતાના હૃદયમા બન્નેને સ્થાન આપ્યું. તે વખતે સાતાવેદનીય જે મહામોહનો સાતમો સુભટ રાજા હતો તે વિશેષ પ્રકારે પ્રગટ થઈ પાસે

રહેવા લાગ્યો. તેને લઇને વ્યવહારિક સુખ પ્રાપ્ત કરવાની તેની યોગ્યતામા ઘણો વધારો થયો.

આ વખતે રાણી મદનમંજરીએ તથા મિત્ર કુલંધરે પણ સદ્દાગમ તથા સમ્યગ્દર્શનનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે ત્રણે જણાને ધર્મની વિશેષ રુચિ થયેલી જાણીને તે મુનિએ ધર્મનો આદર કરાવવા વિશેષ પ્રકારે ધર્મદેશના આપવા માંડી.

**મહામોહાદિની દુર્બળતા** આ વખતે ચિત્તવૃત્તિ અટવીમાં જે ઘેરો ઘાલીને-થાણું જમાવીને મહામોહાદિ રહ્યા હતા તેઓ એકદમ દુર્બળ-પાતળા પડવા લાગ્યા, નરમ થયા અને ધ્રુજતા ધ્રુજતા તે સ્થાનને છોડી દઈ-ઘેરો ઉઠાવીને દૂર જઈ બેઠા.

આ તરફ ચારિત્રધર્મરાજાદિ પણ સાવધાન હતા. આવી સ્થિતિથી સંતોષ પામી ચારિત્રધર્મરાજાએ પ્રધાનને જણાવ્યું કે સદ્બોધ! આવો દુર્લભ પ્રસંગ સદ્ભાગ્યે પ્રાપ્ત થયો છે, આ અનુકૂળતાનો લાભ લઈ તમે વિદ્યા-પુત્રીને સાથે લઈ, સંસારી જીવ ગુણધારણ કુમાર જે કંદમુનિની પાસે ધર્મ સાંભળે છે ત્યાં પહોંચી જાઓ.-કેમકે ચિંત્તવૃત્તિ અટવી અત્યારે ઉજ્વળ થઈ છે, દુશ્મનો ઘેરો ઉપાડી દૂર ગયા છે તો કર્મપરિણામ રાજાને પૂછીને તેઓ રજા આપે તો જરૂર તે વિદ્યાકન્યાનો સ્વીકાર કરશે.

બુદ્ધિમાન્ પ્રધાને આ વાત ઉપર ખુબ વિચાર કરી

જણાવ્યું, પ્રભુ ! હજી થોડો વખત પસાર કરવાની જરૂર છે, કારણ કે તેના પાસે તેના બે મિત્રો એક પુન્યોદય અને બીજો સાતોદય હજી વધારે વખત રહેવાના છે. તેઓ તેના ઉપર બહુજ પ્રીતિ ધરાવે છે તેથી સંસારી જીવને ભોગ ફળ તે બહુ આપશે. પુન્યોદયને લીધે શબ્દાદિ વિષયો તેને ઘણા ભોગવવાના છે, તેથી તે બન્ને તેને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવા નહિદે તેમજ સંસારી જીવ શબ્દાદિ સ્થુળ વિષયોને સુખનાં કારણ સમજે છે તેથી વિદ્યા કન્યા તેને હાલ ઉપયોગી નથી. છતાં પુન્યોદય તેને અનુકૂળ હોવાથી અને સદાગમ અને સેનાપતિ પાસે હોવાથી સાતોદય તેને વિષયોમાં આસક્ત કરી શકશે નહિ, માટે હાલ તરતમા **ગૃહિધર્મ કુમારને** તેની **સદ્ગુણરક્તતા** રાણીની સાથે મોકલી આપવો યોગ્ય છે. કેમકે અત્યારનો વખત તેનેજ ત્યાં કામ કરવા માટે લાયકનો છે, અને સંસારી જીવ તેનો તરત સ્વીકાર કરશે ગૃહી ધર્મ કુમારના તથા સદ્ગુણરક્તતાના ત્યા જવાથી મહામોહાદિ વિશેષ પાતળા પડશે, તે લોકોને ત્રાસ થશે, ચિત્તવૃત્તિ અટવી વધારે ઉજ્વળ બનશે, ગૃહિધર્મકુમાર તે સંસારી જીવ ને આપણા તરફ લાગણીવાળો અને દર્શનની ઇચ્છાવાળો બનાવશે. તેનાં કર્મો પાતળા પડશે તેથી તેને વધારે સંતોષ અને શાંતિ મળશે. સંસાર પરિભ્રમણનો ભય પણ તેને ઓછો થશે.

ભાવથી ગૃહિધર્મ જેને પ્રાપ્ત થાય છે તેનામાં ચાર

ગુણ અવશ્ય પ્રગટે છે. પ્રથમ આત્મશાંતિ—આત્મા આત્માકારે પરિણમે ત્યારે અદ્‌ભૂત આનંદ પ્રગટે છે. ૧. મનનો સંતોષ—આસક્તિ વિનાનું મન થાય છે. યા વિષયાદિમાં આસક્તિ ઓછી થતાં મન દોડાદોડી કરવાનું કામ બહુજ ઓછું કરતું હોવાથી મનની શાંતિ ટકી રહે છે. અથવા કર્મના સિદ્ધાંતને જાણતો હોવાથી જે થાય છે તે યોગ્ય થાય છે તેમ સમજી બહુ ઉત્પાત કે હાયવોય ન કરતાં મધ્યસ્થ—તટસ્થ રહે છે તેથી શાંતિ મળે છે. ૨

ત્રીજો ગુણ—તેને કર્મોની આવક ઓછી થાય છે. કર્મની મોટી સ્થિતિ તે બાંધતો ન હોવાથી હલકો બોજો થવાને લીધે મન સ્ફુર્તિવાળું સાત્વિક બને છે. ૩

ચોથો ગુણ—સંસાર પરિભ્રમણનો ભય ઓછો થાય છે. પોતાનાં તાત્વિક જ્ઞાન અને વર્ત્તનથી તેને સંતોષ થાય છે, તેનું મન કબૂલ કરે છે કે હવે મારે વધારે ભવભ્રમણ કરવું પડશે નહિ ૪

માટે હાલ ગૃહિધર્મને તેની સ્ત્રી સાથે જવા દેવો, પાછળથી જરૂર પડતા આપણે બધા ત્યાં પહોંચી જશું.

પ્રધાનની સલાહ બહુ યોગ્ય લાગવાથી ચારિત્રધર્મે તે બન્નેને જવાની રજા આપી, કર્મપરિણામ અનુકૂળ હતા તેમણે અનુમોદન આપ્યું, એટલે તેઓ જેવા સંસારીજીવ ગુણધારણ કુમાર પાસે આવ્યા કે તેણે રાજી થઈને તેનો બાર પુરૂષો સાથે—બાર વ્રતનો સ્વીકાર કર્યો. કુમારની સાથે

તેની પત્નિ મદનમંજરીએ તથા મિત્ર કુલંધરે પણ બાર ગૃહસ્થનાં વ્રતો અંગીકાર કર્યાં.

**બાર વ્રતો** પહેલું વ્રત **અહિંસા.** હાલે ચાલે તેવા મોટા ત્રસજીવો જે નિરપરાધી છે તેને જાણી જોઈને ઈરાદાપૂર્વક મારીશ નહિ. ૧

બીજું **સત્ય વ્રત**–કોઈને નુકશાન થાય તેવું અસત્ય જાુઠું બોલીશ નહિ. ૨

ત્રીજું **અચૌર્ય વ્રત**–જુલમ કરીને, અન્યાય કરીને, પ્રજાને પીડીને ધનાદિ ગ્રહણ નહિ કરૂં. ૩

ચોથું **પરસ્ત્રી ત્યાગ વ્રત**–વિવાહિત પોતાની સ્ત્રી સિવાય મૈથુનનો ત્યાગ. ૪

પાચમું **પરિગ્રહ પરિમાણ વ્રત**–પોતાનું રાજ્ય અને તેને અંગે રહેલી મીલ્કત સિવાય બાકી સર્વનો ત્યાગ. ૫

છઠું **દિગ્વિરમણવ્રત**–ધર્મનો નાશ થાય તેવા દેશાદિમાં પરિભ્રમણ ન કરવું. ૬

સાતમું **ભોગોપભોગ વ્રત**–દારૂ, માસાદિનો ત્યાગ અને ધન ઉત્પન્ન કરવાનાં મહાન્ આરંભો ઓછા કરવા યા ન કરવા. ૭

આઠમું **અનર્થદંડવિરમણ** વિના કારણે યુદ્ધ ન કરવું. ખોટી સલાહો તથા પાપના ઉપદેશો કોઈને ન આપવા વિગેરે. ૮

નવમું **સામાયિક વ્રત** સમભાવમાં–આત્મભાવમાં–આત્માકાર વૃત્તિ કરીને નિત્ય બે ઘડી સુધી ધ્યાન કરવું. ૯

દશમું **દેશાવગાસિક વ્રત**–મહિનામાં અમુક દિવસે દશ સામાયિક કરવાં–અથવા એકથી વધારે સામાયિકના વખત સુધી શાતિમા એક સ્થળે રહેવું. ૧૦

અગીયારમું **પૌષધ વ્રત**–બાર કે ચોવીશ કલાક સુધી આત્મભાવમાં રહેવાનો, મહિનામાં અમુક દિવસનો નિશ્ચય કરવો ૧૧

બારમું **અતિથિસંવિભાગ વ્રત**–અતિથિ-સાધુ, મુનિ વિગેરેને દાન–ભોજન વસ્ત્ર, પાત્ર. સ્થાન આપવું. ૧૨

આ બાર વ્રતો ગ્રહણ કર્યા પછી ગુણધારણ કુમારે તે કંદમુનિને પ્રશ્ન કર્યો કે પ્રભુ ! મારા મિત્રને તથા સસરાને એક સ્વપ્ન આવેલ છે તેમા એકને ચાર પુરૂષો સ્વપ્નમાં મળ્યા. બીજાને પાચ પુરૂષો મળ્યા. તેમણે જણાવ્યું કે ગુણધારણ કુમારનું અમે હિત કરનાર છીએ, અને તેને બધી સારી અનુકૂળ સગવડ અમે કરી આપી છે, અને કરી આપીએ છીએ. આ ચાર કોણ અને પાચ કોણ? અને તે મને કેવી રીતે હિત કરનારાં છે તેનું આપ સમાધાન કરશો ?

કંદમુનિએ જણાવ્યું, મારા ગુરૂ **નિર્મળસૂરી** કેવળ જ્ઞાની છે. તેઓશ્રી અત્યારે દૂર પ્રદેશમાં વિચરે છે. હું તેઓ-શ્રીને અહીં આવવા પ્રાર્થના કરીશ, તેઓશ્રી તમારા પ્રશ્નનો બરાબર ખુલાસો કરશે. હાલ તમોએ જે વ્રતો લીધાં છે

તેનો બરાબર આદર કરજો. ગુણધારણ કુમાર વિગેરે ખુશી થતા ગુરૂને વંદન કરી રાજભુવનમા ગયા. મુનિશ્રીએ વિહાર કર્યો. થોડા વખતમાં મધુવારણ રાજાએ સમાધિ મરણે દેહ છોડયો. સામંત પ્રધાનાદિએ મળીને ગુણધારણ કુમારને રાજ્યનો અભિષેક કરી રાજા બનાવ્યો

## નિર્મળાચાર્ય કેવલી

એક દિવસ આલ્હાદમંદિર ઉદ્યાનમા કેવલજ્ઞાની ગુરૂ પધાર્યા. સેવકે વધામણી આપી, ગુણધારણ રાજાને બહુ આનંદ થયો પોતાના પરિવારને સાથે લઈ તેને વંદન કરવા ગયો. અનેક મુનિઓ, દેવો, અને વિદ્યાધરોથી પરિવરેલા, સુવર્ણ કમળપર બેઠેલા ગુરૂ મહારાજને દેખીને રાજાના રોમેરોમમાં આનંદ ઉલસ્યો વંદન કરીને સર્વે ધર્મોપદેશ સાભળવા સન્મુખ બેઠા.

ગુરૂ મહારાજે સાંસારિક સુખની અનિત્યતા બતાવતા જણાવ્યું કે, સાચું સુખ ગ્રહણ કરવામાં નથી પણ ત્યાગમાં છે. ધન્ય છે તેઓને કે, જેઓ સર્વસ્વ ત્યાગ કરીને આત્માની સન્મુખ થયા છે. સંસારના કોઇ પણ પદાર્થ ઉપર જેને સ્પૃહા રહી નથી તેઓ સાચા સંતોષી હોવાથી સદા સુખી છે. જેઓ નિરંતર આત્માના ધ્યાનમા મસ્ત રહે છે, સમતારૂપ અમૃતનું પાન કરે છે, સર્વ સંગથી અલગ અને અલિપ્ત રહે છે, જેમનો અહંભાવ નાશ પામ્યો છે, અને અંતઃકરણ નિર્મળ બન્યું છે, તેવા સાધુ પુરૂષો દેહમાં રહેવા છતાં પણ સુખી છે. બાકી કોઈ

તાત્વિક રીતે સુખી નથી. સર્વ જીવો સુખની ઈચ્છા કરે છે પણ નિસ્પૃહતાની દશાવાળા સાધુઓ સિવાય કોઈ સ્થળે સુખ નથી. જ્યાં સુખ નથી ત્યાં મનુષ્યો સુખની શોધ કરે છે, એટલે લાંબા કાળે પણ તેમનો પ્રયત્ન સફળ થતો નથી. માટે હે શૂરવીર મનુષ્યો ! તમે વિચાર કરો તો જણાશે કે ત્યાગ માર્ગ વિના ખરૂં સુખ કે શાંતિ મળતી નથી. જો આ વાતની તમને પ્રતીતિ થતી હોય તો માર્ગે ચાલીને આત્માની અંદર ખરી સાધુતા પ્રગટ કરો.

કેવળજ્ઞાની ગુરૂની દેશના સાભળતાં ગુણધારણ રાજા, જે સંસારી જીવ છે તેનાં કર્મો પાતળાં પડવા લાગ્યાં, પ્રભુના વચનો ઉપર પ્રતીતિ થઇ અને તેને દીક્ષા લેવાનું મન થયું. તે વાત મનમા રાખીને પોતાને સ્વપ્ન સંબંધી જે શંસય હતો તેનો ખુલાસો પૂછયો.

**સ્વપ્નનો ખુલાસો** ગુરૂ મહારાજે જણાવ્યું કે ભાઇ ! એ હકીકત ઘણી મોટી છે. એમ કહી સૂક્ષ્મ નિગોદથી માડી અત્યાર સુધીનું તેનું જીવન ટુંકામાં જણાવ્યું, અને પછી વિશેષ ખુલાસો કરતાં કહ્યુ કે તમારા સસરાએ જે ચાર મનુષ્યો સ્વપ્નમા જોયા અને તેમને મદનમંજરીના વરની ચિંતા ન કરવાનું કહ્યુ, તથા અમે તેમનું રક્ષણ કરીએ છીએ વિગેરે જણાવ્યું, તે કર્મપરિણામ, કાળપરિણતિ, સ્વભાવ અને ભવિતવ્યતા આ ચાર હતા આ ખબર આપનાર પુન્યોદય હતો તે બહુ વિશાળ હૃદયવાળો હોવાથી પોતે જ બધા સુખનું કારણ હોવા છતા ગુણધારણ કુમારને અને કાળપ-

રિણામ અને કાળપરિણુતિ અદિ ચારે સુખી કરનારા છે વિગેરે જણાવ્યું. આ વાતની કર્મ પરિણામને ખબર પડવાથી તેણે પુન્યોદયને કહ્યુ કે ભાઈ પુન્યોદય! ગુણ ધારણને સર્વ પ્રકારનું સુખ તો તેં કરી આપ્યુ છે, છતાં તારી જાતને છુપાવીને કર્તાપણાનું માન અમને શા માટે આપ્યું?

પુન્યોદયે કહ્યું કે દેવ! આપ એમ ન કહો, હું તો આપનો નોકર છું ખરી રીતે તેને સુખી કરનાર તો આપ જ છો. અને તેજ વાત મેં કનકોદર રાજાને કહી છે. કર્મ-પરિણામે શાંતિપૂર્વક જણાવ્યુ કે તું કહે છે તે વાત સાચી છે, છતા ગુણધારણને સુખી કરનાર અને મદનમંજરીને મેળવી આપનાર તું જ છે. તારા વગર સારાં કાર્ય કરવાનું બળ અને સુખનાં સાધનો આપવાને અમે બીલકુલ સમર્થ નથી, માટે તારે પણ હું મદદગાર છું એમ કહેવું જોઇતું હતું. આ ઉપરથી કુલંધરને પુન્યોદયે સ્વપ્નમાં પાંચ મદદગાર બતાવ્યા હતા કે, ગુણધારણને જે સુખ અને અનુકૂળતાઓ મળે છે તે સર્વ, કર્મપરિણામ, કાળપરિણુતિ, સ્વભાવ, ભવિતવ્યતા અને પુન્યોદયથી મળે છે, આ પ્રમાણે સ્વપ્નમાં આવેલાં ચાર અને પાંચ મનુષ્યોનો ખુલાસો છે

ગુણધારણે કહ્યું, પ્રભુ! ત્યારે આજ નિશ્ચય છે કે અત્યાર સુધી મને જે જે સુખની પ્રાપ્તિ થઇ છે, અને મેં જે ખુબ આનંદ ભોગવ્યો છે તે સર્વ આ કર્મપરિણામાદિ ચારની પ્રેરણાથી પુન્યોદયેજ કર્યું છે?

ગુરૂશ્રીએ કહ્યું, રાજન્! એમ જ છે. અત્યાર માટે

જ નહિ પણ તમારા નિગોદથી આગળ વધ્યા પછી જે જે સુખનાં સાધનો અનેક જન્મમા મળ્યાં હતાં તે સર્વનું કારણ પણ પુણ્યોદય જ છે.

ગુણધારણ કહે છે, પ્રભુ ! જો પુણ્યોદય મારી સાથે આગળ પણ હતો તો મને અનેક જન્મોમાં વચમાં દુઃખ શા કારણથી પ્રાપ્ત થયાં ?

**દુઃખનું કારણ પાપોદય** ગુરૂશ્રીએ જણાવ્યું કે, રાજન્ ! તમે જ્યારે અસંવ્યવહાર નગરમાં હતા, ત્યારે સંસારી જીવ તમારૂં નામ આપવામા આવ્યું હતું. તમારી ચિત્તવૃત્તિમાં અનાદિકાળથી અંતરંગ રાજ્ય ચાલુ જ હતું. તે રાજ્યમાં ચારિત્રધર્મ રાજાનું એક લશ્કર અને બીજું મહામોહ રાજાનું હતું. તેઓ એક બીજાથી વિરૂદ્ધ સ્વભાવના હોવાથી પ્રતિપક્ષી તરીકે રહેલા છે. કર્મ પરિણામને મહામોહ તરફ વધારે લાગણી છે, કેમકે તે બન્ને એક જ જાતિના છે. છતા કર્મપરિણામ તમારી આત્મશક્તિ તરફ ધ્યાન આપ્યા કરે છે, અને પોતાની સમદૃષ્ટિ બન્ને લશ્કરો તરફ છે એમ દેખાવ કર્યા કરે છે, છતાં જેનું જોર વધારે હોય તે તરફ મદદ આપ્યા કરે છે. તેને બે સેનાપતિ છે એક પુણ્યોદય, બીજો પાપોદય. જેની હમણા વાત ચાલતી હતી તેજ પુણ્યોદય છે. બીજો પાપોદય સેનાપતિ ભયંકર સ્વભાવનો અને તમારા તરફ વિરોધ રાખનારો છે કર્મપરિણામના લશ્કરનો જે એક ભાગ ભયંકર, ક્રૂર અને તમારા તરફ દુશ્મનતા રાખનારો છે

તેનો તે ઉપરી છે. કર્મ પરિણામનો બીજો ભાગ જે ઘણો સારો છે, તમારા ઉપર સ્નેહ રાખનાર છે તેનો ઉપરી પુણ્યોદય છે.

અસંવ્યવહાર નગરથી જ તે પાપોદય પ્રગટ દેખાય તેમ તમારી સાથે રહેલો હતો. ભવિતવ્યતાએ પુણ્યોદયને ઓળખવાનો આજ સુધી ચોક્કસ પ્રયત્ન તમારા માટે કર્યો જ નથી. આજ સુધી સંસારમાં તમે રખડયા અને દુઃખી થયા તે આ પાપોદયનો જ પ્રતાપ છે. હિંસા, લોભ, મોહાદિ તમને હિતકારી મનાવ્યા અને પુણ્યોદય હિત કરનાર છે એ જાણવા ન દેનાર તે પાપોદય છે. તમને ચિત્તવૃત્તિમાથી હાંકી કાઢનાર અને પદભ્રષ્ટ કરનાર આ પાપોદય છે. ચારિત્રધર્મ રાજનું મોટું લશ્કર તમારા અંતરંગ રાજ્યમાં હતું તેને દાબી દઈ–ઢાકી રાખી જોવા પણ ન દેનાર અને દુઃખદાઈ છતાં મહામોહનું લશ્કર હિતકારક છે એમ મનાવનાર એ પાપોદય છે પુણ્યોદય તે વખતે નજીક રહેતો હતો પણ તમને પાપોદયના પાશમાં પડેલા જોઈ તે તમારૂં હિત કરી શકતો નહતો વચ્ચે વચ્ચે તેણે તમને સુખ તો આપ્યું છે છતાં કાયમ સુખ ન આપવામાં પુણ્યોદયનો દોષ નથી, પણ તે પાપોદયનો જ દોષ છે

ગુણધારણ કહે છે, પ્રભુ ! પાપોદય અત્યારે કેમ શાત થઈ બેઠો છે ?

ગુરૂએ કહ્યુ, તે પણ કર્મપરિણામ, કાળપરિણતિ, સ્વભાવ, ભવિતવ્યતા વિગેરે પર આધાર રાખનારો છે,

સ્વતંત્ર નથી. તેમણે જ હમણાં તેને તમારાથી દૂર રાખ્યો છે. કર્મપરિણામાદિની રજા લઈને સદાગમ જ્યારથી તમારી પાસે આવ્યો છે ત્યારથી તેણે પાપોદયનું જોર નરમ પાડી દીધું છે. તે નાશ પામ્યો નથી, પણ હમણાં તમારાથી દૂર જઈને બેઠો છે અને પોતાના વખતની રાહ જુવે છે, હમણાં પુણ્યોદયને સારો અવકાશ મળ્યો છે. કર્મપરિણામાદિના નિર્ણય પ્રમાણે સદાગમનો, સમ્યગ્દર્શનનો તથા ગૃહીધર્મનો સમાગમ તમને થયો છે, તેમજ પાપોદયને તમારાથી વધારે દૂર તેમણે જ રાખેલ છે. તમારા ધર્મના પરિણામમાંથી જ કાળનું પરિણામ સુખદુઃખાદિનો સ્વભાવ અને ભાવી બનવાનું હોય તે નિશ્ચિત થાય છે. ટુંકમાં સારી અને ખરાબ બધી સ્થિતિઓ કર્મપરિણામાદિમાંથી જ પ્રગટે છે. આ પ્રમાણે પુણ્યોદય અને પાપોદયનું રહસ્ય તમારા સમજવામાં આવ્યું હશે ?

હા પ્રભુ ! આ વાત તો હું સમજ્યો પણ મને બીજી શંકા થાય છે કે, આ સુખદુઃખનો મને જે અનુભવ થાય છે તે બાબતમાં શું હું સર્વથા અસમર્થ યા પરાધીન જ છું. હું કાંઈ કરી શકું તેમ નથી ?

## સુખદુઃખનું કારણ આત્માની યોગ્યતા

ગુરૂશ્રીએ જણાવ્યું. રાજન્ ! એમ માનવાનું કાંઈ કારણ નથી. આ કર્મપરિણામાદિ તથા સમ્યગ્દર્શનાદિ સર્વ તમારો જ પરિવાર છે, તેમાં મુખ્ય નાયક તો તમે જ છો. કેવળ કર્મપરિણામાદિ જીવની-તમારી યોગ્યતાની જ અપેક્ષા

રાખીને બધા શુભાશુભાદિમાં કારણરૂપે થાય છે. ખરી રીતે તો તમારાં શુભાશુભ પરિણામ એજ સુખદુઃખમાં કારણરૂપ છે, એટલે જીવની યોગ્યતા જ સારી કે નઠારી વસ્તુની પ્રાપ્તિમાં કારણ છે. અનાદિકાળથી જીવમાં કાંઈ ને કાંઈ યોગ્યતા રહેલી જ છે, જેને લઈને આવા પ્રકારનો પ્રપંચ જીવને પ્રાપ્ત થાય છે. જો જીવમા તેવી સારી કે નઠારી યોગ્યતા ન હોય તો ઈષ્ટ કે અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં કર્મપરિણામાદિ બીચારા કાંઇ પણ કરી શકતા નથી, માટે જીવને પ્રાપ્ત થનારા સારા કે નઠારા કાર્યમાં આત્મા જ મુખ્ય કારણ રૂપ છે.

ગુણધારણ સંસારી જીવે ગુરૂશ્રીને પ્રશ્ન કર્યો કે પ્રભુ! મારા શુભાશુભાદિ કાર્યને અંગે બીજાં કોઇ કારણો જણાવવાનાં બાકી રહેતા હોય તો તે જણાવવા કૃપા કરશો.

**બીજાં કારણ આજ્ઞાની આરાધકતા અને વિરાધકતા** ગુરૂદેવે જણાવ્યું કે, રાજન! પ્રભુ આજ્ઞાની આરાધકતા તથા વિરાધકતા પણ જીવને સુખદુઃખમાં કારણરૂપ છે, તે વાત જરા વિસ્તારથી સમજાવું છું.

આનંદના સમૂહથી પૂર્ણ અને જન્મ, જરા, મરણ રોગશોકાદિ રહિત નિવૃત્તિ–મોક્ષ નામની નગરી છે. ત્યાં અનંતશક્તિવાન, સર્વજ્ઞ, સર્વદર્શી, આનંદ સ્વરૂપ **સુસ્થિત** નામના પરમેશ્વર રહે છે. તે વિશ્વના સારાં કે નઠારાં બધાં કાર્યનું કારણ છે, તે અનેક છતાં સ્વરૂપે એકરૂપ, અનંત-શક્તિવાન પરમાત્મા કહેવાય છે. તત્ત્વને જાણનાર મહાત્માઓ

તેને અનેક નામોથી બોલાવે છે. જીવોનાં કાર્યો ને ઇચ્છા-પૂર્વક તે કરતા ન હોવાથી **વીતરાગ** કહેવાય છે. તેને **સિદ્ધ ભગવાન** પણ કહે છે. તે નિશ્ચળ છે તેથી તેને **સુસ્થિત** કહેવામાં આવે છે. તે જીવોનાં શુભાશુભ કાર્ય કેવી રીતે કરે છે તમને હું સમજાવું છું. જે જીવો તેમની આજ્ઞા પ્રમાણે ચાલે છે તે સુખી થાય છે. જેઓ તેમની આજ્ઞાથી વિરૂદ્ધ વર્ત્તે છે તે દુઃખી થાય છે. માટે તેઓની આજ્ઞા સર્વ જીવોએ કાયમ પાળવી તે આત્માને હિતકારી છે. તેમની આજ્ઞા આ પ્રમાણે છે.

> निरंधकारा कर्तव्या, चित्तवृत्तिः प्रभास्वरः
> गोक्षीरहारनीहार, कुन्देन्दु विशदा सदा ॥ २८१ ॥
>
> गृहीत्वा ररिपुवुध्याच, महामोहादिकं वलम् ।
> अनुक्षणं निहन्तव्यं, घोर संसार कारणम् ॥ २८२ ॥
>
> वन्धुवुध्यावधार्येदं, पोपणीयं च सर्वदा ।
> चारित्र धर्मराजाद्यं, सैन्यंकल्याण कारणम् ॥ २८३ ॥
>
> इयमेतावती तस्य, सर्वलोक समाश्रया ।
> वर्त्तते नृपते राज्ञा, विधातुर्हितकारिणी ॥ २८४ ॥

**સુસ્થિત પ્રભુની આજ્ઞા** તેઓ કહે છે, હે લોકો ! તમે તમારી ચિત્તવૃત્તિને અંધકાર વિનાની, ગાયનું દૂધ હાર બરફ, મચકુન્દનું પુષ્પ અને ચંદ્રની માફક ઉજ-વળ તેમ જ દેદીપ્યમાન બનાવો. ૧. મહામોહાદિને શત્રુ બુદ્ધિએ ગ્રહણ કરીને, ક્ષણે ક્ષણે તેનો નાશ કરો, કેમકે તેજ ઘોરસંસારનું કારણ છે. ૨. ચારિત્રધર્મ રાજાના સૈન્યને

કલ્યાણનું કારણ જાણીને, બંધુબુદ્ધિથી ગ્રહણ કરીને તેઓનું નિરંતર પોષણ કરો.

વિશ્વના જીવોને આશ્રય કરવા યોગ્ય તે સુસ્થિત પ્રભુની આટલીજ આજ્ઞા છે.

તે પ્રભુએ જે નિષેધ કરેલ છે તેનું આચરણ કરનારા બધા જીવો આજ્ઞાના વિરાધક છે. તે પ્રભુએ કહેલ દ્વાદશાંગીરૂપ સૂત્રનો અર્થ આટલી આજ્ઞા આરાધવામાં જ સમાઈ જાય છે. તે આજ્ઞાને જે જીવો જેટલા પ્રમાણમાં આરાધે છે તેટલા પ્રમાણમાં તે સુખી થાય છે. પછી ભલેને તે પ્રભુને તે જાણતો પણ ન હોય, અને જેઓ આ આજ્ઞાને ઓલંઘીને વિપરીતપણે વર્તે છે તે પ્રભુના સ્વરૂપને જાણવા છતાં પણ દુઃખી થાય છે.

વિશ્વમાં એવું એક અણુમાત્ર પણ શુભ કે અશુભ નથી કે જે તે પ્રભુની આજ્ઞાની અપેક્ષા રાખ્યા વિના અકસ્માત ઉત્પન્ન થતું હોય. આ અપેક્ષાએ કહેવામા આવે છે કે તે પ્રભુ ઇચ્છા અને રાગદ્વેષ રાહિત છે અને મોક્ષમાં દૂર રહે છે છતાં શુભાશુભ બધાં કાર્યોનું તે પરમ નિમિત્ત કારણ છે.

તે પ્રભુની આજ્ઞા ઉલ્લંઘવાથી હે રાજન! તમને દુઃખની પરંપરા પ્રાપ્ત થઈ હતી અને હમણાં તે પ્રભુની આજ્ઞા આરાધવાથી સુખનો લેશ–થોડો ભાગ પ્રાપ્ત થયો છે. જયારે તે પ્રભુની સંપૂર્ણ આજ્ઞાનું આરાધન કરશો

ત્યારે તમને સાચા સુખનો અનુભવ થશે. આ પ્રમાણે પરમાર્થ દૃષ્ટિએ કર્મપરિણામાદિ સર્વે સર્વ કાર્યમાં કોઈ મુખ્યભાવે તો કોઈ ગૌણપણે કારણરૂપ છે. એકાદ સાધન અધુરૂં હોય તો કાર્યસિદ્ધિ ખરેખર થતી નથી, માટે આ બધાં સાધનો-કારણો પરમશાંતિમાં ઉપયોગી છે. જે યદૃચ્છા અને નિયતિનો ભવિતવ્યતામાં સમાવેશ થાય છે તેમ બાકી કોઈ સાધનો રહ્યાં હોય તો તેનો આ બતાવેલાં સાધનોની અંદર સમાવેશ થઈ જાય છે.

ગુણધારણ રાજાએ બહુ શાંત ચિત્તે આ બધી હકીકત સાંભળી, તેના આનંદનો પાર ન રહ્યો, તે પોતે ખરેખર સમજ્યો છે કે નહિ તે જણાવવા ખાતર ગુરૂદેવને કહે છે કે પ્રભુ! આપના કહેવાનો આશય એવો છે કે,

"જ્યારે હું અજ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ કરૂં, મોક્ષનગરીના પરમેશ્વર સુસ્થિત મહારાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરૂં, ભાવ અંધકાર વડે મારી ચિત્તવૃત્તિને મલિન બનાવું, મહામોહાદિના સૈન્યને પોષણ આપું, ત્યારે મારૂં તેવું વર્તન જોઈને કર્મપરિણામ, કાળપરિણતિ, સ્વભાવ, અને ભવિતવ્યતાદિ મારાથી પ્રતિકૂળ થાય છે, તેના પ્રતિકૂળ થવાથી કર્મપરિણામનો સેનાપતિ પાપોદય મારાથી પ્રતિકૂળ થાય, અને તેથી તે પોતાના સૈન્ય સહિત મારો વિરોધી થઈને, દુ:ખદાઈ બાહ્ય અભ્યંતર નિમિત્તો ઉભા કરીને, તે દ્વારો મને અનેક પ્રકારના દુઃખ ઉત્પન્ન કરે.

જો હું મારા આત્મ ઉપયોગને લક્ષમાં રાખીને તેજ સુસ્થિત ભગવાનના પ્રસાદ વડે મારા સ્વરુપનો જ્ઞાતા દૃષ્ટા થાઉં, તે મહારાજાની આજ્ઞા પ્રમાણે વર્તુ, ભાવ અંધકારને દૂર કરી ચિત્તવૃત્તિને નિર્મળ બનાવું, ચારિત્ર-ધર્મ રાજાના સૈન્યને પોષણ આપું ત્યારે મારા આ ઉત્તમ પવિત્ર વર્તનથી કર્મપરિણામ, કાલપરિણતિ આદિ ચારે અનુકૂળ થાય અને તેથી આ બીજો કર્મપરિણામ રાજાનો સેનાપતિ પુન્યોદય, તે પોતાના સૈન્ય સહિત મને અનુકૂળ થઇને, સુખના કારણરૂપ બાહ્ય અને અધ્યાત્મિક વસ્તુને પ્રેરણા કરીને, તેનો સમાગમ મેળવી અપાવીને સુખી કરે છે. આમ આ બધા કારણો મળીને કાર્ય ઉત્પન્ન કરે છે.”

ગુરૂશ્રીએ જણાવ્યું રાજન્! બરોબર મારો આશય તમે સમજ્યા છો. ગુણધારણ રાજાએ ફરી વિનંતિ કરી કે પ્રભુ! કર્મપરિણામ, મહામોહ અને તેનો બધો પરિવાર, તથા ચારિત્રધર્મ અને તેનો બધો પરિવાર એ બરાબર જાણ્યા પછી જ એકનો નાશ અને બીજાને પોષણ આપવાનું બરોબર બની શકે માટે આપ મને તે બન્ને અંતરંગ રાજાઓ અને તેના પરિવારનું વર્ણન જરા વિસ્તારથી સમજાવશો?

ગુરૂ મહારાજે જણાવ્યું. રાજન્! તમારી ઇચ્છા બરોબર છે. તે બન્નેના પરિવારને જાણવાથી મહામોહાદિથી બચવાનું અને તેનો નાશ કરવાનું તથા ચારિત્રધર્માદિને પોષણ આપવાનું સુગમ થઇ પડે છે. એટલે તે બન્ને

અંતરંગ રાજાઓના પરિવારનું વર્ણન તમારી પાસે હું કરૂં છું તે તમે સાવધાન થઇને સાંભળશો.

પ્રથમ હું તમને કર્મપરિણામ અને મહામોહના પરિવારનું વર્ણન કહી સંભળાવું છું.

## પ્રકરણ અગીયારમું

### કર્મપરિણામ રાજા.

રાજન કર્મનાં પરિણામ ફળ જે ઉદય આવે છે તેને કર્મપરિણામ કહે છે. કર્મનાં ફળો વિશ્વના સર્વ જીવોને દેહધારી આત્માઓને ભોગવવાં પડે છે. તે કર્મપરિણામ આ જીવનાં જ ઉત્પન્ન કરેલાં છે. અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગો, જ્ઞાન કે અજ્ઞાન દશા, વિવિધ પ્રકારની ઇચ્છાઓ, તે નિમિત્તે થતી વિવિધ પ્રકારની કષાયિતપરિણતિ અને મન, વચન શરીરની પ્રવૃત્તિ, આ નિમિત્તે જીવ રાગદ્વેષ, હર્ષ શોકાદિ કરીને કર્મપરિણામ ઉત્પન્ન કરે છે, અને પછી ઇચ્છાએ કે અનિચ્છાએ તેનાં ફળો જીવને ભોગવવાં પડે છે.

શુભાશુભ પરિણામ વડે એકવાર કર્મબંધ બંધાયા પછી તે ભોગવ્યા સિવાય તેમાંથી છુટી શકાતું નથી. આ કર્મની શક્તિ સૂક્ષ્મ જંતુથી માંડીને મહાન શક્તિવાળા ઇન્દ્ર અને ચક્રવર્તિ જેવાઓને પણ પરાધીન બનાવે છે. ઉદય આવતા આ કર્મપ્રવાહને અટકાવવાને તેઓ પણ

અશક્ત નિવડે છે. આ સમર્થ કર્મપરિણામને મહારાજાની ઉપમા આપી છે.

**તે રાજાનો સ્વભાવ અને પ્રબળતા** આ રાજા પોતાના પ્રબળ બળને લીધે વિશ્વનો જીવોને તૃણવત ગણે છે. તેનામાં દયા નથી, ન્યાય તો છે. જીવોને દુ:ખી થતા જોઇને તેને દયાની લાગણી નથી થતી, છતાં તે એમ તો કહે છે કે જીવો! તમને દુ:ખી થવું નહોય, દુ:ખ ગમતું ન હોય તો હવેથી ખરાબ કર્મો કરતા અટકી જજો.

આ કર્મપરિણામે કરેલી શિક્ષાનો સખત રીતે અમલ થાય છે, તેમાં મુદ્દત પડતી નથી, છુટછાટ મૂકાતી નથી, સપારસ ચાલતી નથી, લાંચ રૂશ્વત લેવાતી નથી. એટલે તે જે શિક્ષા ફરમાવે છે તે ભોગવવીજ પડે છે તે શિક્ષાને જીવની શક્તિનો વિચાર, કે દુ:ખની દરકાર રાખ્યા વિના અમલમા મૂકવામાં આવે છે આ શિક્ષાથી જીવો વિવિધ પ્રકારના શરીરો ધારણ કરી સુખી કે દુ:ખી થાય છે તે જોવાનું કર્મ પરિણામને બહુ ગમે છે, લોકોની એવી ઉક્તિ છે કે, કર્મ પરિણામને વિશ્વનું નાટક જોવાનું ઠીક લાગે છે.' આ વાત સાચી છે. કર્મ પરિણામ અભિમાનપૂર્વક એમ માને છે કે વિશ્વમા મારો પ્રતિસ્પર્ધિ કોઈ નથી, આ તેનું મિથ્યા અભિમાન છે. તેનો બળવાન વિરોધી આત્મા છે—આત્મા વડે આત્માના સન્મુખ કરાતો જીવનો પ્રયત્ન છે. આ જીવ અનંત બળવાન છે છતા અજ્ઞાનતાને લીધે આત્મભાન ભૂલેલો હોવાથી, અત્યારે કર્મના પ્રબળ ઉદય વખતે કર્મપરિણામ રાજા બળવાન ગણાય છે.

કર્મ પરિણામને વશ પડેલો જીવ કોઇ વખત ભીખારી બને છે, કર્મો જેમ નચાવે તેમ નાચે છે. નારકીનો વેશ–શરીર ધારણ કરી વેદનાથી પીડાય છે, પશુઓની જાતિમાં વિવિધ દેહો ધારણ કરી પરાધીન બની દુઃખ સહન કરે છે. મનુષ્ય જાતિમાં વિવિધ રોગોનો ભોગ બને છે. દેવની જાતિમા સત્કર્મનો અનુભવ કરતાં ઈન્દ્રિય જન્ય સુખ ભોગવે છે.

આ વિશ્વ એ આ જીવની રંગભૂમિકા છે જડ પુદ્ગલોના વિવિધ પરમાણુના બનેલા સ્કંધો–ભાગોમાં સામગ્રી મેળવી આકારો બનાવી અનેક પાત્ર રૂપે કર્મના પરિણામાનુસાર તે નાચે છે.

**કર્મ પરિણામ તથા મહામોહનો સબંધ**· આ બંને ભાઇઓ છે, કર્મપરિણામ મોટો ભાઈ જે. પરમાર્થ દૃષ્ટિએ તપાસતાં આ બન્ને વચ્ચે વિરોધ કે બહુ તફાવત નથી ચિત્તવૃત્તિ અટવીનું રાજ્ય આ મહામોહને આપવામાં આવેલું છે. મહામોહ ચોર જેવી વૃત્તિવાળો, અંધારામાં ઘા કરનારો અને પરિણામે જીવોને દુઃખ આપનારો હોવાથી તેને આ ચિત્તવૃત્તિ અટવીમા રાખવામા આવ્યો છે. આ અટવી કે જેનું સ્વરૂપ આગળ કહેવામા આવશે, તેમાં બીજા પણ રાજાઓ દેખાય છે પણ ખરી રીતે તેઓ રાજા નથી પણ આ મહામોહની સેનાના માણસો છે.

કર્મપરિણામનો સ્વભાવ જીવને સુખદાઈ અને દુઃખદાઇ બન્ને પ્રકારનો છે–જીવ જેવા કર્મ કરે તેવો સારો કે

ખોટો બદલો આપવાનો છે પણ મહામોહતો જીવોને દુ ખદાઈ, ત્રાસ આપનાર અને હેરાન કરવાના સ્વભાવવાળો છે, જીવો હેરાન થાય તેવા કામો તે જીવ પાસે કરાવે છે, અને જીવો મહામોહની પ્રેરણાથી તેવાં કામો કરે છે મહામોહ જીવના સદ્ગુણો સાથે લડાઇ કરી જીત મેળવવાની ઇચ્છાવાળો છે, પણ કર્મપરિણામ તો નાટક પ્રિય અને ન્યાયાધીશ જેવો કર્મ પ્રમાણે ફળ આપનારો છે. આ કારણથી બીજા રાજાઓ મહામોહની સેવા કરે છે, છતાં કર્મપરિણામ એ મોટો રાજા છે, તેના રાજ્યનો વિસ્તાર ઘણો છે તેથી તે બધા રાજાઓ કર્મપરિણામ પાસે નાટક કરીને તથા કરાવીને તેના આનંદમા વધારો કરી આપે છે સંસારી જીવોને પાત્ર રૂપે રાખીને મહામોહાદિ રાજાઓ જાતે નાટક ભજવે છે. જેમ જ્ઞાનાવરણાદિ રાજાઓનો કર્મપરિણામ ઉપરી રાજા છે, તેમ ચારિત્રધર્માદિ અંતરંગ રાજાઓનો પણ તે ઉપરી છે. ચારિત્રધર્મ એ પણ એક શુભ કર્મજ છે, આત્માનો શુદ્ધ સ્વભાવ નથી પણ શુદ્ધ સ્વભાવની નીચલી કોટિ છે, એટલે તે પણ કર્મનો એક ઉત્તમ વિભાગ છે સ્વભાવ રમણતા રૂપ ચારિત્રને આ વાત લાગુ પડતી નથી, તેની નીચલી કોટિના ચારિત્રની આ વાત છે. એટલે સારા અને ખરાબ બન્ને રાજાઓનો ઉપરી કર્મપરિણામ મહારાજા છે. ત્યારે મહામોહ દુષ્ટ સ્વભાવવાળા એક વિભાગના રાજાઓનો ઉપરી છે, અને કર્મપરિણામની આજ્ઞા માનનારો છે.

જે જે પુન્ય આદિ અંતરંગ લોકો સંસારી જીવનું

ભલું કરનારા છે તે સર્વને પ્રવર્તાવનાર કર્મપરિણામ રાજા છે. એક નિવૃત્તિ નગરી–મોક્ષને બાદ કરીને અંતરંગ પ્રદેશમા જૈન પુરાદિ શહેરો આવેલાં છે તેના બાહ્ય ભાગનો રાજા કર્મપરિણામ છે, એમાં જરા પણ શંકા જેવું નથી. આત્માની પૂર્ણસ્થ સ્વસ્વરૂપસ્થ સ્થિતિ નિર્વાણ દશામાં છે તે સિવાય સર્વ સ્થળે આ કર્મપરિણામનુજ રાજ્ય છે તેની જ મુખ્યતા છે. આ ઉપરથી કર્મપરિણામના રાજ્યનો પ્રદેશ કેટલા બહોળા વિસ્તારમા છે તે વિચાર કરવાથી સમજી શકાય તેમ છે.

ચિત્તવૃત્તિ અટવીમાં રહેલા બીજા જ્ઞાનાવરણાદિ રાજાનો ઉપરી મહામોહ છે, છતા તે પણ કર્મપરિણામની આજ્ઞાને લઈને જ છે કર્મપરિણામની આજ્ઞાને લઈને જ મહામોહ રાજ્ય કરી શકે છે. વળી મહામોહ જે કર્મરૂપ ધન ઉપાર્જન કરે છે તે સર્વ કર્મપરિણામને જ અર્પણ કરવું પડે છે, ત્યાર પછી સારી ખોટી, વધારે ઓછી વ્હેંચણી તે કર્મ પરિણામ બધાને કરી આપે છે. મહામોહ હમેશાં હારજીત વાળી લડાઈ કરવા તત્પર રહે છે અને વખત જોઈ જીવો ઉપર તે એકદમ હલ્લો કરે છે, કર્મપરિણામ તો ભોગ ભોગવવામાં જ આનંદ માની જીવો જે જે વેશ ધારણ કરી, આ વિશ્વરૂપ રંગમંડપમાં નૃત્ય કરે છે તે જોયા કરે છે, મહામોહ સદા કર્મપરિણામની આજ્ઞા પાળવામાં તત્પર રહે છે. કર્મપરિણામ પણ મહામોહથી પોતાની જરા પણ જુદાઈ માનતો નથી

**મહામોહની શક્તિ** આ કર્મપરિણામનો નાનો ભાઇ મહામોહ પોતાના પક્ષમાં અદ્દ્ભુત કામ કરનારો છે, વિશ્વમા તેના જેવો બીજો કોઈ શૂરવીર નથી. તે થોડા જ વખતમાં વિશ્વને ચકડોળે ચડાવે છે ચક્રવર્તી અને ઈન્દ્ર જેવાઓ જેઓ જગતના રાજા ગણાય છે તેઓ પણ આ મહામોહના તો નોકરો જેવા થઈને આધીન થઈને રહેલા છે. આ મહામોહની આગળ તેઓ પોતાના સત્ય સ્વરૂપનું ભાન ભૂલીને તેની આજ્ઞા પ્રમાણે માયામાં આસક્ત થઈ રહેલા છે. મોટા મોટા રાજા મહારાજાઓ પોતાના બળના વિશ્વાસ ઉપર રહીને એક બીજાઓની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી શકતા નથી, કરવાને સમર્થ પણ નથી

આકાશની માફક સ્થાવર અને જંગમ જગત્માં મહામોહ વ્યાપીને રહ્યો છે. મહામોહના એક અંશમાથી રાગદ્વેષાદિ વિભૂતિઓ બહાર નીકળીને વિશ્વના જીવોનું ભાન ભૂલાવી દઇ, પાછી તેમાં જ લય થઇ જાય છે. પરમાર્થને જાણનારા આત્માની મહાન શક્તિઓનો અનુભવ કરનારા પણ ઈન્દ્રિયોના વિષયોમા સુખમાં લલચાઇ જાય છે તો પછી બીજાની તો વાત જ શી કરવી? શાસ્ત્રોને જાણનારા, પંડિતોમાં ખપનારા પણ જાણુતા કે અજાણુતા આ મહામોહમા ફસાઈ જાય છે. જીનેશ્વર ભગવાનની આજ્ઞા માનનારા પણ પ્રસંગે કષાયને વશ થઈ જાય છે. તેમા આ મહામોહનો જ હાથ અંદરખાને હોય છે. ઉત્તમ મનુષ્ય જન્મ, અને વીતરાગ પ્રભુનું શાસન પામીને પણ તત્ત્વને જાણનારા જીવો ગૃહસ્થાવાસમા આસક્ત થઈ પડયા રહે છે તે આ મહામોહનો

જ પ્રતાપ છે. સાધુજીવનમાં મોહનું જોર ઘટવું જોઈએ, છતાં ત્યાં પણ આ બહુરૂપી મહામોહે જુદાં જુદાં રૂપાંતરો ધારણ કરીને ધર્મને નામે તેમને પોતાની જાળમા સપડાવેલા જણાય છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમા અસ્ખલિતપણે તે પોતાનો પ્રતાપ વિસ્તારી રહેલો છે. મોહના જોરથી મિત્રો મિત્રોને ઠગે છે. કુળની, ધર્મની અને જાતિની મર્યાદા મૂકીને પુરૂષો પરસ્ત્રીમાં આસક્ત થાય છે. પ્રેમાળુ પતિને મૂકીને કુળવાન સ્ત્રીઓ પરપુરૂષ સાથે આડે માર્ગે ચાલે છે. જે ગુરૂની કૃપાથી જ્ઞાન ભણીને શિષ્ય હોશિયાર થયો તે જ ગુરૂનો તે વિરોધી બની સામો થાય છે, આ મોહનો જ પ્રતાપ છે. રાજાઓ પ્રજાને પીડે છે, પારકાના ભોગે પોતે આનંદ માને છે, બીજાનો નાશ કરીને પોતાનું પોષણ કરે છે, એમા એ મોહનો જ હાથ છે.

જીવોની હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, માયાનો સંચય, ક્રોધ, અભિમાન, કપટ, લોભ, રાગદ્વેષ, ઈર્ષા, કલહ લડાઈટંટા, પરનિંદા, વેરઝેર આદિ જે જે ભાવો–લાગણીઓ વિશ્વના જીવોમાં દેખાય છે, તે સર્વે આ મહામોહ રાજાની જ શક્તિઓ છે આ વિશ્વનું તંત્ર મહામોહને લીધે જ ચાલે છે. વિશ્વને ચલાવવાનું અને નિભાવવાનું–પાલન કરવાનુ કાર્ય આ સમર્થ મહામોહને લીધે જ બની શકે છે.

**ચિતવૃત્તિ અટવી**–રાજન્ ! આ ચિતવૃત્તિ અટવી મોટા વિસ્તારવાળી છે. વિવિધ પ્રકારના આશ્ચર્યોથી તે ભરેલી છે. આખા વિશ્વસંબંધી જે જે વિચારો કરવા હોય

તે બધા અહીં જ કરી શકાય છે. ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, વૈરાગ્ય વિનય, વિવેક, શાંતિ, અને વ્યવહારિક જ્ઞાનાદિ સદ્‌ગુણોરૂપ રત્નો આ ચિત્તવૃત્તિમાંથી પ્રગટ થાય છે. તેમ જ વિશ્વને ઉપદ્રવ કરનારી હિંસા અસત્ય, ચોરી મૈથુન, સંગ્રહ, ક્રોધ, માન, કપટ, લોભ, રાગ દ્વેષ, કલેશાદિ મહાન્ અનર્થોની પરંપરા પણ આ ચિત્તવૃત્તિ અટવીમાંથીજ પ્રગટ થાય છે.

ચારિત્રધર્મરાજાદિ તથા મહામોહાદિ રાજાઓ, અને તે બન્નેના પરિવારરૂપ અંતરંગ લોકો, તેમને રહેવાનાં શહેરો અને ભૂમિ, તે આ ચિત્તવૃત્તિની અંદર જ આવેલાં છે. કોઈ અપેક્ષાએ ક્રોધ, મોહાદિને રહેવાનાં સ્થાનો બાહ્ય પૃથ્વી ઉપર વિદ્વાનો બતાવે છે, પણ તે ઉપચારિક છે ખરી રીતે આ અંતરગ લોકોનાં સ્થાન ચિત્તવૃત્તિને મૂકીને બહારના કોઈ પણ શહેરાદિમાં નથી એ વાત તમારે બરોબર લક્ષમાં રાખવા જેવી છે.

"મનમા ઉઠતી વૃત્તિઓને અહીં ચિત્તવૃત્તિ અટવી કહી છે, એટલે વૃત્તિઓના વિકારોરૂપ ક્ષમાદિ અને ક્રોધાદિ તે આ ચિત્તવૃત્તિમાં જ રહેલા છે."

આત્મભાન જાગૃત કરીને પછી જો આ ચિત્તવૃત્તિમાં પ્રવેશ કરવામા આવે તો, અથવા આત્મભાનપૂર્વક આ મનની વૃત્તિઓ ઉત્પન્ન કરવામા કે તેનો ઉપભોગ કરવામાં આવે તો તે ચિત્તવૃત્તિ અટવી મોક્ષની પ્રાપ્તિમા કારણરૂપ થાય છે પણ જો આત્મભાન ભૂલીને તે ચિત્તવૃત્તિમાં પ્રવેશ

કરવામાં આવે તો ઘોર સંસારમાં પરિભ્રમણ કરવાના કારણ-રૂપ તે થાય છે. વિશ્વમાં જે ઇન્દ્રાદિકના વૈભવો અને નરકપર્યન્તના દુઃખોની પ્રાપ્તિ થાય છે તે બધાનું કારણ આ ચિત્તવૃત્તિ અટવી જ છે.

આત્મભાન જાગૃતિપૂર્વક પ્રવર્ત્તાવાતી મનની વૃત્તિઓ સુખરૂપ થાય છે. આત્મભાન ભૂલીને વિષયાકાર વૃત્તિઓ વડે પાંચ ઇન્દ્રિયોના વિષયો ભોગવવામા આવે, વિવિધ પ્રકારની આર્ત્તરૌદ્રધ્યાનવાળી કલ્પનાઓ કરવામાં આવે તો ઘોર સંસાર પરિભ્રમણનું કારણ થાય છે. મનની વૃત્તિઓને આત્મા તરફ વાળવામાં આવે છે તો કર્મનો નાશ થાય છે, તે જ મનના પ્રવાહને વિષયો તરફ વહન કરાવવાથી રાગ-દ્વેષ કરીને વિશ્વમાં પરિભ્રમણ કરાય છે.

આ ચિત્તવૃત્તિ અટવીમાં ચારિત્રધર્મરાજાનું અને મહામોહ રાજા એ બન્નેનાં સૈન્યો આવી રહેલાં છે. ડાબી બાજુએ મહામોહના સૈન્યનો પડાવ છે ત્યારે જમણી બાજુએ ચારિત્રધર્મરાજાના સૈન્યનો પડાવ પડેલો છે. દરેક પોતાના મોટા પરિવાર સાથે અહીં રહેલા છે. આ ચિત્તવૃત્તિના રાજ્ય ઉપર દરેક પોતપોતાનો હક સ્થાપવા પ્રયત્ન કરે છે, અને તે નિમિત્તે બન્ને વચ્ચે વારંવાર યુદ્ધ થયા કરે છે. તેમાં કોઈ વખત મહામોહનો જય તો ચારિત્રધર્મનો પરાજય કોઈ વખતે ચારિત્રધર્મનો જય તો મહામોહનો પરાજય થતો રહે છે.

આ રાજ્ય વંશપરંપરાથી આવેલું નથી પણ તે તો

મહામોહે એને બળાત્કારે પચાવી પાડેલું છે ખરી રીતે આ રાજયનો માલીક તો સંસારી જીવ છે. કર્મથી આવૃત્ત—ઢંકાએલો—બંધાયેલો સંસારી જીવ બહિરંગ પ્રદેશમા રખડે છે. ચિત્તવૃત્તિ અટવીમાંથી તેને બહાર કાઢી મૂકી હાલ તો ત્યાં મહામોહ રાજ્ય કરે છે.

આ રાજ્ય ક્યારે ખુંચવી લીધું તે કહી શકવું મુશ્કેલ છે, છતાં કર્મપરિણામ રાજા જીવને કાંઈક આપે છે અને ખુંચવી પણ લે છે, આ તેનો સ્વભાવ છે. કર્મપરિણામ એવી લાયકાતવાળો છે કે તેના પ્રભાવથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે તેમ બગડે પણ છે. મહામોહ તેના સૈન્યનું રક્ષણ કરનાર, સંભાળ લેનાર, સલાહ પ્રમાણે ચાલનાર-કામ કરનાર, ખજાનાની વૃદ્ધિ કરનાર અને આજ્ઞાનો અમલ કરનાર છે, છતાં પ્રબળ પુરૂષાર્થી હોવાથી પોતાની મરજી પ્રમાણે તે રાજ્ય કરે છે.

જીવની સવળી બાજુ—આત્મા તરફની પ્રવૃત્તિ તે ચારિત્રધર્મ છે, અને જીવની ડાબી બાજુ—અવળી પ્રવૃત્તિ તે મહામોહ છે. આત્મભાન ભૂલેલા જીવનો મન ઉપરનો કાબુ ખોવાયેલો હોવાથી તે વારંવાર જન્મ મરણ કરવા રૂપ બાહ્ય પ્રદેશમાં રખડે છે. અને તેના મન ઉપર મહામોહે માલીકી જમાવી દીધી છે. જીવ શુભાશુભ કર્મો કરે છે તેના પ્રમાણમાં તેને કાંઈક કર્મફળ તરીકે સુખદુઃખ મળે છે અને પાછું ખુંચવાઈ જાય છે—ભોગવ્યાથી નાશ પામે છે, ક્ષય થાય છે.

**પ્રમત્તતા નદી** રાજન્! આ ચિત્તવૃત્તિ અટવીની નજીકમા મોટા વિસ્તારવાળી **પ્રમત્તતા** નામની નદી વહન થઈ રહી છે. નિદ્રારૂપ તેના ઉંચા કાંઠાઓ–કિનારાઓ છે. કષાયરૂપ પાણીનો અગાધ પ્રવાહ તેમાં વહ્યા કરે છે. મદ્યપાન વિવિધ પ્રકારના રસાસ્વાદ અને સ્ત્રીની, દેશની, રાજ્યની, ભોજનની વિકથાઓ કરવા રૂપ તે નદીના જુદા જુદા પ્રવાહો ફાંટાઓ વહે છે. વિષયોરૂપ કલ્લોલોની પરંપરા ઉછળ્યા કરે છે. વિવિધ વિકલ્પો કરવા રૂપ જળચર પ્રાણિઓ તેમાં રહેલાં છે. જે બુદ્ધિહીન મનુષ્ય આ પ્રમત્તતા નદીના કિનારા ઉપર ફરે છે તેને આ નદી ત્યાંથી ઉપાડીને પોતાના પ્રવાહના આવર્ત્તમાં ઘસડી જાય છે. જે અજ્ઞાની જીવો આ નદીના પ્રવાહમાં પડે છે તેઓ આત્મભાવે ક્ષણવાર પણ ભાગ્યેજ જીવતા રહે છે.

રાજસ્ ચિત્તનગર અને તામસ્ ચિત્તનગરમાંથી આ નદી નીકળી ને ચિત્તવૃત્તિ અટવીના મધ્યમાં થઇને ઘોર સંસાર સમુદ્રને જઈ મળે છે સમુદ્રમાં જવાની ઇચ્છાવાળાને આ નદી પ્રિય લાગે છે. પણ જેઓ આ ભયંકર સંસાર સમુદ્રથી ઉદ્વેગ પામેલા છે તેઓ તો આ નદીથી દૂર ને દૂર રહે છે.

રાજન્! પ્રમત્તતા નદીનો તાત્વિક અર્થ એ છે કે, મનની વિવિધ પ્રકારની હલકી વૃત્તિઓની પાસે પ્રમાદ રહેલો છે. પ્રમત્ત દશાને નદીની ઉપમા આપી છે. પ્રમાદી જીવ નિદ્રામા ઘેરાયેલો રહે છે એ તેના કિનારા છે ક્રોધ પણ

પ્રમાદ ભાવ છે, એ નદીનો પ્રવાહ છે. દારૂ, રસાસ્વાદ અને વિકથાઓ એ પ્રમાદના ભેદો છે, તે જુદાં જુદા પાણીનાં વ્હેણો છે. વિષયરૂપ કલ્લોલો છે. આ પ્રમાદ દશામાં પડનાર જીવ સંસાર સમુદ્રમા જઈ પડે છે. રાજસ્ અને તામસ્–વિષય વાસના અને ક્રોધાદિમાંથી આ પ્રમાદ નદી ઉત્પન્ન થાય છે. સંસાર પરિભ્રમણથી બેદરકાર બનેલા જીવોને આ આ પ્રમાદ દશા ગમે છે પણ સંસારના દુઃખોથી કંટાળેલા જીવો પ્રમાદની નજીક પણ જતા નથી

**તદ્વિલસિત પુલિન** ગુણધારણ! પાણી આવી ગયા પછી સુકાયેલા કિનારાની નજીકનો પ્રદેશ જે રેતીવાળો હોય છે તેને પુલિન કહે છે. પ્રમત્ત જીવોના વર્તનને તદ્-વિલસિત પુલિન કહે છે આ પ્રમત્તતા નદીનો હાસ્ય અને વિષયની ચેષ્ટારૂપ રેતીથી ભરપુર પુલિન વિભાગ છે. પ્રમાદી મનુષ્ય–આત્મભાન ભૂલેલો મનુષ્ય હાસી અને વિષયની ચેષ્ટાથી આનંદિત થાય છે. વિવિધ વિલાસ, નૃત્ય અને સંગીત વિગેરે હંસ સારસાદિ પક્ષીઓથી તે કિનારાનો પ્રદેશ શોભી રહ્યો છે. સ્નેહપાશ રૂપ ભુરા આકાશથી ઘેરાયેલો હોવાથી તે પ્રદેશ ઉજ્વળ દેખાય છે પ્રમત્ત મનુષ્યો વિલાસ અને સ્નેહ પાશમાં બંધાયેલા હોવાથી આવી માનસિક ભૂમિકા તેમને અંધકાર રૂપ છતાં ઉજ્વળ લાગે છે. પ્રમત્ત મનુષ્યો ઘસઘસાટ કરતા ઘોર નિદ્રામા ઘેરાય છે આ નિદ્રા મદિરાપાન જેવી હોવાથી આત્મભાન ભૂલાવી જીવને મૂચ્છિંતની માફક કરી મૂકે છે. આ સ્થાન અજ્ઞાની જીવોને ક્રીડા

કરવાની રમણીય ભૂમિકા લાગે છે ત્યારે વિશુદ્ધ ચારિત્રવાળા, તત્ત્વના રહસ્યને સમજનારા જીવો પોતાના રક્ષણને માટે-ભલાને માટે આવા સ્થાનથી દૂરના દૂર રહે છે.

**ચિત્તવિક્ષેપ મંડપ** મહારાજા ! આ પ્રમત્તતા નદીના રેતીવાળા પ્રદેશમાં **ચિત્તવિક્ષેપ** નામનો મંડપ નાખવામાં આવેલો છે. પ્રમત્ત જીવોના ચિત્તમાં વિક્ષેપો ઉત્પન્ન થયા કરે છે તેને અહીં ચિત્તવિક્ષેપ મંડપ કહેવામાં આવે છે. આ મંડપ સર્વ દોષોના સ્થાન રૂપ છે. આ ચિત્ત-વિક્ષેપ મંડપમા જીવ પ્રવેશ કરે કે તરત જ તેને આત્મિક ગુણોનું વિસ્મરણ થાય છે, અને તે પાપની પ્રવૃત્તિ તરફ નજર દોડાવે છે. વિધાતાએ આ મંડપ તેવાં કાર્ય કરના-રાઓ માટે જ બનાવેલો છે. આ મંડપમાં મહામોહાદિ રાજાઓ બેસે છે. તેમને માટે જ આ મંડપ છે. મતલબ કે મહામોહ અને તેવા કાર્ય કરનાર એ એક અપેક્ષાએ એક જ છે. આવાં કાર્ય કરનારાઓમા જ મોહ રહેલો હોય છે. મોહાધીન થઈને જો કોઈપણ આ બહિરંગ લોક-દેહધારી જીવ આ મંડપમાં-ચિત્તની વિક્ષેપવાળી સ્થિતિમાં પ્રવેશ કરે છે તો તરત જ તેનામાં ભ્રાતિ, સંતાપ, ચિત્તનો ઉન્માદ, વ્રતનો નાશ વિગેરે મંડપના કારણથી દોષો પ્રગટે છે. એમાં જરાપણ સંદેહ નથી.

આ મંડપમાં આવીને મોહાદિ રાજાઓ બહુ ખુશી થાય છે, પણ બહિરંગ લોકોનું-દેહધારી જીવોનું મન તો અહીં આવ્યાથી બહુ જ ખરાબ થાય છે, પરિણામે તેઓ

દુઃખના સમુદ્રમાં જઈ પડે છે, કેમકે સુખ દેનારી, શાંતિ આપનારી જે એકાગ્રતા છે તે આ મંડપમાં આવતાં જ નાશ પામે છે. જેઓ આ મંડપના દોષો કે શક્તિને જાણુતા નથી તેઓ ફરી ફરીને આ મંડપમાં આવી ચઢે છે. મહાન્ પુન્ય યોગે ગુરૂ કૃપાથી જેમને આ મંડપના દોષોનું ભાન થાય છે તેઓ બીલકુલ આ મંડપમાં પ્રવેશ કરતા નથી, પણ તેઓ પોતાના મનને એકાગ્ર કરીને ચિત્તને શાત કરવા પૂર્વક આ ભવમાંજ નિત્ય આનંદના ભોક્તા બને છે.

**તૃષ્ણાવેદિકા** રાજન્ ! તે મંડપમાં **તૃષ્ણા નામની વેદિકા** છે, તે મહામોહ રાજાને માટે બનાવેલી છે, તેના કુટુંબના બધા લોકો આ વેદિકા ઉપર બેસે છે "ચિત્તમાં વિક્ષેપ આવ્યા પછી જીવને વિવિધ પ્રકારની તૃષ્ણા વધે છે. તૃષ્ણા પૂરી કરવાના બધા કાર્યમા કામ, ક્રોધ, લોભઆદિ મોહરાજાના પરિવારનો ઉપયોગ કરવામા આવે છે. એટલે તૃષ્ણાની વેદિકા ઉપર બધો મહામોહનો જ પરિવાર બેસી શકે છે એમ કહેવામા આવ્યું છે" બાકીના જ્ઞાનાવરણાદિ રાજાઓ તે ચિત્તવિક્ષેપ મંડપમાં છુટાછવાયા બેસે છે. કેમકે તેમાં તૃષ્ણાના ગુણો થોડા છે. એટલે ચિત્તવિક્ષેપમા છુટા-છવાયા પથરાયેલા છે. મહામોહ અને તેના માણસોને આ વેદિકા બહુ વ્હાલી છે. આ વેદિકા ઉપર બેઠેલો મહામોહ ગર્વપૂર્વક માને છે કે હું કૃતાર્થ થયો છું. કેમકે આ વેદિકા પર બેઠા પછી તે તેના કુટુંબને તૃપ્ત કરે છે, પોષણ આપે છે. આ તૃષ્ણા વેદિકા પોતાના બળવડે અહીં રહીને આખા વિશ્વને ભમાવે છે.

"તૃષ્ણાવાળા જીવો તૃષ્ણાની ઇચ્છિત વસ્તુ મળતાં પોતાને કૃતાર્થ માને છે. જીવોને તૃષ્ણા કાયમ ભમાવી રહી છે. મોહના કુટુંબને તૃષ્ણામાંથી પોષણ અને તૃપ્તિ મળે છે."

**તૃષ્ણા વેદિકાનો પ્રભાવ** કામની તૃષ્ણાને લઇને લોકો સુંદર સ્ત્રીઓ મેળવવા તેવા મંત્રાદિનો જાપ કરે છે. મૃત્યુ પામેલા પતિને મેળવવા સ્ત્રીઓ જીવતી અગ્નિમા પ્રવેશ કરે છે. સ્વર્ગમાટે પૈસા માટે,પુત્ર માટે અને સ્ત્રી મેળવવા માટે કોઈ અગ્નિ હોત્ર કરે છે, કોઇ દાન આપે છે અને કોઈ તેવા વ્રત તપાદિ કરીને અન્ય જન્મમાં તે વસ્તુની માંગણી કરે છે. મોક્ષ પ્રાપ્તિની પ્રવૃત્તિ વિના જે જે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તે અન્ય જન્મમાં વિષયોના ભોગોપભોગ માટે થાય છે. આ સર્વ પ્રવૃત્તિનું કારણ તૃષ્ણા વેદિકાજ છે.

**વિપર્યાસ સિંહાસન** રાજન્! મોહનું વિશાળ રાજ્ય અને તેની મહાન્ વિભૂતિ તેનું કારણ ફક્ત આ સિંહાસન જ છે. તેને વિપર્યાસ નામથી ઓળખવામાં આવેલ છે, તેનું કારણ એ જ છે કે આના જોરથી જીવને બધું વિપરીત જ ભાન થાય છે જ્યાં સુધી આ રાજાને આ સિંહાસન છે ત્યાં સુધી જ આ રાજ્ય અને વિભૂતિ છે. વાત ખરી છે કે, "જીવની વિપરીત ભાવનામાથી જ મોહને પોષણ આપવાવાળી રાજ્યલક્ષ્મી અને વિભૂતિ પ્રાપ્ત થાય છે, તથા જીવો મોહને આધીન થઈ રહે છે" જ્યારે આ સિંહાસન ઉપર રાજા હોય છે ત્યારે બધા ચારિત્રધર્માદિ તેના શત્રુઓને તે ફાવવા દેતો નથી. કોઈ શત્રુ તેને

હરાવી શકતો નથી પણ જ્યારે આ સિંહાસનથી મહામોહ દૂર હોય છે ત્યારે ચારિત્રધર્મનો સામાન્ય સેવક પણ તેનો પરાજય કરે છે. આ બાહ્ય દૃષ્ટિવાળા લોકો સિંહાસનને જુવે છે તો તરતજ તેના મનમા આર્ત્ત અને રૌદ્ર ધ્યાનની પરંપરા પ્રગટ થાય છે. જ્યાં સુધી જીવ આ સિંહાસનથી દૂર હોય છે ત્યાં સુધી બુદ્ધિ સુંદર રહે છે–શુદ્ધ રહે છે. આ નદી, પુલિન, મંડપ અને વેદિકાનું જે બળ છે તે સર્વ બળ આ એક સિંહાસનમા જ છે. મતલબ કે બુદ્ધિમાં–જ્ઞાનમાં–વસ્તુ તત્ત્વના બોધમાં વિપર્યાસ–વિપરિતપણું જ્યાં હોય ત્યાં આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની પરંપરા હોય તેમાં નવાઇ જેવું નથી. તેમ જ આ વિપર્યાસથી પ્રમાદ દશા–પ્રમાદની પ્રવૃત્તિ. ચિત્તમાં વિક્ષોભ અને તૃષ્ણા પ્રગટ થયા સિવાય રહેતાં નથી.

**વિપર્યાસ સિંહાસનનો પ્રતાપ** રાજન્! આ સિંહાસનનો એવો પ્રતાપ છે કે મોક્ષ પ્રાપ્તિની ઇચ્છા મનમાં હોવા છતા લોકો વિપરીત માર્ગે ચાલે છે, દેવાધિદેવ, સર્વજ્ઞ, સર્વદર્શી જીનેશ્વરની નિંદા કરે છે, ત્યારે રાગી દ્વેષી દેવની પ્રશંસા કરે છે. દયાધર્મને નિંદે છે અને પશુ સંહારવાળા યજ્ઞ યાગાદિ ધર્મને પોષે છે. જીવા જીવાદિ તત્ત્વોને લોપે છે, નિંદે છે અને શૂન્યતત્ત્વને સ્થાપે છે. શુદ્ધ જ્ઞાન દર્શન ચારિત્રના ઉપાસક વિશુદ્ધ પાત્રની નિંદા કરે છે અને વિવિધ આરંભમા રાચેલા પાત્રોને પ્રશંસે છે. પોષે છે. તપ, ક્ષમા, અને ઇચ્છાના ત્યાગને નબળાઈ ગણી દોષ

રૂપ માને છે, ત્યારે લુચ્ચાઈ, ખરાબ વર્ત્તન, પરસ્રીલંપટતાને ગુણ માને છે. સત્ય-વિશુદ્ધ માર્ગને ધુતારાઓએ ચલાવેલો માને છે, ત્યારે તાંત્રિક જેવા શક્તિમાર્ગને મોક્ષનો માર્ગ કહે છે. ગૃહસ્થાશ્રમના ધર્મને બહુમાન આપે છે ત્યારે રાગદ્વેષાદિ વિપરીત ભાવનો નાશ કરનાર ત્યાગ માર્ગની નિંદા કરે છે. આ પ્રમાણે મિથ્યાદર્શને બનાવેલા વિપર્યાસ સિંહાસનનો પ્રતાપ છે.

## પ્રકરણ બારમું.

### મહામોહનું શરીર અને તેનો પરિવાર.

મહામોહનું શરીર અવિદ્યાનું બનેલું છે. તેને લઈને તે મહામોહ જ્યાં હોય અગર જેનામાં હોય ત્યાં ત્યાં જીવને અનિત્ય વસ્તુમાં નિત્યતાભાસેછે. અપવિત્ર વસ્તુમા પવિત્રતા જણાય છે, દુઃખદાઈ વસ્તુમાં સુખદાઈતા લાગે છે, અનાત્મા વસ્તુમાં આત્મભાન થાય છે. શરીરાદિ વસ્તુઓ જડ છે, તેમા મમતા ઉત્પન્ન કરાવી તે 'પોતેજ છે' અથવા તાત્વિક રીતે તે પોતાનાંજ છે તેવો ભાવ ઉત્પન્ન કરાવે છે. આવી રીતે પર વસ્તુઓમાં પોતાપણાની લાગણી ઉત્પન્ન કરાવી, તેમાં એવી અસક્તિ ઉત્પન્ન કરાવે છે કે પ્રાણીઓ પોતાનું સ્વરૂપ ભૂલીને તે નિમિત્તે અનેક પ્રકારના કલેશો ભોગવે છે.

મોહ અનાદિ કાળનો જૂનો હોવા છતાં તે બહુ પરા-

કર્મશાળી છે. મોટા મોટા દેવો, દાનવો, ઈન્દ્રો, ચન્દ્રો, વિદ્યાધરો અને તેવા બીજાઓ તેની આજ્ઞા જરાપણ ઓલંઘી શકતા નથી મહામોહ પોતાની શક્તિરૂપ દંડ વડે આ જગત્ રૂપ ચાકડાને કુંભારની માફક ફેરવીને જુદાજુદાં કાર્યો રૂપ વાસણો સહજ વારમાં બનાવી શકે છે. તેનો અનાદર કરવાને આત્મભાન ભૂલેલા જીવોમાંથી કોઈ સમર્થ નથી.

**રાણી મહામૂઢતા** અખંડ સૌભાગ્યવતી મહામોહની આ મહામૂઢતા નામની પટરાણી છે. જેમ ચંદ્રથી ચંદ્રિકા અને સૂર્યથી તેની પ્રભા જુદી નથી, તેમ મહામોહ સાથે શરીરના અભેદભાવે આ રહેલી છે, તેથી મહામોહમા પૂર્વે જે ગુણો વર્ણવ્યા છે તે બધા ગુણો આ રાણીની અંદર પણ છે. એટલે તેના જીવનનો વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. "મૂઢતા એ અજ્ઞાન દશાનો સૂચક શબ્દ છે. આત્માનો-સ્વરૂપનો વિવેક જ્યાં ન હોય ત્યાં સારા સદ્ગુણોની આશા ક્યાથી રાખી શકાય"?

**મિથ્યાદર્શન સેનાપતિ** કાળા રંગવાળો અને ભયંકર આકૃતિવાળો મિથ્યાદર્શન નામનો મહામોહનો મોટો સેનાપતિ છે. તેને મોટો પ્રધાન પણ કહેવામાં આવે છે, એટલે બે હોદ્દાઓ તે સંભાળે છે વિશ્વ ઉપર જેમ મહામોહ રાજ્ય ચલાવે છે તેમ તે રાજ્યનો બધો કારભાર આ સેનાપતિ ચલાવે છે. આ મહામોહના રાજ્યના બીજા રાજાઓને તે બધી સામગ્રી-બળ પુરુ પાડે છે. તે આ ચિત્તવૃત્તિ અટવીના અંતરંગ પ્રદેશમાં રહે છે છતા પોતાની શક્તિથી

બાહ્ય પ્રદેશના જીવોને, પરમાત્મપણું ન હોય તેનામાં પરમાત્માપણાની બુદ્ધિ ઉત્પન્ન કરાવે છે. અધર્મમા ધર્મની માન્યતા કરાવે છે અને અતત્ત્વમાં તત્ત્વની માન્યતા કરાવે છે. અપાત્રમાં પાત્રતા અને અવગુણમા ગુણ મનાવવાનું કામ તે કરે છે. સંસારની વૃદ્ધિના કારણોમાં મોક્ષના કારણની ભ્રાતિ ઉત્પન્ન કરાવે છે.

**અદેવમાં દેવબુદ્ધિ** જેઓ સામાન્ય મનુષ્યની માફક ગાય છે, હસે છે, નાચે છે, ચાળા કરે છે, સ્ત્રીઓના કટાક્ષથી પરાધીન બને છે, કામાંધતાને લઇ સ્ત્રીઓને પોતાની પાસે રાખે છે, જે પરસ્ત્રીમા આસક્ત છે, ક્રોધથી ભરપુર છે, વેર લેવા હથીયાર બાંધી લડે છે, દેખાવમાં ભયંકર, શત્રુનો સંહાર કરવામાં તત્પર, શ્રાપ અને આશીર્વાદ સહજ બાબતમા દેનારા એવા દેવતત્ત્વ ને દેવપણે મનાવે છે.

**દેવમાં અદેવબુદ્ધિ** જેઓ રાગદ્વેષ રહિત અને સર્વજ્ઞ છે, કર્મમળનો નાશ કરી શાશ્વત શાતિ પામેલા છે, પ્રપંચ અને આડંબર રહિત છે, શાત અને જ્ઞાની છે, સ્ત્રી કે હથીયાર જે રાગદ્વેષના ચિન્હ છે તે જેની પાસે નથી, શ્રાપ કે અનુગ્રહ ન કરતા જીવોને પરમ શાતિના માર્ગમાં મદદ કરનારા છે, જેઓ સત્યોપદેશ આપી જીવોના અજ્ઞાન દૂર કરાવે છે, દેવો અને યોગીઓને પણ ધ્યાન કરવા જેઓનું શુદ્ધ નિર્મળ સ્વરૂપ પ્રગટ થયેલુ છે, સત્ય માર્ગના સંબધમાં તેમની આજ્ઞાનુસાર ચાલવું એજ જેની આરાધના છે, અને તેથી સદાનંદમય ફળની પ્રાપ્તિ કરાવનારા

જે ખરેખર દેવાધિદેવપણાને લાયક છે તેને આ મિથ્યા-દર્શન સેનાપતિ ઓળખવા પણ દેતો નથી. આવા વિશ્વમાં કોણ છે તેની જરૂરીઆતવાળા જીવો શોધ કરી શકે છે.

**અધર્મમાં ધર્મબુદ્ધિ** આ મિથ્યાદર્શન, જ્યાં ધર્મ નથી ત્યા ધર્મ મનાવે છે. જેમકે સોનાનુ, ગાયોનું અને પૃથ્વીનું દાન કરો, વારંવાર સ્નાન કરો, ધુમ્રપાન કરો, પંચાગ્નિ તપો, ચંડિકાનુ તર્પણ કરો, તીર્થ ઉપર જઈ ભૈરવપાત કરો,-ઝંપાપાત કરીને મરો. ગાઓ, વાજીત્રો વગાડો, નાચો, કુદો, પશુઓને યજ્ઞમા હોમો, દેવીઓને ભોગ આપો, આવાં પ્રાણિઓના વિઘાતક આ મિથ્યાદર્શન વિશ્વમા અનેક ધર્મો પ્રવર્ત્તાવે છે જેમાં ધર્મ નથી છતા તેમાં ધર્મ મનાવે છે, સત્યશોધકે વિચાર કરવો કે આમાં આત્મધર્મ દેખાય છે કે કેમ ?

**ધર્મમાં અધર્મ બુદ્ધિ.** જેઓનો એ ઉપદેશ છે કે મનુષ્યો ? ક્ષમા કરો, નમ્ર પવિત્રતા ધારણ કરો, સંતોષી થાઓ, સરલ બનો, લોભનો ત્યાગ કરો, તપ કરો, તથા ઇન્દ્રિઓને સંયમમા રાખો સત્ય બોલો, પ્રમાણિક પણે વર્તો. શાન્તિ જાળવો, બ્રહ્મચર્ય દૃઢ કરો, જીવોનો વધ ન કરો, તેમને દુઃખ ન આપો, ચોરી ન કરો, સર્વનું ભલું કરો, સંસાર પર વિરાગ રાખી શુદ્ધ ધ્યાન કરો, દેવગુરૂને ઓળખી તેની આજ્ઞા માન્ય કરો, ભક્તિ કરો, પ્રમાદ ન કરો, આત્માને ઓળખો, એકાગ્રતામા વધારો કરો, અપ્રમત્ત બનો અને પરામાત્મ ભાવમા લીન થાઓ. ઈત્યાદિ જીવોને સુખદાઈ,

શુદ્ધ ઉપદેશ વડે જગતના જીવોને આનંદ આપનારા-સંસારનો પર પમાડનારા ધર્મને આ મિથ્યાદર્શન દબાવી દે છે. પોતાના પ્રભાવથી તે ધર્મને લોકોની જાણમા આવવા દેતો નથી અને અધર્મને ધર્મરૂપે મનાવે છે. સત્ય શોધકે બરોબર વિચારવું કે આ ધર્મ આત્માને શાંતિ આપનાર છે કે કેમ ?

**અતત્વમાં તત્ત્વ બુદ્ધિ** મિથ્યાદર્શન ખરી હકીકત જીવોને જાણવા ન દેતાં, જીવોને મનાવે છે કે આત્મા બંટીના કે ચોખાના દાણા જેવડો છે. વિશ્વમાં એકજ આત્મા છે. નિત્ય જ છે. વિશ્વવ્યાપક છે. ક્ષણ સંતાનરૂપે છે. કપાળમાં રહે છે, હૃદયમા રહે છે, જ્ઞાન માત્ર છે, આ બધું ચરાચર શૂન્યરૂપ છે, આત્મા પાંચભૂતમાંથી ઉત્પન્ન થાય છે, બ્રહ્માથી આત્મા ઉત્પન્ન થાય છે, દેવતાએ રચેલ છે, મહેશ્વર બનાવે છે. આત્માને માટે આવા આવા અનેક વિકલ્પો-ખોટી માન્યતાઓ તેણે મનુષ્યોમાં ફેલાવી છે. તાત્ત્વિક રીતે વિચાર કરતાં ઉપરની આત્મા સંબંધે જે જે માન્યતાઓ મનાય છે તેમાં ચોક્કસ ગેરસમજુતી દેખાઇ આવે છે. એમ અતત્ત્વોને વિષે આવી માન્યતા મિથ્યાદર્શને મનાવી છે.

**તત્ત્વમાં અતત્ત્વબુદ્ધિ.** જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ, આ નવતત્ત્વો છે. ચેતના લક્ષણ જેમાં છે તે **જીવ** છે. આત્મા તેનું બીજુ નામ છે. જીવથી વિલક્ષણ અચેતન-જડ સ્વભાવવાળો **અજીવ** છે સત્કર્મના પુદ્ગલો તે **પુન્ય** છે. અસત્કર્મનાં પુદ્ગલો તે **પાપ**

છે. તે બન્નેનું આવવું તેને **આશ્રવ** કહે છે. લોહું અને અગ્નિ જેમ એકમેક થઇ રહે છે તેમ આત્મપ્રદેશ સાથે શુભાશુભ કર્મનાં અણુઓ મળી રહે તેને **બંધ** કહે છે. આવતાં કર્મોને અટકાવવાં તે **સંવર** છે. આવેલાં કર્મને આત્મ પ્રદેશથી દૂરકરવા તે **નિર્જરા** તત્ત્વ છે. આત્મપ્રદેશથી સદાને માટે કર્મ પુદ્ગલો દૂર થવા તે **મોક્ષ** છે આત્મા સ્વસ્વરૂપે સદા બન્યો રહે તે નિર્વાણ યાને મોક્ષ છે. આ નવ તત્ત્વો પ્રતીતિથી સિદ્ધ થાય તેમ છે, પ્રમાણની કસોટીમાથી પસાર થાય તેવાં સત્ય સ્વરૂપ છે, છતાં મિથ્યાદર્શન સેનાપતિ પોતાને આધીન થયેલા જીવોને આ સત્ય તત્ત્વો ઉપર શ્રદ્ધા કરવા દેતો નથી. સત્ય શોધકે આ તત્ત્વો સંબંધી ખુબ જ્ઞાન મેળવવું જોઈએ.

**ગુરુતત્ત્વમાં પણ વિપરિતતા.** જેઓ ત્યાગીનો વેશ ધારવા છતા ગૃહસ્થના જેવા કર્તવ્ય કરતા હોય, તથા પ્રાણિઓનો ઘાત કરતા હોય, વિષયોમા આસક્ત હોય, અસત્ય બોલતા હોય, તથા પ્રતિજ્ઞાનો ભંગ કરનારા, માયામાં રાચીમાચી રહેલા, મદીરાપાન કરનારા, પર સ્ત્રી સેવનારા ધર્મના માર્ગને દૂષિત કરનારા, તપેલા ગોળાની માફક જ્યાં જાય ત્યાં જીવોને ઉપદ્રવ–દાહ કરનારા, આવા આવા અધર્માચરણ કરનારાઓને તે મિથ્યાદર્શન ગુરુ તરીકે મનાવે છે, તેમને સન્માન અપાવે છે, અને જીવોને તેમનો ઉપદેશ સંભળાવે છે.

**ગુરુમાં અગુરુપણાની માન્યતા.** સત્ય તત્ત્વજ્ઞાનને જાણનારા અને ઉપદેશ કરનારા, વિશુદ્ધ આત્મધ્યાનમાં

આસક્ત રહેનારા, પવિત્ર ચારિત્રને પાળનારા, તપ તપનારા, શક્તિનો સન્માર્ગે ઉપયોગ કરનારા, ગુણરૂપી રત્નોને ધરનારા, શાંત, ધૈર્યવાન, ચાલતા કલ્પવૃક્ષની માફક શાંતિ આપનારા, ધર્મમાર્ગ બતાવનારા, સંસારનો પાર પમાડનારા, આવા નિર્મળ હૃદયવાળા મહાન્ ગુરુઓ ઉપર મિથ્યાદર્શન અપાત્ર બુદ્ધિ કરાવે છે.

મહામોહનો તેના ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાથી તે પણ હંમેશાં તેના હિત માટે પ્રવૃત્તિ કરી રહ્યો છે. ચિત્તવિક્ષેપ નામનો મંડપ તેણે તૈયાર કર્યો છે. તેની અંદર તૃષ્ણા નામની વેદિકા બનાવીને તેના ઉપર વિપર્યાસ નામનું સિંહાસન ગોઠવ્યું છે જે લોકો આ ચિત્તવિક્ષેપ મંડપની છાયામાં આવે છે તેઓ તેના બળથી અનેક પ્રકારની નિરૂપયોગી–ભાવી દુઃખરૂપ પ્રવૃત્તિ કરીને, પોતે અધર્મ કરવા છતાં ધર્મ કરે છે એમ માને છે.

ધર્મબુદ્ધિથી કેટલાક જીવો પર્વત ઉપરથી પડતું મૂકી મરે છે, હિમાલયમાં જઈને ગળે છે, શિયાળામાં શીતળ પાણીમાં પ્રવેશ કરીને ટાઢે મરે છે, પંચાગ્નિ તપે છે, ગાય અને પિપળા જેવા પરાધીન જીવો આગળ ધર્મ બુદ્ધિએ મસ્તક નમાવે છે. વિષય, કષાય અને અજ્ઞાનમાં આસક્ત જીવોને ધનાદિકનું દાન આપીને પોતાને શ્રદ્ધાળુ અને પવિત્રમાનીને અનેક દુઃખ સહન કરે છે. પાણીને તીર્થમાની તેમાં સ્નાન કરવા તીર્થોમાં રખડે છે પિતૃ તર્પણ કે દેવારાધન નિમિત્તે પશુઓની હિંસા કરે છે. પશુઓના

યજ્ઞો કરે છે. આરંભ અને પરિગ્રહમાં આસક્ત જીવોને પાત્ર તરીકે કલ્પીને તેને માંસ ખવડાવી, દારૂ પાઇ ધન આપી, ભોજન કરાવી ખુશી કરે છે અને પોતે ખુશી થાય છે કે મેં ધર્મ કર્યો છે. પણ તેઓ પ્રાણિઓનો નાશ કરી તથા પૈસાનો ખોટો વ્યય કરીને પોતાનું ભવિષ્ય બગાડે છે તે તેઓના લક્ષમાં આવતું નથી. તત્ત્વમાર્ગથી દૂર રહી આત્માની આવી રીતે વિશુદ્ધિ કરવા મથે છે. આ સર્વ પ્રતાપ ચિત્તવિક્ષેપ મંડપનો અને તેને બનાવનાર મિથ્યાદર્શનનો છે.

**મિથ્યાદર્શનનો પ્રતાપ** -ગુણધારણ! વૃદ્ધ મનુષ્યો મસ્તક પર શ્વેતવાળ, ટાલ અને શરીર પર વળીયાં પડયાં હોય છતાં કામ વિકારમા એવો રસ લેતા થાય છે કે કોઈ તેવાઓને વૃદ્ધ કહીને બોલાવે તો તે શરમાય છે, અથવા તેને ખરાબ લાગે છે કોઇ તેને કેટલાં વર્ષ થયાં? એમ પૂછે તો જાણે પોતે યુવાન હોય–લોકો યુવાન સમજે તેટલાં વર્ષો બતાવે છે. ધોળા વાળને કાળા કરે છે. શરીરપર વિવિધ પ્રકારનાં તેલો લગાડી ચામડીને કોમળ બનાવે છે. ગાલ પરની લાલી ટકી રહેલી જણાવવા ગાલને રંગે છે ચાલ-વામાં યુવાનીનો ડોળ કરે છે. યુવાની ટકાવી રાખવા રસા-યણો ખાય છે. શરીરની શોભા માટે વિવિધ ઉપાધિઓ રાજીખુશીથી સહન કરે છે. સુંદર સ્ત્રીઓ બાપા કહીને બોલાવે ત્યારે દાદા થવાને લાયક હોવા છતાં કામ વિકારની નજરથી તેના તરફ જોવે છે, અને તેને ફસાવવા પ્રયત્ન

કરે છે. બીજાની મશ્કરી કરી પોતે મશ્કરીને લાયક બને છે. જીવોને આ બધી વિડંબનાઓ મિથ્યાદર્શન કરે છે. અર્થાત્ જેના મનમા મિથ્યાદર્શન રહેલો હોય છે તેવા જીવોનું આ પ્રમાણેનું વર્તન હોય છે.

**વિપર્યાસ સિંહાસનનો પ્રતાપ** મળ, મૂત્ર, વિષ્ટા, શ્લેષમ, આંતરડા અને ચરબી વિગેરે કચરાથી ભરપુર શરીરમા આસક્ત રહી જીવો દુ.ખી થાય છે, નિર્લજ બની ધર્મ માર્ગ મૂકી દુર્લભ મનુષ્ય જન્મ નિરર્થક ગુમાવે છે, દેહ આત્માનો ભેદ સમજતા નથી, ભવિષ્યનો વિચાર ન કરતાં, ખાવા પીવા ઉંઘવા અને કામ ભોગમાં પશુની માફક જીવન પુરૂં કરે છે. જેમા શાતિ છે, સુખ છે તેમાં વિષયાધીન જીવો દુ·ખ માને છે અને દુઃખથી ભરપુર વિષયોમા સુખ માની બેઠા છે. આ સર્વ મિથ્યાદર્શને બનાવેલા વિપર્યાસ સિંહાસનનો પ્રતાપ છે. જે જીવોના જીવનમા આવો વિપર્યાસ હોય છે, ત્યા વિપર્યાસ સિંહાસન રહેલું છે તે ચોક્કસ માનવાનું છે.

**કુદૃષ્ટિ** રાજન ! આ મિથ્યાદર્શન સેનાપતિને કુદષ્ટિ નામની સ્ત્રી છે. તે તેની સાથે અરધા આસનપર બેસનારી છે. આ વિશ્વમા ત્રિવિધ પ્રકારના આત્માથી વિમુખ પ્રવૃત્તિ કરાવનાર જે જે મત પંથો ઉત્પન્ન થયેલા છે તે બધાનું કારણુ આ કુદષ્ટિ છે આ કુદષ્ટિની પ્રબળતા જેનામાં હોય છે તે આ શુદ્ધ ધર્મના બોધ વિનાના, ધર્મના માર્ગથી દૂર રહેલા, સંસારમા આડાઅવળા આમતેમ અથડાયા કરે

છે. તત્ત્વમાર્ગને જાણ્યા વિના નકામી ચર્ચારૂપ ધમાલો કરી રહ્યા હોય છે, વાદવિવાદો કરે છે, અને તત્ત્વનો નિર્ણય ન કરતાં નવી તકરારો, મત, પંથ અને વાડાઓ વધાર્યા કરે છે. તેઓ પોતાના માનેલા, કે કરેલા નિશ્ચયમાં એટલા દૃઢ હોય છે કે સત્ય સમજવામાં આવે તો પણ કોઇ રીતે પોતાનો આગ્રહ મૂકતા નથી. કોઇ તેના હિતની બાબત સમજાવે તો ઉલટા ગુસ્સે થાય છે. આ પ્રમાણે આ કુદૃષ્ટિ, મિથ્યાદર્શનની સ્ત્રી હોવાથી તેનાં કાર્યને પોષણ આપે છે.

**રાગકેશરી.** રાજન ! મહામોહે રાગકેશરી નામના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરેલો છે. તેજ આ વિપર્યાસ નામના સિંહાસન ઉપર બેસે છે. બધું રાજ્ય તેને સોંપાચેલું છે છતાં વિનયવાન રાગકેશરી પોતાના પિતાની બધી મર્યાદા બરોબર સાચવે છે, પિતાને યોગ્ય માન આપે છે, ઉપયોગી બાબતોમા તેની સલાહ લે છે. મહામોહ પણ બીજા પાસે આ પુત્રનાં ખુબ વખાણ કરે છે, અને આ વિશ્વના રાજ્યનો તેજ માલીક છે એમ પણ કહે છે. વાત પણ ખરી છે કે 'મોહમાથી રાગની ઉત્પત્તિ થાય છે એટલે તે બન્નેનો પિતા પુત્ર સંબંધ છે. તેમજ વિશ્વનું રાજ્ય મુખ્ય રીતે રાગને લીધે ચાલે છે એટલે રાજ્યનો અધિકારી તે છે" આ પ્રમાણે પુત્રનો વિનય અને પિતાની કદરદાની તથા વાત્સલ્ય ભાવને લીધે બન્ને જણાઓ સ્નેહથી સદા બંધાયેલા રહે છે. આવા સંબંધને લીધે વિશ્વને વશ કરવાની તેઓ શક્તિ ધરાવે છે, જ્યાં સુધી આ રાગકેશરીનો

પ્રતાપ વિશ્વ ઉપર તપે છે ત્યાં સુધી આત્માના સત્ય સુખની ઝાંખી પણ આ વિશ્વના જીવોને કયાંથી થઇ શકે ! કેમકે આ રાજા વિશ્વના જીવોને જડ પદાર્થ ઉપર બહુજ આસક્તિ ઉત્પન્ન કરાવે છે. તેને લઈને પુન્યથી ઉત્પન્ન થયેલા છતાં સ્વભાવે કલેશ દેવાવાળા અને ભવિષ્યમાં કલેશ ઉત્પન્ન કરનારા પદાર્થો સાથે જીવો મજબુત સ્નેહ બંધનથી સદા જોડાયેલાજ રહે છે. આગળ વધવા ઈચ્છનારે રાગનો સ્વભાવ બરાબર ઓળખવો અને પોતાનામાં તે છે કે કેમ તે તપાસતા રહેવુ.

**રાગકેશરીના ત્રણ મિત્રો. દષ્ટિરાગ** ગુણધારણ ! રાગકેશરીની સદા પાસે રહેનારા તેના ત્રણ મિત્રો છે. તેઓનો વર્ણ લાલ અને શરીર સ્નિગ્ધ છે. રાગની સાથે તેઓ અભેદરૂપે રહે છે. પ્રભુના પંથે ચાલનારાઓએ તેને બરાબર ઓળખવા જોઈએ. પહેલા મિત્રનું નામ **અતત્ત્વાભિનિવેશ** છે. એનો ભાવાર્થ એ છે કે, જે તત્ત્વરૂપે વસ્તુ ન હોય તેમા તત્ત્વપણાનો આગ્રહ રાખવો. જ્ઞાનીઓ તેને પણ દષ્ટિરાગના બીજા નામથી ઓળખે છે. જુદા જુદા સંપ્રદાયવાળાઓ પોતપોતાના મતનો બહુજ આગ્રહ રાખે છે તે પ્રતાપ આ દષ્ટિરાગનો છે. આ આગ્રહ એટલો બધો પ્રબળ હોય છે કે એકવાર તેનું જોર જામ્યા પછી તે છુટવો–જીવથી અલગ થવો એ કામ મુશ્કેલી ભર્યું થઇ પડે છે આ દષ્ટિરાગમાથી ધર્માધપણું પ્રગટે છે. તેથી પોતે જે માને છે તે સાચું અને બીજાની માન્યતા બુદ્ધિગમ્ય થઇ શકે તેવી તથા યુક્તિની

કસોટીમાંથી પસાર થઇ શકે તેવી હોય છતાં તે ખોટી માને છે. આથી આગળ વધીને બીજાના તાત્વિક વચનો ઉપર વિચાર કરવાની પણ તે ના પાડે છે.

**સ્નેહરાગ** આ બીજા મિત્રનું નામ **ભવપાત** છે. જ્ઞાનીઓ તેને સ્નેહરાગ પણ કહે છે આ રાગ કેશરીના મિત્રનો સ્વભાવ ધન, સ્રી, પુત્ર, પુત્રી સગાં સબંધી, પરિવાર અને બીજી અન્ય વસ્તુઓ ઉપર જીવને અત્યંત રાગ—ગાઢ આસક્તિ કરાવવાનો છે. તે જીવની એવી સ્થિતિ કરી મૂકે છે, તેના વિના ઘડી પણ રહી શકતો નથી, આત્મભાન ભૂલીને આ ક્ષણિક વસ્તુઓમા આસક્ત થઇ રહે છે.

**વિષયરાગ**—ત્રીજા મિત્રનું નામ **વિષયરાગ** છે. તે વિશ્વમાં વિવિધ પ્રકારની લીલાનો અનુભવ કરતો નિરંતર ફરતો ફરે છે. જીવને શબ્દમાં, રૂપમાં, રસમાં, ગંધમાં અને સ્પર્શવાળા વિષયોમાં લલચાવીને ફસાવવાનું કામ કરે છે આ ત્રણ મિત્રોની મદદથી રાગકેશરીએ આખા જગતને જીતી લીધું છે તેથી આગળ વધીને કહું તો વિશ્વને પોતાના ચરણમાં નમતું કર્યું છે પોતાના પગ નીચે રગદોળાતું બનાવ્યું છે તેમાં આ ત્રણ મિત્રોની તેને પુરતી મદદ છે. આ એક મિત્રમાં એવી શક્તિ છે કે વિશ્વને સન્માર્ગથી ભ્રષ્ટ કરીને પોતાના આજ્ઞાકિત સેવક બનાવે છે પ્રભુના પંથમાં ચાલવા ઇચ્છતા જીવોએ આ ત્રણ મિત્રો પોતાની પાસે રહેલા છે કે નહિ તેની તપાસ કરવી.

**મૂઢતા** રાજન્ ! રાગકેશરીમાં મૂઢતા નામની રાણી

છે. પટરાણી પણ તેજ છે. રાગકેશરીમાં જે જે ગુણો રહેલા છે તે તે સર્વ ગુણો આ રાજપત્નીમાં પણ છે. રાગકેશરી આ મૂઢતા રાણીને પોતાના શરીરમાંજ રાખે છે. સરખા ગુણવાળા તે બન્ને એકમેક થઈને રહે છે. “ જ્યાં રાગ હોય ત્યા સત્યાસત્યનો વિવેક ન હોવાથી મૂઢતા અજ્ઞાનતા જ હોય છે. તેને લઈને રાગીને કર્ત્તવ્ય અકર્તવ્યનું ભાન હોતું નથી. તેથી તેને ગમ્યું તે સાચું એ દૃષ્ટિરાગ. ઈષ્ટ વસ્તુઓમાં રાગ તે સ્નેહ રાગ અને વિષયોમાં આસક્તિ તે કામ રાગ.” એમ આ મિત્રમંડળ પણ તેની સાથે જ રહે છે.

**દ્વેષ ગજેન્દ્ર** રાજન્! મહામોહના બીજા પુત્રનું નામ **દ્વેષ ગજેન્દ્ર** છે. તે રાગકેશરીનો નાનો ભાઇ છે. મહામોહને આ પુત્ર બહુ પ્રિય છે, તેને જોઈ તેનાં નેત્રો ઠરે છે. કેમકે ઉંમરમાં નાનો છતાં પરાક્રમમાં રાગથી ચડી જાય તેવો છે. લોકો પણ રાગ કરતાં દ્વેષથી બહુ ડરે છે. તેને દેખતાંજ લોકો થર થરી ઉઠે છે. રાગને દેખીને તેવો ડર લાગતો નથી. જ્યાં સુધી ચિત્તવૃત્તિ અટવીમાં આ દ્વેષ ગજેન્દ્ર ફરતો હોય છે–કામ કરતો હોય છે, ત્યાં સુધી પોતાને થોડું પણ સુખ મળે તેવી આશા લોકો રાખતાજ નથી. મિત્ર કે સ્નેહ ભાવથી જોડાયેલા સ્ત્રી પુરૂષોને તે પોતાના જાતિ સ્વભાવથી જુદાં પાડી દે છે. ભેદભાવ પડાવી આપસમાં દુશ્મનાવટ ઉભી કરાવે છે. જ્યારે જ્યારે ચિત્તવૃત્તિ અટવીમાં તે પોતાની પ્રવૃત્તિ શરૂ કરે છે ત્યારે ત્યારે લોકો

દુઃખી દુઃખી થઇ જાય છે છેવટે પોતાની માન્યતાને માટે દુરાગ્રહી બનીને, લડીને, મારામારી કરીને, આપસમાં વેર-ભાવ ધારણ કરીને, અબોલા લઇને, કિલષ્ટ કર્મ ઉપાર્જન કરીને મહાન્ દુખથી ભરેલા નરકમાં જઈ પડે છે. પણ પોતાનું વેર વસુલ કરવાનું ભૂલતા નથી. નામ પ્રમાણેજ દ્વેષ ગજેન્દ્રમાં ગુણો છે. આના ડરથી વિવેક પ્રમુખ સદ્ગુણો નજીક પણ આવતા નથી, અંદર હોય તો પણ તે સ્થાને મૂકીને ચાલ્યા જાય છે. આ દ્વેષ ગજેન્દ્રને અવિવેકિતા નામની રાણી છે. અને વૈશ્વાનર ક્રોધ નામનો પુત્ર છે. શૈલરાજ નામનો બીજો પુત્ર પણ છે.

**અવિવેકતા** રાજન્! દ્વેષ ગજેંન્દ્રની રાણી અવિ-વેકિતાછે. તે પોતાની શક્તિથી ત્રણ ભુવનને મુંઝાવી રહી છે. મહામોહ તેનો સસરો થાય તેની આજ્ઞા બરોબર અમ-લમા મૂકે છે, તેમ તેના તરફ પ્રેમભાવ પણ વિશેષ રાખે છે. તેમજ પોતાની જેઠાણી રાગકેશરીની પત્ની મૂઢતાના કહેવા પ્રમાણે તે બરોબર ચાલે છે. તે બન્ને બેનપણીઓ છે. તેનાપતિ દ્વેષ ગજેન્દ્ર તરફ પણ તે બહુ પ્રેમાળ હોઈ તેમા સદા આસક્ત રહેનારી છે "અવિવેકિતા પોતાના અવિવેક ગુણને લઇ વિશ્વને મુંઝાવે અને મહામોહની આજ્ઞા પ્રેમથી અમલમા મૂકે, રાગ અને મૂઢતા તેમા મદદગાર હોય એટલે અવિવેકિતાના બળ માટે પૂછવું જ શું ? વિનય ગુણનો નાશ, અને તેને લઇ ક્રોધ અને અભિમાનની તેનાથી ઉત્પત્તિ થાય એ સર્વ બાબત સમજવા જેવી છે."

**મકરધ્વજ** રાજન્ ! આ મકરધ્વજ એક રાજા જેવો છે. તેની પાસે ત્રણ માણસો છે. મકરધ્વજનો રંગ લાલ છે. આંખો ચપળ છે, તેના શરીર ઉપર વિલાસના ચિન્હો પ્રગટ દેખાય છે. પીઠ ઉપર બાણ રાખવાનો ભાથો બાંધેલ છે. હાથમાં ધનુષ્ય છે. પાસે પાચ બાણ છે. વિલાસવાળી અને લાવણતાથી ભરપુર સુંદર સ્ત્રી, મધુર ગાયન કરતી વિનોદ કરાવી રહી છે. તે આલિંગન અને ચુંબન કરવાની લાલસાવાળો છે. આ મકરધ્વજ બહુ પરાક્રમી છે, તેના જેવો કાર્ય કરનાર વિશ્વમાં ભાગ્યેજ બીજો મળી શકે તેમ છે; આ મકરધ્વજે દેવો અને મનુષ્યોની વચમાં પાર્વતીના લગ્ન પ્રસંગે બ્રહ્મા જેવા સમર્થ આત્માને બે આબરૂ બનાવ્યા હતા. ઈન્દ્રનું ઈન્દ્રાસન લેવા તપ કરતા બ્રહ્માને તપથી ભ્રષ્ટ કરવા ઈન્દ્રે મેનકાને મોકલી હતી, તેના રૂપ અને ગાયનમાં મકરવધ્જે બ્રહ્માને મોહીત કરી દીધા. મેનકાએ જુદી જુદી દિશાઓમાં રહી ગાયન અને નૃત્ય કરવા માડયું. તેને જોવા માટે બ્રહ્માએ જુદા જુદાં મસ્તકો બનાવ્યાં, છેવટે મેનકાએ આકાશમાં અદ્ધર રહી ગાયન કરવા અને નૃત્ય કરવા માડયું, તે જોવાને બ્રહ્માએ ઉપર પાચમું મુખ બનાવ્યું. આ પ્રમાણે બ્રહ્મા જેવા વૃદ્ધ તપસ્વીની પણ મકરધ્વજે વિડંબના કરી હતી શ્રી કૃષ્ણ પાસે ગોપીઓના વસ્ત્રો ચોરાવવાનું કામ કરાવનાર પણ આ દેખીતો મીઠો મકરધ્વજજ છે પાર્વતીજીના વિરહે શિવજીને પણ મુશ્કેલી ઉભી કરનાર આજ છે. આ સિવાય દેવો, દાનવો અને ઋષિ મુનિઓને તેણે વશ કરી નોકર જેવા બનાવ્યા છે. મકરધ્વજ પાસે એવા બળ-

-વાન નોકરો પણ છે કે તેના બળથી મકરધ્વજની આજ્ઞા ઉલ્લંઘવાને કોઈ પણ ભાગ્યેજ સમર્થ થાય છે.

**મકરધ્વજના ત્રણ માણસો**—મહારાજા ! એ મકરધ્વજની પાસે ત્રણ માણસો છે, એ ત્રણમાથી પ્રથમનું નામ **પુંવેદ** છે તે ઘણી મોટી પ્રસિદ્ધિ પામેલો છે એના બળથી બહિરંગનગરમા—ભૂમિ ઉપર રહેલા જીવો પરસ્ત્રીમા આસક્ત થાય છે અને પોતાના કુળને કલંક લગાડે છે. તેના પ્રતાપથી પુરૂષોમાં કામવિકાર ઉત્પન્ન થઇ સ્ત્રીઓની અભિલાષા થાય છે તેને પુરૂષવેદ કહે છે. આ પુરૂષવેદ, પુરૂષોને પામર—રાંક બનાવીને નચાવે છે.

બીજા માણસનું નામ **સ્ત્રીવેદ** છે. જેના બળથી સ્ત્રીઓને પુરૂષો સાથે સંબંધ જોડવાની પ્રબળ ઇચ્છા થાય છે. તેનામાં પુરૂષોને આકર્ષણ કરવાની અજાયબ પમાડે તેવી શક્તિ રહેલી છે. તે તેજસ્વી છે. નામ અબળા છતા ભલા ભલા બળવાનને હંફાવે છે, તેના તીવ્ર ઉદયને લીધે સ્ત્રીઓ લાજ મર્યાદા મૂકીને પરપુરૂષોમાં પણ આસક્ત થાય છે

ત્રીજા માણસનું નામ **નપુંસકવેદ** છે. તે પણ પોતાના બળથી બહિરંગ લોકોને ત્રાસ પમાડે છે તેના તીવ્રઉદયથી જીવને પુરૂષ તથા સ્ત્રી બન્નેની કામના પ્રગટે છે. લોકોમા તેને લીધે જીવો નિંદાપાત્ર બને છે. આ ત્રણે મનુષ્યોને આગળ કરીને મકરધ્વજ જીવોને વિશ્વમાં વિવિધ વિલાસ કરાવે છે.

**મકરધ્વજની સ્ત્રી રતિ-** રાજન! મકરધ્વજની સ્ત્રીનું નામ રતિ છે. એનાં પદ્મ જેવાં નેત્રો છે. તે રૂપશોભાગનું મંદિર, અને સૌંદર્યતાની મૂર્તિ છે. મકરધ્વજ પોતાના બાળથી જે જે જીવોને જીતે છે, તેના મનમા આ રતિ પ્રથમ પ્રવેશ કરીને વિષયભોગમાં સુખ-મયતાની બુદ્ધિ ઉત્પન્ન કરે છે. રતિ જીવોના હૃદયમાં પ્રવેશ કરીને કહે છે કે, "જુઓ! આ મકરધ્વજ, તમને આનંદ આપનાર છે. ખરો હિતસ્વી હોય તો વિશ્વમાં તે જ છે. કામદેવના આશ્રય વિના વિશ્વમાં બીજુ ઉત્તમ સુખ છેજ કયા!" આવી વાતોથી લોકોના મન મકરધ્વજ અને તેનાં માણસો તરફ ખેંચાય છે, પછી તો જોવાનું જ શું! સ્ત્રીઓ પુરૂષોના અને પુરૂષો સ્ત્રીઓનાં મન પોતા તરફ આકર્ષાય એટલા માટે સારાં વસ્ત્રો, સુંદર અલંકારો, કટાક્ષ ભર્યા નેત્રોનું અર્ધ નિરીક્ષણ, હાથ પગના ચાળા, અને પોતાની સર્વ મિલકત પણ વગર માગ્યે આપી દે છે, તેની પાછળ બરબાદ કરે છે. છેવટે યૌવન ચાલ્યું જવા પછી થતા અપમાન, તિરસ્કાર, વિડંબના ઇર્ષા ઇત્યાદિ અનુભવતાં દુઃખ સાગરમા સ્ત્રી પુરૂષો બધાં ડુબે છે. આ પ્રમાણે આ મકરધ્વજ અને તેની સ્ત્રી આદિના પ્રતાપથી જીવો આત્મભાન ભૂલીને વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરે છે.

**હાસ્યાદિપાચ-હાસ્ય-૧** રાજન્! મોહના પરિવારમા હાસ્યાદિ પાચ મનુષ્યો બળવાન છે. હાસ્યનો વર્ણ શ્વેત છે. સંસારિક જીવોને પોતાની શક્તિથી કારણે અને કારણ સિવાય પણ તે વાચાળ બનાવે છે **ભૂત આવેલાની**

માફક હાસ્યના આવેશથી જીવો ખડખડાટ હસ્યા કરે છે. જીવોને બહુ હસાવીને લોકમાં નિંદાપાત્ર બનાવે છે, શંકાનું કારણ કરે છે, હાંસીમાથી વેરભાવ પણ પ્રગટાવે છે હસવામાંથી ખસવું થતા વાર નથી લાગતી હસવાના ટીખળી સ્વભાવને લીધે ગરીબ પ્રાણિઓને મુશ્કેલીમા ઉતારે છે. આ હાસ્યને **તુચ્છતા** નામની સ્ત્રી છે ગંભીરતાનો અભાવ એ તુચ્છતા છે હાસ્યની સાથે આ સ્ત્રી જોડાએલી જ રહે છે. બહુ હસનારાઓ હલકા સ્વભાવના, ગંભીરતા વિનાના અને લોકોમાં જેનો ભારબોજ વજન ન પડે તેવા હોય છે, એટલે હાસ્યની સ્ત્રી તુચ્છતા એ પતિના સ્વભાવને મળતા સ્વભાવની જ છે. હલકા લોકોમાં આ તુચ્છતા આદર પામેલી છે.

**અરતિ** આ અરતિ નામની સ્ત્રીના શરીરનો વર્ણ શ્યામ છે. તેનો દેખાવ બહુ જ ખરાબ છે. આ સ્ત્રી પોતાના સ્વભાવ અને શક્તિને લીધે વિશ્વના બહિરંગ જીવોમા સહન ન થઈ શકે તેવાં માનસિક દુ ખ ઉત્પન્ન કરે છે, એનું વર્તન અને જીવનજ સર્વ કોઇને દુ ખ આપવું એજ છે. જીવોને દુ.ખ આપવાના કાર્ય માટે આ અરતિને યોજવામાં આવે છે.

**ભય** ૩ આ ભયનું શરીર ધ્રૂજ્યા કરે છે. જ્યારે ચિત્તવૃત્તિ અટવીમાં આ પ્રવેશ કરે છે, ત્યારે સહજ વારમાં વિશ્વના જીવો બીકણ બની જાય છે. બીજાને દેખીને ત્રાસ પામે છે. સિંહ સર્પ વ્યાઘ્રાદિ પશુઓને જોતાજ જીવો

કંપી ઉઠે છે ચોર, લુંટારા, ધાડ પાડુ કે તેવા બળવાન કે નિર્દય મનુષ્યોને દેખીને નાસવા લાગે છે, પૈસા જતાં હિંમત હારી જાય છે. પાણી. અગ્નિ, ધરતીકંપ, પ્રચંડ પવનાદિનાં તોફાન જોતાં કે સાંભળતાં હાજાં ગગડી જાય છે. મરણથી તો બધા લોકો બહુ ભય પામે છે. મરણ આવ્યા પહેલાં તેનું નામ સાંભળીને જ જીવો મરવા પડે છે હાય! અમારૂં શું થશે! અમે શું ખાશું! લોકોમાં અમારી લાજ ગઈ! હવે શું થશે! પરલોકમાં અમારૂં કોણ! ઈત્યાદિ સાત પુરૂષોના પરિવાર વાળો આ ભય લોકોને બાયલા બનાવી મૂકે છે. ભય આવતાંજ જીવો રણક્ષેત્રમાંથી નાશી જાય છે, દીનતા બતાવે છે, શત્રુને પગે પડે છે. જેના હૃદયમાં આ ભય પ્રવેશ કરે છે તે ગમે તેવો બળવાન હોય છતાં અંધારી રાત્રીએ સેજ ખડખડાટ થતાં ધ્રૂજી ઉઠે છે. હિંમત હારી જાય છે. કાયર બની ઘરમાં છુપાઈ રહે છે.

**હીનસત્ત્વા** આ ભયને **હીનસત્ત્વના** નામની સ્ત્રી છે. તે ભયના બધા પરિવારનું પોષણ કરે છે. ભય પણ આ હીનસત્ત્વા સ્ત્રીને પોતાની પાસેથી જરા પણ વેગળી કરતો નથી. જો આ સ્ત્રી તેની પાસે ન હોય તો ભય તરત જ મરી જાય છે. હીનસત્ત્વા મનુષ્યોમાં ભય પ્રવેશ કરે છે સત્ત્વ બળવાન હોય તો ભય નાશી જાય છે. આ પતિ પત્ની બન્ને જીવોને હતાશ, નિરાશ, નિર્માલ્ય બાયલા કાયર, અને હીજડા જેવા બનાવવામાં મોહના સૈન્યમાં મદદગાર થાય છે

**શોક** આ શોક પણ મોહરાજાના લશ્કરનો એક બહાદુર યોદ્ધો છે વિશ્વના જીવોમાં તે દીનતા ઉત્પન્ન કરે છે, રડાવે છે. આક્રંદ કરાવે છે, વ્હાલાનો વિયોગ કરાવે છે, અનિષ્ટનો સંયોગ કરાવે છે. આ શોક જીવોનો મિત્ર નથી પણ દુશ્મન છે. છતાં લોકો તેને ઓળખતા ન હોવાથી દુઃખના પ્રસંગે તેની સહાય લેવા દોડે છે, તેને આમંત્રણ કરે છે, પોકો મૂકીને રડે છે, મનમાં એમ માને છે કે આમ કરવાથી–શોકની આવી રીતે મદદ લેવાથી તે અમારૂં દુઃખ ઓછું કરશે. પરંતુ તેમનું દુઃખ ઘટવાને બદલે ઉલટું વધે છે. વ્હાલાના વિયોગ વખતે જીવો સારૂં ખાતા નથી. ધરાઇને ખાતા નથી. સારાં વસ્ત્રો ભોજન, તાંબુલ, ગીતાદિનો ત્યાગ કરે છે એટલું જ નહિ પણ કેટલાંક અણુસમજુ જીવો થોડું ઘણું ધર્મધ્યાન કરતા હોય ગુર્વાદિપાસે જ્ઞાન સાંભળતા હોય, દેવદર્શન કરતા હોય, તેનો પણ ત્યાગ કરે છે, છતાં શોક ઓછો નથી થતો પણ ઉલટો વધે છે આ શોક પણ આ બ્હાને જીવોના દુઃખમાં વધારો કરી મૂકે છે. કેમકે જીવો ધર્મરાજાને શરણે જાય તો તે શોકને મરવું પડે છે–શોક મરી જાય છે. એટલે જીવો પોતાનું ભાન ભલી આમ શોકાતુર બન્યા રહે તોજ શોકનું આયુષ્ય લંબાય છે. અજ્ઞાની જીવો ને આ તેના રહસ્યની ખબર ન હોવાથી શોકને વશ થઈ મૂર્છામાં પડે છે, છાતી કુટે છે, વાળ ખેંચે છે, પછાડીઓ ખાય છે, અગ્નિમાં પાણીમાં કે ઝેર ખાઇને આત્મઘાત કરે છે, રડે છે, અને ગાંડા થાય છે. આ નિમિતે કર્મબાધી આર્તધ્યાને દુર્ગતિમાં જાય છે. આ શોકને ભવ-

સ્થા નામની સ્ત્રી છે, તે શોકના ઘરની માલિકણી હોવા સાથે ઘરનું પોષણ કરનારી છે. ભવમાં રહેનાર તે ભવસ્થા કહેવાય છે. જીવ આ ભવમાં ન રહેતો શોકને મરવું પડે છે, એટલે આ ભવસ્થા વિના શોક જીવી શકતો નથી.

**જુગુપ્સા** આ કાળા રંગની, બેસી ગયેલા ચપટા નાકવાળી જુગુપ્સા નામની સ્ત્રી છે. મોહરાજાના હુકમથી તે સંસારીજીવોમાં વિપરીત ભાવના ઉત્પન્ન કરે છે. અશુચિ અને દુર્ગંધવાળા મનુષ્યો, પશુઓ અને પદાર્થોને દેખીને આ જુગુપ્સાની પ્રેરણાથી જીવો માથું ધુણાવે છે, નાક ચઢાવે છે, આંખો બંધ કરે છે, નાકે ડુચો દે છે અને ત્યાંથી દૂર નાસે છે. તેવી વસ્તુનો સ્પર્શ થતાં માથાબોળ સ્નાન કરે છે. તેવા જીવો ઉપર ગુસ્સો કરે છે અને તેવા લોકોનો પડછાયો પણ પડતાં ઘેર જઈ સ્નાન કરે છે, જે તત્ત્વનું–પદાર્થનું તેનું શરીર બનેલું છે, તેજ તત્ત્વનું બીજાનું શરીર પણ બનેલું છે છતાં પોતાના શરીરની દુગંછનીય સ્થિતિનો વિચાર ન કરતાં બીજાની આભડછેટ કરનારા જીવો આ મહામોહના પરિવારની જુગુપ્સા નામની સ્ત્રીને આધીન થઈને નીચ ગોત્ર–હલકા કુળમાં જન્મ પ્રાપ્ત કરે તેવું કર્મ બાંધે છે.

## મહામોહના પુત્રના પુત્રો.

**અનંતાનુબંધી ચાર બાળકો** રાજન્ ! મહામોહના પુત્રના પુત્રો, આ સોળ બાળકો છે. તે ચાર ચારના

સરખા સ્વભાવવાળી ટોળીરૂપે ફર્યા કરે છે. તેઓનું સામાન્ય નામ તો કષાય છે. વિશેષ નામતો પ્રસંગે વર્ણન કરવામાં આવશે. પ્રથમના ચાર બાળકો વિશ્વના જીવોને મુશ્કેલીમાં ઉતરવા માટે વિશેષ આગળ પડતો ભાગ ભજવે છે. તેમનો સ્વભાવ બહુજ દુષ્ટ છે. તેમને અનંતાનુબંધી, ક્રોધ, અનંતાનુબધી માન, અનંતાનુબંધી માયા અને અનતાનુંબંધી લોભ એ નામથી ઓળખવામાં આવે છે, પ્રથમના બેનો વર્ણ કાંઈક કાળો છે, પાછળના બેનો વર્ણ કાંઈક લાલ છે. મિથ્યાદર્શન સેનાપતિ તેને પોતાના બાળકોની માફક ગણીને પોતેજ તે રૂપ હોય અને તે પોતારૂપ હોય તેમ માને છે

મહામોહના સૈન્યના આ બહાદુર બાળકો બહિરંગ લોકોને —જીવોને મિથ્યાદર્શનની આજ્ઞાના આરાધક ભક્તો બનાંવી દે છે. આ બાળકો ચિત્તવૃત્તિ અટવીમાં જ્યારે જ્યારે પ્રવેશ કરે છે ત્યારે ત્યારે મિથ્યાદર્શનના પરમ ભક્ત થઇને બીજા કાંઇ પણ સાચી સમજણ આપે તો તે સાંભળવાનીજ ના કહે છે. કદાચ સાંભળે છે તો તેના કહેવા તરફ બીલકુલ ધ્યાન આપતા નથી. આ બાળકો જે જીવોની ચિત્તવૃત્તિ અટવીમાં હોય છે તે જીવો તેની હયાતિ હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાનના માર્ગને પામી શકતાંજ નથી. મિથ્યાદર્શનના દોષોને આગળ બતાવી ગયા છીએ તે દોષો આ બાળકોની મદદથી જીવોમાં સ્હેલાઇથી આવે છે. જ્યાં સુધી જીવે ત્યાં સુધી ક્રોધ માન માયા લોભને ટકાવી રાખનારને અનંતાનુબંધી કષાય કહેવામાં આવે છે. આવા પ્રબળ કષાયો

જેઓના હૃદયમાં હોય છે તેવાઓને સમ્યગ્દર્શન-બોધિ બીજની પ્રાપ્તિ થતી નથી.

**અપ્રત્યાખ્યાની ચાર બાળકો** પહેલા ચાર બાળકો કરતા ઉંમરમાં અને પ્રભાવમાં-શક્તિમાં આ ચાર બાળકો ઓછાં છે તેમનાં નામો અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ છે. પોતાના બળથી જીવોને પાપનાં કાર્યોમા આ બાળકો યોજે છે. જ્યારે આ બાળકો ચિત્તવૃત્તિ અટવીમાં પ્રવેશ કરે છે ત્યારે બહિરંગ લોકો તત્ત્વજ્ઞાનનો માર્ગ સમજે છે તો ખરા, તેઓ બોધીબીજની પ્રાપ્તિ ને અટકાવી શકતા તો નથી, પણ સત્યને જાણ્યા પછી આદર કરવા રૂપ પ્રવૃતિને તો તે અટકાવી દે છે. જીવો પાપના માર્ગથી નિવૃતિ કરી શકતા નથી તે આ મહામોહના પૌત્રોનો પ્રતાપ છે.

**પ્રત્યાખ્યાનાવરણીય બાળકો** બીજા ચાર કરતાં ઉમરમા અને શક્તિમા આ બાળકો વિશેષ ઓછા છે. તેમને પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ, માન, માયા, લોભ કહે છે. ચિત્તવૃત્તિ અટવીના મંડપનો આશ્રય કરીને આ બાળકો જ્યારે જીવોમાં રહે છે ત્યારે જીવો આગળ કરતા ઘણી ઓછી પાપની પ્રવૃતિ કરે છે, છતાં સંપૂર્ણપણે તો ત્યાગ કરી શકતા નથી. મતલબ કે ગૃહસ્થાશ્રમને લાયકનો ધર્મ તે જીવો પામી શકે છે પણ સર્વથા પાપની પ્રવૃતિ તેઓ મૂકી શકતા નથી તેને લઈને અમુક પ્રમાણમાં તે બાળકો જીવોને દુઃખનાં કારણરૂપ થાય છે આશય એવો છે કે જીવો દેશ વિરતિ-

ધર્મ-ગૃહસ્થધર્મ તો પામે છે પણ સર્વ વિરતિ-ત્યાગ માર્ગ આના પ્રતાપથી લઇ શકતા નથી.

**સંજ્વલન નામના ચાર બાળકો** ત્રીજા દરજ્જાના ચાર બાળકો કરતા આ ચોથા દરજ્જાના ચાર બાળકો ઉંમર અને બળમા ઓછા છે એમનું નામ સંજવલન ક્રોધ, માન, લોભ છે. ઉંમરમાં ઓછા એટલે તેમનું જીવન-આયુષ્ય પ્રથમના કરતાં ઓછુ છે. વધારેમાં વધારે પંદર દિવસનું છે. થોડો વખત ટકી રહે છે અને બળ ઓછું એટલે ચિત્તવૃત્તિ અટવીમાં ત્રીજાવર્ગના બાળકો જીવોને સર્વ વિરતિ-ત્યાગ માર્ગમા આવવા દેતા નહતા. ત્યારે આ બાળકો ત્યાગના માર્ગમાં પ્રવેશ કરનારને અડચણ કરતા નથી, પણ પ્રવેશ કર્યા પછી વીતરાગભાવની દશા પ્રાપ્ત થતાં અટ કાવે છે. એટલે એકંદરે તો જીવને નુકશાન કર્તા આ ચારે બાળકો છે પણ પ્રથમના કરતાં ઓછું નુકશાન કરે છે. તેમનું નામજ એવું છે કે થોડુંક બાળવું. પ્રસંગ લઈને સાધુ જીવન પાળનારાના ચિત્તમાં પણ દેખાવ આપી દેવો. ક્રોધ આવી જવો, અભિમાન પ્રગટવું, કપટ અને લોભ વૃત્તિ આવવી. તેમના આવ્યા પછી થોડીવારમાં આત્મભાનમાં જાગૃત થતાં સાધુઓ તેને પોતાના ચિત્તમાથી બહાર કહાડી મૂકે છે તો પણ પ્રસંગે દેખાવ આપી જાય છે, તે કારણે આત્માનું પૂર્ણ સ્વરૂપ તેઓ પ્રગટ કરી શકતા નથી.

આ સોળ બાળકોમાંથી આઠ બાળકો રાગકેશરી અને તેની રાણી મૂઢતાથી જન્મ પામેલાં છે. અને બીજાં આઠ

બાળકો દ્વેષ ગજેન્દ્ર ની અવિવેકિતા રાણીથી ઉત્પન્ન થયેલાં છે. ક્રોધ અને માન દ્વેષ ગજેન્દ્રનાં બાળકો છે. માયા અને લોભ રાગકેશરીનાં બાળકો છે. એકંદરે સોળે મહામોહના પરિવારના છે. તે બહુ શક્તિવાળા છે, અત્યારે તો જીવોની ચિત્તવૃત્તિ અટવીમાં જબરૂં થાણું નાખીને પડેલા દેખાય છે.

**વિષયાભિલાપ મંત્રી** રાજન્! આ રાગકેશરી રાજા વિષયાભિલાપ મંત્રી છે. આ તેના નામ પ્રમાણે તેનામાં ગુણો છે. પાંચે ઇન્દ્રિયોના વિષયો ભોગવવામાં તે પ્રવીણ છે. સુંદર સ્ત્રીઓ સાથે વિષય ભોગ કરવા, વિવિધ રસાસ્વાદવાળા પદાર્થો ખાવા, સુગંધી પુષ્પો અને પદાર્થો સુંઘવા, રૂપવાળા પદાર્થો સ્ત્રીઓ આદિ જોવા અને ગીત, ગાયનો અને વાજીંત્રો આદિના શબ્દો સાંભળવા, એજ તેના હૃદયની અભિલાપા છે. જ્યારે જ્યારે ચિત્તવૃત્તિ અટવીમાં આ મંત્રી પ્રવેશ કરે છે ત્યારે ત્યારે સંસારી જીવના, હૃદયમા ખળભળાટ કરી મૂકે છે. આ પ્રધાનને પાચ છોકરાઓ છે તેના બળથી આખા વિશ્વને વશ કરવાને તે સમર્થ બનેલ છે. પોતાની માફક સંસારી જીવને વિષયો ભોગવતા કરી મૂકે છે.

વિષયાભિલાષની અસર તળે જે જે જીવો આવે છે તે તે બધાઓ કોઈ સ્પર્શને, કોઇ રસને, કોઇ ગંધને, કોઇ રૂપને અને કોઇ શબ્દને સાંભળવામા લીન થાય છે. તે એટલે સુધી પરાધીન બને છે, કે તે જીવો કર્તવ્યાકર્તવ્યનું ભાન ખોઈ બેસે છે, હિતાહિતની વાત ભુલી જાય છે. ભક્ષ્યાભક્ષ્યનું જ્ઞાન રહેતું નથી ધર્માધર્મનો વિચાર ગુમ થઇ જાય છે અને

પોતાને મળતા સ્વભાવના અને મદદગાર માણસોની સાથે ફર્યા કરે છે. બીજાને મળતા નથી કોઇની હિતકારી વાત સાંભળતા નથી.

એ વિશાળ બુદ્ધિવાળો પ્રધાન એકલોજ રાગકેશરીનું રાજ્ય સંભાળે છે જીવોની પંડિતાઇ, વ્રતોની દ્રઢતા, અને લાજ શરમ વિગેરે આ વિષયાભિલાષની નજરે પડ્યા નથી ત્યા સુધી જ ટકી રહે છે. આ રાગકેશરીની આજ્ઞા માનનાર લોકોમા જે મોટો વધારો દેખાય છે તે આ મંત્રી અને તેના પાચ ઇન્દ્રિયો રૂપી બાળકોનો જ પ્રભાવ છે, પરિણામે તો જીવો તેની આજ્ઞા માનીને તેના કહેવા પ્રમાણે વર્તન કરીને દુઃખીજ થાય છે. વિષયાભિલાષ નીતિમાં પ્રવીણ છે, સતત પુરૂષાર્થ કરનારો છે, બીજાના મનને ભેદવામાં હોશિયાર છે. આ મંત્રી છે ત્યા સુધી જ તે રાજાનુ રાજ્ય છે. મંત્રીના મરણ પછી રાગકેશરીનું રાજ્ય સદાને માટે અસ્ત પામે છે.

આ પ્રધાનને **ભોગતૃષ્ણા** નામની ચળકતાસ્નિગ્ધનેત્રવાળી સ્ત્રીછે. તેનો બધો સ્વભાવ તેના પતિને અનુસરતો જ છે ચારિત્ર ધર્મરાજ અને મહામોહના યુદ્ધ પ્રસંગે આ પતિ પત્ની મહામોહના સૈન્યને ઘણી મદદ કરે છે.

**દુષ્ટાભિસન્ધિ** રાજન્ ! આ દુષ્ટાભિસંધિને રૌદ્રચિત્તનગરના રક્ષક તરીકે મૂકવામા આવેલો છે તે એક મહામોહ રાજાના સૈન્યનો બહાદુર લડવૈયો છે. દુષ્ટતાવાળાં

કર્તવ્યો કરવાં તેજ તેનું નિશાન છે. સારા માણસોનો તે દુશ્મન છે. નીતિના માર્ગનો લોપ કરનાર છે. લુચ્ચાઈ, લંપટતા આદિ ચોરોને આશ્રય આપનાર છે. શાંતિ પવિત્રતા, સત્યતા ઈત્યાદિ સત્પુરૂષોને તે મૂળથી ઉખેડી નાખે છે. અનેક વર્ષો સુધી ધર્મધ્યાનાદિ કરીને જીવોએ જે શુભ પરિણામ ઉત્પન્ન કર્યા હોય તેને એક ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી દે છે. ચિત્તવૃત્તિમાં આ દુષ્ટાભિસન્ધિ પ્રવેશ કરે છે ત્યારે લોકના શુભ પરિણામ સારીનીતિ અને ધર્મ વિગેરે એકદમ ત્યાંથી નાશી જાય છે.

આ સુભટને નિષ્કરૂણતા નામની સ્ત્રી છે. પરની પીડા ન જાણનારી, પાપના રસ્તામાં કુશળ, દુષ્ટ લોકો ઉપર પ્રેમ રાખનારી પોતાના પતિ ઉપર આસક્ત રહેનારી આ સ્ત્રી છે દુષ્ટાભિસન્ધિ જીવોને વિવિધ કદર્થનાઓ ઉપજાવે છે ત્યારે આ સ્ત્રી તે પીડા પામતા જીવોને દેખીને દયા લાવવા ને બદલે હસે છે. આંખો ફોડવી, નાક કાન કાપવા, ચામડી ઉતારવી, મસ્તકાદિ છેદવાં, મારવા, પીટવા ઈત્યાદિ પાપનાં કાર્યો આ સ્ત્રીની આજ્ઞાથી જીવો કરે છે. રૌદ્રચિત્તનગરના લોકો ઉપર તે સ્ત્રીને ઘણો પ્રેમ છે. દુષ્ટાભિસન્ધિની પાસેથી જરા પણ તે દૂર થતી નથી, કેમકે દુષ્ટ વિચારોમાંથી નિષ્કરૂણતા પ્રગટે છે. અથવા નિષ્કરૂણતામાથી દુષ્ટ વિચારો પ્રગટે છે. એટલે બન્ને એકમેક છે. જુદાં પડતાં નથી.

**હિંસાપુત્રી** રાજન્! આ નિષ્કરૂણાને હિંસા નામની

પુત્રી છે. તે રૌદ્રચિત્તનગરની સમૃદ્ધિમાં ખુબ વધારો કર-નારી છે. નિષ્કરૂણુતાના પરિણામ કે વર્ત્તનમાંથી હિંસા પ્રગટે છે. રૌદ્રચિત્તનગરના લોકોની પ્રીતિ તેણે ઘણી સંપાદન કરી છે. માતા પિતા તરફ વિનયવાન છે, છતાં રૂપમાં ભયંકર આકૃતિવાળી છે. સાક્ષાત કાળકુટ ઝેરમાંથી જ જાણે આ બનાવવામા કેમ ન આવી હોય, તેમ દરેક જીવો તેનાથી સાપની માફક ડરે છે. મહામોહના લડવૈયાની ગણુતરીવાળી સ્ત્રીઓમાં આનો દરજ્જો ઘણો ઉચો ગણાય છે.

## મહામોહના મિત્રરાજાઓ અને તેઓને રહેવાના શહેરો.

મહારાજા ગુણધારણ! આ મહામોહનો બધો પરિવાર તૃષ્ણા નામની વેદિકા ઉપર બેસે છે, ત્યારે ચિત્તવિક્ષેપ મંડપના જુદાજુદા ભાગમાં આ સાત મહામોહના મિત્ર રાજાઓ પોતાના પરિવાર સાથે બેસે છે. છતા લડાઈના પ્રસંગે તેઓ મહામોહના પડખે રહીને ચારિત્ર ધર્મરાજની સામે લડનારા છે.

**જ્ઞાનાવરણ રાજા ૧** બધા રાજાઓમાં આ પ્રથમ રાજા છે. તે પાચ માણુસના પરિવારવાળો છે. તેનું નામ **જ્ઞાનાવરણ** છે. તે બહુ બળવાન રાજા છે પોતાની શક્તિથી વિશ્વના જીવોમા રહેલા જ્ઞાનના પ્રકાશને દબાવી દે છે. તેને લઇને લોકોની સારી સમજણ વિચાર કરવાની

શક્તિ, ભાવીકાળના નિર્ણયો કરવાનું બળ વગેરેની શક્તિ સત્તામા હોવા છતાં બહાર ઉપયોગમાં આવતી નથી. જેમ કોઈ મનુષ્યની આંખો નિર્મળ હોય પણ આંખે પાટા બાંધેલા હોય અને તેને લઈને બહારના પદાર્થોને દેખી શકે નહિ, તેમ અનંતજ્ઞાન શક્તિ ધરાવનાર વિશ્વનો પ્રકાશક આત્મા, આ જ્ઞાનાવરણ રાજાના બળને લીધે અત્યારે આંધળા જેવો થઈ રહ્યો છે. યુદ્ધના પ્રસંગે મહામોહના બળને આ રાજા બહુ કિમતિ મદદ આપે છે. ચિત્તવૃત્તિમાં તે એકદમ ઘોર અંધકાર ફેલાવી મૂકે છે, આને લઈને જીવોને પોતાનું ખરૂં કર્ત્તવ્ય સૂઝતું નથી અને સત્યનો માર્ગ મૂકીને આડે અવળે રસ્તે આથડયા કરે છે.

**દર્શનાવરણ રાજા ૨** આ બીજો રાજા નવ માણસના પરિવારવાળો છે. તેનું નામ **દર્શનાવરણ** છે. આત્માની સામાન્ય જોવાની શક્તિને–દર્શનશક્તિને તે દબાવી દે છે, તે નવમાં પાંચ તો સ્ત્રીઓ છે, તે પણ એવી બળવાન છે કે, જીવોને ભર નિદ્રામાં નાંખીને વ્યવહારૂ જીવનમાંથી પારમાર્થિક જીવનમાં જતા અટકાવે છે. મનુષ્ય-જીવનના ચોથા ભાગથી વધારે વખત તો આ પાંચ નિદ્રા દેવીઓજ લઈ લે છે. બાકીના ચાર પુરૂષો કોઈ જીવોને આંધળા તો કોઈને બ્હેરા મુંગા વિગેરે બનાવીને જીવની આત્મદર્શનની મર્યાદિત અને સંપૂર્ણ યોગ્યતા નાશ કરવા પ્રયત્ન કરી રહેલા છે

**વેદનીય ૩** આ રાજા બે માણસના પરિવાર વાળો

છે. તેનું નામ વેદનીય છે. પહેલનું નામ **સાતા** વેદનીય છે તે પોતાના પ્રભાવથી દેવ મનુષ્યાદિ જીવોમાં જીવને વિવિધ પ્રકારના પૌદ્ગલિક–માયિક સુખ આપે છે. ત્યારે બીજાનું નામ **અસાતા** વેદનીય છે. તે જીવોને વિવિધ પ્રકારનાં દુઃખ આપે છે. જીવો તેનાથી ત્રાસ પામે છે. તેને જોતાંજ રડવા લાગે છે, વિવિધ પ્રકારના રોગોથી ઘેરાય છે. દેવ અને મનુષ્ય જીવન કરતાં પશુ અને નારકીના જીવનમાં તો વિશેષ પ્રકારે તેનું જ રાજ્ય પ્રવર્તે છે —તેની આજ્ઞા ફેલાયેલી છે.

**આયુષ્ય ૪** ચાર મનુષ્યોના પરિવાર વાળો આ આયુષ્ય નામનો રાજા છે. જુઓ કે કોઈ જીવો તેનાથી કંટાળી તેના પંજામાંથી નાશી છુટવા પ્રયત્ન કરે છે. બાકી વિશ્વના જીવોનો મોટો ભાગ તો આયુષ્ય પોતાનું જેમ વધારે હોય તેમ આનંદ પામી ખુશી થાય છે. 'આયુષ્ય ખુટી ગયું છે' એમ સાંભળતાં જ જીવોના હાજાં ગગડી જાય છે મોઢા ઉપર ગ્લાની છાઈ રહે છે. તે જીવોને આ ભવસ્થાનમાં રોકી રાખનારા છે, છતાં જીવોને તે વ્યવહારે સુખરૂપ હોવાથી ઘણા જીવો તેને ઇચ્છે છે. દેવ, મનુષ્ય તિર્યંચ અને નારકીનું આયુષ્ય એ અનુક્રમે ચારેતાં નામો છે.

**નામ ૫** પાચમા રાજાનું નામ **નામકર્મ** છે. તેનો બેંતાલીશ મનુષ્યોનો પરિવાર છે. તેના અંતર ભેદવાળાને જુદા પાડીએ તો એકસોત્રણનો પરિવાર કહેવામાં

આવે છે. આ રાજા કોઈ સ્થળે જીવોને સુખ આપે છે, તો કોઈ સ્થળે દુઃખ પણ આપે છે. આમ બે સ્વભાવવાળો તે રાજા છે. દેવાદિકની ગતિમાં મોકલવાનું, ઈન્દ્રિયાદિની જાતિ આપવાનું, વિવિધ શરીરો ધારણ કરાવવાનું, શરીર સાથે નવા પુદ્ગલોનું બંધન, સંઘાતન, સંઘયણ, સંસ્થાન, વિવિધરૂપ, રસ, ગંધ, સ્પર્શ, શરીરનું ભારે હળવાપણું, ઉપઘાત, પરાઘાત, આનુપૂર્વી, આતાપ, ઉદ્યોત, સુંદર અસુંદર ચાલ, ત્રસ અને સ્થાવરાદિ અનેક રીતે જીવોને અનુકૂળ તથા પ્રતિકૂળ સ્વરૂપો—આકૃતિઓ ધારણ કરાવીને સુખ, દુઃખ આપી રહ્યો છે.

ગોત્ર ૬ આ છઠ્ઠા રાજાનું નામ ગોત્ર કર્મ છે. તે બે માણસોના પરિવારવાળો છે. સારા અને નઠારા, ઉચ્ચ અને નીચકુળમાં જન્મ લેવરાવીને જીવોને સુખી અને દુઃખી કરે છે. જીવ ઉચ્ચ કુળમાંજ જન્મ્યો હોય તો પોતાને સારો ભાગ્યશાળી સમજે છે અને નીચકુળમાં જન્મ્યો હોય તો તે પોતાને દુર્ભાગી સમજી દુઃખી થાય છે. આમ આ રાજા પણ બે સ્વભાવનો છે.

**અંતરાય ૭** સાતમા રાજાનું નામ અંતરાય છે તે પાંચ માણસોના પરિવાર વાળો છે. આ પાંચ માણસોથી તે કોઈ રીતે જુદો પડતો નથી. તે પોતાના પરાક્રમથી જીવોના સ્વભાવને બદલી નાખતો હોવાથી, શક્તિ હોવા છતાં દાન દેવાનો ઉત્સાહ જીવને થતો નથી. વસ્તુ પાસે હોવા છતાં પોતાના ભોગોપભોગમાં જીવ તે વસ્તુ લેતો

નથી. શક્તિવાન છતાં પ્રબળ પુરૂષાર્થથી પણ વસ્તુઓ મેળવી શકતો નથી. છતી શક્તિએ જાણવા છતાં સન્માર્ગે પોતાની શક્તિ ફોરવી શકતો નથી. આ સર્વ આ અંતરાય નામના રાજાના બળથી જીવની શક્તિ કામ કરતી નથી. અને લાચાર બનેલો જીવ પોતાનું જીવન પરાધીન પણે ગુજારે છે.

આ સાત સાથે મહામોહને ભેળવતાં આઠ રાજાઓ છે, તેને આઠ કર્મ પણ કહેવામાં આવે છે. આ આઠ કર્મથી પરાધીન બનેલો જીવ પોતાની અનંતશક્તિને ભૂલીને વિશ્વમાં રખડયા કરે છે.

આ રાજાઓ તેજ તેનો પરિવાર છે અને પરિવાર તેજ રાજા છે. પરિવારથી રાજા જુદા નથી અને રાજાથી પરિવાર જુદો નથી. સામાન્ય વિશેષરૂપ હોવાથી રાજા એ તેનું સામાન્ય સ્વરૂપ છે અને પરિવાર તે તેનું વિશેષ સ્વરૂપ છે.

## પ્રકરણ તેરમું.

### મહામોહાદિનાં અંતરંગ નગરો.

**રાજસચિત્તનગર** રાજન્! આ નગર લુંટારા જંગલી લોકોની પલ્લી જેવું છે. તેની ચારે બાજુ કામાદિ ચોર લોકો ભરાઇ રહેલા છે. પાપી લોકોને રહેવાનું તે

સ્થાન છે. મિથ્યાભિમાનની ખીણ જેવું છે. અકલ્યાણની પરંપરાનું કારણ છે. ચારે બાજુ અંધકારથી ઘેરાયેલું છે. પ્રકાશનું એક પણ કિરણ તે નગરમા પ્રવેશ કરી શકતું નથી અહીં રાગકેશરી રાજા રાજ્ય કરે છે.

પાચ ઈન્દ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે રાજસ્ પ્રવૃત્તિ હોવાથી તેને નગરની ઉપમા આપી છે. તેવી પ્રવૃત્તિ કરવી તે આત્મધન ચોરનારી હોવાથી લુંટારાની ઉપમા આપી છે. કામવિષયવાસનાદિ ચોરો છે. અને તે શહેરમાં અને તેની આજુ બાજુ ભરેલા છે. ધર્મધ્યાન આ સ્થળે ન હોવાથી આવી પ્રવૃત્તિ કરનારા પાપી જીવોજ આ ભાવનામાં વસે છે. સુખ ન હોવા છતાં સુખની માન્યતા કરી તેમાં આસકત થવું તે મિથ્યાભિમાનની ખીણસમાન છે. પરિણામે અકલ્યાણ–દુઃખની પરંપરા પ્રાપ્ત થાય છે. વિષય વાસનામા અંધકારજ હોય, ત્યાં જ્ઞાનનો પ્રકાશ આત્મ ભાનની જાગૃતિ ન હોવાથી અંધકારથી તે નગર ઘેરાયેલું છે. વિષયોમા પ્રવૃત્તિ કરનારને તે પ્રસંગે જ્ઞાન ભાન ન હોય એટલે પ્રકાશનું એક પણ કિરણ ત્યાં પ્રવેશ કરતું નથી એમ સૂચવ્યું છે. આવી પાંચ ઈન્દ્રિયોના વિષયોવાળી પ્રવૃત્તિવાળા રાજસચિત્તનગરનો રાજા રાગ-કેશરીજ હોઈ શકે કેમકે રાગનું જ ત્યા સામ્રાજ્ય વ્યાપી રહેલું છે.

**રૌદ્રચિત્તનગર** મહારાજા! આ રૌદ્રચિત્તનગર દુષ્ટ લોકોને રહેવાનું સ્થાન છે. અનર્થની જન્મ

ભૂમિ છે. નરકનું દ્વાર છે., વિશ્વને સંતાપનું કારણ છે. જીવોને મારવાના, કાપવાના, ચિરવાના, પીલવાના, છુંદવાના આવા આવા પરિણામો લાગણીઓ–ભાવનાઓ અનેક જીવોને ભયંકર સંતાપ ઉત્પન્ન કરનારી છે. આવા ભાવો એ રૌદ્રચિત્ત નગર છે. આવા ભાવોવાળા પ્રાણિઓ જ્યાં સદા વસતા હોય તે દુષ્ટ લોકોને રહેવાનું સ્થાન રૌદ્રચિત્તનગર છે.

જ્યારે કલેશની વૃદ્ધિ, પ્રીતિનો નાશ, વેરની પરંપરા હૃદયની નિષ્ઠુરતા, વિગેરે પ્રવૃત્તિ સદાને માટે વગર અટકે થતી હોય તે અનર્થની જન્મભૂમિ એ નગર છે. પાપના બોજાથી તે જીવો છેવટે નરકની ગતિમાં જાય છે એટલે નરકે જવા માટે પ્રથમ આવા રૌદ્ર પરિણામરૂપ નગરમા થઇને જ તે તરફનો માર્ગ જતો હોવાથી આ નગર તે નરકનું દ્વાર છે. જેને નરકે જવાનું હોય તેઓ આ નગરમાં લાંબા વખત સુધી હાજરી આપે છે. અને અહીંથી સિધા નરકમાં જાય છે, એટલે રૌદ્રચિત્ત એ નરકનું મુખ્ય દ્વાર કહેલું છે.

અત્યંત ખરાબ કાર્ય કરનારા જીવોજ આ નગરમાં રહે છે. તેઓ પોતાને હાથે કરીને જ આવી પ્રવૃત્તિ કરીને દુઃખો વહોરી લે છે, અને તે બીજા પ્રાણિઓને દુઃખી કરવાને જ તેવી પ્રવૃત્તિ કરે છે માટે ત્યાંના લોકો વિશ્વના જીવોને સંતાપના કારણરૂપ છે. આના જેવું ખરાબ નગર વિશ્વમાં બીજું કોઈ નથી અહીં દુષ્ટાભિસન્ધિ નામનો રાજા રાજ્ય કરે છે.

**તામસચિત્તનગરઃ** રાજન્ ! રૌદ્રચિત્ત અને તામસચિત્તનગર બંને લગભગ સરખાં છે, વિશેષ એ છે કે રૌદ્રચિત્ત નગરમાં હિંસાની મુખ્યતા છે ત્યારે તામસચિત્ત નગરમા ક્રોધની મુખ્યતા છે. અહીં દ્વેષગજેન્દ્ર મહામોહનો પુત્ર રાજ્ય કરે છે. તામસ્ પ્રકૃતિવાળામાં દ્વેષ મુખ્ય હોવાથી દ્વેષને અહીંનું રાજ્ય આપવામાં આવેલ છે. અવિવેકિતા તેની રાણી છે અને તેનાથી ક્રોધ નામનો પુત્ર ઉત્પન્ન થયો છે.

આ અને આને લગતાં નામનાં મહામોહ અને તેના મિત્ર રાજાઓને રહેવાનાં અંતરંગ નગરો ચિત્તવૃત્તિ અટવીની અંદર આવેલાં છે, તેઓ વારંવાર તેની અંદર દેખાવ આપે છે. વ્યવહારે તેઓ ભવચક્ર નગરમાં રહે છે.

## ભવચક્ર નગરના ચાર વિભાગો

**માનવાવાસ**–ગુણધારણ ! આખા ભવચક્ર નગરના ચાર વિભાગો પાડવામા આવે છે તેમાં આ માનવાવાસ નગરમા વિવિધ પ્રકારના મનુષ્યો વસે છે. મહામોહાદિ અંતરંગ લોકો આ મનુષ્યોમાં વ્યાપીને રહેલા છે તેને લીધે તે શહેર નિરંતર પ્રવૃત્તિવાળું દેખાય છે. આ સ્થળના લોકો વ્હાલાના સમાગમથી આનંદ પામે છે. વિરોધીઓના સમાગમથી ખેદ કરે છે. ધનની પ્રાપ્તિથી આનંદિત થાય છે. ધનના નાશથી પશ્ચાતાપ કરે છે. પુત્ર જન્મથી હર્ષ પામી ઓચ્છવ કરે છે. પુત્રાદિ સંબંધીઓના મરણથી શોક કરતા રડે છે.

જમીન અને સ્ત્રી માટે મોટા યુદ્ધો કરી તેમાં લાખો મનુષ્યોનો સંહાર કરે છે. વ્યાધિ, ગરીબાઈ અને પ્રબળ અશુભ કર્મના ઉદયે જીવો વિવિધ પ્રકારની પીડા હેરાન ગતિ, અને વિપત્તિ ભોગવતા નજરે પડે છે. સુંદર રૂપ, મીષ્ટ રસો, મધુર ગંધ, પ્રિય શબ્દો અને કોમળ સ્પર્શોવાળા ઈન્દ્રિયોના સુખથી તૃપ્તિ માની લઈ તે માયાવી સુખમા આસક્ત થઈ રહેલાં દેખાય છે. આત્મમાર્ગથી દૂર રહી, પાપમાં આસક્ત બની હેરાન થાય છે ધર્મની બુદ્ધિએ પાપ કરતા નજરે પડે છે. મોહ રાજાના જીવનના બધા અનુભવો-વર્તનો આ માનવો કરી રહ્યા છે ટુંકામા કહુ તો આ માનવાવાસ નગરના લોકોનો મોટો ભાગ આત્મભાન ભૂલીને જ્યા ત્યા જે તે પ્રકારે મોહની આજ્ઞામાં જ પ્રવૃત્તિ કરી રહેલો દેખાય છે.

**વિબુધાલય-૨**-આ વિબુધાલયને દેવભૂમિ કહેવામાં આવે છે. આની અંદર ઉચ્ચ નીચ સર્વ જાતિના દેવ દેવીઓનો સમાવેશ થાય છે. આ ભૂમિ ઉપર કલ્પવૃક્ષોની સુંદર ઘટાઓ આવી રહેલી છે. ચંદનનાં વૃક્ષોનો સુંદર પરિમલ બધી દિશાઓમા મહમહી રહેલો છે, વિવિધ રંગી કમળો અને પુષ્પોનો આમોદ ઘ્રાણ ઈન્દ્રિયોને આનંદ આપે છે. દિવ્ય રત્ન, હીરા, મોતી, માણેક, મણિ આદિ પદાર્થોનો પ્રકાશ બધી દિશાઓને ત્યાં પ્રકાશીત કરે છે. દિવ્ય આભૂષણો સુગંધી પુષ્પોની માળાઓ અને સુગંધદાર પદાર્થોનો ત્યાં જરા પણ તોટો નથી. જ્યાં જુઓ ત્યાં વિવિધ ભોગનાં સાધનો તૈયાર દેખાય છે. તાલ સુરની ઢબ સાથે દેવદેવીઓના

નૃત્યો, વાજીંત્રો અને ગાયનોનો આનંદ ત્યાંના લોકો માણી રહેલા છે. બધા દેવદેવીઓ સુખમાં મગ્ન હોય તેવાં જણાય છે. ચંદ્ર સૂર્યના તેજને શરમાવે તેવાં તેમનાં દિવ્ય સ્વરૂપો છે. મુગટ, હાર, બાજુબંધ, કુંડલ આદિથી દેહના અવયવોની શોભામાં વધારો દેખાય છે. ન કરમાય તેવી ગળામાં કલ્પ વૃક્ષના પુષ્પોની માળાઓ હોય છે. વધારે શું કહીએ! માયાવી આનંદના સમુદ્રમાં કલ્લોલ કરતા દેવ દેવીઓ પોતાનું જીવન પસાર કરે છે. કર્મપરિણામ રાજાએ સાતા વેદનીય નામના રાજાને આ પ્રદેશ ભોગવટા માટે આપેલો વિબુધાલયનો ખરો અંતરંગ નાયક તો આ શાતાવેદનીય જ છે અને તેના પ્રતાપથી આ નગરની પ્રજા સુખી જણાય છે, છતાં મહામોહની આજ્ઞા અહીં પણ દરેક દેવદેવીઓ ઉપર ચાલે છે. આવા સુખમાં મગ્ન થયેલા દેવદેવીઓને પણ મહામોહનાં માણસો અહીં આવીને પરસ્પર ઇર્ષા, સ્પર્ધા, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ, મદ, ભ્રમ વિગેરે ઉત્પન્ન કરાવીને બહુ હેરાન કરે છે. અવસર મળતાં જ તે પોતાની શક્તિ અજમાવે છે. એ ઉપરથી સમજાય છે કે આ નગરમાં પણ મહામોહાદિ અંતરંગ રાજાઓનું પુરેપુરૂં જોર ચાલે છે.

આમ હોવાથી વિબુધાલયમાં પણ સાચું સુખતો નથી જ કેવળ મનની માન્યતાનું માની લીધેલું સુખ છે. પરિણામે તે દુઃખ જ આપનાર છે. વિષય સુખમા જેઓ સુખનું સર્વસ્વ માનનારા છે, વિષયો જ જીવનનું સાધ્ય છે એમ

સમજનારા છે, જેઓને સત્ય સુખનું ભાન નથી, તેવા જીવોને જ અહીંની સ્થિતિ સારી લાગે છે. જ્યાં મહામોહ પોતાના પરિવાર સાથે રાજ્ય કરતો હોય ત્યાં સાચા સુખની ગંધ પણ ક્યાંથી હોય ?

**પશુ સંસ્થાન-૩** રાજન્ ! મહામોહને વિલાસ કરવાનું ત્રીજું નગર તે પશુ સંસ્થાન નામનું છે. આમાં એકેન્દ્રિય વાળા જીવોથી લઈને પાંચ ઇન્દ્રિયવાળાં બધાં પશુ, પક્ષી અને જળમાં ચાલનાર જીવોનો સમાવેશ થાય છે. આ જીવો ઘણી વખત ભૂખથી પીડાય છે તૃષાથી ટળવળે છે. સંતાપ વેદના, તાપ, શોક, ભય, ઇત્યાદિથી વારંવાર હેરાન થાય છે, મોટા જીવો નાના જીવોનું ભક્ષણ કરી જાય છે આપસમાં મારા મારી કરે છે. પરાધીન જીવન ગુજારે છે. આ સ્થાનમાં રહેલા જીવો હંમેશાં દુઃખમાં ડૂબ્યા રહે છે. મહામોહાદિ અંતરંગ રાજાઓ તેમને પોતાના તાબામાં રાખી ઇચ્છાનુસાર નચાવે છે, તેને લઈને તે જીવો ગરીબ અનાથ જેવા લાગે છે, તેમને ખરો આશ્રય કે સાચું શરણ કોઈ આપતું નથી. તેમનામાં ધર્મ કે અધર્મનો, ફરજ કે જવાબદારીનો, કર્તવ્ય કે અકર્તવ્યનો જરા પણ વિવેક નથી. તે સર્વ પશુઓની જીંદગી મોટે ભાગે કેવળ કલેશમય છે. આ લોકોની અનેક જાતિઓ છે છતા અજ્ઞાનતાની બાબતમાં લગભગ બધા જીવો પ્રાયે સરખા છે. અહીં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, તથા મહામોહાદિનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે.

**પાપીપિંજર-૪** રાજન્ ! મહાન્ પાપી જીવો તેના

કરેલા પાપની શિક્ષા ભોગવવા આ સ્થાનમાં આવે છે. લોક વ્યવહારમાં તેને **નરકાવાસ** કહે છે, તે જીવો તે સ્થાનમાં તેમને મળેલા આયુષ્યના અંત સુધી દુઃખજ ભોગવ્યા કરે છે. અશાતા વેદનીય નામના મહામોહના મિત્ર રાજાને આ શહેરના ઉપરી તરીકે-ભોગવવા તરીકે આપેલું છે. મતલબ કે અહીં અશાતા-દુઃખનુંજ સામ્રાજ્ય વર્તે છે- આ જીવોને અશાતાવેદનીય, પરમાધામી નામના પુરૂષો દ્વારા બહુ જ કદર્થના કરાવે છે. તેઓ આ પાપીપિંજરમાં રહેલા લોકોને તપાવેલુ તાબુ પાય છે. શરીરના ટુકડા કરી તેનું માંસ ખવરાવે છે, અગ્નિ વડે બાળે છે, શાલ્મલિવૃક્ષના કાંટાવાળા ઝાડ પર ચઢાવીને દારૂણ દુઃખ દે છે. અશુચિવાળી વૈતરણી નદીમા ચલાવે છે, અસિપત્રના વનમા ચલાવી તે પત્રો વડે અંગ છેદાવે છે, ભાલા, બરછી, ગદા, અને ખડ્ગાદિ વડે મારે છે. કુંભીમાં રાંધે છે, કરવત વડે વ્હેરે છે, તપેલી રેતીમા સેકે છે, ટુંકામા કહીએ તો આ જીવોને ત્યાં એટલો ત્રાસ આપે છે કે તે સાભળતાં પણ મન ધ્રૂજે છે આ પાપીપિંજરના મોટા સાત ભાગો છે. તેમાં પ્રથમના ત્રણમાં પરમાધામી દેવો દુઃખ આપે છે. તેમ પરસ્પર વેર વિરોધને લીધે મારામારી કરીને દુઃખી થાય છે, બાકીના ચાર ભાગોમા પરસ્પર લડીને દુઃખ પામે છે, તે સિવાય ત્યાં સખત ભૂખ, અસહ્ય તૃષા, મહાન્ ટાઢ, અને ઉગ્ર તાપ વડે જીવો દુઃખી થઇ જાય છે, એકંદર રીતે આ પાપીપિંજરના લોકો એકાતે દુઃખી છે, ભવચક્રના આ ચારે વિભાગોમાં મહામોહાદિનું રાજ્ય પ્રવર્તે છે.

**કર્મપરિણામાદિની મૂકેલીરાક્ષસીઓ** રાજન્! આ મનુષ્ય જીવન અનેક વિપત્તિઓથી ઘેરાયેલું જ રહે છે. તેમાં જરા, રોગ, મરણ, ખલતા, કુરૂપતા, દરિદ્રતા અને દુર્ભાગીતાદિ સાત રાક્ષસીઓ કર્મપરિણામાદિ તરફથી મોકલાયેલીઓ જીવોને નિરંતર વારાફરતી આંતરે આંતરે ઉપદ્રવ કર્યાં કરે છે, આ શક્તિઓ વિશ્વના સર્વ પ્રાણિઓ ઉપર થોડે કે વિશેષ ભાગે કામ કરી રહેલી છે, જીવો તેના નામથી ધ્રૂજી ઉઠે છે અને તેના ભયંકર દેખાવથી કંપી ઉઠે છે.

**જરા–૧.** કર્મપરિણામ રાજાની કાળપરિણતી રાણી તરફથી આ જરા રાક્ષસીને વિશ્વમાં મોકલવામાં આવે છે. કર્મનાં પરિણામો તેની કાળની સ્થિતિને આધીન હોવાથી કાળ આવી પહોંચતા વૃદ્ધાવસ્થા પ્રગટ થાય છે એના આવવાથી શરીરમાથી રૂપ, વર્ણ, લાવણ્યતા અને બળ ઘટી જાય છે. મગજ નબળું પડે છે શરીરમાં કરચલીઓ પડે છે. વાળ ધોળા થાય છે, કે ઉડી જાય છે, કેડ અને છાતી વાકી વળી જાય છે. અવયવો શિથિલ થાય છે. અને ધ્રૂજવા માડે છે. શોક, મોહ રાંકતા, ચાલવાની અશક્તિ, દાંતનું પડવું, ઇન્દ્રિયોની મંદગતિ. અને સાધાદિનું અટકી જવા કે રહી જવાપણું આ સર્વ વૃદ્ધાવસ્થાનો પરિવાર છે. વૃદ્ધાવસ્થા પોતાના આ પરિવારને સાથે લઈને આવી પહોંચે છે જીવન શક્તિની મંદતા થતાં વાતપિત્ત કફનું જોર વધે છે જઠરા મંદ પડે છે આ જરા મનુષ્ય જીવનના કટ્ટા દુશ્મનની ગરજ સારે છે. યુવાવસ્થામાં જે બળ, શાક્ત, સુંદરતા, હાસ્ય

ચેષ્ટા, પ્રવૃત્તિ, ગતિ, અભિમાન, સાહસ, ઉદ્ધતાઈ, કામવાસના અને વિવિધ આવેશો હતા તે સર્વનો થોડે કે ઝાઝે અંશે આ જરા નાશ કરે છે. યૌવન હતપ્રહત થઈને નાશી જતાં તેના સ્થાને આ જરા શરીરમાં નિવાસ કરી રહે છે.

આ સ્થિતિમાં જીવનો ઉત્સાહ મંદ પડે છે. ગરીબ રાંક જેવો બને છે. તેની સ્ત્રીઓ હવે તેને ચાહતી નથી, પ્રસંગે લોકો તિરસ્કાર પણ કરે છે, કુટુંબમાં હવે તેનું ચલણ રહેતું નથી. તેનું કહેવું લોકો ભાગ્યે જ માને છે. બાળકો મશ્કરી કરે છે, યુવાન સ્ત્રીઓ અનાદરથી જુવે છે, શ્વાસ ચઢે છે, ઉધરસ વરંવાર આવે છે. ગરમી શરીરમાંથી ઘટતાં મજાગરા ઢીલા પડે છે, તેને લીધે નાસિકાદિ છિદ્રોમાંથી અનિયમિત રીતે રસનો પ્રવાહ ઝરે છે. અનાદર થવાથી પિત્ત ઉછળતાં ક્રોધ વધે છે, શક્તિ મંદ પડતાં કફ જામે છે, છેવટે પેટલાદપુરીમાં હડતાલ પડતાં જીવને ઉચાળા ભરી, સદાને માટે આ દેહપુરી ખાલી કરી બીજા દેહમાં જવું પડે છે.

**રોગ** ૨ રાજન્ ! અશાતા વેદનીય રાજાની પ્રેરણાથી આ **વ્યાધિ** નામની રાક્ષસી પ્રાણિઓના શરીર ઉપર હલ્લો કરે છે. વ્યાધિને આવવાનું આ મુખ્ય કારણ છે, બાકી તો અનેક નિમિત્તોથી તે રોગ પ્રગટ થાય છે લોકો અજીર્ણથી શરદીમાં ફરવાથી, તાપમાં ચાલવાથી, ઠંડીના પ્રદેશમાં જવાથી મેલેરિયાના જંતુથી ચેપી રોગવાળાની સારવારથી, વાત પિત્ત કફની વિષમતાથો, વ્હાલાના વિયોગથી, અંગત ચિંતાથી પૈસા જવાથી, એમ રોગ લાગુ પડવાનાં અનેક કારણો

બતાવે છે. છતાં તે બધાં નિમિત્ત કારણ છે. ઉપાદાન કારણ, અશાતા વેદનીયનો ઉદય છે તે બાહ્ય કારણને પ્રેરણા કરે છે અને રોગ પ્રગટે છે. યોગીની માફક વ્યાધિ પરકાય પ્રવેશ ઝડપથી કરી શકે છે. પછી શરીરની તંદુરસ્તી અને સ્વસ્થાતાનો નાશ કરે છે. વાત, અતિસાર, કોઢ, હરસ, પરમીઓ બરોલ, પિત્તપ્રકોપ, સંગ્રહણી, શૂળ, હેડકી, શ્વાસ, ક્ષય, વાઇ, વાનો ગોળો, હૃદય રોગ, કોઢ, અરૂચિ, ભગંદર કંઠમાળ, જલોદર, સંનિપાત, આંખ માથા અને કર્ણના રોગ–વિગેરે ઉત્પન્ન થાય છે. આ બધો રૂજા–વ્યાધિનો પરિવાર છે. આના ઉપર વિજય મેળવવો હવે મુશ્કેલ થઈ પડે છે.

શાતાવેદનીયના સુખનો અનુભવ કરતા શરીરનો સુંદર વર્ણ, મહાન બળ, સૌંદર્યતા, ઉત્તમ બુદ્ધિ, પ્રબળ ધીરજ, સ્મરણ શક્તિ, દરેક કાર્યમાં પ્રવીણતા ઈત્યાદિનો જીવ અનુભવ કરે છે. તે સર્વનો આ રોગ ક્ષણમાત્રમાં નાશ કરી દઈ શરીરમાં પીડા ઉત્પન્ન કરે છે. આ વ્યાધિ રાક્ષસી વળગતાં જ જીવો ચીસો પાડે છે દીન સ્વરે રડે છે. ઉંડા નિશાસા નાખે છે, વિહ્વળ થઈ બરાડા પાડે છે, જમીન પર આળોટે છે, અચેતનની માફક પથારીમાં પડયો રહે છે. આ માંદગીના પ્રસંગે જીવ દીલગીર થાય છે, ગભરાય છે, કોઈ રક્ષણ કરનાર ન હોવાથી દીન બને છે. અને કેટલાક જીવો તો જીવતા અહીંજ નારકીના જેવી વેદના અનુભવે છે.

આ પ્રમાણે ભવચક્રના નિરોગીતાનો નાશ કરીને આ રૂજા રાક્ષસી જીવને અનેક પ્રકારે પીડા કરે છે.

મૃતિ ૩ રાજન્ ! આ ત્રીજી રાક્ષસીનું નામ મૃતિ મરણ છે, તેણે આખા ભવચક્રને પોતાના પગ તળે કચરી નાંખ્યું છે. એવો કોઈ દેહધારી જીવ નથી કે તેના ઉપર આ મરણનું જોર ચાલતું ન હોય ! આયુષ્યકર્મ રાજાના આયુષ્યક્ષય નામના સુભટે તેને વિશ્વમાં મોકલાવેલ છે. આશય એ છે કે આયુષ્ય ક્ષયથી બધા જીવો મરણને શરણ થાય છે કે દેહથી જુદા પડે છે.

લોકો કહે છે કે ઝેર ખાવાથી, શસ્ત્રના ઘાથી, અગ્નિથી, પાણીમાં ડુબવાથી, પર્વતપરથી પડવાથી, ભય, વ્યાધિથી તૃષાથી, ઠંડીથી, ગરમીથી, પરિશ્રમથી, સર્પદંશથી, અપચાથી, વ્હાલાના વિયોગથી પછડાવાથી અને શ્વાસોશ્વાસ રોકાઇ જવાથી અમુક મરણ પામ્યો. પણ આ બધાં નિમિત્ત કારણો છે તેનું ઉપાદાન–મૂલતાત્ત્વિક કારણ તો આયુષ્યનો ક્ષયજ છે અને તેજ આવા નિમિત્તો મેળવી આપે છે.

આ મૃતિ આવતાં વેંતજ શ્વાસ અટકાવી દે છે, બોલવાનું બંધ કરે છે- શરીરની ચેષ્ટાઓ શાંત કરે છે. લોહીનું ફરવું બંધ પાડે છે. મુખ અને શરીરમાં વિકૃતિ પેદા કરી લાકડા જેવું બનાવી દે છે. વધારે વખત શરીર પડયું રહે તો તેમાં દુર્ગંધ ઉત્પન્ન કરે છે. આમ મૃતિ જીવને આ દેહ માટે તો લાંબી નિદ્રામાં સુવાડી દે છે.

બીજી રાક્ષસીઓને પોતાની સહાયમાં મોટો પરિવાર હોય છે પણ આ રાક્ષસી તો બહુ બળવાન છે કે પોતે એકલીજ આખા વિશ્વમાં ફરીવળીને જીવોને દેહથી જુદા પાડી દે છે. આ મૃતિની આગળ ઇન્દ્ર અને ચક્રવર્તિ જેવા બળવાન જીવો પણ ત્રાસ પોકારે છે. ક્ષાત્રતેજવાળા રાણા મહરાણા રાજા, મહારાજા અને શ્રીમંત ધનાઢયો પણ 'આ મરણ આવ્યું' તે સાંભળતાજ ધ્રૂજી ઉઠે છે. આવી બળવાન મૃતિને પરિવારની શી જરૂર હોય ? એ મૃતિ મરજી આવે ત્યાં વિચરે છે, તેને કોઈની દરકાર નથી. તેનામાં દયા નથી. લાંચ, રૂશ્વત કે સપારસ તેની આગળ કામ આવતાં નથી. તે તો રાજા કે રંગ, ચક્રવર્તી કે ભીખારી, દેવ કે દાનવ, યુવાન બાળ કે વૃદ્ધ, સુખી કે દુઃખી, શુરવીર કે કાયર, દાનેશ્વરી કે લોભી, તપસ્વી કે ભોગી સર્વના ઉપર તે પોતાનો એક સરખો સપાટો ચલાવે છે.

આયુષ્યકર્મ રાજાની જીવિકા જીવન નામની સ્રી છે તે જીવો તરફ બહુજ માયાળુપણે વર્તે છે. સર્વ જીવોને વ્હાલી અને આનંદ દેનારી તે છે. તેના પ્રતાપથી જીવો પોતાના દેહસ્થાનમાં સુખે રહે છે. તે જીવિકાને મારી નાખી અરે ! કેટલીક વાર તો અકાળે તેનું ખુન કરી આ ભયંકર મૃતિ રૂપ રાક્ષસી તેના જીવને બીજે ધકેલી મૂકે છે કે તે દેહમાં પાછો ન આવે, અરે ! શોધ્યો પણ ન જડે ત્યાં મોકલી દે છે. આ મૃતિના આદેશથી બીજી જગ્યાએ જતાં, તે જીવ પોતાના માનેલા અને સંગ્રહ કરેલાં ધન, ઘરબાર

જમીન રાજ્ય, સ્ત્રી પુત્રાદિ સંબંધીઓ બધાં અહીંજ પડતાં મૂકે છે, અને આ જીવનમાં પેદા કરેલ પુન્ય પાપ રૂપ બે વસ્તુઓજ સાથે લઈ જાય છે જેમાંથી તે જન્મમા સુખ દુઃખ અનુભવે છે પાછળ મુકી ગયેલાં સંબંધીઓ થોડા વખત માટે રડવા કુટવાની ધમાલ કરી પોતપોતાને કામે લાગી જાય છે. મરનારની મીલકતના ભાગલા પાડી, પોતાના સુખ માટે બીજાનો આશ્રય લઈ આનંદ કરવામાં મરનારને ભૂલી જાય છે. ધનાદિસંગ્રહ કરવામાં બાંધેલા પાપનો અનુભવ તે જીવને એકલાને કરવો પડે છે. મરનારના દુઃખમાં ભાગ લેવા ને ત્યાં કોઈ જતું નથી. આવી ત્રાસદાયક સ્થિતિ મૃતિ નામની ત્રીજી પિશાચિનીની છે.

**ખલતા–દુર્જનતા–૪.** રાજન્ ! કર્મપરિણામ રાજાના પાપોદય નામના સેનાપતિની આજ્ઞાથી આ ખલતા નામની રાક્ષસી વિશ્વના જીવોને હેરાન કરે છે. કેટલાક લોકો દુર્જન મનુષ્યોના સંગને દુર્જનતા પ્રાપ્ત થવામાં કારણરૂપ માને છે, પણ તાત્ત્વિક રીતે પાપના ઉદયમાંથ આ દુર્જતાની ઉત્પત્તિ થાય છે. દુર્જન પુરૂષોનો સંગ પણ પાપના ઉદયથી થાય છે.

મનુષ્યના શરીરમાં પ્રવેશ કર્યા પછી દુર્જનતા વિવિધ પ્રકારે પોતાની શક્તિ જીવને બતાવે છે. પાપની ઈચ્છા, તેવા કાર્ય તરફનો પ્રેમ, તે માટે વપરાતી લુચ્ચાઈ ચાડીચુગલી, ખરાબ વર્તન, અપવાદ બોલવા, ગુરૂમિત્રાદિનો દ્રોહ કરવો, કૃતઘ્નતા, ઉપકારને બદલે અપકાર, નિર્લજ્જતા, અભિમાન, અદેખાઈ

પરના મર્મ ઉઘાડવા ધૃષ્ટતા, અને પરને પીડા ઇત્યાદિમાં પ્રવૃત્તિ કરાવે છે. આ બધા દુર્જનતાનો પરિવાર છે આ બધા જીવને વળગી પડી તેની પાસે આવી પ્રવૃત્તિ કરાવે છે. કર્મપરિણામ રાજાનો સદ્ગુણી **પુન્યોદય** નામનો બીજો સેનાપતિ છે, તેણે વિશ્વના જીવોને શાંતિ પમાડવા **સજ્જનતા** નામના પોતાનાં માણસને મોકલેલો છે, તે પોતાની સાથે મહાન શક્તિ, ગંભીરતા, વિનય, નમ્રતા, સ્થિરતા, મધુરવચન, પરોપકાર, ઉદારતા, દાક્ષિણ્યતા, કૃતજ્ઞતા, સરલતા વગેરે પરિવારને લાવીને મનુષ્યોના શરીરમાં પ્રવેશ કરીને તેમને સુંદર બનાવે છે. તેને લઈને તે જીવો ધર્મિષ્ટ બને છે. ધર્મ તથા લોકોની મર્યાદા પાળે છે. આચાર વિચાર સારા કરે છે. અન્યોઅન્ય મિત્રતા ધરાવે છે, વિશ્વાસુ થઈ નીતિમય જીવન ગુજારે છે, વ્રત, તપ, જપ, જ્ઞાન, ધ્યાન, સંયમ આદિમા પ્રવૃત્તિ કરે છે, આ પ્રમાણે તે **સૌજન્ય** જીવો પાસે સારા કાર્ય કરાવે છે, છતાં આ ખલતાને તે સૌજન્ય સાથે વેર હોવાથી સૌજન્યતાનો નાશ કરીને તેને સ્થાને પોતે રહે છે. આ અમૃતસમાન સુજનતાના જવાથી કાળકુટ વિષ જેવી આ દુર્જનતાપિશાચિની તે જીવને પોતાના કબજામાં લઈને તેની પાસે કપટ કરાવે છે બીજાને ઠગાવે છે, જીવો પણ તેને આધીન થઈને દ્વેષ કરે છે, સ્નેહનો ત્યાગ કરે છે, લુચ્ચાઈ કરે છે, સાર્રા કાર્ય ત્યાગે છે, આપસમાં લડે છે, કુટુંબીઓનો પણ વધ કરે છે. બીજાનાં છિદ્રો ઉઘાડા પાડે છે, અન્યને ઉદ્વેગનું કારણ થાય છે,

વાતાવરણ ઝેરી બનાવે છે, મનમાં વચનમાં અને વર્તનમાં વિપરિતતા કરે છે, સ્વાર્થ ખાતર વિવિધ વર્તનો કરે છે. આમ દુર્જનતા નામની ચોથી રાક્ષસી વિશ્વના જીવોને ભવચક્રમાં વિવિધ પ્રકારે હેરાન કરે છે.

**કુરૂપતા–૫.** ગુણધારણ ! નામકર્મનામના પાંચમા રાજાએ ભવચક્રપુરમાં મોકલેલી આ **કુરૂપતા** નામની રાક્ષસી છે. આ કુરૂપતાની ઉત્પત્તિ માટે જીવો બહારનાં અનેક કારણો બતાવે છે, જેમકે અનિયમિત ખોરાક, ખરાબ હવાપાણી, અતિશીત તથા ઉષ્ણ પ્રદેશમાં વિચરવું, એ કારણોને લીધે શરીરમા કફનો પ્રકોપ થતાં પરિણામે કદરૂપાપણું પ્રાપ્ત થાય છે. પણ આ સર્વ નિમિત્ત કારણો છે. તાત્વિક રીતે વિચાર કરતા આમાં નામકર્મ રાજાની પ્રેરણાજ મુખ્ય કારણ છે. તે મનુષ્યના શરીરમા પ્રવેશ કરે છે ત્યારથી જીવોનું શરીર આંખને ઉદ્વેગ લાગે તેવુ-બને છે. લુલાં, લંગડાં, ઠીંગણાં, આંધળાં, ખોડવાળાં, નબળાં કુબડાં, વામણા, લાંબા, ટુંકા આ સર્વ કુરૂપતાનો પરિવાર છે, અને જીવોને તે તે જાતની સ્થિતિમાં લાવી મુકે છે.

નામકર્મ રાજાને **સુરૂપતા** નામની બીજી દાસી છે, તેને તેણે ભવચક્રપુરમાં ત્યાંના જીવોને સુખી કરવા માટે મોકલી છે. આ સુરૂપતાની ઉત્પત્તિ માટે લોકો બહારનાં અનેક કારણો માને છે, પણ ખરી રીતે તેનું મૂળ કારણ નામકર્મની શુભ પ્રકૃતિજ છે. તેને જોતાં મનુષ્યોનાં મન ઠરી જાય છે. પ્રસન્નતા અનુભવે છે. તેઓનાં ગોળાકાર મુખ

કમળ જેવાં નેત્રો, ગૌરવર્ણું, દરેક અવયવોની સુંદરતા, હાથી જેવી મલપતિચાલ, દેવકુમાર જેવું સુંદર રૂપ ભવ્ય અને ચળકતું લલાટ ઇત્યાદિવાળું ભવ્ય સ્વરૂપ બનાવીને, જીવોને આનંદ આપી સુરૂપતા કૃતાર્થ થાય છે. પણ આ બન્નેને આપસમાં દુશ્મનાવટ હોવાથી સુરૂપતાને મારીને તેને સ્થાને કુરૂપતા આવી બેસે છે. તેને લઇને શરીર કદરૂપ બને છે અને દેખતાં પણ ખરાબ લાગે છે, તેને જોઈ લોકોને ઉદ્વેગ થાય છે. તેમનું આદેય નામકર્મ નાશ પામે છે, અને બીજાઓને હાંસીનું સ્થાન બને છે રૂપનો ગર્વ કરનારા બાળજીવો તેને દેખીને હસે છે, આ કદરૂપતાવાળા જીવોમાં બીજા પણ ઘણા થોડાજ ગુણો હોય છે. કેમકે સુંદર આકૃતિમાં ગુણોનો વાસ હોય છે એમ ઘણાનું માનવું છે તે ઘણે ભાગે યોગ્ય જ છે. આ પ્રમાણે ભવચક્રના લોકોને કુરૂપતા વિંડબના પમાડે છે.

**દરિદ્રતા**—૬ રાજન્ ! કર્મપરિણામ રાજાના પાપોદય નામના સેનાપતિએ ભવચક્રપુરમાં **દરિદ્રતાને** મોકલી છે. દરિદ્રતાની સાથે અંતરાય નામનો સાતમો રાજા પણ હોય છે. લોકો આ ગરીબાઇનાં અનેક કારણો માને છે. જેવા કે અતિવૃષ્ટિ, પાણીનો, અગ્નિનો, ચોરનો, લુંટારાનો ઉપદ્રવ, રાજાનો અન્યાય, સંબંધીઓની ખોટી દાનત, દારૂ, જુગાર, ઉડાઉપણું, વેશ્યા અને પરસ્ત્રીનું વ્યસન વિગેરે. પણ તાત્વિક રીતે પાપનો ઉદય અંતરાયકર્મ નામના રાજાને આગળ કરીને જીવોની આવી સ્થિતિ બનાવે છે. દરિદ્રતા

પ્રાણિઓને નિર્ધન, ભીખારી, અને રાંક બનાવે છે. આ કાર્યથી ધન મળશે, પેલું કામ કરવાથી મળશે, આજે મળશે, કાલે મળશે, આવી અનેક આશાના પાશમાં જીવને નાખીને હેરાન હેરાન કરી મુકે છે.

આ દરિદ્રતાની સાથે દીનતા, તિરસ્કાર, અનાદર, મૂઢતા ઘણો પરિવાર, ઘણી સંતતિ, હૃદયની નબળાઇ, ભિક્ષાવૃત્તિ, લાભનો અભાવ, ખોટી ઇચ્છાઓ, ભૂખ, સંતાપ, કુટુંબીઓનો કકળાટ, વેદના–પીડા વિગેરે. તેના આ પરિવારને દરિદ્રતા સાથે લાવે છે.

કર્મપરિણામ રાજાનો પુન્યોદય નામનો બીજો સેનાપતિ છે, તેણે વિશ્વને આનંદિત કરવા માટે **ઐશ્વર્ય** નામનો માણસ મોકલેલો છે. એ ઐશ્વર્યની સાથે ભલમનસાઇ, હર્ષ, હૃદયની વિશાળતા, ગૌરવતા, આનંદિતપણું, સુંદરતા અને શુભેચ્છાઓ વિગેરે પરિવાર છે. એ ઐશ્વર્ય જીવોને ધનવાન અને સુખી બનાવે છે. મોટાઈ અપાવે છે, લોકોમાં માન પમાડે છે, અને જીવને બધી જાતની અનુકૂળતાઓ આપે છે.

દરિદ્રતા જ્યારે આવી પહોચે છે ત્યારે પ્રથમ ઐશ્વર્યનો નાશ કરે છે, કેમકે પરસ્પર વિરોધી સ્વભાવના બન્ને સાથે રહી શકતા નથી. દરિદ્રતાના ત્રાસથી ઐશ્વર્ય નાસી જાય છે. ઐશ્વર્યના જવાથી જીવો નિર્ધન બને છે, દુઃખી થાય છે, મનની સ્વસ્થતા ગુમાવી બેસે છે, શાંતિ દૂર ચાલી જાય છે, જીવ નિરાશ અને હતાશ બને છે.

આશાના પાશમા બંધાયેલો જીવ ધન મેળવવા માટે વિવિધ પ્રકારના ઉપાયો અજમાવે છે છતા પાપોદય તેના સર્વ મનોરથો જડમૂળથી ઉખેડી નાખી તેના બધા પ્રયત્નો નિષ્ફળ કરી મુકે છે. છતા આ અજ્ઞાની પ્રાણી ધનપ્રાપ્તિના સત્ય કારણરૂપ પુન્યોદય છે તે સમજતો નથી, અને તેને માટે પ્રયત્ન પણ કરતો નથી. કુટુંબના પોષણ માટે ચિંતામાં પડી, ન કરવાનાં કાર્યો કરે છે, અને ધર્મથી વેગળો નાસે છે. લોકોમાં તેથી હલકાઇ પામે છે. ઘાસના તૃણથી તેની કિંમત હવે વધારે અંકાતી નથી. પારકું કામ કરવા છતાં પણ પેટ ભરાતું નથી. ભૂખથી દુર્બળ બની હાડપિંજર જેવા થઈ, દુઃખમાં પીડિત રહી પ્રત્યક્ષ નારકીના દુઃખ ભોગવતો હોય તેવી સ્થિતિમાં જીવન પસાર કરે છે. આ સર્વ પ્રતાપ પાપોદયની સાથે અંતરાય કર્મની મદદથી આવેલી દરિદ્રતાનો છે.

**દુર્ભગતા–૭** રાજન્! આ સાતમી પિશાચિનીનું નામ **દુર્ભાગ્યતા** છે. જીવોના ખરાબ કર્તવ્યોથી નારાજ થઈ નામકર્મ નામના રાજાએ તેઓને તેનો બદલો આપવા આ દુર્ભગતાને ભવચક્ર નગરમાં મોકલી છે, દુર્ભગતા આવવાનાં કારણો લોકો જુદાં બતાવે છે. જેમકે ખરાબરૂપ, ખરાબ સ્વભાવ, ખરાબ કર્મ ખરાબ વચન ઈત્યાદિ કારણે જીવો બીજાને અપ્રિય થાય છે, પતિ પત્નીને બનતું નથી, એટલે બાઈઓ તથા ભાઈઓ દુર્ભાગી બને છે. પણ તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં આતો નિમિત્ત કારણ છે. સર્વનું

ઉપાદાન કારણ તો જીવોનું દુર્ભાગ્ય નામ કર્મ છે, તેથી તે સ્થિતિમાં જીવો મૂકાય છે. આ દુર્ભાગ્યતામા એવી શક્તિ છે કે તેથી જીવોને તે એકદમ અપ્રિય કરી મૂકે છે. પાસે બેઠા હોય તોપણ તે 'દૂર જાય તો ઠીક' એમ લોકો ઈચ્છે છે.

ગરીબાઈ, નિર્લજ્જતા, અપમાન, મનની નિર્બળતા, હલકાઇ, ઓછી સમજણ, કાર્યમાં મળતી નિષ્ફળતા વિગેરે દુર્ભાગ્યતાનો પરિવાર છે. આ દુર્ભાગ્યતા જયા જ્યાં જાય છે અને જેના શરીરમાં નિવાસ કરે છે ત્યાં ત્યાં આ પરિવાર પણ સાથે જાય છે અને જીવોને તેવી તેવી સ્થિતિમા લાવી મૂકે છે.

તે નામકર્મ રાજાના પરિવારમાં **સુભગતા** નામની એક સુંદર સ્રી છે. આ સદ્ભાગ્યતાને પણ તે રાજાએ જીવોને શાંતિ માટે ભવચક્રમાં મોકલી છે. જીવનાં સત્કર્મથી આ રાજા પ્રસન્ન થાય છે ત્યારે તેની સેવામા આ સદ્-ભાગ્યતાને મોકલી દે છે. આ સુભગતા જે જીવની પાસે જાય છે, તેની સાથે શરીરની સુખાકારી, તંદુરસ્તી, મનનો સંતોષ, ગર્વ, ગૌરવ, હર્ષ આશાજનક ભવિષ્ય, આદર-સત્કાર વિગેરે પોતાના પરિવારને પણ લેતી જાય છે.

જ્યારે તે આ ભવચક્રપુરમાં વિલાસ કરતી હોય છે ત્યારે જીવો આનંદથી ભરપુર, સુખી, આદેય વચનવાળા, લોક વલ્લભ અને ભાગ્યવાન બને છે જીવોનું સારૂં નસીબ તે વખતે ઝળકી ઉઠે છે

આ સુભગતા સાથે દુર્ભગતાને સ્વાભાવિક વેર હોવાથી જ્યારે દુર્ભગતા પોતાના પરિવાર સાથે પુરજોસથી જીવમાં પ્રવેશ કરે છે. ત્યારે હાથણી જેમ વૃક્ષલતાને મૂળથી ઉખેડી નાખે છે તેમ સુભગતાને ઉખેડીને ફેંકી દે છે. તેમ થતાજ જીવો લોકોમાં સ્વભાવિકજ અપ્રિય થઈ પડે છે. પછી તો પોતાના શેઠ, માલિક, પતિ કે પત્નીને પણ તે પસંદ પડતા નથી, પોતાને આશ્રય આપનારની પણ તેના ઉપર અપ્રીતિ થાય છે. ઘરની સ્ત્રી અનાદર કરે છે. છોકરાઓ કહેવું માનતા નથી. ભાઈઓ તેને જોવાને રાજી હોતા નથી. તે જેને પોતાના માનતો હતો તેનો પણ પ્રેમ તેના ઉપર રહેતો નથી. તેઓ જ તેનો તિરસ્કાર કરે છે તો બીજા માટે કહેવુ જ શું ? તેનુ આવું નસીબ જ્યાં જાય ત્યાં બે ડગલા આગળ દોડે છે. વિરોધીઓથી પરાભવ પામે છે, મિત્રો શત્રુ બને છે સગાઓ તેને તજી દે છે. છેવટે તેઓ પોતાની જાતને નીદતા, જીવનને બોજારૂપ માનતા, આવા જીવનપર શ્રાપ વરસાવતા, દુઃખમય જીવનગાળે છે. આ સર્વ પ્રતાપ દુર્ભાગ્યતાનો છે. જીવો આવું સમજવા છતા પણ શા માટે સદ્ભાગ્ય ઉત્પન્ન કરતા નહિં હોય ?

**લેશ્યા** રાજન્ ! આ લેશ્યાઓ છ છે, તેમાં કૃષ્ણા, નીલા અને કાપોતા નામની પ્રથમની ત્રણ છે તે મોહરાજાના સૈન્યને પોષણ આપનારી છે. આત્માના શુદ્ધ સ્વભાવ આગળ પડદો નાખી તેને ઢાંકી દેવા પ્રયત્ન કરે

છે. પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ. આ ચાર પ્રકારે આત્મા ઉપર કર્મનું બંધન થાય છે તેમાં પ્રદેશ બંધન રૂપે આ બાઈઓ આત્માને બાંધવા માટે નિત્ય પ્રયત્ન કરી રહેલીઓ છે. આત્મા સ્ફટિક રત્નની માફક સ્વભાવે નિર્મળ છે, છતા સ્ફટિક જેમ બીજા લાલ, પીળા, કાળાદિ પદાર્થોના સંબંધમા આવતા તે પદાર્થોની પ્રભા સ્ફટિક પર પડતા, નિર્મળ છતાં લાલ, પીલા, કાળારૂપે સ્ફટિક બહાર દેખાવ આપે છે, તેમ નિર્મળ આત્માની પાસે, મનનાં વચનનાં અને શરીરનાં સક્રિય શુભાશુભ પ્રવૃત્તિવાળા, તથા પૂર્વના અનુભવોની સ્મૃતિવાળાં પુદ્દગલ દ્રવ્યો આવવાથી, સ્ફટિકની માફક આત્મામાં એક જાતનું પરિણામ ઉત્પન્ન થાય છે, જે પરિણામો વડે આત્મા કર્મની સાથે જોડાય છે, તે પરિણામ એજ લેશ્યાનું સ્વરૂપ છે.

આ પરિણામો આત્માને વિવિધ રંગો–વિવિધસ્વરૂપો ધારણ કરાવે છે. પ્રથમની કૃષ્ણલેશ્યાનો રંગ કાળો મેઘ કે અંજન સરખો છે આવાં દ્રવ્યોની સમીપતાથી આત્મા પોતાના સ્વરૂપમા રૌદ્રધ્યાનનાં પરિણામો ઉત્પન્ન કરે છે. લોકો તેને લઈને રૌદ્રધ્યાની, નરકે જવાની તૈયારી કરનારા, મહાપાપી, ક્રૂર કર્મી, ઇત્યાદિ નામોથી ઓળખે છે આ કૃષ્ણાનો રસ લીમડાના રસથી પણ વધારે કડવો છે. તેનો ગંધ સડી ગયેલા મડદાંઓથી પણ વિશેષ દુર્ગંધતાવાળો છે. તેનો સ્પર્શ અતિ ઠંડો અને લુખો છે

બીજી નીલલેશ્યા રંગે મોરની ડોકના રંગ જેવી છે.

સ્વાદમા મરચા કે પીંપરના જેવી તીખી છે. ગંધમાં પ્રથમના કરતાં ઓછી દુર્ગંધતાવાળી છે અને સ્પર્શમાં ઠંડા અને રૂક્ષસ્પર્શની છે.

ત્રીજી કાપોત લેશ્યા રંગે પારેવાના જેવા ધુંસરા –મલિન રંગવાળી છે. તેને સ્વાદ કાચા આમળાની માફક તુરાષવાળો છે. ગંધ બીજી કરતા ઓછી દુર્ગંધીવાળો હોય છે સ્પર્શમાં પણ ઓછો શીત અને ઓછો લુખો હોય છે. ૩.

ચોથી તેજો લેશ્યાનો રંગ, સંધ્યા સમયે થતાં લાલ વાદળાના રંગ જેવો લાલ છે. તેનો સ્વાદ કેરીના રસ જેવો છે. ગંધમાં સુગંધી પદાર્થ જેવો તેનો ગંધ છે. સ્પર્શ ગરમ અને કોમળ હોય છે. આ લેશ્યા ચારિત્રધર્મના સૈન્યને મદદ કરનારી છે. પાછળની ત્રણે લેશ્યાઓ આત્માની આડે પડદારૂપે તો છે, છતાં તે પડદાઓ ક્રમે ક્રમે પાર-દર્શક જેવા નિર્મળ થતા જાય છે, તેથી આત્માના શુદ્ધ સ્વરૂપને સર્વથા દબાવી શકતા નથી. ૪.

પાંચમી લેશ્યાનું નામ પદ્મલેશ્યા છે. આ તેના કરતા બધી વાતે ચડીયાતિ છે. સારી છે આનો વર્ણ સોનાના જેવો પીળાશ ઉપર છે. તેનો સ્વાદ ખજુર કે દ્રાક્ષના જેવો હોય છે, તેનો ગંધ વિશેષ સુંગધીવાળો હોય છે, તેનો સ્પર્શ સાધારણ ગરમ અને સ્નિગ્ધ છે ૫.

છઠ્ઠી લેશ્યાનું નામ શુકલ લેશ્યા છે આ લેશ્યા સર્વથી ઉત્તમોત્તમ છે. તેનો વર્ણ ચંદ્ર જેવો દૂધ જેવો

કે તેથી પણ વિશેષ ઉત્તરોત્તર ઉજ્વળ અને નિર્મળ છે. તેનો રસ ખાંડ, સાકર કે ગોળથી પણ વિશેષ મીઠાશવાળો છે, તેનો ગંધ અતિશય સુગંધી છે, તેનો સ્પર્શ સુખદાઈ સહજ ગરમ અને વિશેષ પ્રકારે સ્નિગ્ધ છે. ૬.

આ લેશ્યાઓ એક પછી એક સુધારાવાળા સ્વભાવની છે. દૃષ્ટાંત તરીકે છ લુંટારાઓ ગામમા ધાડું પાડવા જતા હતા, પહેલો લુંટારો બહુજ નિર્દય હતો, તેણે પોતાના મિત્રોને જણાવ્યું કે ભાઈઓ! ગામમાં જતા જે સામું મળે તેને હથીયારોથી ઠાર કરો. પછી તે મનુષ્ય હોય કે પશુ હોય, પણ તેને મારો. આ તેના પરિણામ કૃષ્ણલેશ્યા સાથે સરખાવવા જેવા છે. પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા જીવો આટલી હદ સુધી નિર્દય બને છે. ૧.

બીજો કહે છે કે ભાઈ! પશુઓને આપણી સાથે કાંઇ વેર નથી, માટે પશુઓને મૂકીને જે માણસ સામો મળે તેને મારો આ મોણસના પરિણામ નીલ લેશ્યાના પરિણામ સાથે સરખાવાય તેવા છે ૨

ત્રીજો માણસ બોલ્યો ભાઈ! સ્ત્રીઓએ આપણો શો ગુન્હો કર્યો છે? તેમ તે આપણને હેરાન પણ કરતી નથી માટે સ્ત્રીઓને ન મારતાં પુરૂષોને મારવા. આ માણસના પરિણામ ત્રીજી કાપોત લેશ્યાના પરિણામ સાથે બંધ બેસતા થાય છે. ૩.

ચોથો માણસ બોલ્યો. ભાઈ! બધા પુરૂષોને મારવાની

કાંઈ જરૂર નથી. બધા માણસો કાંઈ આપણી ઇચ્છાની આડે આવનારા નથી. માટે જેની આગળ હથીયાર દેખો તેને મારો, બીજાને ન મારવા. આ માણસના પરિણામ તેજો લેશ્યા સાથે સરખાવાય તેવા છે ૪.

પાચમો માણસ બોલ્યો કે ભાઈ! માણસોની પાસે હથીયાર હોય તે કાંઈ બધા આપણા દુશ્મનો નથી, માટે જે પુરૂષ આપણી સામો થાય તેને મારવો. બીજાને મારવો નહિ. આ માણસના વિચારો પદ્મલેશ્યાવાળાના પરિણામ સાથે સરખાવવા યોગ્ય છે ૫.

છઠ્ઠો માણસ બોલ્યો કે ભાઇ! માણસોને મારવાનું કે તેઓની સાથે લડાઇ કરવાનું કાંઈ કારણ નથી. આપણે તો ધન લેવા આવ્યા છીએ તો જેમ બને તેમ ધન લઇને ચાલ્યા જવું. આપણા કામ સાથે કામ રાખવુ. આ માણસના પરિણામ શુક્લલેશ્યાવાળા જીવોની સાથે સરખાવવા જેવા છે ૬.

આ પ્રમાણે પરિણામના અધ્યવસાય સ્થાનકો એક બીજાથી ચડતા ઉતરતા હોવા સાથે સારા ખોટામાં પણ અસંખ્યાતા ભેદો હોય છે જ્યા જ્યા મન વચન કાયાના યોગોની પ્રવૃત્તિ હોય છે ત્યાં ત્યા આ લેશ્યાઓની હયાતિ હોય છે. કેવળજ્ઞાન થયા પછી પણ એક શુક્લ લેશ્યા રહે છે જ્યારે તેઓ આ દેહનો ત્યાગ કરે છે ત્યારે આ લેશ્યાઓ સદાને માટે તેમનાથી છુટી પડે છે

પ્રથમની ત્રણ લેશ્યા મહામોહના સૈન્ય સંબંધી છે. પાછળની ત્રણ લેશ્યા ચારિત્રધર્મના સૈન્ય સાથે સંબંધ ધરાવનારી છે.

મહારાજા ગુણધારણ! આ પ્રમાણે જરા વિસ્તારથી તમને મેં કર્મપરિણામ અને તેનું કુટુંબ, મહામોહ અને તેનો પરિવાર, તેના સામંત રાજાઓ, તેના અંતરંગ શહેરો, તેને બહાર પ્રગટ થવાના સ્થાન રૂપ ભવચક્ર નગરના ચાર વિભાગો અને જીવોને દુઃખ દેનારી સાત રાક્ષસીઓ તથા લેશ્યાઓ વિગેરેની હકીકત કહી સંભળાવી તે તમારા ધ્યાનમાં ખરોખર આવી જ હશે?

ગુણધારણે મસ્તક નમાવીને જણાવ્યું કે પ્રભુ! મારા પર આજે મોટો અનુગ્રહ કર્યો છે. જ્ઞાની અનુભવી ગુરુ સિવાય આ બોધ કોણ આપે? આ અંતરંગ લોકોને દુશ્મનોને જાણ્યા વિના મનુષ્યોનો પુરૂષાર્થ શું કામ આવે? પ્રભુ! મારા પર આજે મહાન ઉપકાર આપે કર્યો છે. નાથ! હવે ચારિત્રધર્મ રાજા અને તેના પરિવારાદિની હકીકત આપ આગળ સંભળાવવા કૃપા કરો. આત્માને હિતકારી તો તેજ કુટુંબ છે. તે સાભળવાની મારી તીવ્ર ઇચ્છા છે.

આચાર્યશ્રીએ જણાવ્યું કે રાજન્! તમારી ઇચ્છા પાર પડશે જ. સાવધાન થઈને તમે બધા સાભળો.

# પ્રકરણ ચૌદમું.

## ચારિત્રધર્મનો અંતરંગ પ્રદેશ.

**ચિત્તવૃત્તિ**–રાજન્ ! ચારિત્રધર્મ મહારાજાનો પરિવાર **ચિત્તવૃત્તિ** અટવીમાં જમણી બાજુના ભાગમાં આવેલો છે. આ તરફની ચિત્તવૃત્તિ સર્વ ઉપદ્રવોથી રહિત છે. ઉજવળ અધ્યવસાયો એજ ચિત્તવૃત્તિનો અખુટ ખજાનો છે. આ સ્થળે રહેનાર આત્મજ્ઞ જીવો વડે કરાતા શુભ–શુદ્ધ ધ્યાન યોગથી તે ચિત્તવૃત્તિ સદા પ્રકાશીત રહે આ સ્થળમા રહેનારા જીવોના દર્શનથી પણ પાપનો નાશ થાય છે.

**સાત્ત્વિકમાનસપુર**–ગુણધારણ ! ચિત્તવૃત્તિ અટવીમાં આવેલું આ **સાત્ત્વિકમાનસપુર** ઉત્તમ લોકોથી ભરપુર છે. તેનો વિસ્તાર ઘણો મોટો છે. આત્મભાનમાં જાગૃત થયેલા અને તે સિવાયના પણ હૃદયની નિર્મળતાવાળા લોકો આ શહેરમાં વસે છે. આ અંતરંગ નગર છે. નિર્મળ અધ્યવસાય રૂપ ગુણ રત્નોથી ભરપુર ત્યાંના લોકો છે. તેમાં રહેનારા કેટલાક જીવોમાં સમ્યગ્દર્શનરૂપ બોધિબીજની પ્રાપ્તિ થયેલી નથી હોતી, છતાં અધ્યવસાયની નિર્મળતા–સાત્વિકભાવનાને લઈને તે લોકો દેવભૂમિમા નિવાસ કરવાની લાયકાતવાળા હોય છે. બીજા સમ્યગદર્શનવાળા જીવો માટે તો કહેવું જ શુ ? અર્થાત્ તેઓ નિર્વાણની ભૂમિકા સુધી પણ પહોંચી શકે છે. અનેક દોષોથી ભરપુર ભવચક્રમાં રહેવા

છતા સ્વરૂપથી તેમને તેના દોષો લાગી શકતા નથી. આ સાત્વિકમાનસપુરમાં **વિવેક** નામનો પર્વત રહેલો છે. જે નિર્ભાગી જીવો આ ભવચક્રપુરમા રહેલા છે તેઓ તેના ખરા સ્વરૂપમા આ સાત્ત્વિકમાનસપુર અને વિવેક પર્વતને જાણી શકતા નથી. જે અંતરંગ ભૂમિમાં નિર્મળચિત્તાદિ નગરો આવેલાં છે તે બધાં આ સાત્ત્વિમાનસપુરાદિ સાથે સંબંધવાળાં છે.

કર્મપરિણામ રાજા મહામેહાદિને આ સાત્ત્વિકમાનસપુર ભોગવવા માટે આપતો નથી શુભાશયાદિ રાજાઓની સાથે કર્મપરિણામ રાજા પોતે જ આ નગરને ભોગવે છે. અર્થાત્ આ નગર ઉપર તેની આજ્ઞા ચાલે છે. આ નગર વિશ્વમાં સારભૂત છે, તેમજ મહામોહાદિના ઉપદ્રવથી રહિત છે, બાહ્ય લોકોને પણ આ નગર મનોહર લાગવા સાથે આલ્હાદ ઉત્પન્ન કરનારૂં લાગે છે.

**સાત્ત્વિકમાનસપુરના મનુષ્યો** જેઓ આ સાત્ત્વિકમાનસપુરમાં રહે છે, તેઓમાં બહારના શૌર્ય વીર્યાદિ ગુણો પણ હોય છે. જે બહિરંગ લોકો આ નગરમા રહે છે તેઓ આ નગરના માહાત્મ્યથી દેવ ભૂમિમા જન્મ લે છે, બીજી ગતિમા જતા નથી. આ નગરની ઘણીજ નજીકમાં **વિવેક** પર્વત આવેલો છે. અહીં સ્થિતિ કરનારાને તે પર્વત દૃષ્ટિ-ગોચર થાય છે જો તેઓ આ પર્વત ઉપર ચડે તો તેઓ ત્યાં રહેલા **જૈનપુરને** પામીને સુખી થાય છે. આ નગરના પ્રભાવથીજ લોકો સારા બને તો પછી તે પર્વત ઉપર

આરૂઢ થાય તે વધારે સારા અને સુખી થાય તેમાં શું આશ્ચર્ય “સાત્ત્વિક રાજસિક અને તામાસિક ત્રણ પ્રકારની પ્રકૃતિ –સ્વભાવ છે તેમાં સાત્ત્વિક પ્રકૃતિ ઉત્તમ છે. આ સ્વભા-વવાળા દેવ ભૂમિમા જાય છે. આ સાત્ત્વિક સ્વભાવની પાસેજ સત્યાસત્યનો જડચેતનનો વિવેક પ્રાપ્ત થવા રૂપ-નિશ્ચય કરવારૂપ વિવેક પર્વત છે. અને આ પર્વતપર ચડયા પછી જ– વિવેકજ્ઞાન પ્રાપ્ત થયા પછી જ સાચો જૈન થઈ શકે છે.” એ કહેવાનો આશય છે.

“જે પાપી જીવો છે તામસી કે રાજસી પ્રકૃતિવાળા છે, જેઓ આ ભવચક્રમા રહેલા છે, સંસારમાં રખડનાર છે, તેઓ આ જૈનપુરને જોઈ શકતા નથી પણ જેઓ સાત્ત્વિ-કમાનસપુરમાં–સાત્ત્વિકપ્રકૃતિવાળા છે તેઓ આ નગરને જોઈ શકે છે. માટે જેનું ભાવી કલ્યાણ થવાનું હોય છે તેવા માર્ગાનુસારી–સન્માર્ગે ચાલનારા જીવો સ્વભાવથી સુંદર આ શહેરમાં સદાનિવાસ કરીને રહે છે શાત અને સાત્ત્વિક પ્રકૃતિ સદા ટકાવી રાખે છે”

**વિવેકપર્વત** રાજન્! ભવચક્રપુરના રહેવાસી લોકો જ્યાં સુધી આ વિવેકગિરિને દેખતા નથી ત્યાં સુધી દારૂણ દુઃખથી પીડાયા કરે છે જ્યારે તેઓ આ પર્વતને દેખે છે ત્યારે આ ભવચક્રપુરમા તેઓનું મન રતિ પામતું નથી “સત્ય અસત્યના વિવેક વાળા જીવોને આ સંસારમાં આસક્તિ રહેતી નથી તેનું મન આત્માના સાચા સુખ તરફ વળે છે.” તેઓ આ ભવચક્રનો ત્યાગ કરીને આ મહાન ગિરિ

ઉપર જ્યારે આરૂઢ થાય છે ત્યારે વિવિધ દુઃખોનો ત્યાગ કરીને મહાન આનંદના ભાગી થાય છે.

"વિવેક પ્રગટ થતાં કર્મો સારાં કરાય છે તેથી દુઃખ થતું નથી અને આનંદ પ્રગટે છે."

આ નિર્મળ અને ઊંચા પર્વત ઉપર રહેનારા જીવોને હથેળીમાં રહેલી વસ્તુની માફક ભવચક્ર દેખાઈ આવે છે. તે પછી તેઓ વિવિધ દુ.ખથી ભરેલા ભવચક્રને દેખતાં જ તેનાથી વિરક્ત બને વિવેકગિરિ તરફ પ્રેમ બંધાતાં ભવ-ચક્રથી વિરક્ત થાય છે, કેમકે તાત્ત્વિક રીતે આ ગિરિ ખરેખરા સુખનું કારણ છે, એમ તેને નિશ્ચય થાય છે.

"સત્યાસત્ય નિશ્ચય થતાં ભવચક્રનું ખરૂં સ્વરૂપ તે જીવ સમજી શકે છે આત્મા તરફ પ્રેમ બંધાતાં ભવનાં દુઃખોથી વિરક્ત થવાય તે સ્વાભાવિક છે."

ભવચક્રમાં રહેવા છતા પણ આ વિવેકગિરિના માહા-ત્મ્યથી મનુષ્યો નિરંતર સુખી થાય છે 'સત્યના ભાનવાળા જીવો સંસારમાં રહેવા છતાં નિર્લેપ રહી શાતિ અનુભવી શકે છે.'

**અપ્રમત્તતા શિખર** રાજન્! વિવેક પર્વતનું આ **અપ્રમતતા** શિખર છે. "ધનધાન્યાદિ, શરીર અને કર્મ એ સર્વથી હું જુદો છું. આવી ભેદ બુદ્ધિ તે વિવેકજ્ઞાન છે. વિવેક દષ્ટિ થવાથી ક્રોધાદિ કષાયની નિવૃત્તિ થાય છે. આ દોષોનું ઓછા થવાપણું અને આત્મભાનમાં જાગૃત

થવાપણું તે અપ્રમત્ત દશાને શિખર કહેવામાં આવે છે.” આ શિખર સર્વ દોષોના નાશનું કરનારૂં છે. અંતરંગ મહામોહાદિ દુષ્ટ રાજાઓને ત્રાસનું કારણ છે. કોઈ કોઈ વખત મહામોહાદિ આ વિવેક પર્વતપર આરૂઢ થયેલા લોકોને ઉપદ્રવ કરવા આવે છે, તે વખતે વિવેકપર આરૂઢ થયેલા લોકો નિર્દય બનીને આ અપ્રમત શિખર પરથી તેઓને નીચા ફેંકી દે છે. તેમના હાડકાના ચુરેચુરા થઈ જાય છે, છેવટે કાયર થઈ ને શિખરને દૂરથી જોતાં જ નાશી જાય છે. વિવેકાદિ અંતરંગ રાજાઓએ શત્રુઓનો નાશ કરવા માટે આ શિખર બનાવેલું છે

વિવેકી થયા પછી જ્યારે તે વિવેકને વર્તનમાં મૂકવારૂપ અપ્રમત્ત આત્મભાનમાં જીવ સ્થિર થાય છે ત્યારે મહામોહાદિ શત્રુઓ જે અશુભ પ્રકૃતિને આશ્રયીને રહેલા છે તેઓની સત્તાશકિત વિખરાઈ જાય છે. પછી જ્યારે જ્યારે આ અપ્રમત્ત દશામાં જીવ રહે છે ત્યારે ત્યારે મહામોહાદિ તેની નજીક આવતા નથી અને સન્મુખ પણ જોઈ શકતા નથી.” માટે જ કહેવામાં આવેલું છે કે વિવેકાદિ અંતરંગ રાજાઓએ આ અપ્રમત્ત શિખર મહામોહાદિના નાશ માટે બનાવેલું છે. આ શિખર શુભ્ર–શ્વેત વિશાળ ઊંચું અને સર્વ લોકોને સુખકારી હોવાથી બહુજ સુંદર છે “અપ્રમત્તદશા ઉજ્વળ વિશાળ અને સર્વ કરતા શ્રેષ્ઠ હોવાથી જીવને સદા સુખદાયી છે.”

**જૈનપુર**–રાજન્ ! આ જૈનપુર ભવચક્રમાં પુન્ય વિનાના

જીવોને માટે દુર્લભ છે. તેનો આનંદ અંત વિનાનો છે. ભવચક્રમાં પર્યટન કરતા કોઇક વખતજ સાત્વિકમાનસપુર પ્રાપ્ત થાય છે. તે પુરમાં સ્થિરતા કરીને આગળ ન વધતાં ત્યાથી જ કેટલાંક જીવો પાછા ભવચક્રપુર તરફ વળે છે. વિવેક પર્વતને તેઓ જોઈ શકતાં નથી. કોઈ તે પર્વતને દેખે છે તો તેના ઉપર ચડતા નથી. સાત્વિકમાનસપુરમા વારંવાર આવવા જવા પછી કોઇકિજ વખત વિવેક પર્વત જોઈ શકાય છે. પર્વત દેખ્યા છતાં તે ઉપર ન ચડતા સ્વે-ચ્છાચારી જીવો પોતે પોતાના દુશ્મન થઈ પર્વતથી દૂર રહી પાછા ભવચક્રમાં જાય છે, કોઇક વિવેક પર્વતપર આરૂઢ થાય છે, છતાં અપ્રમત્તતા શિખરને જોઈ શકતા નથી. દેખાવા છતા તે અપ્રમત્તતા શિખર પર ચડતા નથી. કોઈ ભાગ્યશાળી જીવજ શિખરપર આરૂઢ થાય છે. ત્યારે તેઓ ત્યાં રહેલા જૈનપુરને જોઈ શકે છે કેમકે જૈનપુરનાં દર્શન થાય તેવી સામગ્રી મળવી ઘણી દુર્લભ છે "ચતુર્વિધ સંઘ અને દ્વાદશાગીનું જ્ઞાન–જીનેશ્વર પ્રભુના વચનો એને જૈનપુર કહે છે. સાત્વિકવૃતિ થયા પછી તેમાં લાંબા વખત સ્થિરતા થાય ત્યાર પછી વિવેક જ્ઞાન પ્રગટે છે. વિવેકજ્ઞાન થવા પછી અપ્રમત દશા પ્રાપ્ત થાય છે ઘણા જીવો સાત્વિકવૃત્તિ એટલે માર્ગાનુસારીની પ્રવૃતિ સુધી આવી અટકી પડે છે. કેટલાક ત્યાથી વિવેકજ્ઞાન સુધી આવી અટકે છે કોઇ ત્યાંથી પાછા પડે છે. કોઈ જીવો અપ્રમત્તતાના શિખર ઉપર આરૂઢ થાયછે. ત્યારે જ તે વસ્તુતત્ત્વના ખરા ભાનને પ્રાપ્ત કરીને ઉત્તમ. વર્તનરૂપ જૈનસત્પુરમાં પ્રવેશ કરી શકે છે. "

આ જૈનપુર ગુણ અને વિશુદ્ધ પરિણામરૂપ સર્વ સુખના ઘરતુલ્ય છે.

**જૈનપુરના લોકો** રાજન્ ! જૈનપુરના લોકો નિવૃતિમાર્ગને સાધનારા છે તેમા પ્રવેશ થતાંજ ઉત્તમ નિર્મળ મનવાળા સાધુઓના દર્શન થાય છે. તેમણે પોતાના આત્મબળથી મહામોહાદિને શકિત વિનાના બનાવી દીધા છે. તે સર્વ જીવોના પરમબંધુ છે, વિશ્વની સ્ત્રીઓને માતા તુલ્ય માને છે, ધન ધાન્યાદિ બાહ્ય પરિગ્રહ અને કામ ક્રોધાદિ આતર પરિગ્રહ તેમણે છોડી દીધા હોય છે. પોતાના શરીર ઉપર પણ તેમને મમત્વ હોતુ નથી. કમળની માફક કર્મ અને ભોગથી નિર્લેપ રહે છે સર્વ ક્રિયાને સાક્ષીભાવે જુવે છે. સત્ય અને હિતકારી પ્રિય વચન તેઓ બોલે છે. તે પણ જરૂર પડતાં વિચાર કરીને ઘણું થોડુ બોલે છે, શુદ્ધસ્વરૂપ પ્રગટ કરવું તે તેમનુ નિશાન છે, શરીર ટકાવી રાખવા નિર્દોષ આહાર લે છે. તેમની બધી પ્રવૃતિ મહામોહના નાશ માટેજ હોય છે. ચિત્તવૃત્તિ મહાટવી મોહરાજાના સેવકોથી ભરપુર હોય છે ત્યારે આ જૈનપુરીના મહાત્માઓ પોતાના આત્મસ્વરૂપમા સ્થિર થઈ જાય છે, તેમની આત્મસ્વરૂપમા સ્થિરતા થતાજ મહામોહ અને તેનો પરિવાર બધા મુઠીઓ વાળીને ત્યાથી નાશી જાય છે અને કયાં ગયા તેની ખબર પણ પડતી નથી. તે પ્રસંગે પ્રમત્તતા મહાનદી અત્યત સુકાઈ જાય છે. તદ્વિલસીત બેટ પુરાઈ જાય છે. ચિત્તવિક્ષેપ મડપ

ભાંગી પડે છે, તૃષ્ણાવેદિકા ઉખડી જાય છે. વિપર્યાસ નામનઃ સિંહાસનના ચૂરેચૂરા થઇ જાય છે. અવિદ્યા રૂપ મહામોહનું શરીર વિખરાઇ જાય છે. મહામોહ મરી જાય છે. મિથ્યાદર્શન નાશ પામે છે. રાગ કેશરી, દ્વેષગજેન્દ્ર, મકરધ્વજ, વિષયાભિલાષ, તેની સ્ત્રી મૂઢતા, હાસ્ય, જુગુપ્સા, અરતિ, શોક, દુષ્ટાભિસન્ધિ, તેનાં બાળકો, અને જ્ઞાનાવરણાદિ ત્રણ રાજાઓ કોણ જાણે ક્યાં નાસી જાય છે કે પત્તો જ લાગતો નથી. વેદનીયાદિ ચાર રાજાઓ તેમને અનુકૂળ થઈ રહે છે. આ પ્રમાણે મોહ રાજાનું ચતુરંગ બળ નાશ પામે છે, તેમની પ્રવૃત્તિ બંધ પડે છે.

ચિત્તવૃત્તિ અટવીમાં પહેલાં જે કાંઈ જોવામાં આવતું હતું અને જે સર્વ પ્રાણિઓને દુઃખદાયી હતુ તે સર્વ આ જૈનપુરમા રહેલા મહાત્માઓને માટે નાશ પામેલુ જ જણાય છે. સાધુઓ વડે કરતા ધ્યાનાદિથી ચિત્તવૃત્તિ સર્વ ઉપદ્રવ રહિત પ્રકાશિત થઈ રહે છે.

આ જૈન સજ્જનો નિરંતર આનંદમાં રહેનારા છે, તેમને કોઈપણ પ્રકારની પીડા થતી નથી તે સર્વ આ નગરનો પ્રભાવ છે ત્યાના બધા રહેવાસીઓ નિવૃત્તિ નગરીમા જવાના દૃઢ નિશ્ચયવાળા છે. કોઈ ધીમું પ્રયાણ કરનારા હશે તો તેઓ વચમા વિબુધાલયમાં–દેવલોકમાં વિસામો લેવા રોકાય છે. બાકી ત્યાંથી પાછા પોતાનું પ્રયાણ શરૂ કરી છેવટે સદા શાંતિવાળી નિવૃત્તિમાં જાય છે. અહીંના

લોકોનું વીર્ય જોઇને–આત્મશક્તિની અધિકતા દેખીને ભયભ્રાંત થયેલા મહામોહાદિ શત્રુઓ આ જૈન લોકોનો દૂરથી જ ત્યાગ કરે છે.

**પ્રશસ્તમહામોહ** રાજન્ ! આ મહામોહના બે વિભાગ છે, એક શત્રુભૂત અપ્રશસ્ત અને બીજો મિત્રતુલ્ય–પરમબાંધવ તુલ્ય પ્રશસ્ત મોહ છે. અપ્રશસ્ત મહામોહ જીવોને નિરંતર સંસાર ચક્રમાં રખડાવે છે, બીજા પ્રકારનો પ્રશસ્ત મોહ તે જીવને નિર્વાણની ભૂમિકાની નજીકના ભાગ સુધી લઇ જઈ મદદ કરનારો છે તેનો સ્વભાવ જ એવો છે. તેને લઈ ને ત્યાના લોકો દેખીતા મોહને વશ હોય તેવા કામો કરતાં નજરે પડે છે. જેમકે ભગવાની મૂર્તિઓ તરફ તેઓ પ્રેમરાખે છે. સ્વાધ્યાય કરવામાં આસક્ત બને છે એક ધર્મ પાળનારા સ્વધર્મી બંધુઓ ઉપર સ્નેહ રાખે છે સદ્અનુષ્ઠાનમાં પ્રીતિ રાખે છે. ગુરુદર્શનથી સતોષ પામે છે. સન્માર્ગની પ્રાપ્તિથી હર્ષિત થાય છે વ્રતોમા દોષ લાગતા પોતાના તે અશુભ કર્ત્તવ્ય ઉપર દ્વેષ કરે છે. શુભ પ્રવૃત્તિ રૂપ સમાચારીનો લોપ થતા ક્રોધ કરે છે પ્રવચનના વિરોધીઓ તરફ રોષ લાવે છે. કર્મની નિર્જરા થતાં ખુશી થાય છે. પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામા અભિમાન ધરાવે છે. પરિષહો આવી પડતાં અક્કડ–અડગ થાય છે દેવાદિકના ઉપસર્ગના પ્રસંગે ખુશી થાય છે. પ્રવચનની માલિન્યતા થતી અટકાવે છે. ઇન્દ્રિયાદિ ધૂર્તોને ઠગે છે. તપ કરવાનો લોભ રાખે છે. મહાત્માઓની સેવા કરવામા આસક્ત રહે

છે. ધ્યાન યોગમાં લીન થાય છે. પરોપકાર કરવાની તૃષ્ણા રાખે છે. પ્રમાદ રૂપ ચોરોને મારે છે. ભવભ્રમણથી ડરે છે. આડે માર્ગે જવામા શરમાય છે નિર્વાણના માર્ગમાં ક્રિડા કરે છે વિષયાદિ સુખની હાંસી કરે છે. શિથીલ આચારથી ઉદ્વેગ પામે છે પાછલા કાળનાં દુષ્કર્મનો શોક કરે છે. પોતાના શીયળાદિમા દૂષણ લાગતાં તેની આત્મસાક્ષીએ અને ગુરુ સાક્ષીએ નિંદા કરે છે. જીનેશ્વરની આજ્ઞાનું આરાધન કરે છે ગ્રહણ આસેવના રૂપ બે પ્રકારની શિક્ષાની સેવના કરે છે આ બધાં કાર્ય મહામોહ રાજાના છે છતાં તે પ્રશસ્ત મોહ છે. પ્રભુના માર્ગમાં મદદગાર છે. શત્રુભૂત મહામોહનો તો ત્યાગ જ કરે છે, પણ આ બંધુતુલ્ય હોવાથી તેઓથી સદા તેઓ વિંટાયેલા રહે છે, અને તેથી તેમને આનંદ મળે છે નિવૃત્તિમાં જવા અગાઉ–નિવૃત્તિની લગભગ ભૂમિકા સુધી પહોચ્યા પછી આ પ્રશસ્ત મોહનો પણ તેઓ ત્યાગ કરે છે, પગમા કાંટો વાગ્યો હોય તો જેમ તે કાટો કાઢવા માટે પગમાં સોય આદિ બીજો કાટો નાખવો પડે છે, પણ કાટો નીકળ્યા પછી તે બન્ને કાંટાને મૂકી દેવામાં–ત્યાગી દેવામાં આવે છે, તેમ કર્મ નીકળી જવા પછી–આત્મા પોતાના સત્ય સ્વરૂપે પ્રકાશવા પછી અપ્રશસ્ત મોહની માફક આ પ્રશસ્ત મોહનો-તેના સત્કર્તવ્યનો પણ ત્યાગ કરવામાં આવે છે

**ચિત્તસમાધાનમંડપ** રાજન્ ! મનમાં ઉત્પન્ન થતા વિકલ્પોને વિચારબળથી શાંત કરવા તે ચિત્તસમાધાન

મંડપ છે. તે વિકલ્પોની અનિત્યતા જાણીને, અસારતા સમજીને, દુઃખરૂપતા અનુભવીને કે ભાવી અકલ્યાણ રૂપ સમજાયાથી તેના વિરોધી સારા વિચાર બળ વડે તે વિકલ્પોને મનમાથી કાઢી નાખવા એ ચિત્તનું સમાધાન છે. આ સમાધાન કોઈના કહેવાથી કે કોઈના કહેલા વિચાર પ્રમાણે કરવાથી ખરી શાંતિ મળતી નથી, પણ પોતાના અતરંગ વિચારના બળવડે તેની ખરેખરી દુઃખમયતા સમજાયાથી જે ચિત્તનું સમાધાન થાય છે તે જીવના વીર્યથી આત્મશક્તિથી સમાધાન થયેલું ગણાય છે. આ સમાધાન મહાન્ સુખનું કારણ છે.

આ ચિત્તસમાધાન મંડપ, વિશ્વના બંધુ તુલ્ય ચારિત્રધર્મ મહારાજાને બેસવા માટે વિધાતાએ–કર્મપરિણામે બનાવેલો છે. "ચિત્તની શાતિ થતાં તેમા ચારિત્રધર્મને લાયક પરિણામો પ્રગટ થાય છે એટલે જ કહેવામાં આવ્યું છે કે કર્મપરિણામની નિર્મળતાએ બનાવેલા આ સ્થાન ઉપર ચારિત્રધર્મ રાજા બેસે છે,"

જીવો જ્યાં સુધી આ ચિત્તસમાધાન મંડપને મેળવે નહિ ત્યા સુધી આ ભવચક્રમા આત્માના ખરા સુખનો થોડો પણ ભાગ તેમને પ્રાપ્ત થતો નથી અર્થાત્ ગમે તે ભોગે જીવોએ પોતાના ચિત્તનું સમાધાન–સમપરિણામ–શાતિ મેળવવી જ જોઈએ, મેળવ્યા વિના આત્માનો પ્રકાશ કોઈ પણ વખત તે અનુભવી શકેજ નહિ.

નિસ્પૃહતાવેદિકા રાજન્ ! એ ચિત્તસમાધાન

મંડપની અંદર નિસ્પૃહતા નામની વેદિકા આવી રહેલી છે. " પૌદ્ગલિક માયિક વસ્તુ ઉપરથી સુખની આસ્તા દૂર કરીને આત્મામાંજ સાચું સુખ છે એવો નિશ્ચય ન થાય ત્યા સુધી ચિત્તનું સમાધાન થયું ન કહેવાય. આવું ચિત્તનું સમાધાન થયાથી તેના હૃદયમાં વિશ્વની માયાની સ્પૃહા-ઇચ્છા રહેતી નથી. આત્માજ અનંત સુખ અને શક્તિનું ધામ છે, સાચું સુખ-સદાની શાતિ તેમાંજ છે એ સમજાતાં જ વિશ્વના કોઇપણ માયિક સુખની ઇચ્છા ન રહે તે જ નિઃસ્પૃહતા નામની વેદિકા છે." જે લોકો આ નિઃસ્પૃહતા નામની વેદિકાનું નિરંતર સ્મરણ કર્યા કરે, તેઓને સુંદર રૂપો, મધુર શબ્દો, સ્વાદિષ્ટ રસો વિગેરેના ભોગો આનંદ આપતાં નથી. તેમનું ચિત્ત તેમાં જતું નથી. " જેમ નિ.સ્પૃહતા વધે છે-ઇચ્છાનો ત્યાગ થાય છે, આત્માનું સમતોલપણું બન્યું રહે છે, તેમ કર્મનો સંચય નાશ પામે છે. અને તેથી ભવચક્રથી વિમુખ થઈ નિવૃત્તિનગરી સન્મુખ પ્રવૃત્તિ કરે છે " જેઓના આ મનમાં નિઃસ્પૃહા વેદિકા વસી રહી છે, તેઓને ખરેખર ધન્ય છે કે, જેઓને ઇન્દ્રો દેવો, રાજામહારાજાઓ, કે ધનાઢ્યોનું પણ પ્રયોજન રહેતું નથી.

આ સુંદર વેદિકા શુદ્ધસ્વરૂપને પામેલા ચારિત્રધર્મ રાજાને જ બેસવા માટે વિધાતાએ-તેમના સત્કર્મો વડે બનાવી છે. આવા અધ્યવસાયોવાળા પવિત્રાત્માઓજ આ ભૂમિકાને પ્રાપ્ત થાય છે.

**જીવવીર્ય સિંહાસન** ગુણધારણ ! આ વેદિકા ઉપર ચડ્યા પછી જીવનું વીર્ય-આત્માની શક્તિ વિશેષ સ્ફુરે છે. તેને અહીં જીવવીર્ય સિંહાસન કહેવામાં આવે છે કોઈ પણ પ્રકારની સ્પૃહા-ઈચ્છા ન રહે તે સ્થિતિમા વધારે વખત રહેતાં આત્માની શક્તિ એકદમ પ્રગટી નીકળે છે, કોઈ ઉત્તેજક શબ્દો સાભળવાથી, કોઇએ મહત્ત્વનું કાર્ય કર્યું હોય તેવા પ્રસંગો સાંભળવા કે જોવાથી, કોઈ નિરાધાર કે નબળા માણસોને માર પડયાનું સાંભળવાથી જેમ મનુષ્યોના મનમાં કોઈ અપૂર્વ લાગણી, અપૂર્વ ઉત્સાહ અને આવેશ પ્રગટી આવે છે, આ એક જાતનું જીવનું વીર્ય-ઉંડાણની આત્મશક્તિ છે. તે શક્તિ નિમિત્તોને લઇને વૃદ્ધિ પામે છે. તેમ હાનિ પણ પામે છે. આ પ્રમાણે ચિત્તની સમાધાન અવસ્થા અને વિષયોનું નિઃસ્પૃહાપણું પ્રગટ થયા પછીથી જીવના વીર્યમાં અપૂર્વ વધારો થાય છે. આમ કોઇ પણ પ્રકારે જેઓના મનમાં આત્માની શક્તિ સ્ફુરી રહે છે, તેઓ પરમ સુખી થાય છે આવી સ્થિતિમાં જીવના પરિણામ ઉત્કૃષ્ટ ભાવવાળાં હોય છે આવા સિંહાસન ઉપર તે પવિત્ર આત્મા ચારિત્રધર્મ બીરાજે છે તે પ્રભુ જગતના જીવોનો પરમ બંધુ છે નિષ્કારણ ઉપકારી છે.

એ ચાર મુખવાળો, તેજસ્વી દેહધારી રાજા, તેનો ઉજવળ પરિવાર, તેનું વિશાળ રાજ્ય, તેની મહાન્ વિભૂતિ તેનું પ્રકાશ કરતું ઉત્કટતેજ, એ સર્વમાં-સર્વની પ્રાપ્તિમાં આ જીવવીર્ય સિંહાસનજ મુખ્ય કારણ છે. આ સાત્વિકપુર

ત્યાંના લોકો, મહાગિરિ, અપ્રમત્તતાશિખર, જૈનપુર અને તેના લોકો, મંડપ, વેદિકા, રાજા, તેનો પરિવાર, વિશ્વમાં મહાન ઉત્તમ રાજ્ય, અને જગત્‌મા શ્રેષ્ઠપણું તે સર્વ આ જીવવીર્ય સિંહાસનના માહાત્મ્ય વડે જ પ્રગટ થયેલું અને ટકી રહેલું છે, તથા વૃદ્ધિ પામે છે. આ જીવવીર્યરૂપ સિંહાસન આ રાજાની પાસે ન હોય તો મહામોહાદિ તેનો આ સર્વનો પરાજય કર્યા વિના ન રહે. આ સિંહાસન જ્યા સુધી વિદ્યમાન છે ત્યાં સુધી, આ ચિત્તસમાધાન મંડપમા મહામોહાદિ પ્રવેશ કરી શકતાં નથી કોઈ વખત મહામોહાદિ આ ચારિત્રધર્મરાજાનો પરાભવ કરે છે. તો જીવવીર્યના પ્રતાપથી તેના સૈન્યમાં પાછી શક્તિ પ્રગટ થઈ આવે છે, જ્યા સુધી આ સિંહાસન અહીં પ્રકાશી રહ્યુ છે ત્યાં સુધી રાજા, સૈન્ય, ગિરિ અને શહેર એ બધાં નિર્ભય અને સુખરૂપ છે.

રાજન ! આ ચારમુખવાળો ચારિત્રધર્મ રાજા તે ધર્મ છે ધર્મના ચારભેદ છે દાન, શીયળ, તપ અને ભાવ ધર્મ તેજસ્વી છે. જગત્‌ના જીવોનો તે પરમબંધુ છે. ધર્મને લઈને બાહ્ય અને અભ્યંતર વિભૂતિઓ અને તેજ છે તે સર્વમાં આત્માનું વીર્યશક્તિ તેજ મુખ્ય છે. આત્મશક્તિના બળથી જ આ બધું સુંદર છે મોહપણ આત્મજાગૃતિવાળાનો પરાભવ કરી શકતો નથી આત્મભાન હોય ત્યાં સુધી ચિત્તવૃત્તિ અને સમાધાન મંડપમાં મહામોહાદિ પ્રવેશ કરી શકતા નથી. કદાચ આત્મભાન ભૂલાય તેવા પૂર્વ કર્મના

સંસ્કાર યોગે આત્મા પોતાની જાગૃતિમાં ન હોય ત્યારે મહામોહાદિ, ધર્મને પરાજય કરે છે તે પ્રસંગે તરતજ આત્મભાનમાં જાગૃત થતા જીવવીર્યના પ્રબળ બળથી નવીન જીવનશક્તિ તેમના પરિવારમાં આવે છે, અને મહામોહાદિને નાશી જવું પડે છે. મતલબ કે આત્મવીર્ય જ્યા સુધી પ્રકાશી રહ્યુ છે–કામ કરી રહ્યુ છે ત્યાં સુધી ચારિત્રધર્મ અને તેના સર્વ પરિવાર નિર્ભય અને સુખી છે

**ચારિત્રધર્મ મહારાજા**–રાજન્! આ ચારિત્રધર્મ રાજા અતિ સુંદર છે. લોકમા પ્રસિદ્ધ છે, અનંત વીર્યવાન્ છે, અનંત ગુણવાન છે, જગતને હિત કરનાર છે, કોશ અને દંડ વડે સમૃદ્ધિવાન્ છે અને સર્વ ગુણોની ખાણ સનમાન છે

ચારિત્ર એટલે વર્ત્તન, અને વર્ત્તનમા આવેલો ધર્મ તે ચારિત્ર ધર્મ છે. ધર્મની વાતો ઘણી સાંભળી હોય પણ વર્ત્તનમાં ન આવે ત્યાં સુધી તેનાં ફળો મળતા નથી. આઠ કર્મના સંગ્રહ સત્તામાં થયેલો છે તેનો નાશ કરે–સત્તામાથી તે સંગ્રહ ખાલી કરે–નાબુદ કરે તે ચારિત્ર છે. આ પ્રમાણે કર્મના સંચયના જવા પછી આત્માનિર્મળ સ્વરૂપે–સ્વસ્વરૂપે પ્રકાશી રહે છે. એટલે આ ચારિત્રધર્મ અતિ સુંદર છે. આવા આત્માઓ લોકમાં પ્રસિદ્ધ હોય છે તેમનામા અનંત-શક્તિ, અને અનંત સદ્ગુણો હોય તેમા નવાઇ નથી. જગતને આવો ધર્મજ હિતકારી થઈ શકે છે તેવો આત્મધર્મ આત્માની સમૃદ્ધિ વડે પૂર્ણ હોવાથી સર્વ ગુણની ખાણ સમાન હોય છે.

## ચારમુખ અને તેનીશકિત

**દાન**–રાજન્ ! દાન, શીયલ, તપ, અને ભાવના આ તે રાજાના ચાર મુખના નામ છે. પ્રથમનું મુખ જૈનસત્પુ-રના લોકોને પાત્ર પ્રત્યે દાન અપાવે છે. મોહનો નાશ કરવા અર્થે જ્ઞાનનું દાન અપાવે છે, જગતને પ્રિય અભયદાન અપાવે છે. તેમ તે લોકોને કહે પણ છે કે, ધર્મના આધારભૂત દેહ છે, તેને ટકાવી રાખવા મદદગાર થઇ શકે તેવા આહાર, પાણી, વસ્ત્ર, પાત્રાદિ આપો. રહેવાને સ્થાન આપો. આ મદદથી પાત્રભૂત સાધુઓ આત્મધર્મની વૃદ્ધિ કરશે અને તેનો લાભ બીજાઓને તેઓ આપશે. પોતાને મળેલા અનુભવ રૂપ જ્ઞાનનું દાન તેઓ આહારાદિ આપ-નારને કરશે, તેઓ પોતે સર્વ જીવો અભય–નિર્ભય રહે તેવી પ્રવૃત્તિ કરે છે, બીજાઓને મરણનો ભય ન આપવા બોધ આપે છે. તેમજ દીન, અંધ, અને ગરીબોને દયાળુ લોકો આહારાદિ આપે છે તેનો તે મુખ નિષેધ કરતું નથી. પણ ગાયનું, અશ્વનું, ભૂમિનું, સુવર્ણનું અને તેવાંજ બીજાં દાનો અપાવવાની ઇચ્છા તે બતાવતું નથી. કેમકે તેથી દાન દેનાર અને લેનારને ફાયદો નથી

આ પ્રથમ દાન નામનું મુખ, સારા આશયને વધાર-નાર, આગ્રહનો નાશ કરનાર અને અનુકંપા તરફ પ્રવૃત્તિ કરાવનાર છે.

**શીયળ** રાજન્ ! જે સાધુઓ આ જૈનસત્પુરમા રહે

છે તેઓ જે આ શીયળ નામનું બીજું મુખ કહે છે તે પ્રમાણે વર્ત્તન કરે છે. તે ઉત્તમ મનુષ્યો મન વચન શરીર વડે દૃઢ બ્રહ્મચર્ય પાળે છે. શીયળ એ સાધુઓનું ભૂષણ છે. સર્વસ્વ ધન છે અને નિવૃત્તિ નગરી તરફ જવામાં ઉત્તમ આલંબન છે. જેઓ તેની સંપૂર્ણ આજ્ઞા પ્રમાણે ચાલે છે તેને તે સંપૂર્ણ સુખ આપે છે. તે નગરમા જેઓ ગૃહસ્થ રૂપે રહેલા છે તેઓ પણ કોઈ કોઈ તો સર્વથા અને કોઈ થોડે ભાગે પણ શીયળ પાળનારા છે.

**તપ** રાજન્! ચારિત્રધર્મ રાજાનું આ મનોહર તપ નામનું ત્રીજું મુખ છે, તે અનેક ઇચ્છાઓનો ત્યાંના લોકો પાસે ત્યાગ કરાવે છે. ઇચ્છાઓનો નિરોધ કરવાથી તે જીવો સુખી થાય છે. ઇચ્છાઓનો નિરોધ કરવાથી આવતા નવાં કર્મોથી તેઓ બચી જાય છે કેટલીક વખત પૂર્વકર્મનો નાશ પણ તેઓ તે તપો બળથી કરે છે એટલે વિશેષ જ્ઞાન સંવેગ, સમતા, સાતા અને અવ્યાબાધ સુખ આપનાર આ મુખ છે. મહા સત્ત્વવાળા જીવો આ મુખની આરાધના કરીને લીલા માત્રમા ઇચ્છિત વસ્તુ મેળવે છે. અને નિવૃત્તિને પણ પ્રાપ્ત કરે છે;

**ભાવના** અનિત્યાદિ બાર ભાવનાઓ એ ચારિત્રધર્મ રાજાનું ચોથું મુખ છે. ત્રુટી ગયેલી ધ્યાનની ધારાને તે સાંધી આપે છે. બુઝાઈ ગયેલા વૈરાગ્ય દીપકને પ્રગટ કરે છે અને વસ્તુતત્ત્વનો નિશ્ચય કરવામાં તે જીવને ભારે મદદ કરે છે.

પહેલી ભાવનાનું નામ **અનિત્યતા** છે. તે જીવને વિશ્વના તમામ પદાર્થોની અનિત્યતા સમજાવી, કોઈ પણ વસ્તુને એક સ્વરૂપે કાયમ ટકી રહેવાની ના પાડે છે. ૧

બીજી **અશરણતા** આ ભાવના જીવને સમજાવે છે કે, વિશ્વના સર્વ જીવો પરાધીન છે. અશરણ છે. બીજાનો બચાવ કરવાને અસમર્થ છે ધર્મ સિવાય બીજું કોઈ જીવનું રક્ષણ કરી શકતું નથી ૨

ત્રીજી **સંસાર** ભાવના. આ ભાવના કહે છે કે, કર્મને આધીન થઈને જીવો આ વિશ્વના રંગમંડપમા વિવિધ વેશો ધારણ કરીને નાટકીઆની માફક નાચે છે. વારંવાર દેહો અને સબંધો બદલાવે છે, ઘાણીમા જોડેલા બળદની માફક સંસાર ચક્રમાં આટા ફેરા માર્યા કરે છે ૩

ચોથી **એકત્વ** ભાવના, આ ભાવના જીવને સમજાવે છે કે જીવ એકલોજ જન્મે છે અને મરે છે. પોતાના કરેલા શુભાશુભકર્મો દેવ લોકમાં કે નરકમા જીવને એકલાનેજ ભોગવવા પડે છે તેમા કોઈ ભાગ પડાવી કે લઈ શકતું નથી, માટે જીવે પોતાને જે સારૂં લાગે તેજ કરવું ૪

પાચમી **અન્યત્વ** ભાવના જીવને એમ સમજાવે છે કે, તું દેહથી જુદો છે તારો ધર્મ જ્ઞાતા દૃષ્ટા છે. જડનો-ધર્મ મળવું ને વિખરાવું છે. તું અરૂપી છે, જડવસ્તુ રૂપવાળી છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય તે જડ છે.૫

છઠી **અશુચિ** ભાવના જીવને કહે છે કે આ દેહ લોહી, માસ, હાડ, ચામડી, મજ્જા, વીર્ય, આંતરડા, કફ, મળ, મૂત્રાદિ અશુચિ પદાર્થથી ભરેલો છે. જેમાથી નવ કે અગીયાર દ્વારો નિરંતર અશુચિને બહાર વહેવરાવ્યા કાઢયા કરે છે, તેવા અપવિત્ર દેહ ઉપર મોહ કે મમત્ત્વ કરશો નહિ.[૬]

સાતમી **આશ્રવ** ભાવના જીવને સમજાવે છે કે, મન, વચન, શરીરની શુભાશુભ પ્રવૃત્તિથી શુભાશુભ કર્મ આવ્યા કરે છે. તે આશ્રવ છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ વિષયો, મનાદિ યોગ, આર્ત્ત અને રૌદ્રધ્યાન એ અશુભ આશ્રવ આવવાનાં કારણો છે મૈત્રી, પ્રમોદાદિ ભાવનાથી વાસીત મન, શરીરની ધાર્મિક વ્યાપારમા પ્રવૃત્તિ અને વચનની શાસ્ત્રાનુસાર સત્ય બોલવામાં પ્રવૃત્તિ તેથી શુભ આશ્રવ પુન્ય બંધ થાય છે. આશ્રવથી જીવો વારવાર નવીન જન્મો લે છે[૭]

આઠમી **સવર** ભાવના જીવને કહે છે કે, મિથ્યાત્વાદિથી આવતા કર્મને અટકાવવાં તે સંવર છે, મિથ્યાત્વની સામે સમ્યગ્દર્શન, અવિરતિની સામે વિરતિ–ઇચ્છાનો નિરોધ કષાયની ક્રોધ, માન, માયા, લોભની સામે ક્ષમા નમ્રતા, સરલતા, અને સંતોષ. મન, વચન, શરીરની પ્રવૃત્તિ સામે, નિર્વિચાર, મૌન અને સ્થિરતા. પ્રમાદની સામે અપ્રમાદ. વિષયોની સામે સંયમ તથા મનની સ્થિરતા અને શુભપ્રવૃત્તિવાળા ધર્મધ્યાનથી આર્ત્તરૌદ્ર ધ્યાનમા જય કરવો[૮]

નવમી **નિર્જરા** ભાવના જીવને કહે છે, કે તમારે સંસારના બીજરૂપ કર્મો આત્મપ્રદેશથી છુટાં પાડી નાખવાં, જુઓ કે ફળનો પાક બે પ્રકારે થાય છે એક સ્વાભાવિક અને બીજો પ્રયત્નથી, તેમ જીવને જે જે કર્મ ઉદય આવે છે તે તે ભોગવીને નિર્જરવામાં આવે તો તે સ્વાભાવિક ગણાય છે આવી અકામ નિર્જરા સર્વ જીવો કરે છે પણ તે ભોગવતાં જીવો બીજાં નવા કર્મ અજ્ઞાન, રાગ, દ્વેષાદિથી બાંધે છે એટલે તે તાત્વિક નિર્જરા નથી, પણ આત્મભાન જાગૃત રાખવા પૂર્વક બાહ્ય અભ્યંતર તપની–ધ્યાનાદિની મદદથી–અપૂર્વ ઉત્સાહ અને પ્રબળ પુરૂપાર્થથી જે કર્મ તોડવામા આવે છે તે સકામ નિર્જરા, જીવનાં બીજભૂત કર્મો નાશ કરવાને બહુ ઉપયોગી છે. ૯

દશમી **ધર્મસુઆખ્યાત** ભાવના કહે છે કે, વીતરાગ પ્રભુએ દશ પ્રકારનો ધર્મ બતાવ્યો છે, તે પૂર્વાપર વિરોધ વિનાનો છે. જીવોનું કલ્યાણ કરનાર છે, તે ધર્મ આ પ્રમાણે છે જીવોનું રક્ષણ કરવું ૧ સત્યબોલવું ૨ ચોરી ન કરવી ૩ બ્રહ્મચર્ય પાળવું, ૪ મમત્વ ન કરવું, ૫ તપ કરવો. ૬ ક્ષમા કરવી ૭ સરલ થવું ૮ અભિમાન ન કરવુ ૯ નિર્લોભી થવું" તૃષ્ણાનો ત્યાગ કરવો આ ધર્મ સર્વમાન્ય હોઈ જીવનું ભલું કરનાર છે. ૧૦

**લોકસ્વરૂપ** અગીયારમી ભાવના જીવને કહે છે કે. જડચેતન વસ્તુઓ જેમા રહેલી છે તે લોક બે પગપોળા કરી કેડે હાથ દઈ ઉભેલા પુરૂષની આકૃતિ જેવા આકારનો છે.

ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યથી ભરપુર ચૌદ રાજલોક પ્રમાણુ તે છે ઉર્ધ્વ, અધો અને તિર્ચ્છા એમ ત્રણ વિભાગવાળો છે ઉર્ધ્વ લોકમા દેવો છે અધો લોકમા ભુવનપતિ વ્યંતર નારકી આદિ છે તિર્ચ્છા લોકમા મનુષ્યો, પશુપક્ષીઓ પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ અને સૂક્ષ્મ જીવો આવી રહેલા છે, આ સર્વ સ્થાનોમા જુદાજુદા રૂપે જીવે જન્મ મરણુ કરેલા છે વિગેરે વિચાર કરી ભવભ્રમણથી વિરકતતા મેળવવી.

બોધિ દુર્લભ બારમી ભાવના જીવને કહે છે કે અકામ નિર્જરાએ કર્મ લઘુતા મેળવી, નિગોદથી ઉચે ચડતા મનુષ્યજન્મ, આર્ય દેશ, ઉત્તમકુળ, પંચેંદ્રિયોની ની પૂર્ણતા, દીર્ઘ આયુષ્ય, એ બધું તમે મેળવ્યું છે. પુન્યોદયને લઈને ધર્મોપદેશ આપનાર ગુરુ મળ્યા છે ધર્મ તમે સાંભળ્યો છે છતાં તત્ત્વનિશ્ચય રૂપ બોધિબીજ સમ્યગદર્શનની પ્રાપ્તિ થવી જીવને દુર્લભ છે. એનો વિચાર કરવો ૧૨

આ ભાવનાઓ વડે મનને નિરંતર વાસિત કરવાથી સર્વ પદાર્થો ઉપરથી મમત્વ ભાવ ઓછો થતા સમભાવ પાસ થાય છે.

ચારિત્રધર્મ મહારાજાની આ આજ્ઞા છે, એ ઉપદેશ છે તેના આ ચારે મુખથી તે રાજા, તે નગરવાસીઓને સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરાવી આપે છે વિશ્વના સર્વ જીવોને માટે આ ચારિત્રધર્મ મહારાજા અમૃત સમાન છે.

અમૃત કોને દુઃખદાઈ હોય? કોઈને નહિ. તો પણ ભવચક્ર પુરના કેટલાક પાપી જીવો તો તેમને જાણતા પણ નથી. તેથી આગળ વધીને કેટલાક નિર્ભાગી જીવો તો ઉલટા તેની નિંદા કરે છે.

## પ્રકરણ પંદરમું.

### ચારિત્રધર્મનો પરિવાર.

**વિરતિદેવી**--રાજન્ શુદ્ધ સ્ફટિકની માફક નિર્મળ અને સર્વાંગ સુંદર વિરતિ દેવી તે ચારિત્રધર્મ મહારાજાની પટરાણી છે. વિશ્વના સર્વ વિષયોથી વિરમી–પાછા હઠી આત્મામાં વિશેષ પ્રકારે રતિ–પ્રીતિ કરવી, રમણ કરવું એ તેના નામ પ્રમાણે તેનામા ગુણો છે. ચારિત્રધર્મ મહારાજમાં જે જે ગુણો છે તે તે સર્વ ગુણો આ મહાદેવીની અંદર છે. તે દેવી મહાન શકિતવાળી છે લોકોને આનંદ ઉત્પન્ન કરનારી છે. તે ચારિત્રધર્મ મહારાજાની સાથે એકરસ અભેદભાવ પામેલી હોવાથી તેનાથી કોઈ પણ રીતે જુદી જણાતી નથી.

**પાંચ રાજકુમાર મિત્રો** આ ચારિત્રધર્મ રાજાને પાચ અંગભૂત મિત્રો છે. પહેલાનું નામ **સામાયિક** છે. તે જૈનસત્યપુરનો અધિકારીરાજા છે. ત્યાંના સર્વલોકોને તે સર્વસાવદ્ય યોગ એટલે પાપવાળા મન વચન શરીરની પ્રવૃત્તિનો ત્યાગ કરાવે છે. ૧.

**છેદોપસ્થાપન** નામનો આ બીજો રાજકુમાર છે. પહેલા ના કરતાં આનો અધિકાર ઉંચો છે. તે વિશેષ નિર્મળ હોવાથી ત્યાંના લોકોને તેના દોષોની શુદ્ધિ કરાવી ઉંચા અધિકાર પર સ્થાપન કરે છે. ૨

ત્રીજા રાજપુત્રનું નામ **પરિહારવિશુદ્ધિ** છે, બીજા કરતાં આ બહુ મહેનતુ અને વિશેષ નિર્મળતા ધરાવે છે. પોતાની પાસે આવનારાને અઢાર મહીના સુધી વિવિધ તપશ્ચર્યા અને દુષ્કર ક્રિયા કરાવીને વિશુદ્ધ બનાવે છે તેને લઈને જીવો વિશેષ પ્રકારે ક્લિષ્ટકર્મોનો નાશ કરી નિર્મળ બને છે.

ચોથા કુમારનું નામ **સૂક્ષ્મસંપરાય** છે. પહેલાના કરતાં વિશેષ નિર્મળ અને બળવાન હોવાથી તેનો આશ્રય કરનારા જીવોની અંદર જે સૂક્ષ્મ સૂક્ષ્મ કષાયના—ક્રોધાદિના અણુઓ હોય છે તેનો પણ નાશ કરી નિર્વાણના માર્ગમાં આગળ પહોંચાડે છે. ૪

આ પાંચમા રાજકુમારનું નામ **યથાખ્યાતચારિત્ર** છે. તે અત્યંત નિર્મળ છે સર્વ પાપને બાળી નાખીને શુદ્ધ બનેલો છે બધા કરતા આ ગુણ અને શક્તિમા શ્રેષ્ઠ છે તેની મદદથી ત્યાંના લોકો કર્મ રહિત બની નિર્વાણ સ્થાનમા પહોચે છે. આ પાચ મિત્રોને ચારિત્રધર્મ મહારાજાનું શરીર કહો, જીવન કહો કે સર્વસ્વ કહો કે ઉત્તમ તત્ત્વ કહો તે સર્વ એકજ છે. ૫.

**યતિધર્મકુમાર.** -રાજન્! ચારિત્રધર્મ મહારાજાના રાજ્યને ધારણ કરનાર આ **યતિધર્મ** નામનો પાટવી કુમાર છે આ નગરમાં જે મુનિઓ–મહાત્માઓ દેખાય છે તેમને બધાને આ રાજપુત્ર સદાને માટે અત્યંત વલ્લભ છે, તે દશ મનુષ્યોના પરિવારવાળો છે તેઓ દ્વારા તે ઉત્તમ પ્રકારનાં કાર્યો કરે છે. તેના પરિવારમાં કેટલીક સ્ત્રીઓ પણ છે,

**ક્ષમા** તેના પરિવારમા મુખ્ય ક્ષમા નામની સ્ત્રી છે. ત્યાગીઓને તે વિશેષ વ્હાલી છે. તે વિદ્વાનપણ છે ત્યાગ ધર્મમાં રહેલા બાઈઓ તથા ભાઈઓને તે રોષ ન કરવાનો અને ક્રોધને હઠાવવાનો ઉપદેશ નિરંતર આપ્યા કરે છે.

મહામોહની લડાઈના પ્રસંગે ક્રોધનો નાશ કરવા માટે ચારિત્ર ધર્મ રાજા વારંવાર આ બાઈને જ મોકલે છે. ૧

યતિધર્મના પરિવારની આ બીજી સ્ત્રીનું નામ **માર્દવતા** છે તે બહું બળવાન છે. પોતાની શક્તિવડે સાધુઓને અતિ નમ્રતાવાળા બનાવે છે. મહામોહના યુદ્ધ પ્રસંગે અભિમાનનો વિજય કરવા માટે આ મૃદુતાને–માર્દવતાને મોકલવામાં આવે છે

આ ત્રીજી સ્ત્રીનું નામ **સરલતા** છે તે સાધુ સાધ્વીઓને સર્વત્ર સરલતા રાખવાનું શિક્ષણ આપે છે. યુદ્ધના પ્રસંગે માયા કપટની સામે આ સરલતા ને મોકલવામા આવે છે, અને તે બાઈ પોતાના બળથી માયાને જીતી લઈને તેને મારી હઠાવે છે ૩

આ ચોથા યતિધર્મના પરિવારમાં **મુક્તતા** નામની સ્ત્રી છે. બુદ્ધિશાળી બાઈ ત્યાગીઓને સર્વસ્વ ત્યાગ કરવાના પાઠો શીખવે છે. બાહ્ય અને અંતરંગ સંગથી અસંગ રહેવાનો ઉપદેશ આપે છે. ઉછળતા લોભ સાગરના પ્રવાહને આ બાઈ એક તડાકે અટકાવી દઈ શોષી લે છે. ૪

**તપયોગ** નામનો પાંચમો પવિત્ર પુરૂષ છે તે પોતાના અંગત બાર માણસોના પરિવાર વાળો છે તેના પ્રભાવથી જૈન પુરના લોકો નિર્વાણના માર્ગમાં ઘણા આગળ વધી શકે છે,

પહેલો પુરૂષ **અનશન** નામનો છે તે ત્યાંના લોકોને આહારનો ત્યાગ કરાવી તેના ખરા નિરાહારી સ્વરૂપનુ ભાન કરાવી મનુષ્યોને નિઃસ્પૃહ બનાવે છે

બીજો **ઓછું ખાવાનો** કહે છે, તેમ કરીને શરીરને નિરોગી રખાવી, નિદ્રા ઓછી કરાવી, મનુષ્યોને જાગૃત રખાવે છે મળેલા વખતનો સદ્ઉપયોગ કરાવી તેમની શક્તિમા વૃદ્ધિ કરાવે છે.

ત્રીજો વિવિધ પ્રકારના અભિગ્રહો કરાવી તથા વિવિધ પદાર્થો ખાવાની ઇચ્છાઓ ઉપર અંકુશ મૂકી સાતા અને સમતાની વૃદ્ધિ કરે છે

ચોથો **રસત્યાગ** નામનો પુરૂષ છે. તેના આદેશથી જીહ્વા ઇન્દ્રિય ઉપર વિજય મેળવવા માટે મુનિઓ રસાસ્વાદનો ત્યાગ કરે છે.

પાંચમો **કાયક્લેશ** નામનો પુરૂષ છે. તેના ઉપદેશથી

શરીરને પરિશ્રમ પડે છતાં તેવા પણ કાર્યો, ભાવી સુખને માટે પોતાની ઈચ્છાથી જીવો સહન કરે છે.

છઠ્ઠો **સંલીનતા** નામનો પુરૂષ છે. તેની પ્રેરણાથી જીવો ક્રોધાદિ, કષાયની, ઈન્દ્રિયોનાવિષયોની અને મનાદિની પ્રવૃતિની ઓછાશ કરતા રહે છે સ્ત્રી પશુ નપુંસકાદિ રહિત સ્થાનમા નિરંતર રહે છે, તેને લઈને કષાયની, ઇન્દ્રિયોના વિષયોની અને મનાદિ યોગની મંદતા વિશેષ પ્રકારે ઉપજાવી શકે છે.

સાતમા પુરૂષની પ્રેરણાથી ત્યાંના લોકો પોતાના વર્તનમાં દૂષણો લાગ્યા હોય તો તેની વિશુદ્ધિ નિમિત્તે દશ પ્રકારના **પ્રાયશ્ચિત** કરે છે.

આઠમા **વિનય** નામના પુરૂષના બોધથી ત્યાંના લોકો ચાર પ્રકારનો વિનય કરે છે. તેર ઉત્તમજીવોની આશાતના ન કરવી, તેમની ભકિત કરવી, તેમનુ બહુમાન કરવું અને તેમના ગુણોની પ્રશંસા કરવી. આમ ગુણાનુરાગ. પ્રેમ, અને ભકિતઆદિ જીવો કરે છે.

નવમા પુરૂષના ઉપદેશથી જીવો આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર સાધુ, તપસ્વી, રોગી, નવીનદીક્ષિત, સ્વધર્મીબંધુ, કુળ, ગણ, અને સંઘ એ દશની ભોજન, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધાદિ લાવી આપી **વૈયાવચ્ચ**–સેવા કરે છે.

દશમા પુરૂષના કહેવાથી ત્યાના લોકો ધાર્મિક પુસ્તકની વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથારૂપ

પાંચ પ્રકારે **સ્વાધ્યાય** કરે છે. જેને લઈને જીવનું પોતાનું જે સાધ્ય છે તે બરોબર તેના લક્ષમા રહે અને તે સાધ્યને પુરતી મદદ મળે

અગીયારમો પુરૂષ તે લોકોને **ધર્મધ્યાન અનેશુકલધ્યાન** જે ઉત્તમ ધ્યાન છે તે કરાવે છે, તેને લઈને મનની એકાગ્રતા કરીને તે લોકો આત્મસ્વરૂપમાં સ્થિરતા પામી કિલષ્ટ કર્મોનો નાશ કરી શકે છે.

બારમો પુરૂષ ત્યાંના લોકોમાં જેઓ વિશેષ આગળ વધેલા છે અને સ્વતંત્ર રીતે પોતાના સ્વરૂપમાં રહી શકે તેવા તૈયાર થયેલા છે તેમને ગચ્છનો, વસ્ત્રપાત્રાદિ ઉપધિનો, આહારનો અને શરીરનો **ત્યાગ** કરાવી આત્મસ્વરૂપમાં રમણુતા કરાવે છે.

રાજન ! યતિધર્મનો છઠ્ઠો પુરૂષ સંયમ નામનો છે, તે મુનિઓને વિશેષ પ્રકારે વલ્લભ છે. તે સત્તર પુરૂષના પરિવારવાળો છે. જૈનપુરના લોકો પાસે ઉત્તમ ઉત્તમ કાર્યો કરાવે છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ–વસ્તુ સંચયરૂપ પાપ આશ્રવનો મુનિઓ પાસે નિરોધ–ત્યાગ કરાવીને, તેમને શાંત અને વ્યાકુળતા વિનાના બનાવે છે, પાંચ ઇન્દ્રિયોનો નિરોધ કરાવીને તેમને નિઃસ્પૃહ બનાવે છે.

ક્રોધાદિ ચાર કષાયનો તાપ શાંત કરાવીને પ્રશમ ચિત્તવડે તેમના હૃદયમાં શાંતિ સ્થાપે છે અને મન વચન કાયાની

ઉત્તમોત્તમ પ્રવૃત્તિ કરાવી મુનીઓને પોતાની શકિત વડે વૈર્યવાન બનાવે છે. ૬.

યતિ ધર્મના પરિવારમા રહેલા સાતમા પુરૂષનુ નામ **સત્ય** છે, તે અતિ સુંદર છે. તેના ઉપદેશથી મુનિઓ હિતકારી, સત્ય, પ્રિય અને તે પણ થોડા અક્ષરોવાળું જરૂ-રીયાતને વખતે બોલવાનું શીખે છે

**શૌચ** નામનો આઠમો પુરૂષ છે તે ત્યાંના લોકોની દ્રવ્ય અને ભાવ એમ બન્ને પ્રકારની વિશુદ્ધિ કરનારો છે ૮.

નવમું **અકિંચન** નામનું બાળક છે. તે મુનિવૃંદને બહુ વલ્લભ છે, તે મુનિઓને બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરાવી, શુદ્ધ સ્ફટિકની માફક નિર્મળ બનાવવા પ્રયત્ન કરે છે. ૯

દશમો **બ્રહ્મચર્ય** નામનો માણસ તે દિવ્ય અને ઔદા-રિક એમ બે પ્રકારના વિષયોને, મન વચન શરીરવડે ભોગવવાનો, ભોગવરાવવાનો અને અનુમોદન કરવાનો મુનિ ઓની પાસે ત્યાગ કરાવી શુદ્ધ આત્મામાં પ્રીતિ કરવા પ્રેરે છે. ૧૦.

આ પ્રમાણે દશ મનુષ્યના પરિવારવાળો યતિધર્મકુ-માર મહામોહની સાથેના સમરાંગણમાં મોખરે ઉભો રહી દુશ્મનોને પોતાના બળથી ત્રાસ પમાડવાની શકિત ધરાવનારો છે.

**સદ્ભાવસારતા–યુવરાજ પત્ની.**–રાજન્ ! સદ્ભા-

વસારતા નામની આ યુવરાજ યતિધર્મની પત્ની છે. તેના નિર્મળ નેત્રો, અને દિવ્યપ્રભાથી પ્રકાશતા શરીરને લઈ ને ત્યાંના લોકોને વિશેષ પ્રકારે પ્રિય થઈ પડેલી છે. આ યુવરાજ આ સ્રીની અંદર એટલો બધો આસકત છે કે, જો તે જીવતી હોય તો જ તે જીવે છે અને તેનું મરણ થાય તો તે કુમારનું પણ મરણ થાય છે. વધારે શું કહું. આવા સ્વાભાવિક સાચા સ્નેહવાળું પતિ પત્નીનુ જોડું કોઇ સ્થળે ભાગ્યેજ દેખાય છે વાત ખરી છે કે "સદ્ભાવ હોય તોજ યતિધર્મ ટકી શકે છે સદ્ભાવના ન હોય તો યતિધર્મ રહી શકતો નથી"

**અધ્યવસાય શુદ્ધિ કુમારીઓ**- રાજન્! આ મૈત્રી આદિ ચાર ભાવનાઓ તે ચારિત્ર ધર્મની પુત્રીઓ છેં અધ્યવસાયરૂપ કુંડ-દ્રહ જ્યારે મહામોહના માણસોએ મલિન કરી દીધો હોય-ડોળી નાખ્યો હોય ત્યારે આ ચારે ભલી બાઈઓ તેને પોતાની શકિતથી વિશુદ્ધ કરી દે છે ધ્યાન કરનાર યોગીઓની તુટેલી ધ્યાનની સંતતિને-પ્રવાહને પણ આ બાઈઓ પોતાની શકિતથી સાંધી દે છે નિર્વાણના માર્ગમા આગળ વધતા જીવોને પોતાના અધ્યવસાય રૂપ દ્રહ નિર્મળ રાખવા માટે આ બાઇઓને પાસે ને પાસેજ રાખવી પડે છે

પહેલી બાઇનું નામ **મૈત્રી** ભાવના છે આ ભાવના જ્યારે જીવની પાસે આવે છે ત્યારે તેના અધ્યવસાય એવા થાય છે કે, આ વિશ્વના તમામ જીવો મારા મિત્રો છે, મારો કોઈ દુશ્મન નથી, વિશ્વના કોઈ પણ જીવો પાપ નહિ કરો, વિશ્વનો કોઈ જીવ દુઃખી ન થાઓ, તમામ જીવો

કર્મથી મુક્ત થઇ શાંતી પામો. આ શક્તિ મૈત્રી ભાવનાની છે ૧

બીજી બાઇનું નામ **પ્રમોદ** ભાવના છે આ ભાવના જ્યારે જીવના મનમાં પ્રવેશ કરે છે ત્યારે તેના અધ્યવસાય એવા થાય છે કે તે જ્યાં જ્યાં ગુણ દેખે છે ત્યાં ત્યાં લાગણી ધરાવે છે–ગુણનો પક્ષપાત કરે છે ગુણી ,જ્ઞાની જીવોને દેખીને ખુબ રાજી થાય છે તેના ગુણો મોઢેથી બીજાઓ પાસે બોલ્યા કરે છે મનથી તે ગુણોની અનુમોદના કરે છે. તે પોતાની જીભને કહે છે કે તું પવિત્રાત્માઓના ઉત્તમ જીવનોને ઉચ્ચારવાને તૈયાર થા. હે કાનો ! તમે મહાન્ પુરૂષોની સ્તુતિ સાભળીને પ્રસન્ન થાઓ. હે નેત્રો ! તમે બીજાઓનું સુખ વૈભવ જોઇને આનંદ પામો આવા જીવના અધ્યવસાય થવાથી દ્વેષ ઇર્ષ્યાદિ દૂર થઈ જાય છે. ૨

ત્રીજી બાઈનું નામ **કરૂણા** ભાવના છે. આ ભાવના જ્યારે જીવના મનમાં પ્રવેશ કરે છે ત્યારે દીન, દયાપાત્ર, આર્ત, તૃષ્ણારૂપ અગ્નિ વડે બળતાં, દુઃખથી પીડાયેલા, વૈરીથી દબાયેલા, રોગથી પીડાયેલા, મરણના મુખમા સપડાયેલા અને તેથી પોતાના રક્ષણ માટે યાચના કરતા, વહાલાના વિયોગી અને અજ્ઞાન દશામાં ડુબેલા જીવોને જોઇને તે દુઃખોથી મુક્ત કરવા માટે તે હિતકારી ઉપદેશ આપે છે, સારી સલાહ આપે છે. ઉંડાણથી દિલાસો દે છે. જરૂર પડતા વસ્ત્ર, પાત્ર, આશ્રય, ઔષધાદિ આપી ને તેનાં દુઃખો જેમ દૂર થાય તેમ કરવા પ્રયત્ન કરે–છે આ પ્રમાણે જેના

મનમાં કરૂણા આવી વસે છે, તેના હૃદયમાંથી નિષ્ઠુરતા, નિર્દયતા, કઠોરતા, નિર્ધ્વંસપરિણામતા. વિગેરે દૂર થાય છે. ૪

ચોથી બાઈનું નામ **મધ્યસ્થતા** ભાવના છે. આ ભાવના જ્યારે જીવના હૃદયમા પ્રવેશ કરે છે ત્યારે તેનામા ઉપેક્ષા કરવાનુ બળ બહુ આવે છે ગમે તેવી અયોગ્ય પ્રવૃત્તિ કરનારા, ભક્ષ્યાભક્ષ્યના ભાન વિનાના, કર્ત્તવ્યાકર્ત્તવ્યના વિવેક વિનાના, ક્રુર કર્મ કરનારા, બીજાની નિંદા કરનારા, પોતાની પ્રશંસા કરનારા, આવા આવા હલકા અને વિપરીત અધર્મ આચરનારા જીવોને જોઈને તે તેના ઉપર દ્વેષ કરતો નથી, તેને મુશ્કેલીમા ઉતારતો નથી પણ પ્રથમ ઉપદેશ આપવારૂપ કરૂણા ભાવનાનો પ્રયોગ અજમાવે છે, તે પ્રયોગ નિષ્ફળ નિવડતાં ધર્મને અયોગ્ય સમજીને તેની ઉપેક્ષા કરે છે, તના કર્મ તેને ભોગવવા પડશે, તેનાં તેવા કર્મથી મને કાંઈ નુકશાન નથી એમ સમજી વિચારીને મધ્યસ્થભાવ ધારણ કરે છે, તેની ઉપેક્ષા કરે છે આમ કરાવીને પણ આ ભાવના આવા નિમિત્ત તે જીવના અધ્યવસાયને મલિન થવા દેતી નથી. આવી મહાન્ શકિત આ ઉપેક્ષા યા મધ્યસ્થતા ભાવના ધરાવે છે. ૪

**ગૃહિધર્મકુમાર**–રાજન્ ! ગૃહિધર્મ એ યતિ ધર્મનો નાનો ભાઇ છે. અને ચારિત્રધર્મ રાજાનો કુમાર છે તે બાર મનુષ્યોના પરિવારે જૈનેન્દ્રસત્પુરમાં પોતાનો પ્રભાવ વિસ્તારે છે તે ત્યાના લોકો પાસે મોટા સ્થુળ જીવોની હિંસાનો ત્યાગ કરાવે છે, લોકો કાંઈ ન કરતાં હોય તેવાઓની

અપેક્ષાએ તે પણ સારૂં કરે છે. ૧ મોટાં જુઠાં—અસત્યો બોલવાનો પ્રતિષેધ કરે છે. ૨ સ્થુળ મોટી ચોરીનો ત્યાગ કરાવે છે. ૩ ત્યાંના લોકોને પરસ્ત્રી સામે ખરાબ દૃષ્ટિ કરતા પણ અટકાવે છે. ૪ નવ જાતના પરિગ્રહનો ટુંકામા સંક્ષેપ કરાવી—જરૂર જેટલો રખાવીને આકાશ સમાન વિસ્તારવાળી ઇચ્છાને કાબુમાં લાવવા કહે છે ૫ ધર્મનો નાશ થાય તેવા પ્રદેશોમાં ધનાદિ મેળવવા નિમિત્ત જવાનો પ્રતિબંધ કરાવે છે ૬ ભોગોપભોગનાં સાધનો મેળવવા માટે વિશેષ આરંભ ન થાય તેવી જીવોને કાળજી રખાવે છે. ૭ વિના પ્રયોજને દંડાવાય તેવા પાપનાં કાર્યો કરવાની મનાઈ કરે છે ૮ નિત્ય બે ઘડી સુધી ઓછામા ઓછું સમભાવમા રહી ધર્મધ્યાન કરાવે છે ૯ આવતાં કર્મને અટકાવવા રૂપ સંવર કરાવે છે. ૧૦ આત્માને યા ધર્મધ્યાનને પોષણ મળે તેવી પૌષધની ક્રિયા કરાવે છે ૧૧ અને અતિથિઓને—ત્યાગીઓને ગૃહસ્થો પાસેથી દાન અપાવે છે. ૧૨ આવી આવી પ્રવૃત્તિ ત્યાના લોકોને કરાવી તેમનાં મનને નિર્મળ બનાવવાનો તે પ્રયત્ન કરી રહેલ છે. જે મનુષ્ય પોતાની શકિત અનુસારે જેટલા પ્રમાણમા તેની આજ્ઞા માને છે તેને તેટલા પ્રમાણમા ફળ મળે છે, તેમા જરા પણ સંશય નથી.

**સદ્દ્ગુણરક્તતા** રાજન્! સુંદર હૃદયવાળી સદ્‌ગુણરક્તતા નામની તે ગૃહિધર્મની સ્ત્રી છે. તે જીવોને સદ્‌ગુણમા આસકત બનાવે છે. મતલબ કે “ગૃહસ્થોમાં વિશેષ પ્રકારે ગુણાનુરાગીપણાનો ગુણ હોવો જોઈએ ગુણ:

વાન્ જીવો ગુણના બળથી આગળ વધે છે, તેવા ગુણો મેળવવા કે પ્રગટ કરવાની જેઓ ઇચ્છાવાળા છે તેઓએ ગુણાનુરાગી થઈને તે ગુણો તરફ પોતાનો પ્રેમ–પક્ષપાત પ્રગટ કરવો જ જોઇએ. તે પણ આગળ વધવાનો માર્ગ છે..' સદ્‌ગુણરક્તતા પોતાના પતિ ગૃહિધર્મની સાથે સ્નેહથી બધાયેલી જ રહે છે. ગુર્વાદિકનો વિનય કરવામાં સદા ઉજમાળ છે. મુનિ લોકોને પોતે કેવી રીતે ઉપયોગી થઇ શકે તે માટે તે સદા તત્પર રહે છે. "મતલબ કે ગુણ તરફ લાગણી રાખનારા જીવો–ગુણવાન્ જીવોને પોતે જેમ બને તેમ મદદગાર થઈ શકે તે માટે સાવધાન રહે છે. ગુણાનુરાગી મનુષ્યોનું આજ કર્તવ્ય છે કે કોઈ પણ રીતે તેમને મદદગાર થવું." આ બન્ને રાજપુત્રો, પોતે તથા પોતાની પત્નિઓ સાથે સ્વભાવથી જ જૈન લોકોને આનંદ કરવાવાળા છે. આ બન્ને કુમારોનું ચારિત્ર-ધર્મ પિતા પણ લાગણીપૂર્વક નિરંતર પાલન પોષણ કરે છે.

**સમ્યગ્દર્શનસેનાપતિ** રાજન્! સમ્યગ્દર્શન એ ચારિત્ર ધર્મ રાજાની પાસે સદા રહેનારો મોટો માણસ છે–સેનાપતિ છે. તે ન હોય તો યતિધર્મ અને ગૃહિધર્મ બન્ને કુમારોની હયાતિ તાત્વિક રીતે ન જ હોય મતલબ કે જ્યા ગૃહસ્થધર્મ અને ત્યાગ ધર્મ હોય ત્યા તેની સાથે સમ્યગ્દર્શન કાયમ રહે છે. તત્વશ્રદ્ધા એ જ સમ્યગ્દર્શન શ્રદ્ધા વિના ચારિત્ર ન હોય. આ સમ્યગ્દર્શન તે બન્ને કુમારોની પાસે રહી અતિ સ્નેહપૂર્વક તે કુમારોના બળમાં વધારો કરે છે.

આ જૈનસત્પુરમાં સાત તત્ત્વો રહેલા છે. આત્મા, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ, આ સાત તત્ત્વો છે. આનું ખરેખર જેવું છે તેવું સ્વરૂપ જાણવાની તે નગરના બધા લોકોને ખાસ જરૂર છે. તે સમ્યગ્દર્શન આ સાતે તત્વોની તેના ખરેખરા સ્વરૂપમાં તેઓને દૃઢતા કરાવે છે. જાણે શાસ્ત્રોની તાલીમ આપતો હોય તેમ તે અભ્યાસ કરાવે છે. ભવચક્રથી પરાઙ્મુખ રહેવાનો–તેમા આસકતી ન કરવાનો બોધ આપે છે. ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતા આ ગુણોથી તેમને વિભૂષિત કરે છે. અર્થાત્ અપરાધીઓ ઉપર દયા કરવાનું. દેવ અને મનુષ્યોના સુખ કરતાં પણ આત્માનું સુખ ઉત્તમ છે તે મનાવવાનું સંસારને નારકી કે બંદિખાના સમાન ગણી તેનાથી નીકળવાનો પ્રયત્ન કરવાનું, દુઃખી જીવોનાં દુખો દૂર કરવાનું અને ધર્મ રહિત હોય તેઓને ધર્મ પ્રાપ્ત કરાવવાનું અને પ્રભુએ જે કહ્યુ છે–જે માર્ગ બતાવ્યો છે તે સત્ય છે એવી શ્રદ્ધા કરવાનું શીખવે છે. વળી સર્વ જીવો ઉપર મિત્ર ભાવ રાખવાનુ, ગુણવાન્ જીવોના ગુણો ઉપર પ્રમોદ કરવાનું, દુખી જીવોની કરૂણા ધરવાનું અને પાપી જીવો ઉપર ઉપેક્ષા કરવાનું તે શીખવે છે આ ચાર યોગિનીઓથી તેમના હૃદયને ભાવિત કરે છે તથા મોક્ષગમનની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન કરાવી તે તરફ બન્ને ભાઇઓનું–ગૃહસ્થધર્મ અને યતિધર્મ કુમારનું પ્રયાણ ચાલુ રખાવે છે. આ બધા ગુણો સમ્યગ્દર્શનમાં છે.

**સુદૃષ્ટિ** રાજન્! આ સમ્યગ્દર્શનને સુદૃષ્ટિ નામની શ્વેત વર્ણવાળી મનોહર સ્ત્રી છે. તે પોતાના ગુણુથી વિશ્વમાં પ્રખ્યાત છે આ સ્ત્રી મહા વીર્યશાળી હોવાથી, જો તેની વિધિપૂર્વક સેવા કરવામાં આવે તો તે જૈનપુરવાસી લોકોના ચિત્તને સન્માર્ગમાં સ્થિર કરાવે છે. મહામોહ રાજાનો મિથ્યાત્વ નામનો મહત્તમ અને તેની કુદૃષ્ટિ નામની વિચિત્ર ચરિત્રવાળી જે સ્ત્રી છે તેના આચાર વિચારથી આ બન્ને પતિ પત્નિના આચાર વિચાર તદ્દન વિરૂદ્ધ–વિપક્ષ રૂપ છે આ બન્ને જગતને આનંદદાયક અને વિચારપૂર્વક વર્તન કરનારાં હોવાથી સુંદર પરિણામ લાવનારાં છે. મિથ્યાત્વ અને તેની સ્ત્રી કુદૃષ્ટિ પ્રયત્નપૂર્વક મહામોહના સૈન્યને–બળને વ્યવસ્થિત કરીને ચલાવે છે, ત્યારે આ સમ્યગ્દર્શન અને સુદૃષ્ટિ ચારિત્ર ધર્મ રાજાના બળને સુંદર રીતે પ્રવર્તાવે છે. મિથ્યાદર્શન અને કુદૃષ્ટિ તેમના મહાન શત્રુ છે.

આ સમ્યગ્દર્શન કોઈવાર અવસર જોઈને પોતાનાં ત્રણ રૂપ ધારણ કરે છે. પ્રતિપક્ષીઓનો વ્યય કરવાનો હોય ત્યારે **ક્ષાયકભાવ** નામનું રૂપ ધારણ કરે છે. પ્રતિપક્ષીઓને દબાવવા હોય ત્યારે **ઉપશમભાવ** નામનું રૂપ ધારણ કરે છે અને કાઈક દુશ્મનોનો ક્ષય અને કાંઇક દબાવવાનો પ્રસંગ હોય ત્યારે તે **ક્ષયોપશમ નામનું** રૂપ ધારણ કરે છે આ ત્રણ સ્વરૂપો તે કોઈ વખત સ્વભાવથી જ કરે છે, અથવા સદ્બોધ મંત્રી તેમને ત્રણ સ્વરૂપ લેવરાવે છે.

સદ્‌બોધમંત્રી રાજન્ ! ચારિત્રધર્મ મહારાજાનો આ બુદ્ધિશાળી પ્રધાન છે. તે એવો જ્ઞાની છે કે આ વિશ્વની અંદર પુરૂષાર્થથી સિદ્ધ થઈ શકે તેવી કોઈ બાબત એવી નથી કે તે ન જાણતો હોય. વિશ્વમાં ભૂતકાળમાં થઈ ગયેલા, વર્તમાનકાળમાં થતા અને ભવિષ્યમા થવાવાળા પદાર્થો જે સ્થુલ હોય કે સૂક્ષ્મ હોય, નજીક હોય કે દૂર રહેલા હોય તે સર્વ પદાર્થોને જાણવાને તે સમર્થ છે. વધારે શું કહું ! આ અનંત દ્રવ્ય પર્યાયવાળા ચરાચર વિશ્વને તે નિર્મળ નેત્રથી જુવે છે. નીતિના માર્ગમાં તે નિપુણ છે. મહારાજાનો તે પરમ હિતસ્વી છે. રાજ્યના કાર્યની ચિંતા રાખનારો અને પોતાના બળ ઉપર શ્રદ્ધા રાખનારો છે. સમ્યગ્‌દર્શન સેનાપતિને તે બહુ પ્રિય છે, તેને સ્થિર કરવામાં મદદ કરનારો છે. ખરીવાત છે કે જ્ઞાન વિના સમ્યગ્દર્શનમાં દઢતા થતી નથી. આ વિશ્વમા તેના જેવો જ્ઞાની કોઈ પ્રધાન નથી. જ્ઞાનાવરણ રાજાનો તે કટ્ટો દુશ્મન છે આ પ્રધાનની જ્યાં હાજરી હોય છે ત્યાંથી જ્ઞાનાવરણને મુઠીઓ વાળીને નાસવું પડે છે, તે ક્ષયોપશમ અને ક્ષાયક એમ બે પ્રકારે તેનો નાશ કરે છે. અર્થાત્ ક્ષયોપશમ નામની શકિતવડે જ્ઞાનાવરણના થોડા ભાગને દબાવે છે અને થોડા ભાગનો નાશ કરે છે. અને ક્ષાયિક ભાવની શકિતવડે તેનો સર્વથા નાશ કરે છે. ક્ષયોપશમ ભાવનું જ્ઞાન અને ક્ષાયિક ભાવનુ જ્ઞાન એમ બે પ્રકારનાં બળ તે પ્રધાન ધરાવે છે.

**અવગતિસ્ત્રી** રાજન્! નિર્મળ અંગ, ચળકતાંનેત્ર, અને સુંદરમુખવાળી આ સદ્‌બોધ પ્રધાનને **અવગતિ** નામની સ્ત્રી છે. અવગતિ એ વસ્તુતત્ત્વના બોધનું નામ હોવાથી, આ સ્ત્રી તે પ્રધાનનું સ્વરૂપ, જીવિત પ્રાણ અને સર્વસ્વ રૂપ છે. આ સ્ત્રી શરીર વિનાની અર્થાત્ અરૂપી છે. જ્ઞાન અરૂપી છે એટલે અવગતિને શરીર વિનાની કહી છે. જીવોના જીવનમાં તે સત્ય વસ્તુનો પ્રકાશ રેડે છે. મહામોહના વિવિધ સ્વરૂપોથી દરેક જીવોને તે જાગૃતિ આપે છે–તેમાં ન ફસાવાને ચેતાવે છે.

**સદ્‌બોધના પાંચ મિત્રો** રાજન્! સદ્‌બોધ પ્રધાનને અંગભૂત–તેનાથી જુદા ન પાડી શકાય તેવા પાંચ મિત્રો છે. પ્રથમ મિત્રનું નામ **આભિનિબોધ** છે. તે જૈન સત્પુરના લોકોને ઇન્દ્રિયોથી અને મનથી જ્ઞાન ઉત્પન્ન કરાવે છે. તેનું બીજું નામ **મતિજ્ઞાન** પણ કહે છે.

બીજા મિત્ર પુરૂષનું નામ **સદાગમ** છે, તે એટલો બધો બુદ્ધિવાન્ છે કે તેની આજ્ઞામાં આખુ જૈનસત્પુર રહેલું છે, ત્યાંના લોકો સદાગમ ઉપર બહુજ શ્રદ્ધાળુ છે અને દરેક બાબતમા તેની જે આજ્ઞા હોય તે પ્રમાણે જ તેઓ વર્તે છે. રાજાના બધાં કાર્યોનો આજ વિચાર કરે છે. બોલવામાં પણ તે ઘણોજ હોંશીયાર છે. બાકીના ચારે મિત્રોતો મુંગા છે. સદાગમની આવી વચન કુશળતા જાણીને તથા સદ્‌બોધ અને તે બન્નો એક અંગત માણસો છે એમ સમજીને સદ્‌બોધને મુખ્ય મંત્રીપણે સ્થાપન કરેલ છે, છતાં

આ સદાગમ અંતરંગ સર્વ રાજાઓને, જૈનલોકોને અને બહારના લોકોને પ્રવૃત્તિનું મુખ્ય કારણ છે. આ ન હોય તો એના વિના વિશ્વમાં કોઇકાળે, આ બાળ આ નગર, પોતાના સ્વરૂપે પ્રકાશી શકેજ નહિ, આ સદાગમ સર્વકાર્યનો ઉપદેષ્ટા છે. આનું બીજું નામ **શ્રુતજ્ઞાન** છે. શ્રુતજ્ઞાન બીજાને બોલીને બોધ આપે છે, આજ્ઞા ફરમાવે છે, બાકીનાં ચાર જ્ઞાનો મુંગા છે. તેઓને જ્યારે કાંઈપણ કાર્ય સબંધી કહેવું હોય ત્યારે આ સદાગમની પાસેજ કહેવરાવવું પડે છે, એટલે તેઓ જાણવા છતાં બોલવાનું કરતાં ન હોવાથી તેઓને મુગા કહેલા છે, "આદેશ, ઉપદેશ કે વસ્તુ તત્ત્વનું સ્વરૂપ તે વચનથીજ પ્રકાશિત કરાય છે માટે તેની બધી પ્રવૃત્તિનો પ્રકાશક અને પ્રેરક સદાગમનેજ કહેલો છે."

ત્રીજા મિત્રનું નામ **અવધિ** છે. આ મિત્ર અનેક રૂપનો વિસ્તાર કરી શકે છે. કોઈપ્રસંગે દીર્ઘ, કોઈ વખત હ્રસ્વ, કોઈવખત થોડો, કોઈવખત ઘણો, કોઈવખત આવીને ચાલ્યો જનારો અને કોઈ વખત કાયમ ટકી રહેવાના સ્વભાવવાળો છે. તેનાં નેત્રો વિશેષ નિર્મળ છે. કોઇના કહેવા કરતાં પોતેજ વિશ્વના પદાર્થોને અમુક મર્યાદામાં સાક્ષાત્ જોઈ શકે છે. આ અવધિજ્ઞાન ક્ષયોપશમના પ્રમાણમાં લાંબુ ટુંકું, વધારે, ઓછું આવ્યું જાય અને ન જાય તેવું છે. વિશેષમા તેના અસંખ્યાતા ભેદો છે. ઇન્દ્રિય કે મનની પણ અપેક્ષાવિના વિશ્વના પદાર્થોને તે અમુક મર્યાદામાં જોઈ શકે છે.

સદ્બોધના ચોથા મિત્રનું નામ **મનઃપર્યવ** છે. તે પોતાના આત્મબળવડે બીજા જીવોના મનમાં રહેલા ભાવોને—લાગણીઓને સાક્ષાત્ જાણી શકે છે. મનુષ્ય લોકમાં એવું કોઈનું મન નથી કે આ બુદ્ધિમાન્ તેને જોઈ શકતો ન હોય ! મનનાં સૂક્ષ્મ આંદોલનોને તે જાણી શકે છે.

પાંચમા મિત્રનું નામ **કેવળ** છે, વિશ્વના સૂક્ષ્મ કે સ્થુળ, નજીકના કે દૂરના ભૂતકાળના, વર્તમાનકાળના કે ભવિષ્યકાળના એવા કોઈ–પણ પદાર્થો નથી કે જેને આ જાણી શકતો ન હોય. તે બહુજ પવિત્ર છે. જ્ઞાનાવરણ રાજાનો સર્વથા નાશ કરીને તેણે આ પોતાની બધી વિભૂતિ પ્રગટ કરી છે, જૈનસત્પુરમાથી જેઓ નિવૃત્તિ નગરીમા જાય છે તેઓ બધાનો આ સ્વભાવથીજ નાયક છે. મહામોહાદિની ઉત્પત્તિ અને વિનાશનાં બધા કારણો તે જાણે છે, અને સદાગમના મુખદ્વારા તે વિશ્વના જીવોના હિત ખાતર પ્રગટ કરી બતાવે છે. આ પાંચ મિત્રોવડે પરિવરેલો સદ્બોધ પ્રધાન સાક્ષાત્ સૂર્યસમાન પ્રતાપી અને પ્રકાશક છે.

**સંતોષ** રાજન્ ! આ સંતોષ મૂળ રાજા નથી, પણ ચારિત્રધર્મનો મહાબળવાન સેવક છે તે શૂરવીર છે. નીતિનો જાણકાર છે. બુદ્ધિશાળી છે. સંધિ કરવી કે લડાઇ કરવી તે અવસરને ઓળખનાર છે. તેથી રાજાએ તેને દેશના રક્ષક તરીકે–કોટવાળાના પદે નિમેલો છે વિષયાભિલાષમંત્રીના ઈન્દ્રિય નામના પાંચ બાળકો, વિશ્વને રાગકેશરી રાજાને વશ કરી આપવા પ્રયત્ન કરે છે તેનો પોતાના મહાત્મ્યવડે

પરાભવ કરીને, મોહના પાશમાં પડતાં ભવજંતુને તેની પાસેથી છોડાવીને આ કોટવાળ નિવૃત્તિ નગરી સુધી પહોંચાડી દે છે. આ કારણે કેટલીકવાર મહામોહ અને ચારિત્રધર્મ વચ્ચે મહાન્ યુદ્ધ જાગે છે. મહામોહને જેટલો રોષ આ સંતોષ કોટવાળ ઉપર છે તેટલો બીજાઓ ઉપર નથી, ચિત્તવૃત્તિ અટવીમાં અનેકવાર તેઓનું યુદ્ધ થયેલું છે, અને થાય છે, પણ કોઇનો પ્રગટ જય કે પરાજય કાયમનો થયો નથી. કોઈ વખત સંતોષ કોટવાળ જીતે છે તો કોઈ વખત મહામોહનો વિજય થાય છે. આ પ્રમાણે આ બન્ને સૈન્યોનો અન્યોન્ય જીતવાની હરીફાઇમાં કેટલોએ કાળ ચાલ્યો ગયો છે.

સંતોષ ચિત્તવૃત્તિના રાજ્યનો રક્ષક કોટવાળ છે. મનમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓને પોતાના સંતોષી સ્વભાવથી શાંત કરે છે. તે ઇચ્છાની ઉત્પત્તિ ઇન્દ્રિયોના વિષયોને લઇને તથા મહામોહ અને અજ્ઞાનતાને લઇને થાય છે. સંતોષ ઇચ્છાને મારી નાંખે છે. કેટલીક વખત ઇચ્છાઓ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે સંતોષ પોતાની પ્રબળ તૈયારીના અભાવે દબાઇ જતા તેનો વિજય થાય છે અને કોઈ વખત સંતોષ ઉગ્ર અને દૃઢતા ધારણ કરે છે ત્યારે વિષયાદિની ઇચ્છાઓ નાશ પામે છે. આ અન્યોઅન્ય યુદ્ધ મનમા થાય છે. ઘણા લાંબા કાળથી આ યુદ્ધ ચાલે છે. સંતોષના બળથી–મદદથી જીવ બળવાન થઇ મહામોહનો નાશ કરી મોક્ષે જાય છે. ત્યારે સંતોષનો વિજય તે જીવને માટે કાયમનો થાય છે. આથીજ જણાવ્યું છે કે સંતોષ તે જૈનપુર રાજ્યનો રક્ષક તંત્રપાળ

છે. પોતાનું ઓછું બળ દેખી કોઇ વખતે સંતોષ દુશ્મન સાથે સંધિ કરે છે, કોઈ વખતે બળ વધારે હોય તો લડે છે. આમ નીતિમાં નિપુણ, અવસરનો જાણનાર, અને બુદ્ધિમત્તતા વિગેરે ઘણાં ગુણો સંતોષમા છે.

**નિષ્પિપાસા** રાજન્! પદ્મના જેવા સુંદર નેત્ર અને ગૌર મુખવાળી **નિષ્પિપાસિતા** નામની આ સંતોષની સ્ત્રી છે. કોઇ પણ પ્રકારની તૃષ્ણા–ઈચ્છા ન હોવી તે તેના નામ પ્રમાણે ગુણ ધરાવનારી છે. જૈનસત્પુરનાં લોકોનું મન, શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શમા રાગદ્વેષ વિનાનું તૃષ્ણા વિનાનું બનાવવાનું તે બાઈ કામ કરે છે. લાભમા અલાભમાં, સુખમાં દુ ખમાં, સુંદરતામાં અસુંદરતામાં, તથા આહારાદિના પ્રસંગમાં જીવોને તે ભલીબાઇ અત્યંત સંતોષી બનાવે છે. આથી એ નિશ્ચય થાય છે કે આ રાજ્યમાં ચારિત્રધર્મ રાજા છે. યુવરાજ પદે યતિધર્મ કુમાર છે ગૃહિધર્મ નાનો પુત્ર છે રાજ્યની ચિંતા કરનાર સદ્બોધ પ્રધાન છે. સમ્યગ્દર્શન સેનાપતિ છે અને સંતોષ તંત્રપાળ છે. મહામોહાદિ વિશ્વને પ્રાપ કરનારા છે, ત્યારે ચારિત્રધર્માદિ વિશ્વને શાંતિ આપનારા છે; આલંબનરૂપ છે, હિતકારી છે, સાચા બંધુ તુલ્ય છે, સંસારનો પાર પમાડનારા છે અને સુખના કારણ રૂપ છે. માટેજ તેઓ આત્માના અંગભૂત છે. આ સિવાય શુભાશયાદિ બીજાઓ પણ ચારિત્રધર્મના અનેક પદાતિઓ છે. તેઓ સદા સારા કાર્યમા મનુષ્યોને પ્રેરનારા છે. જે જે મનુષ્યો. સ્રીઓ, બાળકો અને સુખના કારણરૂપે છે તે તે બધાનો આ શુભાશયાદિની અંદર સમાવેશ થાયછે.

**ચારિત્રધર્મનું ચતુરંગબળ** રાજન્ ! આ ચતુરંગ બળમા ગાંભીર્યતા, ઉદારતા. શૌર્યતા, વિગેરે રથો છે, જેઓ ચાલતી વખત થતા ઘણુઘણુારાવના શબ્દોથી દિશાઓને ગજાવી મૂકે છે.

આશય એવો છે કે ગંભીરતા ઉદારતા શૂરવીરતાની ગતિ ધીમી પણ મજબુત કાર્ય સાધક સ્ફુર્તિવાળી છે તે માટે તેને રથની ઉપમા આપી છે. ૧

યશકીર્તિ, સૌજન્ય, શ્રેષ્ઠતા, સજ્જનતા, પ્રણય આદિ હાથીઓ વિલાસ કરતા પોતાના ગુલગુલાયમાન શબ્દોથી ભુવનને ભરી મૂકે છે. કીર્તિ, સજ્જનતાદિ, વિશ્વમાં ફરી વળનારા હોવાથી હાથીની ઉપમા આપી છે. ૨

બુદ્ધિની વિશાળતા, વચનની ચતુરતા, અને નિપુણતાદિ આ રાજાના સૈન્યમાં અશ્વો છે. બુદ્ધિઆદિ ઘોડાની માફક આનંદદાયક અવાજ કરનારા હોવાથી ઘોડાની ઉપમા આપી છે. ૩

સ્થિરતા, ડહાપણ, દાક્ષિણ્યતાદિ સેનાનીઓ છે. જેઓ પાર વિનાના ગંભીર અને વિસ્તારવાળા શાંત સમુદ્રનીભ્રાન્તિ ઉત્પન્ન કરે છે. આ ચતુરંગ સન્યનો પડાવ ચિત્તવૃત્તિ અટવીમાં જમણી બાજુ પર પડેલો છે.

**અપ્રસાદયંત્ર** રાજન્ ! જ્યારે જ્યારે યુદ્ધનો પ્રસંગ પડે છે ત્યારે ત્યારે જૈનસત્પુરના મહાત્માઓ આ અપ્રમાદ યંત્ર દુશ્મનોનો નાશ કરવા માટે વાપરે છે. આ

યંત્રને તેઓ સદા પાસેજ રાખે છે, અને ઘણી લાગણી તથા સાવધાનતાપૂર્વક તેનો ઉપયોગ કરે છે. તે યંત્ર વાપરવાની વિધિ આ પ્રમાણે છે.

આત્મભાનમાં સદા જાગૃત રહી જીવન પર્યંત કોઈ જીવને તે મહાત્માઓ મુનિઓ પીડા કરતા નથી. અસત્ય બોલતા નથી માલીકની રજા સિવાય તેઓ કાંઈ પણ વસ્તુ લેતા નથી. બ્રહ્મચર્ય ત્રિકરણ શુદ્ધિ એ પાળે છે. પરિગ્રહ જે ધન ધાન્યાદિ તેનો સર્વથા ત્યાગ કરે છે. શરીર તથા ધર્મમા મદદગાર ઉપકરણો ઉપર મમત્વ ધારણ કરતા નથી. રાત્રીએ આહાર પાણીનો ત્યાગ કરે છે. સંયમની વૃદ્ધિ અને દેહના રક્ષણ અર્થે દિવસે નિર્દોષ આહાર લે છે, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ બરાબર પાળે છે, વિવિધ પ્રકારના આત્મ વિકાશમાં મદદગાર અભિગ્રહો લે છે. દુર્જન મિત્રોની સોબત કરતા નથી. સ્વભાવને શાંત રાખે છે. પોતાની સાધુ જીવનની ભૂમિકાનું ઉલ્લંઘન કરતા નથી. લોક વ્યવહાર લોપતા નથી. ગુર્વાદિને માન આપે છે. તેમની આજ્ઞા બરાબર પાળે છે ભગવાનના સિદ્ધાંતનું શ્રવણ કરે છે. મહાવ્રતોની ભાવનાઓ વિચારે છે. આપત્તિને ધીરજથી સહન કરે છે. વિપત્તિની સામે આત્મિકબળ વાપરીને હઠાવે છે.

ગમે તેવા દુઃખની સામે થઈ, તેને ભાવનાના બળથી સહન કરે છે. અનુકૂળ સંયોગો વખતે રાગ કે અભિમાન ન થાય તે માટે બહુ સાવધાન રહે છે. મનની વૃત્તિઓનો પ્રવાહ કઇ દિશા તરફ વહે છે તેની બહુજ સંભાળ રાખે

છે મનની શક્તિને પ્રભુના માર્ગ તરફ વાળે છે. સર્વ સંગો આશ્રવના કારણુ છે એમ સમજી તેનાથી સાવધાન રહે છે, મનને નિર્મળ કર્યા કરે છે, યોગ માર્ગનો અભ્યાસ કરે છે, પરમાત્માને હૃદયમાં સ્થાપન કરી દરેક કાર્ય તેમની હાજરીમા થતા હોય તેમ કરે છે હૃદયમાં પરમાત્માની ધારણા કરી તેમનું ધ્યાન કરે છે, બહારની બાબતો મનમાં વિક્ષેપ ન કરે તે માટે કાળજી રાખે છે, પરમાત્માના સ્વરૂપમાં લીન થઈ રહેવાય તેવી મનને તાલીમ આપે છે–અભ્યાસ કરાવે છે' નિર્વિકલ્પ ધ્યાનમાં ડૂબે છે–લય પામે છે. મન તથા શરીરાદિથી આત્માને જુદો અનુભવે છે. ઉત્કૃષ્ટ સમાધિ સિદ્ધ કરે છે. આત્માને વિશુદ્ધ બનાવી કૃતાર્થ થાય છે. આ દેહમાં રહીને અહીંજ પરમશાંતિ અનુભવે છે. આનું નામ **અપ્રમાદ યંત્ર** અને તેમ વર્ત્તવું તે તેને વાપરવાની વિધિ છે, મોક્ષનો માર્ગ મહામોહાદિથી નિષ્કંટક કરવા માટે તે યંત્ર વાપરવાનું છે. જેમ જેમ આ યંત્રનો વધારે ઉપયોગ કરવામાં આવે છે તેમ તેમ અંતરંગ શત્રુઓ નાશ પામે છે. આ યંત્ર વાપરવાનું કામ કોઈ આગળ કરાવાય નહિ. પોતે જાતેજ તે યંત્ર વાપરવું અને તેનો લાભ યંત્ર વાપરનારે લેવો.

રાજન્ ! આ પ્રમાણે ટુંકામાં કર્મપરિણામ મહામોહ અને ચારિત્રધર્મ રાજાનો સ્વભાવ, શક્તિ, ચિત્તવૃત્તિ, શહેરો સ્થાનો, પરિવાર, મદદગારો, ચતુરંગ બળ, વિગેરે તમને કહી બતાવ્યું. તે કહેવાનો આશય એ છે કે, તમારી

ચિત્તવૃત્તિને તમારે ઉજ્વળ બનાવવી, મહામોહના સૈન્યને ઓળખીને જ્યાં દેખો ત્યાં તેનો નાશ કરવા પ્રયત્ન કરવો, અને ચારિત્રધર્મના સૈન્યને પોષણ આપવું.

આ પ્રમાણે ગુરુશ્રીએ કહેલી હકીકત સાંભળી રાજા ગુણધારણના આનંદનો પાર ન રહ્યો. રાણી મદનમંજરી અને મિત્ર કુલંધર પણ આ બધું એક ચિત્તથી સાભળ્યા કરતા હતા. તેમના આ જીવનમા આવો બોધ પ્રથમજ હતો. આ જ્ઞાનથી તેમનાં આંતરનેત્રો ખુલવા માંડ્યાં. પોતાના ઉપકારી અને અપકારીને તેઓ ઓળખી શક્યા. પોતાનું કર્તવ્ય તેઓ બધા સમજ્યા. ખરેખર તત્ત્વજ્ઞાની આત્મભાનમા જાગૃત થયેલા અનુભવીગુરુ વિના આ બોધ–આ જ્ઞાન નજ મળી શકે.

રાજા ગુણધારણને તો નિત્ય નવા નવા જ્ઞાન અને અનુભવ સાભળવાનો રસ વધવા લાગ્યો. ગુરુ પાસે જ્ઞાન સાંભળી, પોતાના મુકામે આવીને ફરી પાછા એકઠા મળી તે બોધને ફરી યાદ કરતા હતા, તેના ઉપર વિચારો, તર્ક વિતર્કો કરતા અને જે જે વાતનો ખુલાસો પોતાથી થતો નહતો તે શંકાઓનું સમાધાન પાછા ગુરુશ્રી પાસે આવીને કરતા હતા.



# પ્રકરણ સોળમું.

## જ્ઞાનાવરણનો પરાજય

## દશ કન્યાઓ.

**વિદ્યાદેવી સાથે લગ્ન**–શ્રવણ કરેલા બોધનું મનન કરતા ગુણધારણ રાજાને વિચાર આવ્યો કે ગુરુશ્રીએ મને આગળ કહ્યુ હતું કે, તને પુન્યોદયે અત્યારે સુખનો લેશ થોડું સુખ આપ્યું છે. જો મારી પાસેનું સુખ થોડું કહેવાતુ હોય તો પછી સંપૂર્ણ સુખ તે કેવા પ્રકારનું હશે ? માટે આ વાતનો ખુલાસો મારે ગુરુશ્રી પાસેથી મેળવવો, આ નિર્ણય કરી રાજા ગુણધારણ ગુરુશ્રીની પાસે આવ્યો અને વંદન નમન કરીને વિનયપૂર્વક હાથ જોડીને બોલ્યો કે,

પ્રભુ ! અત્યારે મને જે સુખ મળેલું છે તે મારા ધારવા પ્રમાણે મને ઘણું લાગે છે, છતા આપ કહો છો કે તને પુન્યોદયે સુખનો લેશ આપ્યો છે. તો જીવોને સંપૂર્ણ સુખ કેવા પ્રકારનું હશે તે સમજાવવા કૃપા કરશો ?

**નિર્મળાચાર્ય** રાજન્ ! સંપૂર્ણ સુખ અનુભવથી જાણી શકાય છે

ગુણધારણ–પ્રભુ ! તેનો અનુભવ કેવી રીતે થઈ શકે ?

**નિર્મળાચાર્ય** હે રાજા ! દશ કન્યાઓને પરણ્યા પછી, તેના અનન્ય પ્રેમ અને ગાઢ સંબંધથી તમને તે સુખનો અનુભવ થશે.

**ગુણધારણ** પ્રભુ ! મારી ઇચ્છાતો આ એક મદન-મંજરી રાણી કે જેને હું પરણ્યો છું તેનો પણ ત્યાગ કરી આપની સેવામાં રહેવાની છે. તો આ નવી કન્યાઓ પરણવાની ખટપટમાં પાછો કેમ પડું ?

**નિર્મળાચાર્ય** ભાઇ ! આ દશ કન્યા પરણવી જ પડશે. તે પરણીશ તોજ તમને દીક્ષા આપી અમે રાખીશું. દીક્ષાને અને આ કન્યાને વિરોધ નથી. આ કન્યા વિના દીક્ષાજ નકામી છે. તેના વિનાની દીક્ષાનું પરિણામ શુન્ય જેવું છે, તેના વિના આગળ વધાયજ નહિં અને તાત્વિક સુખનો અનુભવ પણ નજ થાય.

ગુણધારણ આ હકીકતથી જરા ગુંચવાડામા પડયો એટલે કંદમુનિએ ગુરુશ્રીને નમન કરી જણાવ્યું. પ્રભુ ! જે કન્યાઓ ગુણધારણને પરણવા આપ કહો છો, તેનાં નામ, તે કોની કન્યાઓ છે, હાલ કયાં છે વિગેરે જણાવવા કૃપા કરશો ?

ગુરુશ્રી કહે છે હા. તે સંબંધી હકીકત હું કહું છું તમે બધા એક ચિત્ત થઇને સાંભળો

## દશ કન્યાઓની ઉત્પત્તિ.

**ચિત્તસૌંદર્ય** નગરનાં **શુભ પરિણામ** રાજાને નિષ્પ્રકંપતા અને ચારૂતા નામની બે રાણીઓ છે. તેનાથી **ક્ષાંતિ** અને **દયા** નામની બે કન્યાઓ અનુક્રમે ઉત્પન્ન થયેલી છે. ૨

શુભ્રમાનસ નગરના શુભાભિસંધિ રાજાને વરતા અને વર્યતા નામની બે રાણીઓ છે તેનાથી મૃદુતા અને સત્યતા નામની બે કન્યાઓ ઉત્પન્ન થએલી છે. ૪

વિશદમાનસ નગરના શુદ્ધાભિસંધિ રાજાની શુદ્ધતા અને પાપભીરૂતા રાણીઓથી ઋજુતા અને અચોર્યતા નામની કન્યાઓ ઉત્પન્ન થયેલી છે. ૬

શુભ્રચિત્તપુર નગરના સદાશય રાજાની વરેણ્યતા રાણીની બ્રહ્મરતિ અને મુક્તતા આ બે કન્યાઓ થયેલી છે. ૮

સમ્યગ્દર્શન સેનાપતિની શક્તિથી માનસી વિદ્યા નામની કન્યા પ્રગટ થઈ છે. ૯

ચારિત્રધર્મ મહારાજા અને વિરતિ મહાદેવીથી નિરીહતા કુમારી ઉત્પન્ન થયેલી છે. ૧૦

આ પ્રમાણે દશ કન્યાઓના સ્થાન, નામ અને માતા પિતાદિનાં નામ છે.

કંદમુનિએ ફરી વિનંતિ કરી કે પ્રભુ ! ગુણધારણ રાજાને આ કન્યાઓ કેવી રીતે મળશે ?

નિર્મળાચાર્ય ગુણધારણ રાજાએ સદ્ગુણોનો અભ્યાસ વધારવો, અને તે કન્યાઓને લાયક પોતાનો આત્મવિકાશ કરવો તેથી કર્મ પરિણામાદિ અનુકૂળ થશે લાયક વરને તેના માબાપો પણ કન્યા દેવાનો આગ્રહ કરશે. તે કન્યાઓના સ્થાન અને માતા પિતાના યથાર્થ નામો ઉપરથી તે

કન્યાઓ કેવી સદ્‌ગુણી હશે તે સમજી શકાય તેમ છે. જેમ કે,

ચિત્તની સુંદરતા, પરિણામની શુભતા, તેની નિષ્પ્રકંપતા એટલે દૃઢતા અને સુંદરતા આમાંથી ક્ષમા અને દયા પ્રગટે છે.

મનની ઉજવળતા, શુભતા એજ નિશાન, તેની શ્રેષ્ટતા અને શ્રેષ્ટતમતા, તેમાંથી મૃદુતા નિરભિમાનતા અને સત્યતા પ્રગટે છે. ૪

મનની નિર્મળતા, શુદ્ધતાનું લક્ષ, શુદ્ધતા અને પાપ કરવાની ભીરૂતામાથી સરલતા–નિષ્કપટતા અને અચોર્યતા પ્રગટે છે.

ચિત્તનો શુભ્રતા–શ્વેતતા, પવિત્ર આશય અને ઉત્તમતામાથી, બ્રહ્મચર્ય અને સર્વસ્વત્યાગ પ્રગટે છે.

સમ્યગ્‌દર્શનની શક્તિમાંથી આત્મવિદ્યા પ્રગટે છે.

ચારિત્રધર્મ પવિત્ર વર્ત્તન અને વિરતિ—અશુભ વર્ત્તનના ત્યાગમાંથી, સર્વ ઇચ્છાનો ત્યાગ–અનિચ્છા ભાવ પ્રગટે છે.

આવી પવિત્ર કન્યાઓ તેને લાયક ગુણવાળાનેજ વરે છે, માટે હે રાજન્ ! આ કન્યા પરણવા માટે અભ્યાસ કરીને યોગ્યતા મેળવવી જોઈએ. યોગ્યતા પ્રાપ્ત થયા પછી કન્યાઓ મેળવવામાં જરા પણ વિલંબ થવાનો નથી.

## દશ કન્યાઓની પ્રાપ્તિ માટે સદ્‌ગુણનો અભ્યાસ

### ક્ષાંતિ કુમારી. ૧

ગુણધારણ પ્રભુ! આ કન્યાઓ મેળવવા માટે કયા કયા ગુણો મેળવવા?

નિર્મળાચાર્ય-રાજન્! તે બતાવું છું. ધ્યાન આપીને સાભળશો. ક્ષાતિ કન્યાની ઈચ્છાવાળાએ સર્વ જીવો ઉપર મિત્રતા રાખવી. ૧

બીજાએ કરેલો પરાભવ સહન કરવો. ૨

તે પરાભવ સહન કરવા દ્વારા-નિમિત્તે સામાંને સુખ થયું-પ્રીતિ ઉત્પન્ન થઈ તેનું અનુમોદન કરવું. ૩

સામાને પ્રીતિ સંપાદન કરાવવા વડે પોતાને લાભ થાય છે એમ ચિંતવવું. ૪

અન્યનો પરાભવ કરવો તે દુર્ગતિનું કારણ છે, તેવા પોતાના અશુભ આત્મભાવની નિંદા કરવી. ૫

સિદ્ધ પરમાત્મા-મુક્ત આત્મા, કોઇને ક્રોધના કારણ રૂપ થતા નથી તેઓને ધન્ય છે! એવી પ્રશંસા કરવી. ૬

તિરસ્કાર કરનારો, સામાને-પોતાને કર્મની નિર્જરા કરવામાં કારણ રૂપ છે એમ માનવું. ૭

સંસારની અસારતા દર્શાવનારાને હિતસ્વી સમજી ગુરુ બુદ્ધિએ ગ્રહણ કરવા. ૮

અંતઃકરણને સર્વ પ્રકારે અડોલ-અડગ કરવું. ૯

આ ગુણોને વર્ત્તનમાં મૂકનાર ક્ષાંતિ કન્યાને લાયક બને છે.

**દયાકુમારી. ૨**

દયાને પરણવા ઇચ્છનારે નિરંતર થોડો પણ પરને ઉપતાપ ન કરવો. ૧

સર્વ જીવો પ્રત્યે બંધુ ભાવવાળું વર્ત્તન રાખવું. ૨

બને એટલો બીજાઓને ઉપકાર કરવો. ૩

બીજાને દુઃખમાં પડેલા જોઈને તેની ઉપેક્ષા ન કરતાં મદદગાર થવું. ૪

વિશ્વના સર્વ જીવોને આનંદ ઉત્પન્ન થાય તેવા સમ-પરિણામ રાખવાં. ૫

**રાજકુમારી મૃદુતા** કન્યા. ૩

આ મૃદુતા—નમ્રતાને પરણવાની ઈચ્છાવાળાએ,

પોતે ઉત્તમ જાતિનો છે એવો **જાતિનો** ગર્વ ન કરવો. ૧

પોતે સારા કુળમાં જન્મ્યો છે એવું **કુળનું** અભિ-માન ન કરવું. ૨

પોતાના બળનું—**શક્તિનું** અભિમાન ન કરવું. ૩

પોતે રૂપવાન છે એવો **રૂપનો** ગર્વ ન કરવો. ૪

પોતે તપ ખુબ કરી શકતો હોય છતાં હું તપસ્વી છું, એવું **તપનું** અભિમાન ન કરવું. ૫

પોતે ધનવાન હોય છતાં તે ધનનું અભિમાન ન કરવું. ૬

પોતે પ્રખર વિદ્વાન હોવા છતાં પણ જ્ઞાનનો મદ ન કરવો. ૭

પોતે જ્યાં જાય ત્યાં બધી જાતની અનુકૂળતા મળી આવતી હોય, જ્યારે જે વસ્તુની ઇચ્છા કરે ત્યારે તે મળતી હોય છતા તે લાભનો મદ ન કરવો. ૮

બીજાઓ પોતા ઉપર ખુબ લાગણી કે સ્નેહ ધરાવતા હોય છતાં તેનું અભિમાન ન કરવું અને પોતાના સ્નેહીઓ ઉપરનાં સ્નેહનાં બંધનો ઓછાં કરવાં. ૯

નમ્રતા સાથે સર્વ જીવોનો વારંવાર વિનય કરવો. ૧૦

માખણના પિંડાની માફક હૃદયને કોમળ બનાવવું. જેથી બીજાઓની મુશ્કેલીની લાગણી સમજી-જાણી શકાય. ૧૧

આવો સદ્‌ગુણી આ કન્યાને લાયક પતિ છે.

## રાજકુમારી સત્યતા ક. ચા. ૪

સત્યતા કન્યાની સાથે લગ્ન કરવાની ઇચ્છાવાળાએ નીચેના ગુણો પોતામાં પ્રાપ્ત થયા છે કે કેમ ! તેની સાબીતી કરી આપવી.

બીજાના મર્મો ઉઘાડવાની ટેવ છોડી દેવી. ૧ ચાડી ચુગલી કરવાનું બંધ કરવું. ૨ અન્યના અવર્ણવાદ બોલવાની–નિંદા કરવાની ટેવ સર્વથા છોડી દેવી. ૩

વાતચિતમાં કે બોલવાના પ્રસંગે વચનમાં કઠોરતા બીલકુલ આવવા ન દેવી. ૪

એકને કહેવું અને બીજાને સમજાવવું, આડું અવળું બોલી ખરી વાત છુપાવવી, ઇત્યાદિ કપટઆશયવાળી વક્રોક્તિ ન કરવી. ૫ કોઈની હાસી મશ્કરી ન કરવી, ૬ ખોટું-જુઠું ન બોલવું ૭. વગર કારણે બહુ બોલવારૂપ વાચાળપણું ન કરવું ટુંકામાં પતે ત્યાં સુધી લાબી પારાયણ ન ચલાવવી. ૮

અતિશયોક્તિ વિના સાચી વાત કહેવી ૯

**રાજકુમારી ઋજુતા કન્યા** ૫ ઋજુતા-સરલતા કન્યા પરણવા માટે નીચેના ગુણો ખીલવવા. કુટિલતા-કપટતા ન કરવી ૧ સર્વ સ્થળે સરળ આશય-ભાવ રાખવો ૨ કોઈને ઠગવા છેતરવા નહિ. ૩ મનને મેલ વગરનું નિર્મલ રાખવું ૫ જેવું મનમાં હોય તેવું ૪ વચનમા અને વર્ત્તનમાં રાખવું ૫ પોતાના વિચારોમાં ઉચ્ચભાવને પવિત્ર ભાવને મુખ્ય સ્થાન આપવું. ૬ પગદંડાની માફક પોતાના અંતઃકરણને સરલ બનાવવું, તેમા વાકાશ, ગાંઠ કે ઘુંચવણી ન રાખવી, ૭

**રાજકુમારી અચૌર્યતા કન્યા.** ૬ આ કન્યાની યોગ્યતા મેળવવા જીવે, બીજાને પોતા તરફથી કાંઈ પણ પીડા ન થાય તે માટે સાવચેતી રાખવી. ૧ બીજાનું બુરૂં કરવાની લાગણીઓનો નાશ કરવો. ૨ પારકું ધન લેવાની ઇચ્છાનો ત્યાગ કરવો. ૩ ચોરી કરવાથી ઉત્પન્ન થતા

દુ:ખનો વિચાર કરવો. ૪ પરધન હરણ કરવાથી દુર્ગતિમાં જવું પડે છે તેનો ભય સન્મુખ રાખવો. ૫

આ સદ્ગુણો ખીલવવાથી અનુરાગવાળી આ કન્યા સ્વયંવરા તરીકે આવે છે.

## રાજકુમારી મુક્તતા કન્યા. ૭.

આ કન્યા સાથે લગ્ન કરવાના ઉમેદવારે વિવેકને–કર્તવ્યાકર્તવ્યના ભાનને રોમેરોમમાં એકરસ કરી દેવો ૧ બાહ્ય અને અભ્યંતર ગ્રંથિથી–બાહ્ય ગ્રંથિ, ધન ધાન્યાદિ, અભ્યંતર ગ્રંથિ રાગદ્વેષાદિ આ બન્ને ગ્રંથિથી આત્માને ભિન્ન જોયા કરવો. ૨. ધનાદિની તૃષ્ણાને શાંત કરવી. ૩ અંતઃકરણ બાહ્ય કે અભ્યંતર કોઈપણ પદાર્થ સાથે એકરસ –આસક્ત ન થાય તેમ ધારી રાખવું ૪. કાદવ અને જળથી જેમ કમળ લેપાતું નથી, તેમ દરેક પદાર્થથી મનને નિર્લેપ રાખવું અર્થ અને કામથી નિર્લેપ આત્મભાવ પ્રગટ કરવો. ૫

## રાજકુમારી બ્રહ્મરતિ કન્યા. ૮

બ્રહ્મરતિ સાથે લગ્ન કરવાની ઇચ્છાવાળા જીવોએ, દેવ, મનુષ્ય અને તિર્યંચની બધી સ્રીઓને માતા સમાન ગણવી. ૧ જે સ્થાનમાં તેવી સ્રીઓ રહેતી હોય ત્યાં રહેવું નહિ ૨ તેઓના સંબંધી રાગવાળી વાતો કે વર્ણન ન કરવાં ૩ તેઓ જ્યાં બેઠા હોય ત્યાં તે સ્થાને બે ઘડી પહેલાં ન બેસવું. ૪ તેઓની ઇન્દ્રિઓ શરીરના અવયવો નિહાળીને જોવા નહિ. ૫ સ્રી પુરુષો જ્યા રતિ ક્રીડા કરતા

હોય તેવી ભીંતના આંતરે પણ રહેવું નહિ. ૬ પૂર્વે જે રતિક્રીડા કરેલી હોય તે વાતનું સ્મરણ ન કરવું. ૭ રસવાળા –ઇન્દ્રિયોને ઉશ્કેરનારા માદક આહારાદિ ખાવા પીવા નહિ. ૮ પ્રમાણથી અધિક આહાર ખાવો નહિ ૯ શરીરની શોભા ન કરવી. ૧૦ મનમાં વિષયો સંબંધી ઉઠતી વૃત્તિઓને વિચાર બળથી ઉખેડી નાખવી ૧૧

બ્રહ્મરતિને વરવાને માટે આવા ગુણવાળો જીવ લાયક છે.

## રાજકુમારી વિદ્યા કન્યા.

વિદ્યા કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છનારે વિશ્વમાં રહેલા, દેહ ધનવિષયાદિ તમામ પદાર્થો અનિત્ય છે, થોડો વખત રહેનાર છે અને છેવટે નાશ પામનારા છે, તે અનિત્ય ભાવનાનો નિત્ય વિચાર કરવો. ૧

પૌદ્ગલિક દ્રવ્યો અપવિત્ર છે પવિત્ર દેખાતા પદાર્થો અપવિત્રતાના રૂપમાં બદલાઈ જાય છે. એ અશુચિ ભાવનાનો વિચાર કરવો.

પૌદ્ગલિક વિષયો દુખરૂપ છે. સુખરૂપતાનો દેખાવ કરીને પણ છેવટે દુખરૂપ પરિણામ આપે છે, તે દુખમયતાનો વિચાર કરવો. ૩

સર્વ કુતર્ક જાળને તોડી ફોડીને સદ્વિચારોથી તેનો નાશ કરવો ૪

સર્વ શરીરોની અંદર રહેલા આત્મતત્વને તેનાથી અલગ અનુભવવા માટે મનનપૂર્વક વિચાર કરવો. ૫ વિચાર કરીને તે પ્રમાણે અનુભવ કરનારને સમ્યગ્દર્શન પોતાની વિદ્યા કન્યા પરણાવે છે. ૫

## રાજકુમારી નિરીહતા કન્યા ૧૦

નિરીહતા સાથે લગ્ન કરવાની ઇચ્છાવાળાએ આ વિચારોને દૃઢ કરવા કે, જીવ જે જે ઇચ્છાઓ કરે છે તે તે ઇચ્છાઓ મનને વધારે સંતાપ આપે છે. ૧ ઇન્દ્રિય જન્ય ભોગોની ઇચ્છા મનને વિશેષ દુઃખદાયી થાય છે. ૨ જન્મ થાય છે તે મરણ માટે છે. જે ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ થવાનો છે. ૩ પ્રિયવસ્તુ કે મનુષ્યોનો સમાગમ વિયોગ માટે થાય છે. સંયોગનો વિયોગ અવશ્ય છે ૪ જેમ રેશમના કીડાએ કરેલી રેશમના તંતુની રચના તેનાજ બંધનને માટે થાય છે તેમ જીવને વિવિધ દ્રવ્યોની સંગ્રહ કરવાની પ્રવૃત્તિ કેવળ પોતાના બંધનને માટે જ થાય છે. ૫ સર્વ સંગો–સંબંધો કલેશ કરાવનારા અને વધારનારા થાય છે. ૬ પ્રવૃત્તિ દુઃખરૂપ છે. ૭ નિવૃત્તિ એજ સુખદાયી છે ૮ આ પ્રમાણે નિરંતર ભાવના કરનારના ઉપર નિરીહતા કન્યા બહુજ લાગણીવાળી થાય છે. ૧૦

ગુણવારણ ! તમારે દીક્ષા લેવાની તૈયારી કરવા માટે આ દશ કન્યાઓ પરણવાની છે, માટે ઉપર બતાવેલા સદ્-ગુણો પ્રાપ્ત કરવાનો અભ્યાસ શરૂ કરવો. આવી પ્રવૃત્તિ

લાંબા વખત સુધી કરશો ત્યારે અવસર આવ્યો જાણીને કર્મપરિણામ રાજા, ચારિત્ર ધર્મ રાજાનું સૈન્ય અને બળ તમને દેખાડશે અને આપશે. પછી તેના દરેક સુભટોને જે જે ગુણો અનુકૂળ છે તે તે ગુણોનો અભ્યાસ તમારે કરવો પડશે અને તેમ કરીને બધા સુભટોને અનુકૂળ કરવા, તેથી તેઓ તમારા તરફ અનુકૂળ થઈને મહામોહના સૈન્ય સામે લડીને તેને દૂર હડાવી દેશે ત્યાર પછી તમને તમારૂં અંતરંગ રાજ્ય પ્રાપ્ત થશે તે અવસરે આ અંતરંગ કન્યાઓ તરફથી તમને અખંડ આનંદ મળતા ઘણાજ સુખી થશો માટે આ અનુષ્ઠાન તમારે અવશ્ય કરવાનું છે. આ અભ્યાસ બરાબર છ મહીના કરવામાં આવતાં સિદ્ધ થશે.

ગુણધારણ પ્રભુ ! ઉતાવળ કરો, મને તો હમણાજ દીક્ષા આપો. છ મહિના જેટલા લાંબા વખત સુધી ઢીલ કરવાનું શું કારણ છે ?

**નિર્મળાચાર્ય** રાજન્ ! ઉતાવળ કરવાની જરૂર નથી. મેં જે આ ક્રિયા કરવાનું તમને કહ્યું છે તે સદ્‌ગુણોનો અનુભવ કરવો તેજ તાત્વિક દીક્ષા છે. આ ગુણો વિના તમે આગળ અનેકવાર સાધુ વેશ લીધો હતો પણ તે લાભદાયક થયો નથી. માટે આ ગુણોનો બરાબર અમલ કરો તેટલું અત્યારે બસ છે.

**કુંદમુનિ** પ્રભુ ! કન્યા તો દશ છે. તો પ્રથમ કયા ક્રમે કોને પરણવી ?

**નિર્મળાચાર્ય** ગુણધારણ રાજા મારા કહેવા પ્રમાણેનું વર્ત્તન શરૂ કરશે એટલે સદ્‌બોધ મંત્રી પ્રથમ વિદ્યાકન્યાને લઈને તેની પાસે આવશે, અને તે વિદ્યાના તેની સાથે લગ્ન કરી આપી સાથે જ રહેશે. આ મંત્રી ઘણો કુશળ અનુભવી છે. ભરોંસો મૂકવા લાયક વીર પુરુષ છે પાસે આવીને રહ્યા પછી તે જેમ કહે તેમ કરવાની જરૂર છે. તે બધો માર્ગ બતાવશે, પછી બીજાના ઉપદેશની જરૂર રહેશે નહિ.

ગુણધારણે મસ્તક નમાવી ગુરુશ્રીને કહ્યું પ્રભુ! મારા પર મોટી કૃપા કરી. ખરેખર આપના આ બોધથી મારા આત્માને હું ધન્ય માનું છું હવે આપની આજ્ઞાથી તે સદ્‌ગુણોનો અભ્યાસ કરવાનું શરૂ કરુ છું આ પ્રમાણે કહી નમન કરી રાજા પોતાના પરિવાર સાથે નગરમાં આવ્યો.

**વિદ્યાકન્યા સાથે લગ્ન** ગુરુ પાસેથી ઉપદેશ સાભળી ઘેર આવ્યા પછી રાજાના અંત.કરણમાં હર્ષ ઉભરાવા લાગ્યો આખા શરીરમા રોમાંચ ખડા થયાં. મગ-જમાં શાતિ વ્યાપી રહી ગુરુશ્રીએ આપેલા ઉપદેશાનુસાર સંસારી જીવ ગુણધારણ રાજાએ સદ્‌ગુણોનો અભ્યાસ શરૂ કર્યો. અને ગુરુશ્રીની સેવા ઇત્યાદિ શુભ કાર્યોમાં દિવસો વિશેષ પ્રકારે પસાર કરવા લાગ્યો ગુરુશ્રીએ જે ભાવનાઓનો વિચાર કરવ નું અને તેથી હૃદયને વાસિત કરવાનું બતાવ્યું હતું તે ભાવનાના વિચારમા નિદ્રા આવી ને વિચારમાં ગઈ નિદ્રા તંદ્રામાં પણ આ ભાવના ચાલુ રહી. તે ભાવના

સાથે પાછો રાજા જાગૃત થયો. ભાવના વિશેષ વૃદ્ધિ પામી, હર્ષ થયો, ભાવના સાથે તદાકાર થયો, એટલામાં સદ્‌બોધ મંત્રી વિદ્યાકન્યા સાથે સન્મુખ દેખાયો. વિદ્યાકુમારી બહુજ રૂપવાન્ હતી તેના મુખ ઉપર શાંતિ છાઈ રહી હતી. તત્ત્વનો બોધ અને સંવેગ આ બે તેના ગોળાકારવાળા સ્તનો હતા. આસ્તિકતારૂપ લાવણ્યતાથી ભરપુર સુંદર મુખ હતું. પ્રશમ નામના મનોહર નિતંબ હતા. વિગેરે.

"વિદ્યા એટલે સદ્‌જ્ઞાન તે જોતાં આનંદ આપે તેવું છે. તેના મુખ ઉપર આસ્તિકતા છવાઈ રહેલી હોય છે. હૃદય ઉપર તત્ત્વનો બોધ અને સંવેગ–સંસારની આસારતા તરવરી રહેલી હોય છે. તેમ થતાં શરીરના ભાગમાં શાતિ –પ્રશમ પ્રગટ થઈ રહે છે. જ્ઞાનને આમ વિદ્યાકન્યાનું રૂપક આપેલું છે."

"આ નિદ્રા તે ભાવના વાસિત તંદ્રા છે. સુતાં સુતાં પણ આવી ભાવનામાં જીવ એકતાર થઈ પોતાનો અભ્યાસ લંબાવે છે. સદ્‌બોધ ત્યારે જ પ્રગટે છે અને પાસે જ રહે છે નિદ્રામાં–શરીર સુવે છે ત્યારે પણ આત્મભાન જાગૃત રાખવાનો અભ્યાસ કરવામાં આવે તો તેથી દરેક ક્ષણે ઉપયોગની જાગૃતિ વધતી ચાલે છે."

ગુણધારણ એકતાર થઈને આ વિદ્યા કન્યાને ઘણી વખત સુધી જોઈ રહ્યો, તેજ વખતે સદબોધે તેની સાથે તેનાં લગ્ન કર્યાં. "ગુરુએ આપેલું જ્ઞાન તેને રોમેરોમમાં

પરિણમ્યું. જ્ઞાનનો સાક્ષાત્કાર અનુભવ થયો." સદાગમ વિગેરેની આ લગ્નમાં હાજરી હતી, તેઓ બધાને આનંદ થયો રાત્રી આનંદમાં પસાર થઈ.

**સદ્બોધનુ આગમન, જ્ઞાનાવરણનો પરાજય**

ગુણધારણ રાજા સવારે પોતાના પરિવાર સાથે ગુરુશ્રી પાસે આવ્યો અને વંદન કરીને રાત્રીએ બનેલો બનાવ તેમને કહી સંભળાવ્યો. અને પ્રશ્ન કર્યો કે પ્રભુ! રાત્રીએ મારી ભાવનામાં ખુબ વધારો થયો તે બધું કેમ બન્યું?

**નિર્મળાચાર્ય** રાજન્! એ હકીકત બહુ સમજવા લાયક બની છે. એકચિત્ત થઈને સાંભળો.

તમારાં સત્કર્મોથી કર્મપરિણામ રાજા તુષ્ટમાન થયો હતો, તેણે સદ્બોધ અને વિદ્યાને પ્રેરણા કરીકે તમારે ગુણધારણ પાસે જવું. સદ્બોધ મંત્રી, ચારિત્ર-ધર્મરાજાની આજ્ઞા લઈને વિદ્યાની સાથે તમારી પાસે આવવા નીકળ્યો.

સદ્બોધ, વિદ્યાકુમારીને લઇને સંસારી જીવ પાસે જાય છે, આ વાતની મહામોહના સૈન્યમાં ખબર મળવાથી ત્યાં મોટો કોળાહળ મચી રહ્યો. ગભરાટમાં પડેલા તેઓએ પાપોદય સેનાપતિની સાથે વિચારણા શરૂ કરી.

વિષયાભિલાષ મંત્રીએ જણાવ્યું કે, ભાઈઓ! આપણો કટ્ટો દુશ્મન સદ્બોધ સંસારીજીવ ગુણધારણ પાસે પહોંચી ગયો તો આપણે બધા અકાળે મરી ગયા સમજજો.

તે સદ્બોધ ખટપટી હોવાથી ગુણધારણને આપણા વિરૂદ્ધ ઉશ્કેરવાનો, માટે તમે બધા તેનો માર્ગ રોકી લ્યો અને ગમે તે ભોગે તેના માર્ગમા વિઘ્ન ઉભાં કરી આગળ વધતો અટકાવો

પાપોદય સેનાપતિએ કહ્યું મંત્રીજી ! આપણો સ્વામી

કર્મપરિણામ જ જ્યારે તેના પક્ષમાં ભળીને મદદગાર થયો છે, તો પછી આપણે શું કરવાના હતા ? કર્મ અરિણામ જ્યારે આપણા પક્ષમાં હતો ત્યારે જ આપણે આગળ બળવાન હતા. તે મધ્યસ્થ હોય ત્યારે જ આપણે તે લોકોની સામે જોરથી લડી શકીએ છીએ, પણ અત્યારે તો કર્મપરિણામ રાજાના હુકમથી જ સદ્બોધ સંસારી જીવ પાસે આવે છે, એટલે તે પુરવેગમાં હોવાથી તેને અટકાવવો કે તેના માર્ગમા વિઘ્ન નાખવું તે કામ અશકય છે. વળી જ્યારે લડવાનું હોય છે ત્યારે તે મહારાજા તરફથી મને પ્રથમ આજ્ઞા થાય છે, આ વખતે તેવો કાંઇ પણ હુકમ મને મળ્યો નથી. “ જ્યારે કોઈને મુશ્કેલી આવવાની હોય ત્યારે પ્રથમ પાપનો ઉદય થાય છે, ત્યાર પછી દુઃખની શરૂઆત થાય છે. આ વખતે તેની પાસે પુન્યનો ઉદય છે, એટલે પાપોદય કહે છે કે, મને આ વખતે કર્મપરિણામ તરફથી ગુણધારણ પાસે જવાનો હુકમ મળ્યો નથી.” માટે સદ્બોધ મંત્રીને જવા દ્યો અને દૂર રહી આપણે અવસરની રાહ જોતાં હાલ તો જે થાય તે જોયા કરો.

પાપોદય સેનાપતિનાં વચનો સાંભળી જ્ઞાનાવરણ ક્રોધાધ થઇને બોલવા લાગ્યો અરે! સદ્બોધ મારો કટ્ટો દુશ્મન છે, તે સંસારી જીવ પાસે નિર્ભય થઇ એકદમ ચાલ્યો જાય અને હું ઉભો ઉભો જોયા કરૂં તે બની શકે ખરૂ કે? માટે તમારે આવવું હોય તો આવો, હું તો તેને માર્ગમાંજ અટકાવવા આ ચાલ્યો.

**ભાવનાનાબળે સદ્બોધનો વિજય** આ પ્રમાણે કહેતાની સાથેજ જ્ઞાનાવરણે તરત જ પ્રયાણ કર્યું, તેને જતો જોઈને અનિચ્છાએ પાપોદયાદિ તેની પાછળ મદદે ગયા. સદ્બોધને આવવાનો માર્ગ રોકી લીધો. છતાં તે બધાના મનમા પોતાના વિજય માટે તો શંકાજ હતી. આ બાજુ સદ્બોધ મંત્રીની પાછળ ચારિત્રધર્મનું મોટું સૈન્ય આવી પહોંચ્યું, પોત પોતાના વિરોધીઓને દેખીને બન્ને લશ્કરના સૈનિકોએ બુમરાણ મચાવી મૂક્યું, અને તરતજ એક બીજાનો ક્ષય કરનારૂં યુદ્ધ શરૂ થયું.

એક-તરફ નિર્મળ અધ્યવસાયવાળું ચારિત્રધર્મરાજનું ઉજ્વળ સૈન્ય, અને બીજી બાજુ શ્યામ અધ્યવસાયવાળું મહામોહનું મલિન સૈન્ય લડવા લાગ્યું. આ વખતે કર્મ-પરિણામ રાજાને સંસારી જીવ ગુણધારણના નિર્મળ અધ્ય-વસાય કાયમ રહી શકશે કે કેમ? તે સંબંધમાં-શંકા આવવાથી વિચારવા લાગ્યો કે, મારે ખુલ્લી રીતે એક બાજુનો પક્ષ કરવો તે યોગ્ય નથી. હું બન્ને પક્ષનો ગણાઉ છું અત્યારે જો ચારિત્રધર્મનો પક્ષ કરીશ તો

મહામોહાદિ મારા સંબંધીઓ મારાથી નારાજ થઈ તદ્દન જુદા પડી જશે, તેવો પ્રસંગ ઉભો થાય તે મારા હિતમાં નુકશાન કર્ત્તા છે. ચારિત્રધર્મનું સૈન્ય મને અત્યારે વ્હાલું છે, કેમકે સંસારી જીવ સદ્ગુણી થયો છે પણ એ સંસારી-જીવ ધડા વગરનો છે. કદાચ એ સદ્ગુણોનો ત્યાગ કરી દોષવાન થશે તો મારે તો આગળની માફક મારા સંબધીઓ મહામોહાદિ ઉપરજ આધાર રાખવો પડવાનો ! માટે અત્યારે ચારિત્રધર્મને ગુપ્તપણે મદદ આપવી એ ઠીક છે, જેથી ભવિષ્યમાં મને મુશ્કેલી ન નડે

ચારિત્રધર્મનું લશ્કર બળવાન છે અને તે સંસારી જીવને મદદ કરનાર છે એટલે વિજય તો અત્યારે તેનોજ છે. આ પ્રમાણે વિચાર કરતા કર્મપરિણામની નજર હે રાજન્ ! તમારા ઉપર પડી એટલે તમે તરતજ મારી બતાવેલી ઉત્તમ ભાવનાઓનો ઉપયોગ કરવાનું—વિચારવાનું શરૂ કર્યું. કર્મપરિણામે ભાવનાનું જોર વધારી મૂક્યું. જેમ જેમ તમે ભાવનારૂઢ વધારે થતા ગયા તેમ તેમ સદ્બોધની સાથે આવેલ ચારિત્રધર્મનું સૈન્ય બળવાન બનતુ ગયું. 'આનું નામજ કર્મપરિણામે કરેલી ગુપ્ત મદદ' કેમકે ભાવના મનની અંદર ચાલે છે, તેની બીજાને ખબર પડતી નથી અને જ્ઞાનાવરણાદિ મહામોહના સૈન્યનો નાશ થાય છે ભાવનાની અચિંત્ય શક્તિ છે, મહાન્ શક્તિવાળી ભાવના જેમ જેમ વૃદ્ધિ પામવા લાગી તેમ તેમ મહામોહાદિ નિર્બળ બનતા ગયા—મોહાદિને લગતી

આસક્તિ ઓછી થતી ચાલી. છેવટે તેઓની શક્તિ મંદ થવાથી તેઓ પરાજય પામી પાછા હઠવા લાગ્યા. તેમ તેમ સદ્બોધ વિગેરે જોરપર આવી લડવા લાગ્યા. જ્ઞાનાવરણ માર ખાઈ પાછો હઠયો. પાપોદય દૂર જઈ છુપાઇ બેઠો. થોડી વારમા આખું લશ્કર જીતાઇ ગયું. જ્ઞાનાવરણને ઘણો માર પડયો, તેના ચુરેચુરા થઇ ગયા. સદ્બોધ અને વિદ્યાદેવીનો વિજય થયો, હે ગુણધારણ! તેઓ તમારી નજીક વધારે આવ્યા, અને તમે તેની નજીક વધારે ગયા. અને છેવટે તમારૂં વિદ્યાદેવી સાથે લગ્ન થયું. એટલે તમને આત્મવિદ્યાનો અનુભવ થયો.

રાત્રીએ ભાવનાનો વિચાર કરતાં પ્રથમ તમને જે અવ્યવસ્થિત અને આડા અવળા બીજા વિચારો આવતા હતા, તે સદ્બોધનો માર્ગ રોકવા આવેલા જ્ઞાનાવરણના કરેલા હતા, અર્થાત્ તમને આગળ વધતા–જ્ઞાની થતા અટકાવનારા તે વિચારો હતા, પાપોદયાદિના કરેલાં તે વિઘ્નો હતાં, પણ તમારાં સત્કર્મો ઉજ્વળ હતાં, તેથી કર્મપરિણામે તમને મદદ કરી સારા વિચારો કરવા પ્રેર્યા, ભાવનાનું બળ વધ્યું, તેને લઈને તમે હલકા વિચારોને હઠાવી દીધા–હઠી ગયા, તે સર્વ પ્રભાવ મહિમા સદ્બોધ અને આધ્યાત્મિક–આત્મિકવિદ્યાનો હતો.

આ પ્રમાણે નિર્મળાચાર્ય કેવલીએ રાત્રીએ બનેલી હકીકતનો સાર સમજાવી ગુણધારણના પ્રશ્નનો જવાબ આપ્યો.

ગુણધારણ પ્રભુ! પાપોદયાદિ હાલ શું કરે છે?

કેવલી રાજન્! યુદ્ધમાં પરાજય પામી તમારી પાસેથી નાશી છુટેલા તે જ્ઞાનાવરણાદિ એકાંતમાં–સત્તામાં દિવસો પસાર કરતા વખતની રાહ જુવે છે. મતલબ કે અંદરથી જેટલા બહાર આવ્યા તેટલા તો નાશ પામ્યા છે. પણ જેઓ અંદર સત્તામાં શાત પડયા હતા તેઓ ચિત્તવૃત્તિ અટવીમાં છુપાઈ રહ્યા છે હજી તેઓના મનમાં દ્વેષ ઘણો છે. વેર લેવા માટે સારા વખતની રાહ જુવે છે. વખત મળી આવતાં એટલે સદ્બોધ, વિદ્યા આદિ તમારાથી દૂર થતાંજ તમારી ચિત્તવૃત્તિ અટવીમાં પાછી લડાઈ જગાડશે. માટે હે રાજન્! તમને ફરી ફરીને ભલામણ કરવામાં આવે છે કે સદ્બોધના કહેવા પ્રમાણે તમારે ચાલવું અને ધર્મરાજના દરેક સૈનિકોની મદદ લઈને તે પાપોદયાદિ દરેકનો શોધી શોધીને નાશ કરવો.

ગુણધારણે હાથ જોડી મસ્તક નમાવી, “જેવી પ્રભુની આજ્ઞા” એમ કહી તેમનું વચન મસ્તકે ચડાવ્યું. ત્યારબાદ માસકલ્પ પુરો થયો હોવાથી ગુરુશ્રી ત્યાંથી સાધુ સમુદાય સાથે બીજે વિહાર કરી ગયા.

## પ્રકરણ સત્તરમું

### અપ્રમત્તશિખર ઉપર શેપકન્યાનાં લગ્ન.

ગુરુશ્રીના જવા પછી, વિદ્યા સાથે પરિચય વધ્યો. વિદ્યાની વિદ્વતાનો અનુભવ લેવા સાથે ગુરુશ્રીના ઉપદેશા-

નુસાર વર્ત્તન પણ શરૂ કર્યું, અંતઃકરણને વધારે નિર્મળ કર્યું અને શરીરને વ્રત, તપ, જપાદિની કસોટીમા મૂક્યું તેથી ચિત્તવૃત્તિમાં સદ્‌બોધ બરાબર જમાવ કરીને રહી શકયો.

સદ્‌બોધ મંત્રીએ ગુણધારણને બે પુરૂષોનો સમાગમ કરાવતાં જણાવ્યું કે, આ શ્વેત વર્ણવાળા, મુખની સુંદરતા ધારણ કરનારા, પરિણામે હિતકારી ધર્મધ્યાન અને શુકલ-ધ્યાન નામના પુરૂષો છે, તેઓ તમને તમારા અંતરંગ રાજ્યમાં પ્રવેશ કરવામાં બહુ મદદગાર થશે, તે સદ્‌ગુણી પુરૂષોનો ખુબ સત્કાર કરજો. ગુણધારણે તેઓ તરફ મસ્તક નમાવ્યું. પછી સદ્‌બોધે ત્રણ સ્ત્રીઓની સાથે ઓળખાણ કરાવતા કહ્યું કે આ બાઇઓનાં નામ પિતા, પદ્‌મા અને શુક્‌લા છે એકનો વિજળીના રંગ જેવો, બીજીનો કમળના રંગ જેવો, અને ત્રીજીનો સ્ફટિક રત્નના જેવો વર્ણ છે. તેઓને લેશ્યા પણ કહેવામાં આવે છે, તેઓ આત્માના પરિણામરૂપ હોવાથી ધર્મધ્યાનની તે ત્રણે દાસીઓ છે અને તેને મદદ કરનારી પણ છે. છેલ્લી શુક્‌લાબાઈ છે તે એકલીજ શુક્‌લધ્યાનને મદદ કરનારી છે તેની સાથે તમારે સારી રીતે વર્તવું. તે ઘણી લાયક અને લાભકારી છે. આ ત્રણે તમારી પાસે ન હોય તો આ પરમ ઉપકારી ધર્મ અને શુક્‌લ તમારી મદદમાં રહી શકે જ નહિ. અંતરંગ રાજ્ય પ્રાપ્તિનો મુખ્ય આધાર આ બે પુરુષો ઉપર છે. માટે આ ત્રણ બાઇઓને પાસે

રાખીને તેનું તમારે નિત્ય પોષણ કરવું તમારા પરિણામને વધારે નિર્મળ કરવા.

"આ ત્રણે લેશ્યારૂપ બાઈઓ આત્માના ઉત્તરોત્તર ઉજ્વલ અધ્યવસાય રૂપ છે. તે અધ્યવસાય જેમ વધારે ઉજ્વળ તેમ ધર્મધ્યાન અને શુક્લધ્યાનની પ્રાપ્તિ સુગમ થાય છે. એ બન્ને ધ્યાન આગળ વધતા જીવની ભૂમિકા રૂપ છે. શુકલ લેશ્યાની પરમ ઉજ્વળ દશામાં શુકલધ્યાન હોય છે. તેથી કેવળજ્ઞાનરૂપ આત્માનો પરમ વિશુદ્ધ સ્વભાવ પ્રગટે છે, માટે સદ્બોધ મંત્રી, ગુણધારણને આ લેશ્યાને અધ્યવસાયને શુદ્ધ રાખવા–પોષવા માટે ભલામણ કરે છે."

ગુણધારણ પણ સદ્બોધના કહેવા પ્રમાણે વખત મળતાં ચિત્તવૃત્તિમા પ્રવેશ કરી વિદ્યા સાથે આનંદ કરવા લાગ્યો. સદ્બોધ સાથે વિચારણા કરવા અને સદાગમ, ગૃહીધર્મ, સમ્યગ્દર્શન તથા સદ્ગુણરક્તતાને સન્માન આપવા લાગ્યો આવી પ્રવૃત્તિમાં પાંચ મહિના જતાં તેના ગુણોથી કર્મપરિણામ રાજા ઘણા અનુકૂળ થયા. ગુણધારણ ઉપર પ્રેમ રાખવા સાથે તેની ચિંતા પણ કરવા લાગ્યા.

એક વખત કર્મપરિણામ પોતે ચિત્તસૌંદર્ય, શુભ્રમાનસ, વિશદ માનસ અને શુભચિત્તપુરમાં જઈને ત્યાંના રાજા શુભપરિણામ, શુભાભિસંધિ, શુદ્ધાભિસંધિ તથા સદાશયને મળીને, તેમની કન્યાઓ ગુણધારણને તેઓ આપે તેમ અનુકૂળ બનાવ્યા પુન્યોદય સેનાપતિને આગળ કરી

કાળપરિણતિને સાથે લઈ પોતાના પરિવાર સાથે કન્યાઓના વિવાહ માટે, કર્મપરિણામ રાજાએ ગુણધારણને તેની ચિત્તવૃત્તિમા પ્રવેશ કરાવ્યો. શુભપરિણામાદિને ત્યાં બોલાવ્યા. તે સર્વે સાત્વિકમાનસપુરમાં આવેલો વિવેક પર્વતના અપ્રમત્ત શિખર ઉપર રહેલા જૈનસત્પુરમાં આવ્યા અને લગ્ન માટે ત્યાં બધી તૈયારીઓ કરી.

**મહામોહના સૈન્યમાં ઉત્પાત** આ બાજુ ગુણધારણનાં આંતરિક લગ્નોની તૈયારી થાય છે, તેવી હકીકત પોતાના ચરપુરૂષો દ્વારા જાણીને મહામોહે પોતાના બધા પરિવારની એક મોટી સભા પ્રમત્તતા નદીના ખુલ્લા મેદાનમાં બોલાવી. આજની સભામાં બધા સુભટો તથા બાઈઓની હાજરી પ્રથમની સભાઓ કરતાં મોટા પ્રમાણમાં હતી. સભાના પ્રમુખનું સ્થાન મહામોહે પોતેજ સ્વીકાર્યું. તેની આજ્ઞાથી વિષયાભિલાષ મંત્રીએ ઉભા થઈને સભા બોલાવવાનું કારણ બતાવતાં જણાવ્યું કે, મારા દેવ ! અને સર્વ સભાસદો ! આપણા ગુપ્તચરે જે ખબર મને આપ્યા છે તે પ્રમાણે જો પેલો સંસારીજીવ ગુણધારણ ક્ષાતિ આદિ કન્યાઓ સાથે લગ્ન કરશે તો આપણે બધા જીવતા જ મરી ગયા સમજજો. વખત ગંભીર આવી પહોંચ્યો છે. જે વખત જાય છે તેમાં આપણા મરણનું નગારૂં વાગી રહેલું સંભળાય છે, માટે ગફલતમાં ન રહેતાં પ્રબળ પુરૂષાર્થ કરવો જોઇએ. હિંમત ન હારતાં સંસારી જીવ ઉપર આપણે બધાએ એકી સાથે હલ્લો કરવો જોઈએ.

લાંબાલાંબા ભાષણો કરવાનો આ વખત નથી. અત્યારે તો જીવન મરણનો સવાલ છે. પ્રધાને ટુંકામાં ભાષણ પુરૂં કર્યું, તમામ સુભટોએ પ્રધાનના નિશ્ચયને ટેકો આપ્યો. મહામોહે પણ તે સર્વને અનુમોદન આપી યુદ્ધ કરવાનું જાહેર કર્યું.

**ભવિતવ્યતાની સલાહ** આ વખતે યુદ્ધનો ઉત્સાહ ખુબ દેખાતો હતો, પણ કર્મપરિણામ રાજા મહામોહાદિથી અત્યારે વિરૂદ્ધ હતા એટલે અંદરખાને દરેકના મનમાં ગભરાટ અને સારા પરિણામ માટે સંશય હતો ધીમે ધીમે આ વાત બહાર આવી એટલે મહામોહે દેવી ભવિતવ્યતા જે સંસારી જીવ ગુણધારણની અનંત કાળની પત્ની છે તેને બોલાવી તેની સલાહ લેવાનો નિશ્ચય કર્યો દેવી ભવિતવ્યતા આવી એટલે તેનું સન્માન કરીને મહામોહે તેને પૂછ્યું ભગવતી! અત્યારે આ પ્રસંગમાં અમારે શું કરવું તે નિશ્ચય થતો ન હોવાથી અમે તમારી સલાહ માંગીએ છીએ.

ભવિતવ્યતાએ જણાવ્યું. મહારાજા! અત્યારે તમારે લડવા જવું તે યોગ્ય નથી. મારો પતિ સંસારી જીવ અત્યારે બધી રીતે તૈયાર થયેલ છે. કર્મપરિણામનો તેને માટે ઉંચો અભિપ્રાય છે. તેથી તે તેના પક્ષમા અત્યારે છે. તેમજ શુભપરિણામાદિ મોટા રાજાઓ પણ સંસારી જીવના પક્ષમાં મળી ગયા છે. આ બધી મદદને પરિણામે મારા પતિ સંસારી જીવને પોતાનું લશ્કર—પોતાની શક્તિ તપા-

સવાની ઇચ્છા થઈ છે. “ આત્માની અનંત શક્તિ છે. તે ગુણધારણને પ્રગટ કરવાની–અનુભવવાની ઇચ્છા થઈ છે. ” આ બધા સંયોગો જોતાં મને જણાય છે કે કર્મપરિણામ રાજા સંસારી જીવ ગુણધારણને તેનું બધું લશ્કર બતાવશે અને મારો પતિ તેને પોષણ આપશે, જો મારી સલાહ તમે માનતા હોતો યુદ્ધ કરવાનું બંધ રાખો. જો તેમ નહિ કરો તો તમારા દરેકનો તે નાશ કરશે તેની વિશુદ્ધિમાં વધારો થાય તેવા સંયોગો અત્યારે છે જો તેમ થાય તો જેટલા તેની નજરે ચડયા તે સર્વનો સંહાર થઈ ગયો જ સમજજો. માટે તમે બધા શાંત થાઓ. ‘ સત્તામાં છાનામાના પડયા રહો. ’ વખત જતાં આ મામલો શાંત થશે તેવા પ્રસંગે હું તમને ચેતવણી આપીશ. “ ભવિતવ્યતા એટલે જે થવાનું હોય તે થાય છે. આ બાબતમાં તે વખત જોઇને બન્ને સૈન્ય સાથે જોડાયેલી રહે છે એટલે તે આવી સલાહ મહામોહને આપે છે. ” ભવિતવ્યતાની આ સલાહ સાંભળી તે ઉપર વિચાર કરી મહામોહાદિકોએ સંસારીજીવ ગુણધારણ સાથે ખુલ્લી લડાઈ લડવાનો ઠરાવ રદ્દ કર્યો. “ વિષય કષાયમાં જીવને આસક્ત કરી આત્મભાન ભૂલાવવું તે ખુલ્લી લડાઈ છે. ” ગુણધારણ અત્યારે વિષય કષાયમાં આસક્ત થાય તેમ ન હતો એટલે તે લડાઈબંધ કરી ગુણધારણની ચિત્તવૃત્તિમાં છુપી રીતે તેઓ ભરાઈ બેઠા. અને ગુપ્તપણે ગુણધારણ ઉપર પોતાની શક્તિ ફેંકવા લાગ્યા. તેમની આવી શક્તિના પ્રભાવથી ગુણધારણના મનમા નવા નવા તરંગો–વિકલ્પો ઉઠવા લાગ્યા.

**વિચારોની ડામાડોળ**–ગુણધારણ વિચાર કરે છે કે 'ગુરુશ્રીએ મને જણાવ્યું છે કે 'જ્યારે આ ક્ષમાદિ કન્યાઓ સાથે તારાં લગ્ન થશે ત્યારે જ તને દીક્ષા આપીશું.' મતલબ કે ક્ષમા, નમ્રતા, સરલતા, નિર્લોભતા, દયા, સત્ય બ્રહ્મચર્ય અચૌર્ય, એ વિગેરે ગુણો મારે અનુભવસિદ્ધ કરવા જોઈએ. તેમાં થતાં સર્વસ્વત્યાગ–નિરીહતાવાળી દીક્ષા મને મળશે. પણ અરે આ દીક્ષા તો બહુ દુષ્કર છે! બે હાથે સમુદ્ર તરવા જેવી છે. સાધુઓની ક્રિયા મરણ પર્યંત પાળવાની છે. કાળે અકાળે ટાઢું ઉનું જે મળે તે ખાવું પડે. આ મારૂં શરીર તો લાલન પાલનમા ઉછરેલું છે, શરીરમા રોગ પણ થાય તેને લઈ સંતાપ વધે, એ બધું સહન તો કરવાનું જ ને? વળી મારી પ્રેમાળુ રાણી મદનમંજરી કોમળ છે. તેનું હૃદય પોચુ છે, તે વિયોગ કેમ સહન કરશે? મારે પણ તેની સાથે સદાનો વિયોગ તો રહેવાનો જ ને? તે ક્લેશ કરશે, દુખી થશે અને હું પણ સાથે દુખી થઈશ આવા આવા મનમા કલ્લોલો ઉઠવા લાગ્યા આ વિકલ્પોને લઈને ગુણધારણના પરિણામ પલટાવા લાગ્યા. તે પાછો હઠયો, છેવટે વિચાર કર્યો કે પેલી ક્ષમાદિ કન્યાઓને પરણવાનો વિચાર હાલ બંધ રાખું. હમણાં સુવાનીનો વખત છે પુન્યોદયથી મળેલા આ વૈભવોનો ઉપભોગ કરૂં અને છેવટે તે કન્યાઓ સાથે લગ્ન કરી લઈશ.'

**સદ્બોધની શિક્ષા** આ પ્રમાણે વિચારોના ગોટાળા તેની મનોવૃત્તિમા વળતા હતા, સદ્બોધ મંત્રી પાસે

ન હતો. ગુરુના ઉપદેશની તથા આત્મભાનની જાગૃતિ ન હતી, તેને લઈને મનની વૃત્તિઓ ડામાડોળ થયા કરતી હતી, તેટલામા જ તેના સદ્‌ભાગ્યે સદ્‌બોધ મંત્રી તેની પાસે પ્રગટ થયો 'આપેલા ગુરુના બોધનું સ્મરણ થયું.' ગુણધારણે પોતાના વિચારો તેને જણાવ્યા, તે સાંભળીને સદ્‌બોધ બોલી ઉઠ્યો· મારા નાથ! તમે જે આ વિચારો મને કહ્યા અને કર્યા તે તમને બહુ નુકશાન કરનારા છે, તમારા આત્મહિતની આડે આવનારા છે, અવળે માર્ગે દોરનારા છે, એ અજ્ઞાનતાની–ભાન ભૂલાયેલાની નિશાની છે. પ્રભુ! હું ખાત્રીથી કહું છું કે આ વિચારો તમારા પોતાના નથી તેમ સ્વાભાવિક પણ નથી, પણ પેલા દુરાત્મા મહા-મોહના તે વિચારો છે તેના આશ્રિતો જે ચિત્તવૃત્તિમાં છુપાઈ રહેલા છે તેની પ્રેરણાનું આ પરિણામ છે.

કોઈપણ સાધકને જ્યારે કોઈ મહાવિદ્યા સિદ્ધ થવા આવે છે તે વખતે જેમ વેતાળાદિનો ઉપદ્રવ થાય છે તેમ તમારા આ માંગલીક દીક્ષા પ્રાપ્તિ સિદ્ધિના પ્રસંગે આ વિઘ્ન છે, તેઓ ચિત્તવૃત્તિમાં રહીને ગુપ્તપણે ઉન્નતિના ખરા વખતમા વિઘ્ન કરવા તમને પાછા પાડવા પ્રગટ થયા છે માટે તે પાપીઓથી ઠગાશો નહિ.

સદ્‌બોધની આ વાત ગુણધારણના મનમાં ઉતરી, તરતજ પરિણામમાં પલટો થયો. તેણે કહ્યું, મંત્રીરાજ! મારે આ મહામોહાદિને કેવી રીતે હઠાવવા? સદ્‌બોધે કહ્યું તમારા પોતાના જ બળથી. ગુણધારણે કહ્યું તો મને તે

મારૂં બળ બતાવો. સદ્‌બોધે કહ્યું ખુશીથી તમારૂં બળ બતાવવા તૈયાર છું. પણ તેનો અધિકાર કર્મપરિણામ રાજાને છે. આ વખત કર્મપરિણામ પરિણામનો પલટો ત્યા હાજર જ હોવાથી તેમણે તેમની વાતચિત સાંભળી જવાબ આપ્યો કે, સદ્‌બોધ! તમે મારા હુકમથી તેનું બળ બતાવો તમે બતાવશો તો તે પરમાર્થથી મેં જ બતાવ્યું છે એમ માનવાનું છે.

**જીવનું બળ** સદ્‌બોધ જેવી આપની આજ્ઞા. એમ કહીને ગુણધારણને ચિત્તસમાધાન મંડપમાં પ્રવેશ કરાવ્યો. ચિત્તનું સમાધાન થતા તેની અંદર રહેલા ચારિત્રધર્મ અને તેનું બધું લશ્કર તેના જોવામાં આવ્યુ. સદ્‌બોધે દરેકની વિગત વાર માહિતી આપી ઓળખાણ કરાવી તે દરેક સૈનિકે પોતાના માલિક ગુણધારણ સંસારી જીવને મસ્તક નમાવી નમન કર્યું, તેણે પણ તેનુ સન્માન કર્યું તે બધા પોતાની સેનાનાં જ માણસો હતા તે વાત ગુણધારણને બરોબર સમજાણી, એટલે તરત ચતુરંગ સેનાને તૈયાર કરી શત્રુને મારી હઠાવવા પ્રયાણ કર્યું. આ બધી તૈયારીઓ અને ગુણધારણનું બળ દેખીને, ભયભીત થઈને મહામોહાદિ શત્રુઓ પાપોદય સેનાપતિને આગળ કરીને નાશવાજ લાગ્યા તેઓને એટલી બધી બીક લાગી હતી કે જો ત્યા ઉભા રહીશું તો જરૂર માર્યા જશું.

દુશ્મનો નાશી ગયા જાણીને ચારિત્રધર્મરાજની સેનાના માણસોએ તેઓને રહેવાના સ્થાનો ભાંગી નાખ્યાં, ચિત્ત-

વૃત્તિઅટવીને શોધાવીને સાફ કરી નખાવી. શત્રુઓની નાશભાગના પરિણામે ચારિત્રધર્મનો વિજય થયો. શત્રુઓ પ્રસંગ જોઇને નાશી ગયા, તેમાંથી થોડાનો નાશ થયો પણ બાકીના શાંત થઈને–ઉપશમભાવને પામીને ન દેખી શકાય તેમ છુપાઈ બેઠા.

ચિત્તવૃત્તિ અટવી અત્યારે પ્રગટપણે તો શત્રુ વિનાની થઈ હતી. એટલે ત્યાંજ લગ્નનો સમારંભ કરવાનું શરૂ કરવામાં આવ્યું.

**આંતર લગ્નનો સમારંભ. આઠ માતૃઓની સ્થાપના.**

સદ્બોધ પ્રથમ આઠ માતાઓનું સ્થાપન તથા પૂજન કરાવી ગુણધારણને તેની શકિત સમજાવી. દરેક દીક્ષા લેનાર ઉમેદવારને પ્રથમ આ આઠ પ્રવચનમાતાનું જ્ઞાન આપવામાં આવે છે.

૧ પ્રથમ માતાનું નામ **ઈર્યા સમિતિ** છે. તે દીક્ષા લેનાર ક્ષાંતિઆદિ કન્યાઓ સાથે લગ્ન કરનારનાં જવા આવવાથી–હાલતાં ચાલતાં કોઈ પણ જીવજંતુ પગતળે દબાઇને પીડા ન પામે કે, મરી ન જાય તે માટે, સાડાત્રણ હાથ લંબાય તેટલી જમીન ઉપર દૃષ્ટિ સ્થાપી આડું અવળું ન જોતાં–કોઈ તરફ ખેંચાણ ન થાય તેવી રીતે-ચાલવાનું જીવને શીખવે છે આ માતા જીવને જવા આવવાથી થતા દોષોથી રક્ષણ કરે છે. ૧

૨ બીજી માતા **ભાષાસમિતિ** છે તે સદ્બુદ્ધિથી સત્ય અને પવિત્ર વચન બોલવાનું, સ્વપરને હિતકારી, પ્રિય સત્ય

અને જરૂર પડતાં થોડા શબ્દો વિચારપૂર્વક બોલવાનું જી-
વને શીખવે છે. આ માતા જીવને વચનથી થતા દોષમાંથી
બચાવી લે છે. ૨

૩ ત્રીજી માતા **એષણાસમિતિ** છે, તે શરીરના ટકાવને
માટે ભોજન, પાણી લેવાં પડે તે નિર્દોષ, સાત્વિક અને
જરૂરીયાત જેટલાંજ વખતે લેવાં એવું જીવન શીખવે છે.
આ માતા જીવને ભોજન પાણી આદિથી લાગતા દોષોથી
બચાવે છે.

૪ **આદાનસમિતિ**–ચોથી માતા કાંઇપણ વસ્તુ ચીજ
લેવી મૂકવી હોય તે દૃષ્ટિથી જોઇને, રાત્રી હોય તો કોમળ ઉન
યા મોર પિંછથી જમીન પુંજીને કોઈ જીવને નુકશાન–પીડા
ન થાય તેમ લેવા મૂકવાનું જીવને શીખવે છે આ માતા
લેવા મૂકવા નિમિત્ત થતા દોષોથી જીવને બચાવે છે. ૪

૫ **પારિષ્ઠાપનિકા**–આ પાંચમી માતા છે તે સદોષ આહારાદિ
તથા પેશાબ, ઝાડો વિગેરે કોઈ જીવને નુકશાન–પીડા ન
થાય તેવી અચિત જીવ વિનાની ભૂમિ ઉપર ત્યાગવાનું જીવને
શીખવે છે. વસ્તુના ત્યાગવા નિમિત્ત થતા દોષોથી આ માતા
જીવને બચાવે છે. ૫

૬ **મનગુપ્તિ** છઠી માતા મનમાં અશુભ વિચારો કોઈ
પણ આવવા ન દેવા, સારા વિચારો કરાવવા અને પ્રસંગે
નિર્વિકલ્પસ્થિતિમાં મનને રાખવાનું જીવને શીખવે છે,
મનથી થતા દોષોથી જીવને આ માતા બચાવે છે. ૬

૭ **વચનગુપ્તિ** સાતમી માતા છે, આ માતા લાભનું કારણ ન હોય તો, જીવને બોલવાની મનાઈ કરે છે. વગર કારણે ન બોલવાનું અને બને ત્યાં સુધી મૌન રહેવાનું કામ જીવ પાસે કરાવે છે. આ માતા વચનથી થતા દોષો અટકાવે છે. ૭

૮ **કાયગુપ્તિ**-આઠમી માતા છે. આ માતા વગર કારણે જીવને હરવા ફરવાનું બંધ કરાવી, પદ્માસનાદિ કરી સ્થિર રહેવાનું શીખવે છે. આ માતા શરીરથી થતા દોષો અટકાવવાનું કામ જીવ પાસે કરાવે છે. ૮.

આ પ્રમાણે આઠ માતાનું સ્થાપન કરી, લગ્ન નિમિત્તે ચિત્ત સમાધાન નામનો મંડપ નાખવામાં આવ્યો. તે મંડપમાં નિઃસ્પૃહતા નામની વેદિકા તૈયાર કરવામાં અવી. ચારિત્ર-ધર્મરાજાએ પોતાના તેજથી મોટો અગ્નિનો કુંડ સળગાવ્યો તેજસ્ પદ્મા અને શુક્લા એ ત્રણ માતાઓએ આદરપૂર્વક સ્નાન વિલેપન વિગેરે કન્યાઓને કરાવી વસ્ત્ર આભૂષણો પહેરાવ્યા. વિવાહની શરૂઆત થઈ. સદ્બોધમંત્રી પુરોહિત થયા. તેણે કર્મ નામનાં લાકડા અગ્નિકુંડમાં નાખવા માંડયા, સદ્ભાવના વડે કુવાસના નામની ડાંગરની અંજલી ભરીને કુંડમા આહુતી આપી, સદાગમે જોષીરૂપે થઈને વૃષલગ્નના અમુક અંશમાં ક્ષાંતિ નામની રાજકન્યાનાં ગુણધારણની સાથે લગ્ન કર્યા, તેથી શુભપરિણામાદિ રાજાઓને તથા નિષ્પ્રકંપતાદિ મહારાણીઓને ખુબ આનંદ થયો. તેજ વખતે વૃષલગ્નમાં દયા વગેરે બીજી કન્યાઓના લગ્ન પણ ગુણધારણ

સાથે કરવામાં આવ્યાં, તે પછી જીવવીર્ય નામના સિંહાસનપર આરૂઢ થતાં ચારિત્રધર્મ આદિ સર્વના આનંદનો પાર ન રહ્યો.

**ભાવ દીક્ષા પછી દ્રવ્ય દીક્ષા**–આ બાજુ ગુણધારણને આ અંતરંગ કન્યાઓ–શક્તિઓ પ્રાપ્ત થવાથી મહામોહ નબળો પડી ગયો. પાપોદય તો પ્રથમથીજ નાશી ગયો હતો. ક્ષાંતિઆદિ કન્યાઓ, વૈશ્વાનર આદિની વિરોધી શક્તિઓ હોવાથી તેઓ પણ નાશીને દૂર જઈ બેઠા હતા એકંદરે ચારિત્રધર્મની મદદથી મહામોહાદિનું લશ્કર પાછું હઠ્યું હતું, પણ તેનો સર્વથા નાશ થયો ન હતો. સંસારી જીવ ગુણધારણ હવે આ અંતરંગ શક્તિઓરૂપ પ્રિયાઓ સાથે આત્માનંદમાં આગળ વધતો હતો. ચારિત્રધર્મનો બધો પરિવાર તેની આજુબાજુ વિંટાઈ વળ્યો હતો. આ પ્રમાણે અંતરંગવિલાસની લીલામાં સ્વસંવેદન સુખનો અનુભવ કરતાં, ગુરુદેવ જે જે હકીકતો અભ્યાસ કરવા માટે કહી ગયા હતા તે તે સર્વ બાબતોનો તેણે સાક્ષાત્કાર કર્યો ત્યાર પછી શુભ પરિણામ અને નિષ્પ્રકંપતા આદિથી અનેક સદ્‌ગુણી કન્યાઓ ઉત્પન્ન થઇ હતી, તેમાં ધીરજ, શ્રદ્ધા, મેધા, વિવિદિષા, સુખા, મૈત્રી, પ્રમુદિતા, ઉપેક્ષા, વિજ્ઞપ્તિ અને કરુણા આદિ હતી તે સર્વ કન્યાઓ સાથે ગુણધારણનો સંબંધ જોડાયો. તે દરેકે તેના હૃદયમા સ્થાન લીધું. તેઓ તરફથી મળતી શાતિ અને આનંદને લઈ તે વિચાર કરવા લાગ્યો કે અહો કૃપાળુ ગુરુદેવ ! તમે મને જે જે સૂચનાઓ કરી

હતી, તે તે સર્વ ખરોબર હતી. તેનો મને સાક્ષાત્કાર થયો છે. હવે તે કૃપાળુ ગુરુશ્રી અહીં પધારે તો દીક્ષા ગ્રહણ કરૂં, આવા તેના મનોરથોને જ્ઞાનથી જાણી ગુરુદેવ ત્યાં પધાર્યા ગુણધા. રણ ત્યા વંદન કરવા સન્મુખ ગયો, ભકિતવડે તેમના ચરણમાં મસ્તક નમાવ્યું અને દીક્ષાને માટે માગણી કરી. કેવલજ્ઞાની નિર્મળાચાર્યે જણાવ્યું વત્સ ! તમને ભગવાન સંબંધી ભાવ દીક્ષા આપોઆપ પ્રાપ્ત થઈ ગઈ છે. સાધુ-પણામા રહીને જે પ્રાપ્ત કરવાનું છે તે તમે ગૃહસ્થપણામાં મેળવી ચુકયા છો. જ્ઞાન દૃષ્ટિએ તમારી બધી હકીકત મારા જાણવામા આવી છે, છતાં વ્યવહારનું ઉલ્લંઘન ન કરવું એટલા ખાતર બાહ્ય સાધુવેષ લેવાની તમારી ઇચ્છા છે તો ખુશીથી ગ્રહણ કરો. ગુરુશ્રીની આજ્ઞા મસ્તકે ચડાવી આઠ દિવસ સુધી અષ્ટાહ્નિકામહોત્સવ પ્રભુના મંદિરોમે કરીને મુનિઓને દાન આપી, શ્રાવકોને સંતોષી, બંધુવર્ગોનો સત્કાર કરી, ગરીબ અનાથોનો ઉદ્ધાર કરી, **જનતારણ** કુમારને રાજ્ય આપી, પ્રધાનાદિને ભલામણો કરી પોતાના મિત્ર **કુલંધર**, રાણી **મદનંજરી** અને પ્રધાનાદિ અનેક પુરુષોની સાથે ગુણધારણ રજાએ ગુરુ પાસે દીક્ષા લીધી. મુનિવેષ ધારણ કર્યો.

મુનિપણામા સદાગમના સમાગમથી અગીયાર અંગનું જ્ઞાન મેળવ્યું. ગુરુશ્રીએ આચાર્યપદે સ્થાપન કર્યો, સમ્યગ્દર્શન અને ચારિત્ર ધર્મ ઉપર તે પછી ખુબ પ્રેમ વધ્યો, તેના લશ્કરને વિશેષ ઓળખી સંયમ અને

તપયોગનું ખુબ આરાધન કર્યું. પ્રમત્તતાનદી સુકાવી નાખી, ચિત્તવૃત્તિને ચોખ્ખી કરી, આ પ્રમાણે સંયમયોગ સાધતાં ગુરુશ્રીની સેવામાં ઘણો કાળ વ્યતીત કર્યો. છેવટે અણસણ કરી આ દેહનો ત્યાગ કરી વિબુધાલય વિભાગના પ્રથમ ગ્રૈવેયક નામની કલ્પાતીત ભૂમિમા દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં બાધા પીડા રહિત સુખસાગરમાં શાંતિમય જીવન ગુજારતાં સુખામૃતનો ખુબ અનુભવ કર્યો.

## પ્રકરણ અઢારમું.

### યોગમાર્ગ.

તેવીશ સાગરોપમ જેટલા લાંબા દેવઆયુષ્યનો અનુભવ કરી સંસારીજીવ ત્યાંથી નીકળી સિંહપુર નગરમાં ક્ષત્રિય મહેન્દ્રસિંહની વીણા નામની પત્નીના ઉદરથી ગંગાસિંહ નામે પુત્ર પણે ઉત્પન્ન થયો. કુમાર ગંગાસિંહ ઘણો પરાક્રમી અને ઉદાર દીલનો હતો, આજુબાજુના પ્રદેશમાં તેની સારી ખ્યાતિ હતી. પૂર્વજન્મના ધાર્મિક સંસ્કારને લીધે યુવાવસ્થામાં અમુક નિમિત્ત મળતાં તેને જાતિસ્મરણ જ્ઞાન-પાછલા જન્મનું જ્ઞાન થઈ આવ્યું. આત્માના આનંદની આગળ ગયા જન્મના દેવભવનો આનંદ તેને તુચ્છ લાગ્યો, તો પછી અત્યારનો વૈભવ તેની નજરમાં ક્યાંથીજ આવે ? વૈરાગ્યથી વાસિત થયેલા તેના આત્માને

વિષય સુખ તરફ નિર્વેદ આવ્યો. તેટલામાં સુઘોષ નામના આચાર્યશ્રીનો સમાગમ મળી આવ્યો. આ આચાર્ય આત્મના પરમ અનુભવી હોઈ આત્મજ્ઞાનમાં બહુ જાગ્રતિવાળા હતા. જીવને જેની જરૂરીઆત હોય તેનો તેને સમાગમ મળી આવે છે. માબાપની રજા મેળવી તેણે તેમની પાસે દીક્ષા લીધી. સદાગમ, સમ્યગ્દર્શન, સદ્બોધ, ચારિત્રધર્મ, ઈત્યાદિ પરિવાર અહીં પણ મળી આવ્યો. મહામોહનું જોર ઓછું થઈ ગયું હતું એટલે આ જન્મ શાંતિવાળો હતો.

પોતાને કેટલુંક જ્ઞાન તો હતું, છતાં આત્માના પૂર્ણ અનુભવી ગુરુશ્રીની સલાહ લેવાનું તેણે યોગ્ય ધાર્યું. ગુરુશ્રીને તેણે પ્રશ્ન કર્યો, પ્રભુ! મારું આત્મિક રાજ્ય મને પ્રાપ્ત થાય તે માટે મારે કેવી રીતે વર્તવું જોઈએ? મારૂં બળ મારે કયે સ્થાને કેવી રીતે વાપરવું?

સુઘોષ ગુરુશ્રીએ જણાવ્યું, ગંગાસિંહ! આત્માનું રાજ્ય તમારી પાસેજ છે પણ તેમા પ્રવેશ કરવા માટે જ્યાં જ્યા તમને મુશ્કેલીઓ જણાય ત્યા ત્યાં તે માર્ગના જ્ઞાતા ગુરુની સલાહ લેવી. તેઓ જે માર્ગ બતાવે તે માર્ગે અપ્રમત્ત થઈ ઉત્સાહપૂર્વક પ્રગતિ કરવી.

## આત્મિક રાજ્ય પ્રાપ્તિનો ઉપાય

**યમ અને નિયમનો ઉપદેશ** મુનિશ્રી! આત્મિક રાજ્યપ્રાપ્ત કરવા માટે તે માર્ગના પારગામી ગુરુદેવની

સેવા કરવી. ધર્મશાસ્ત્રોના રહસ્યના પારગામી થવું, શાસ્ત્રના ઉંડા રહસ્યનો વિચાર કરવો, તે વડે મનને દૃઢ બનાવવું, મનશુદ્ધિ માટે ક્રિયા કરવી, આત્મભાન જાગૃત રહે તે માટે સત્પુરૂષોનો સમાગમ કરવો, અસત્સંગ તેમાં વિઘ્નરૂપે છે માટે તેનો ત્યાગ કરવો, રાગદ્વેષ દૂર કરવા. બધા જીવોને પોતા સમાન ગણુવા, પોતાની માફક સર્વ જીવો સુખના ઇચ્છિક છે માટે તેઓનું રક્ષણ કરવું, તેમને જોઈતી શક્તિ અનુસાર મદદ આપવી, વચન ઉપર કાબુ મેળવવો, તે માટે પ્રિય, પથ્ય, સત્ય અને મિત–થોડું બોલવાની ટેવ પાડવી, બાહ્ય ધન એ મનુષ્યોના પ્રાણ જેવું છે, જેના જવાથી જીવો દેહનો પણ ત્યાગ કરે છે તેવા કારણોમાં નિમિત્ત કારણ ન થવાય તે માટે કોઇનું કાંઈ પણ તેની ઇચ્છા સિવાય ન લેવું, સ્ત્રીઓનું સ્મરણ, સંકલ્પન, પ્રાર્થન નિરીક્ષણ અને તેઓ સાથેનું ભાષણ રાગના કારણરૂપ થતુ હોવાથી આ માર્ગમાં વર્જવું. બાહ્ય અને અભ્યંતર સંગનો–ધનનો–વાસનાનો ત્યાગ કરવો, સંયમને ઉપકારી જીવન જીવવું, નિર્દોષ આહાર, પાણી, વસ્ત્ર, સ્થાન, પાત્રાદિ લઈ ધર્મમાર્ગમા મદદગાર શરીરનું રક્ષણ કરવું. પ્રતિબંધ ન થાય તે માટે નવકલ્પી અપ્રતિબદ્ધ વિહારે વિચરવું નિદ્રા, તંદ્રા આલસ્ય, વિષાદ અને પ્રમાદને અવકાશ ન આપવો મૃદુસ્પર્શવાળી વસ્તુમાં, સ્વાદિષ્ટ રસમા, સુગંધી પદાર્થોમાં, સુંદરરૂપમાં અને મધુર-શબ્દોમાં આસક્ત ન થવું, કર્કશશબ્દોથી, દુગંછનીય રૂપથી અમનોજ્ઞ સ્વાદથી, ખરાબ ગંધથી અને કઠોર સ્પર્શથી,

ઉદ્વેજિત કે દ્વેષિત ન થવું. સદા સંતોષી બનવું, દરક્ષણે વિશુદ્ધપરિણામવડે કર્મમેલ ધોયા કરવો. વિવિધ તપશ્ચર્યા કરવી, પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો, સમિતિ અને ગુપ્તિવાળા પવિત્ર માર્ગમાં અંતઃકરણને યોજવું, ક્ષુધા તૃષાદિ પરિસહો સહન કરવા, ધીરજ બુદ્ધિ અને સ્મૃતિ બળવાન થાય તેવો અભ્યાસ વધારવો, મનને આત્મા તરફ અનુકુળ બનાવવું અને પરમાત્મ સ્વરૂપમાં એકાગ્રતા વધારવી. આ પ્રમાણે વર્તન કરવાથી આત્મિક રાજ્યમાં પ્રવેશ થઈ શકે છે માટે તમારે તેમ વર્તવું.

**અભ્યાસ અને વૈરાગ્ય** વૈરાગ્યની મદદથી વિશ્વના તમામ પદાર્થોમાંથી વિરક્ત થવાય છે. જો વૈરાગ્ય ન હોય તો પોતાનો માર્ગ મૂકીને જીવ કોઈને કોઈ સ્થળે પદાર્થમાં આસક્ત થઈ આગળ વધતો અટકી પડે છે, માટે આત્મરાજ્ય મેળવવામાં વૈરાગ્યની બહુ જરૂર છે. સામાન્ય ભવથી લઈ દેવલોક સુધીનો વૈભવ કાગવિષ્ટા સમાન લાગવો જોઈએ. આત્મમાર્ગના પ્રયાણમાં મદદગાર સાધનો સેવવાનો સતત, લાંબા કાળ સુધી અને પ્રેમપૂર્વક અભ્યાસ વધારવો જોઇએ આ અભ્યાસમાં પણ અંતરંગ અભ્યાસ જે મનની વૃત્તિઓને રોકવાનો તથા શુદ્ધ કરવાનો છે તે અભ્યાસ બહુ ઉપયોગી છે. અભ્યાસ અને વૈરાગ્ય આ બન્ને આત્મરાજ્યમાં પ્રવેશ કરવામાં સહાયક રૂપે ગ્રહણ કરવા.

**ચિત્તવૃત્તિની શુદ્ધિ**—મહામોહાદિના સૈન્યના માણસો

ચિત્તવૃત્તિમાં આવતાં હોય તેને અટકાવો, અટકાવો એટલું જ નહિ પણ જ્યા દેખો ત્યાં તેને મારો. એ મહામોહની જાત માયાવી છે; અનેક રૂપો તેઓ ધારણ કરે છે, અને કેટલીક વખત તો ધર્મને બહાને પણ જીવનું ભાનભૂલાવીને ફસાવે છે, માટે સૂક્ષ્મદૃષ્ટિ કરીને જ્યાં હોય ત્યાથી તેને શોધી કહાઢવા તેઓ ઘણી વખત મનમાં પ્રગટ થાય છે માટે મનની વૃત્તિઓ તરફ એકાગ્રતાથી જોયા કરવું અને તેમાં મહામોહાદિ દેખાવ આપે કે તરતજ ઉપેક્ષા કરી દેવી, એટલે તે વિખરાઈ જશે. જો જોર વાપરે તો તેને દૃષ્ટારૂપે જોયા કરવું એટલે તે ખલાસ થઈ જશે. તે સ્થિતિમાં દૃષ્ટા તરીકે ન રહી શકાય તો શસ્ત્રની સામે શસ્ત્ર ફેંકવા રૂપ તે વિચારના વિરોધી વિચારને મનમાં ઉત્પન્ન કરીને તેને તોડી નાખવા, એટલે ચિત્તવૃત્તિ શુદ્ધ–ચોક્ખી થશે.

**ચિત્તવૃત્તિમાં પૂર્વદ્વારે પ્રવેશ** ચિત્તવૃત્તિ એ આત્મિકરાજ્યની ભૂમિ છે તેને સ્થિર કરવી. ચારિત્રધર્મનું સૈન્ય પોતા પાસે વધારવું. મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થતા આ ચારે દેવીઓને રાજ્ય પ્રવેશના કામમાં સહાયક તરીકે લેવી. આ બધી સામગ્રી સાથે પૂર્વના દ્વારે તે રાજ્યમા પ્રવેશ કરવો.

ત્યાં ડાબી દિશાના ભાગ તરફ મહામોહના સૈન્યના આધારભૂત ગ્રામ, નગર, આકર, પર્વત અને નદીઓ આદિ રહેલા છે

જમણી દિશા તરફના ભાગ તરફ ચારિત્રધર્મનાં

સૈન્યસંબંધી ગ્રામાદિ આવેલાં છે, એ બધાના આધારભૂત ચિત્તવૃત્તિ મહાટવી છે. તેના છેડે પશ્ચિમ દિશાના ભાગમાં નિવૃત્તિ નામની નગરી છે તે નગરી આ અટવીને ઓળંગી ગયા પછી આવે છે. આ બધી ધમાલ ચિત્તવૃત્તિ ઓળંગવા સુધી છે મોક્ષ નગરી તો મનની વૃત્તિઓની પેલી પાર છે તે નિવૃત્તિ નગરમા પહોંચતા આત્મરાજ્યનું સંપૂર્ણ ફળ ત્યાં પ્રાપ્ત થાય છે.

**ચિત્તવૃત્તિના વચમાં ઉદાસીનતાનો માર્ગ**— મુનિ ગંગાસિંહ! તમે ત્યાં જવા માટે જ અહીંથી પ્રસ્થાન કરજો રસ્તામાં ઘણી શક્તિઓ–સિદ્ધિઓ તમને ફસાવવાને આવશે, પણ ધ્યાનમાં રાખજો કે તે પણ મહામોહના માણસોની એક પ્રકારની ભૂલભૂલામણી છે–પ્રપંચજાળ છે. માટે તેવા કોઈ પણ સ્થળે પ્રતિબંધ ન કરતાં અખંડ પ્રયાણે આગળ વધજો.

નિવૃત્તિનો માર્ગ ચિત્તવૃત્તિ અટવીના મધ્ય ભાગમાં થઈને જાય છે તે અત્યંત સિધો છે. રસ્તામાં મહામોહાદિના સૈન્યનો સ્પર્શ પણ ન થાય તેની સાવચેતી રાખજો. તે માર્ગનું નામ **ઉદાસીનતા** છે. આ માર્ગે થઈને નિવૃત્તિ નગરીમા જવાય છે ચારિત્રધર્મના સૈન્યને આ માર્ગ ઘણો વ્હાલો છે તેનાં કોઈ કોઈ માણસો ત્યાં રસ્તામાં ફરતાં તમને મળશે. કેટલાક મુસાફરો નિવૃત્તિ તરફ પ્રયાણ કરનારા હોય છે તેનો પણ ભેટો રસ્તામા થઈ આવે છે, પણ તે તો સહાયક છે, તેથી ગભરાવું નહિ.

**અધ્યવસાયદ્રહ** આ ચિત્તવૃત્તિમાં પ્રવેશ કરી આગળ વધતાં શરૂઆતમાંજ **અધ્યવસાય** નામનો મોટો દ્રહ આવે છે, તેમાં થઈને જ રસ્તો ચાલે છે. મહામોહના માણસો આ દ્રહને ડોળીને મલિન કરી નાખે છે, કેમ કે તેથીજ તેના સૈન્યને પોષણ મળે છે, અને ચારિત્રધર્મના માણસોને પીડા થાય છે. આ અધ્યવસાય દ્રહ જ્યારે શાંત અને સ્વસ્થ હોય છે ત્યારે ચારિત્રધર્મના સૈન્યને સ્વભાવથી જ વૃદ્ધિ અને પોષણ મળે છે, તથા મહામોહાદિના બળને દુર્બળ બનાવે છે. આજ કારણથી ચારિત્રધર્મ તેને નિર્મળ રાખવા પ્રયત્ન કરે છે ત્યારે મહામોહ તેને મલિન કરવા પ્રયત્ન કરે છે.

**અધ્યવસાય શુદ્ધકરનાર દેવીઓ**–મુનિગંગાસિંહ તમારે તો આ અધ્યવસાય રૂપ મહાદ્રહને નિર્મળ બનાવવા માટે મૈત્રી, પ્રમોદ, કરુણા, મધ્યસ્થતા નામની ચારે દેવીઓને કામે લગાડી દેવી. "સર્વ જીવો ઉપર મિત્રતા ધારણ કરવી તેથી અભિમાન જઈ સમતા આવશે. ગુણવાન તથા સુખી જીવો ઉપર ગુણાનુરાગ રાખવો તેથી ઈર્ષા જઈ પ્રેમ વધશે. દુઃખી જીવો ઉપર કરુણા લાવવી તેથી દ્વેષ ઓછો થઈ દયાની લાગણી વધશે. પાપી જીવો ઉપર મધ્યસ્થતા લાવવી, તેથી ક્રોધ ઓછો થઈ નવીન કર્મ બંધાતાં અટકશે. આ પ્રમાણે આ ચાર ભાવનાઓ જીવના અધ્યવસાયને નિર્મળ બનાવે છે." આ દેવીઓ અધ્યવસાયરૂપ દ્રહને નિર્મળ કરવામાં બહુજ પ્રવીણ છે,

તેઓ આ દ્રહને નિર્મળ કરશે એટલે ચારિત્રધર્માદિ અંતરંગ રાજાઓ બળવાન થશે, અને મોહાદિ નિર્બળ તમને બનતા ત્યાંથી આગળ વધવાનું સુગમ પડશે

**ધારણા નદી** આ મહાન્ દ્રહમાંથી ધારણા નામની નદી શરૂ થાય છે. તે નદીને તરીને પાર જવા માટે સ્થિરતાપૂર્વક લાંબો કાળ બેસી શકાય તે આસન ઉપર બેસીને, શ્વાસોશ્વાસને બંધ કરવા રૂપ કેવળ કુંભકની ઝડપવાળી ચાલે, ઈન્દ્રિયોના વ્યાક્ષેપોનો ત્યાગ કરીને તેને પાર ઉતરી જવું.

આ નદી ઉતરતાં નદીમાં મહામોહાદિ શત્રુઓ વિવિધ પ્રકારના વિકલ્પોની કલ્પનાવાળા કલ્લોલો ઉત્પન્ન કરશે. તે કલ્લોલોને સાવધાન રહીને પૂર્વે કહેલા શ્વાસોશ્વાસ તદ્દન બંધ કરવારૂપ કેવળ કુંભકવડે ભાંગી નાખજો. શ્વાસોશ્વાસ બંધ થતા વિકલ્પો ઉઠવા બંધ થશે.

**ધર્મધ્યાન પગકેડો** ત્યાર પછી ધર્મધ્યાન નામનો અતિ સરલ કેડો–પગદંડો તમારા જોવામા આવશે, તે માર્ગે તમારે જવું આગળ ચાલતા તે ધર્મધ્યાન નામનો કેડો, સબીજ યોગમાર્ગ સબીજ સમાધિ નામના મોટા માર્ગની અંદર જઈને મળી જશે, તે માર્ગે આગળ વધતાં દરેક ક્ષણે મહામોહાદિ શત્રુઓ નાશ પામતા જશે, તેમના સંબંધવાળાં બધાં સ્થાનો ચલાયમાન થશે, ચારિત્રધર્માદિ પ્રબળ થશે, સમગ્ર રાજ્યભૂમિ નિર્મળ શ્વેતવર્ણ ધારણ કરશે,

કેવળ સાત્વિક પ્રકૃતિ થઈ જશે. રાજસ્ અને તામસ્નું-વિષયવાસના અને ક્રોધાદિ કષાયોનું નામ પણ રહેશે નહિ.

શુક્લધ્યાન—ત્યાર પછી આગળ વધતા તમને શુક્લધ્યાન નામનો પગદંડો-કેડો હાથ લાગશે-દેખાશે, તે માર્ગે આગળ વધતાં વિમળ કેવળજ્ઞાનનો પ્રકાશ તમને પ્રાપ્ત થશે. પછી આગળ જતાં તે કેડો નિર્બીજયોગ-નિર્બીજ સમાધિ નામના મોટા માર્ગમાં ભળી જશે, તમારે ત્યાં સ્થિરતા કરવી અને વિષમ શત્રુઓને કર્મોને સરખા કરવા માટે કેવલીસમુદ્દ્ઘાત નામનો પ્રયત્ન કરવો. ત્યાર પછી શૈલેશી નામની વાટ કેડી-માર્ગ આવશે. મન વચન શરીરની અડોલ સ્થિરતા—ફરી ઉત્થાન ન થાય તેવો મનનો નાશ ત્યાં થશે. તે વાટે તમારે જવું. તેજ વાટ તમને નિવૃત્તિ નગરીએ પહોંચાડી દેશે, તે નગરી સદાકાળ આનંદરૂપ ટકી રહે છે

આ બધી વાત મેં જે તમને જણાવી તેની પ્રાપ્તિ ઉદાસીનતા નામના મોટા રાજમાર્ગને ન મૂકશો તો જ પ્રાપ્ત થશે. આ માર્ગે થઈ નિવૃત્તિ નગરી તરફ જતાં રસ્તામાં જ્યારે ખાસ જરૂર પડે ત્યારે સમતા નામની યોગનાલિકા ગ્રહણ કરી સંયમ કરવો ધારણા ધ્યાન અને સમાધિનો એક સ્થળે પ્રયોગ કરવો તે સંયમ છે, તેની અંદર તમારે દૃષ્ટિપાત કરવો ઉપયોગની સ્થિરતા કરવી તે નાલિકામા દૃષ્ટિપાત કરતાં ઉપયોગ સ્થિર કરતાં તમને વસ્તુતત્ત્વનું યથાર્થ દર્શન થશે જે વસ્તુતત્ત્વનો નિશ્ચય

કરવા ધારશો તેનો યથાર્થ બોધ થશે, તે તમને પ્રત્યક્ષ દેખાશે. પછી તો જ્યારે તમને જરૂર પડે ત્યારે જે કરવાનું હશે તે તમને તેનાથી જણાઈ આવશે, તે તમને બતાવી આપશે વધારે શું કહેવું ?

આ નિવૃત્તિ નગરમાં દાખલ થતાંજ નિરંતર આનંદ રૂપ અંતરંગ રાજ્યના ભોક્તારૂપે થઈ રહેશો. બાધાપીડા વિના નિર્ભય આનંદરૂપ થશો. મુનિગંગાસિંહ ! મારાં વચનો સ્મરણમાં રાખી પ્રભુના માર્ગમાં તમે આગળ વધો. ગુરુશ્રીનો આ ઉપદેશ સાંભળ્યા પછી મુનિ ગંગાસિંહે તેમના ચરણમાં મસ્તક નમાવી આનંદના અશ્રુ સારતાં ગદ્‌ગદ્‌ કંઠે તેમની આજ્ઞા મસ્તકપર ચઢાવી, એકાંતમાં જઈ અભ્યાસમા કેટલેક અંશે સફળ થયો ત્યા આયુષ્ય કર્મ પુરૂં થયું. અંતે સંલેખનના પૂર્વક અણસણ કરી સમાધિ ભાવે દેહત્યાગ કરી બીજી ગ્રૈવેયકમાં આગળ કરતાં અધિક સુખ અને શક્તિવાન દેવ થયો.

## પ્રકરણ ઓગણીસમું

## જ્ઞાનનું અજીર્ણ

બીજી ગ્રૈવેયકથી પાછો મનુષ્ય જન્મમાં આવ્યો, પાછો સાધુ થઈ ત્રીજી ગ્રવયકે ગયો. એમ સંસારી જીવો પાંચ ગ્રૈવેયક સુધી અનુક્રમે સાતા સુખનો અનુભવ કર્યો.

છઠ્ઠીવાર ધાતકી ખંડના ભરતક્ષેત્રમાં આવેલા શંખપુર ગામમાં મહાગિરિ રાજાની ભદ્રારાણીની કુખે સિંહગિરિ નામે પુત્રપણે ઉત્પન્ન થયો. અનુક્રમે યૌવનવયમાં આવ્યો, તેનું રૂપ સુંદર હતું. રાજકુમારને યોગ્ય સઘળી સામગ્રી પણ પ્રાપ્ત થઈ હતી.

આ પ્રસંગે **ધર્મબંધુ** નામના જ્ઞાની મુનિનો સમાગમ થયો, તેમના ઉપદેશની અસર સારી થઈ. અનેક જન્મના સંસ્કારને લીધે વરાગ્યભાવથી દીક્ષા લીધી. સાધુની સર્વક્રિયાઓનો અને ક્રમે કરી ચૌદપૂર્વના જ્ઞાનનો પારગામી થયો. સદાગમ સદા પાસે જ રહેતો હતો. આટલું જ્ઞાન પહેલા કોઈ ભવમાં તેને પ્રાપ્ત થયું ન હતું. ગુરુશ્રીએ સંઘ સમક્ષ આચાર્યપદે સ્થાપન કર્યો. તે વખતે ગુણાનુ-રાગ અને ભક્તિના કારણે દેવોનું પણ આગમન થયું હતું આનંદદાયક ઓચ્છવો થયા, લોકોએ ખુબ પ્રશંસા કરી. ગુરુશ્રીએ પણ નાની ઉંમરમાં આટલું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શ્લાધા કરી. ધીમે ધીમે સંસારીજીવ સિંહગિરિની પ્રખ્યાતિ વધી વિદ્વાન શિષ્યો થયા, રાજા રજવાડામાં ફરવાથી તેઓ તરફનું પણ સન્માન વધ્યું. વિદ્વત્તા ભર્યા વ્યાખ્યાનો સાંભળી પંડિતોએ પણ સત્કાર કર્યો. સ્વપર શાસ્ત્રોનાં રહસ્યો સંભળાવી વાદીઓ ઉપર પણ વિજય મેળવ્યો. સભાઓને રંજન કરવાથી તથા વાદમાં જીતવાથી દરેક દિશાઓમાં તેનો યશોવાદ ગવાવા લાગ્યો. વિરોધીઓ પણ અનુકૂળ થઈ પ્રશંસા કરવા લાગ્યા. નામ પ્રમાણે ગુણ

ધારણુ કરનાર મનુષ્યમાં સિંહ સમાન ગણુાતા તે આંચાર્ય સિંહગિરિની અનેક મનુષ્યોએ આજ્ઞા ઉઠાવવા સાથે સેવા કરવી શરૂ કરી.

આ સર્વ સ્થિતિ જાણે સહન ન થઇ શકી હોય તેમ તેની અતરંગ સ્ત્રી ભવિતવ્યતાએ વિચાર કર્યો કે મહામોહરાજા અને તેના લશ્કરીઓએ તે દિવસે મારી સલાહ માન્ય કરી હતી અને લડાઇ ન કરતાં ઘણાં લાંબા વખતથી ચારિત્રધર્મના ઘેરામા છુપાઈ રહેલા છે. તેમને મેં વચન આપ્યું છે કે જયારે તમારો વખત આવશે ત્યારે હું તમને ખબર આપીશ તેઓ મારા ભરોસે બેઠા છે તો મારે તેઓને ખબર આપવી કે, મારો પતિ સંસારી જીવ-સિંહગિરિ અત્યારે ઉત્કર્ષના શિખર પર બેઠો છે, તેને ત્યાંથી પછાડવો તે સહેલી બાબત છે. મહામોહના સૈનિકો અત્યારે બળ વાપરશે તો વિજય પામશે

આવો વિચાર કરીને ભવિતવ્યતાએ મહામોહના સૈન્યમાથી પાપોદય સેનાપતિ આદિને પોતાની પાસે બોલાવીને જણાવ્યું કે, ભાઇઓ ! તમારો વખત આવી પહોચ્યો છે અત્યારે બળ વાપરવાથી થોડી મહેનતે તરત કામ સિદ્ધ થાય તેમ છે કેમકે મ રો પતિ આચાર્ય સિંહગિરિ અત્યારે પ્રમાદી થવાની તૈયારીમા જ છે. તેને જ્ઞાનનું અને સત્કારનુ અજીર્ણ થવાનું મને સમજાય છે. આ પ્રમાણે જણાવીને કર્મ પરિણામાદિ જે આચાર્યને અનુકૂલ હતા તેને પોતાની શકિતવડે તેણીએ નિર્માલ્ય

બનાવી દીધા પ્રતિકૂળ સંજોગો કરતાં અનુકૂળ સંયોગોમાં જીવને પતિત થવાના વધારે પ્રસંગો પ્રાપ્ત થાય છે. જ્ઞાનનું અજીર્ણ અને માદ સત્કારનો મન પ્રથમ પાપોદયને પ્રગટ કરે છે. તેને લઈ ને કર્મપરિણામ પ્રતિકૂળ થતાં બધી મુસ્કેલીઓ ઉભી થાય છે અને ઉચ્ચ ભૂમિકામાંથી જીવ નીચો પટકાય છે.

લડાઈને મોખરે શૈલરાજ મહામોહ રાજાએ છુટાછવાયા વિખરાઈ ગયેલા પોતાના પરિવારને એકઠો કર્યો, ધીમે ધીમે બધા સૈનિકો આવી પહોચ્યા પાપોદયને સૈન્યને મોખરે રાખી વ્યૂહ રચના કરતાં વિષયાભિલાષ મંત્રીએ જણાવ્યું કે મહારાજ ! આ અવસરે કાર્ય સિદ્ધ કરવા જ્ઞાનાવરણ રાજાએ પોતાની સાથે મિથ્યા દર્શનને લઇને સંસારી જીવ સિંહગિરિ પાસે જવું અને પહેલો ઘા તેણેજ કરવો સંસારી જીવ અત્યારે પ્રમાદમાં હોવાથી તેનો પહેલો ઘા આબાદ રીતે સમ્યગ્દર્શનનો નાશ કરશે. બીજો ઘા જ્ઞાનવરણે કરવો એટલે તે પણ સદ્બોધ મંત્રીને મૂચ્છિત કરી દેશે તરતજ તેની પાછળ શૈલરાજે—અભિમાને પોતાના ગૌરવ નામના ત્રણ સુભટો સાથે જઇને સંસારી જીવને ઘેરી લેવો તેની પાછળ આર્તરાય અને રૌદ્રરાય નામના સુભટોએ જવું, તેની સાથે કૃષ્ણા, નીલા અને કાપોતા નામની બળવાન દાસીઓએ જવુ, આટલાઓને હાલ ત્યા કામ કરવા દેવા અને આપણે બધાએ પ્રમત્તતા નદીને કિનારે પડાવ નાખીને રહેવું. સંસારી જીવે તે નદીને આગળ

સુકાવી નાખી છે તેના કિનારા તોડી ફોડી નાખ્યા છે. ત્યાં રહી આપણે તેનું સમારકામ શરૂ કરીને પાછી નદીને વ્હેતી શરૂ કરી દેવી. ચિત્ત વિક્ષેપ નામનો મંડપ પણ સંસારી જીવે તોડી નાખ્યો છે તેનું પણ ત્યાં રહીને સમારકામ કરી લેવું. આવી રીતે આપણું બધું લશ્કર પ્રમત્તતા નદીને કાઠે રાખીને પછી જેમ જરૂર પડે તેમ ત્યાંથી સૈન્યને યુદ્ધમાં મોકલતા રહેવું, આ પ્રમાણે મારો અંગત અભિપ્રાય છે.

બુદ્ધિશાળી મંત્રીની સલાહ અને વ્યૂહની રચના મહામોહાદિ સર્વને ઘણી ઉપયોગી લાગી. બધાઓ તે વાતને સંમત થયા, પણ શૈલરાજને વાત જોઈએ તેવી અનુકૂળ ન લાગી. તે બોલી ઉઠયો. દાદાજી! મિથ્યાદર્શન અને જ્ઞાનાવરણ કરતા પ્રથમ મારે ત્યા જવાની જરૂર છે. મારા જવાથી સસારી જીવ સિંહગિરિસૂરીજી અભિમાનમાં ખૂબ આગળ વધશે. જ્યારે હુ તેના હૃદયમાં હાડોહાડ પરિણમીશ અને થાણું જમાવીશ ત્યાર પછીથીજ મિથ્યા દર્શન આદિની પ્રવૃત્તિ ફલદાયક થઈ શકશે.

શૈલરાજ-અભિમાનની આ વાત પણ બધાને વિચારવા જેવી લાગી, અન્યોઅન્ય સમતિ મેળવ્યા બાદ શૈલરાજને સિંહગિરિસૂરી ઉપર પ્રથમ ઘા કરવાની રજા મળી. આદેશ મળવાની સાથેજ ગર્જના કરતો શૈલરાજ સિંહગિરિસૂરી પાસે આવી પહોચ્યો.

**શૈલરાજનું પરાક્રમ** સિંહગિરિસૂરીજીની પાસે

શૈલરાજ પુર જોશમાં પ્રગટ થયો, અંતર્ધ્યાન અને પર-કાયપ્રવેશ વિધા, સિદ્ધની માફક તે જાણતો હોવાથી ઉર્ધ્વ નાડીએ પ્રવેશ કરીને કપાળ તથા ખભા ઉપર તેણે સ્થાન જમાવ્યું. શૈલરાજની પધરામણી થતા વેંતજ લોકો તરફથી જે ગાડું સન્માન થતું હતું તેને લઈને સંસારી જીવ સિંહગિરિસૂરીના મનમાં વિકલ્પો ઉઠવા લાગ્યા. તે વિચાર કરે છે કે અહા ! શું મારૂં તેજ ! મારૂં ગૌરવ અને મારી પંડિતતા અલૌકિક જ છે ને ? હું યુગપ્રધાન, સૂરીચક્ર ચુડામણિ, ભૂતકાળમાં મારા જેવો વિદ્વાન્ કોઈ આચાર્ય થયો હોય તેમ જાણ્યું નથી. ભાવી કાળમાં થશે કે કેમ તે શંકા છે. વર્તમાન કાળમાં તો કોઈ છેજ નહિ. સર્વકળાઓ વિદ્યાઓ અને અતિશયો બધા મારામાંજ આવી રહ્યા છે. પ્રથમ તો હું રાજા હતો. એટલે ત્યાંજ સર્વમાં શ્રેષ્ઠ તો હતો અને હવે આચાર્ય થયો એટલે સાધુવર્ગમાં શ્રેષ્ઠ છું અહા ! મારૂં કુળ ! મારી આત્મલક્ષ્મી ! મારૂં તપ ! મારૂં જ્ઞાન ! અને મારી અગાધ બુદ્ધિ ! ખરેખર મોટાનું તો બધું મોટું જ ! આ પ્રમાણે ચિત્ત વિક્ષેપ કરાવી, અહંકારે આત્મભાન ભૂલાવી તેને પ્રમત્તતાની સ્થિતિમાં લાવી મૂકયો. જેમ જેમ આ વિકલ્પોની હારો વધવા લાગી તેમ તેમ શૈલરાજ હર્ષ પામી ઉછળવા લાગ્યો, અને અનંતાનુબંધીના સ્થાનમાં થઈને બહાર આવ્યો—અર્થાત્ અભિમાને અનંતાનુબંધીનું સ્થાન લીધું. જ્યાં અનંત રસ પડે, અનંત કર્મ-પરમાણું બંધાય તેવા રસવાળો અભિમાન પ્રગટે ત્યાંથી તરતજ સમ્યગ્દર્શનને પલાયન થવું પડે અને તેને સ્થાને

મિથ્યાદર્શનને આવવું પડે તેમજ બન્યું. અનંતાનુબંધી અભિમાનની સાથે મિથ્યાદર્શન આવ્યો. એટલે તેની પાછળ જ્ઞાનાવરણ રાજા આવ્યો. તેને જોતાંજ સદાગમ ઢીલો પડી ગયો સદ્બોધ ઝાંખો પડવા માંડયો. મિથ્યાદર્શન અને જ્ઞાનાવરણે તેને આચાર્યને ઘેરી લીધો તે બંનેને હાથે કેદ પકડાયો. તેમ થતાંજ તેનું મન નિર્મળ હતું તે મલિન થતુ ચાલ્યું. તેને લઈને શાસ્ત્રોના અર્થો જાણવા છતાં તેના રહસ્યનું ભાન ભૂલાયું. છતા શાસ્ત્રોના પાઠો વાંચે, બીજાને વ્યાખ્યાન આપે પણ તે બંનેને વશ પડેલા હોવાથી તેનો ભાવાર્થ સમજીને પોતાની ભૂલ તે સુધારી ન શકયો. જ્ઞાન ઓછું થતાં થતા તે ચૌદપૂર્વના જ્ઞાનમાથી તેને સાડાચાર પૂર્વ ઓછાં થયાં.

**પ્રમત્તતા નદીના પ્રવાહમાં** આ વખતે નદીના કિનારા પર પડાવ નાંખીને પડેલા મહામોહાદિકે પ્રમત્તતા નદીમાં જબરી રેલ–પુર આણ્યું, એટલે ત્રણ ગૌરવ નામના સુભટો તેની સન્મુખ હથિયારો ઉછાળતા આવી પહોચ્યા. તેને લઈને, આચાર્યની મતિ મુંઝાણી, પ્રથમ ઋદ્ધિગૌરવે પ્રવેશ કર્યો, તેને લઈને તેને એવા વિચારો આવવા લાગ્યા કે, આહા ! મારો આટલો મોટો સાધુઓનો પરિવાર ! વસ્ત્ર પાત્રાદિની જરૂરીયાત અને ઇચ્છા કરતા લોકોની આપવાની વધુ લાગણીઓ ! લોકો તરફથી ઠેકાણે ઠેકાણે થતા સામૈયા ! સત્કાર અને પૂજા ! દેવ દાનવોની પણ મારી સેવામાં હાજરી ! રાજા મહારાજાઓનું મારે પગે પડવાપણું

વ્યાખ્યાનવાચસ્પતિ અને સૂરીચક્ર ચૂડામણિના ઇલ્કાબો ! યોગનિષ્ઠ અને યોગીરાજની પદવી ! અણિમાદિ સિદ્ધિઓ ! આ સર્વ મારામાં બીજા બધાં કરતાં અધિકછે. આ અભિમાન ટકાવી રાખવા માટે વિશેષ સિદ્ધિઓ અને પ્રસિદ્ધિ મેળવવાની તે ઇચ્છા કરવા લાગ્યો.

**રસગૌરવ** એટલામા બીજો રસ ગૌરવ તેની પાસે આવીપહોચ્યો, તેને લઇને અત્યાર સુધી ખાવા પીવામાં જે આનંદ આવતો ન હતો, તેમ તેવા વિચારો પણ આવતા ન હતા, તેવા વિચારો આવવા લાગ્યા. સ્વાદિષ્ટ પદાર્થો ખાવા એજ જીવનનું સાફલ્ય માનવા લાગ્યો. રસલોલુપતા વધી, તે ન મળે તો તેની માંગણી કરવા લાગ્યો. મને આજ જોઇએ, તેજ લાવો, તેના વિના નહિજ ચાલે, સાધુપણાનો ધર્મ ભૂલી ભીખ માંગવા લાગ્યો.

**સાતાગૌરવ**–ત્યાર પછી ત્રીજા સાતાગૌરવે આચાર્યના શરીરમાં પ્રવેશ કર્યો એટલે સુંદર કોમળ શય્યાની ઇચ્છા થવા લાગી, તેવું સુવા માટે ન હોય તો ઉંઘજ ન આવે, કોમળ અને ભારે શય્યા હોય ત્યારેજ ઉઘ આવે સુદર પોચાં નરમ બેસવાના આસનો જોઇએ ઝીણાં રેશમી પહેરવાના વસ્ત્રો જોઇએ. નવીન આહાર, ફળાદિ પદાર્થો ખાવાનું મન થવા લાગ્યું, તે વસ્તુ મળતાં આનંદ થાય એમ સાતાસુખની લોલુપતા પણ વધી. આ ત્રણે સુભટોએ આચાર્યને કબજામાં લીધો. તેને આધીન થતા ઉગ્ર નવકલ્પી વિહાર કરવાનું માંડી વાળ્યું શિથિલતા વધવા વાગી.

**આર્તધ્યાન**–આજ વખતે આર્તધ્યાન આવી પહોંચ્યે. તેણે તો આવતાં વેંતજ દુષ્ટ વિચારો કરાવવાનું શરૂ કરાવ્યું, સાચા ખોટા ખ્યાલો યાદ કરાવ્યા, નવી નવી કલ્પનાઓ ઉભી કરાવી, કોઈનાં ઉપયોગી કાર્યો તોડી પાડવાના, કોઇને મુશ્કેલીઓમાં ઉતારવાના, અને તેથી આગળ વધીને એટલા હલકા વિચારો કરાવ્યા કે તે સાધુના વેષમાં હતો છતાં રૌદ્રધ્યાનની નજીક જઈ પહોંચ્યો, એટલામાં રૌદ્રધ્યાન પણ આવી પહોંચ્યો, છતા તે બહુ મંદ હતો તેથી કોઇને જોતે મારી નાખવા કે મારી નખાવવા સુધીના વિચારો કે પ્રવૃત્તિ કરતાં અટકયો.

અવસર જોઇને કૃષ્ણાદિ ત્રણ દાસીઓ આવી પહોંચી. તે જીવના અધ્યવસાયને મલિન કરી મૂકનારી હતી તેને જોતાંજ તેની પાસે તેજો, પદ્મા અને શુકલા દાસીઓ સેવામા હતી તે નાશી ગઇ એટલે તે ત્રણે જણીઓ તેના સ્વામી મહામોહાદિના કામમાં મદદ કરવા લાગી. જેમ બને તેમ તેણીએ આચાર્ય સિંહગિરિનું વર્ત્તન ખરાબ કરી, અધમ માર્ગમાં ધકેલી દીધો.

**ચારિત્ર ધર્માદિની નાશભાગ**–આ બાજુ અવસર મળતાજ મહામોહાદિકે ચિત્તવૃત્તિ અટવીમાં ચિત્તવિક્ષેપ મંડપ બાંધી દીધો. તૃષ્ણાવેદિકા સજ્જ કરી તેના ઉપર વિપર્યાસ સિંહાસન ગોઠવી દીધું. તે જોતાંજ ચારિત્રધર્મ અને તેનો બધો પરિવાર પોતાની બાજી સમેટી લઇ નાશભાગ કરતો ચિત્તવૃત્તિમા છુપાઇ બેઠો. સંસારી જીવ સિંહગિરિનો વેશ એ

વખતે સાધુનો જ હતો છતાં ખરી રીતે તે મિથ્યાદષ્ટિના કબજામાં આવી ગયો હતો.

ગૌરવ, આર્ત્તધ્યાન. કૃષ્ણાદિલેશ્યાવાળા પરિણામ, અભિમાન આદિની સોબતથી આચાર્ય સિંહગિરિ ચારિત્રમા શિથિલ થયો. તેનું ભલું ઇચ્છનારા સદાગમ, સદ્બોધ, સમ્યગ્દર્શન, ચારિત્રધર્મરાજ વિગેરે મિત્રો દૂર ચાલ્યા ગયા. દુશ્મનોને તે વખતે સારો અવકાશ મળ્યો. તેઓ બળવાન થયા આ વખતના તે સંસારી જીવના અશુભ વર્તનથી કર્મપરિણામ રાજા ઘણા નારાજ થયા અને મહામોહના પક્ષમાં જઇ બેઠા. છેવટે પાપોદય સેનાપતિનું જોર વધ્યું.

પુન્યોદય મંદ પડી ગયો. સાધુમાર્ગથી તે ભ્રષ્ટ થયો. સુખમાં લંપટ થયો. પૌદ્ગલિક રસની આસક્તિમાં માર્ગ ભૂલ્યો. જીવનના છેલ્લા ભાગમાં સાધુની ક્રિયાઓ પણ છોડી દીધી ચેતના પણ મૂઢ જેવી થઇ ગઇ. શરીરે અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થયા. આવી બાહ્ય અને આંતર્વેદનામાં આત્મલક્ષ તો તદ્દન ભૂલાઇ ગયું હતું, એટલે આર્ત્તધ્યાનામાં મરણ પામી એકન્દ્રિયની જાતિમાં વનસ્પતિ પણે ઉત્પન્ન થયો.

ત્યાં જુદી જુદી જાતિમાં અનેક શરીરો ધારણ કર્યાં, પાછો પશુજાતિમાં આવ્યો. ત્યાંથી વ્યંતરમાં ગયો. ત્યાથી મનુષ્યમા, પાછો દેવમાં, પાછો પશુમા, મનુષ્યમાં,-બાર દેવલોક છે તે માંહીલા આઠ દેવલોકમા તે વાસ ફરતી ગયો.

છેવટે નવમી ગ્રૈવેયક સુધી પાછો ચડયો. આમ અનેક જન્મો થવાનું કારણ પ્રમાદ દશા—આત્મભાન ભૂલ્યો તેજ હતું. સિંહગિરિના ભવમાં ઘણા અનુકૂળ સંયોગો હતા પણ અભિમાને તેને ફસાવ્યો અને તેને લઈ ને અનેક જન્મોના અંતે પાછો આગળ વધ્યો. સદાગમ સદ્બોધાદિ પાછા મળ્યા. તેઓની મદદથી દેવભૂમિમાં અનેક વાર ગયો, અને છેવટે ચક્રવર્તીપણે ઉત્પન્ન થયો.

## પ્રકરણ વીશમું.

### સર્વાર્થસિદ્ધ

નવમી ગ્રૈવેકની દેવભૂમિમાંથી નીકળીને સંસારી જીવ ક્ષેમપુરી નગરીમાં **યુગંધર** રાજાની **નલિની** નામની પટરાણીના ઉદરમાં આવ્યો. રાણીને ચૌદ સ્વપ્ન આવ્યા. તેણીએ સ્વપ્નની હકીકત રાજાને સંભળાવી. રાજાએ વિચાર કરીને જણાવ્યું કે, તમને ચક્રવર્તી પુત્રની પ્રાપ્તિ થશે. રાણી આદિ સર્વના હર્ષનો પાર ન રહ્યો અનુક્રમે શુભ લગ્ને પુત્રનો જન્મ થયો અનેક ઓચ્છવ કરવા પૂર્વક તેનું **અનુસુંદર** નામ રાખવામા આવ્યું યુવાવસ્થા પ્રાપ્ત થતાં યુગંધર રાજાએ યુવરાજ પદે સ્થાપન કર્યો પિતાના મરણ પછી અનુસુંદર રાજા થયો. ચક્રરત્ન ઉત્પન્ન થયું. છખંડ સાધ્યા અને બધા રાજાઓએ મળીને ચક્રવર્તીપણાનો અભિસેક કર્યો.

આ બાજુ ભવિતવ્યતાએ મહામોહાદિને ઉત્સાહ આપતા જણાવ્યું કે, ભાઈઓ ! આ અનુસુંદરથી અત્યારે સમ્યગ્દર્શનાદિ દૂર છે ત્યાં સુધીમા તમારો સ્વાર્થ સાધવા જેટલો પ્રયત્ન થાય તેટલો તમે કરી લ્યો. જો એકવાર પણ સમ્યગ્દર્શન તેની પાસે આવી પહોચશે તો તે પોતાના વર્ગનું જોર વધારી આગળની માફક તમારી આડે વિઘ્નરૂપ થશે. અત્યારે ઓછી મહેનતે તે અનુસુંદર તમારે વશ થશે, પણ સદ્બોધ વગેરે જો તેને આવી મળ્યા તો પછી તમારા હાથમાં આવેલી બાજી ચાલી જશે. માટે ચિત્તવૃત્તિનું રાજ્ય હમણાંજ કબજે કરી લ્યો.

**મહામોહનાં તાબામાં** ભવિતવ્યતાની સૂચના બધા સૌન્યે અમલમાં મૂકી દીધી. બાલ્યાવસ્થાથીજ તેઓએ અનુસુંદરને ઘેરી લીધો . તેની બુદ્ધિને આત્મિક બાબતમા ઊંડો વિચાર કરી ન શકે તેવી મોહાંધ બનાવી દીધી તે મોહના વચમાજ રહેવા લાગ્યો. પોતાના ખરા હિતસ્વીઓ કોણ છે તેને ઓળખવા તેણે પ્રયત્નજ ન કર્યો. ઉલટો મોહને આધીન થઈ રહ્યો. મોહના ટોળેટોળાં તેની ચારે બાજુ ફરી વળ્યા. પોતાનું જોર એકઠું કરીને અનુસુંદર ઉપર અજમાવવા માડયું. એટલે તે અશુભ પ્રવૃત્તિમાં જોડાયો અને વિશેષ પાપ ઉપાર્જન કરવા લાગ્યો.

બાલ્યવસ્થાથીજ માંસ ભક્ષણ અને દારૂ પીવા લાગ્યો. પ્રાણીઓને પીડા કરવાની બાબતમાં હોસથી ભાગ લેવા માંડયો. યુવાવસ્થાના મદમા લોકોની કન્યાઓ, સ્ત્રીઓ,

વિધવાઓ અને વેશ્યાઓને સતાવવા લાગ્યો. અને એમ અનેક ગુન્હાઓ રાજા થઈને કરવા લાગ્યો. ચક્રવર્તી પદ મળ્યા પછી તો અનેક પ્રકારના આરંભો કરવાનું શરૂ કર્યું. ખજાનો તર કરવા અનેક નિરપરાધીઓને દંડયા ખુબ ખજાનો એકઠો કર્યો શિકારને બહાને અનેક નિરપરાધી, મુંગા, અનાથ નિરાધાર પશુઓનો સંહાર કર્યો. આ પ્રમાણે ધનસંપત્તિમા, ઇન્દ્રિયોના વિષયમાં અનેક જીવહિંસામા જીવનનો મોટો ભાગ તેણે બરબાદ કર્યો. આવા વર્તનથી તેણે મહામોહના પરિવારનુંજ પોષણ કર્યું. દુશ્મનોને બંધુ તરીકે માન્યા મહામોહે તેને અનેક વાર હેરાન કર્યો હતો છતાં તે વાત તો તે ભુલી ગયો.

આ પ્રમાણે પાપ મિત્રોના પરિચયથી ચિત્તવૃત્તિ મલિન કરી મૂકી. ચારિત્રધર્મના આખા લશ્કરને ઘેરાયેલી સ્થિતિમા રાખ્યું ક્ષમાદિ રાણીઓને અણમાનીતી કરીને વિસારી મૂકી પાપોદય બળવાન થયો. મહામોહનું આખું લશ્કર જોરપર આવ્યું. તેમણે ચિત્તવૃત્તિ અટવીમાં પોતાનાં નગરો ફરી વસાવ્યા. પ્રમત્તતા નદીમાં પુર લાવી બે કાઠામા વ્હેતી કરી, તદ્વિલસિત બેટનો વિસ્તાર વધાર્યો. ચિત્તવિક્ષેપ મંડપને મજબુત કર્યો. તૃષ્ણા નામની વેદિકા ફરી સમરાવી. વિપર્યાસ સિંહાસન સારી રીતે તૈયાર કર્યું. અવિદ્યા નામના શરીરને મોહરાજાએ પુષ્ટ બનાવ્યું. આ પ્રમાણે બધી સામગ્રી સાથે મોહ રાજાનું લશ્કર તૈયાર થઈ રહ્યું.

આ વખતે પોતાના તૈયાર થયેલા લશ્કરની સન્મુખ

ભાષણ કરતાં વિષયાભિલાષ મંત્રીએ જણાવ્યું કે, મહારાજા અને મિત્રો ! હું જે આપ સમક્ષ બોલું છું તે ઉપર ખુબ વિચાર કરવાનો છે. આપણે અનેક વખત સખત હાર ખાધી છે તે આપ સર્વની જાણ બહાર નહિ જ હોય ! હું આપ સર્વના સન્મુખ ફરીને ચેતવણી આપું છું કે, આગળ આપણે સંસારી જીવની બહુ દરકાર કરી ન હતી, તે ભૂલના પરિણામે લગભગ આપણો નાશ થયો હતો શત્રુને તમે નિર્બળ ન ધારજો, ભલે અત્યારે તે પ્રમાદમાં પડયો છે અને આપણા સૈન્યના લોકોના કહેવા પ્રમાણે અનુકૂળ વર્તે છે, પણ તેની આત્મશક્તિ અંદર ખાનેથી જાગૃત થઇ ગઈ છે, તેથી વખત આવતાં તે આપણો સંહાર કરી નાખશે. તેવો વખત તેને ન મળે તે પહેલાં આપણુ રાજ્ય નિષ્કંટક થઈ જાય તેવો પ્રબળ પુરૂષાર્થ અત્યારે કરવાનો છે, માટે જરાપણ ગફલતમાં ન રહેશો અને મંદ આદરવાળા નિરુત્સાહી ન થશો તો વિજય આપણો છે.

અવસર ઉચિત પ્રધાનના વચનો બધાને ગમ્યા. તેઓએ જણાવ્યુ. કે આ વખતે અમારે શું કરવુ યોગ્ય છે તે જણાવશો. વિષયાભિલાષે અવસર ઉચિત કરવા યોગ્ય કાર્યની એકંદર સલાહ આપી દીધી.

**અનુસુંદરનું અપરાધી જીવન** અનુસુંદરે ચક્રવર્તી થઇને પોતાના જીવનનો ઘણો જ દુરુપયોગ કર્યો હતો. મહામોહને આધીન થઇને તેણે ઘણાં ક્લિષ્ટ કર્મો ઉત્પન્ન કર્યાં હતાં. તે પાપના પોટલાઓ તેના ભાવી માટે જમે થયા હતા. પૂર્વના ઘણા પુન્યનો તેણે ભોગવીને નાશ કર્યો હતો.

ખરેખર કર્મપરિણામ રાજાનો તે ગુનેગાર બન્યો હતો. આવી સ્થિતિમા જો તે મરણ પામે તો સાતમી નરક સિવાય તેને માટે બીજુ કોઈ સારૂં સ્થાન ન હતું. અત્યાર સુધી તે જાગૃત થયો ન હતો. જાગૃત થવાના નિમિત્તો તેણે મેળવ્યા ન હતા, તેનું આયુષ્ય હવે ઘણું થોડુંજ રહ્યું હતું, છતા સત્તામાં બળવાન કેળવાયેલી પણ વખત–નિમિત્ત વિના વાપર્યા વિનાની સુતી પડેલી અનંત શકિતઓ હતી. તેની તેને ખબર પણ ન હતી. ભરયુવાની, અનુકૂળ વિષયો, રાજ્યઅધિકાર અને નિરંકુશ જીવન એ સર્વ જીવને પતિત થવાના પરમ કારણો છે. આવા અનુકૂળ સંયોગોમાં સત્સંગ અને આત્મભાનની જાગૃતિ વિના જીવો કોઇ પણ રીતે આગળ વધી શકતા નથી.

એક વખત આ ચક્રવર્તી, કે જે જીવનના છેલ્લા ભાગ સુધી જાગૃત નહિ થયેલો પોતાના દેશમાં પર્યટન કરવાને દેશો જોવાને મોટા સૈન્ય સાથે નીકળે છે, અને ફરતાં ફરતાં શંખપુર નગરની પાસેના **ચિત્તરમણ** ઉદ્યાનની નજીક આવી પહોંચે છે

**કેવલજ્ઞાની સમંતભદ્રસૂરી** ચક્રવર્તી અનુસુંદર રાજા પોતાના સૈન્યનો પડાવ દૂર રાખી, પોતે અનેક રાજ-કુમારોની સાથે વનમા ફરવા નીકળે છે અને વનની શોભા નિહાળે છે.

આ વખતે તેજ ચિત્તરમણ ઉદ્યાનમાં કેવળજ્ઞાની

**શ્રીસંમતભદ્રસૂરી** પોતાના શિષ્ય પરિવાર સહિત ઉતરેલા હતા. તેમને નગરના લોકો વંદન કરવા આવ્યા હતા. આ વખતે સાધ્વી **મહાભદ્રાપ્રવર્તની** પણ શહેરમાંથી આચાર્ય શ્રીને વદન કરવા અને ધર્મોપદેશ સાભળવા આવ્યાં હતા. તેમની સાથે **કુમારી સુલલિતા** અને **કુમાર પુડરીક** પણ ગુરુશ્રી પાસે આવ્યા હતા. આ બધાં ધર્મોપદેશ શ્રવણ કરતા હતા, તેટલામા નજીકમા આવતા ચક્રવર્તીના સૈન્યના માણસોનો મોટો કોલાહલ થયો. ઘોંઘાટ વધારે થતો જાણીને ગુરુશ્રીના શબ્દો ઓછા સંભળાવાથી, રાજકુમારી સુલલિતાએ મહાભદ્રા સાધ્વીજીને પ્રશ્ન કર્યો કે ભગવતી ! આટલી બધી ગડબડ શાની છે ? પોતાને તે વાતની ખબર ન હોવાથી સાધ્વીજીએ ગુરુ મહારાજના સન્મુખ જોયું, ગુરુશ્રીએ જ્ઞાનથી જાણ્યું કે આ પ્રસંગથી રાજકુમારપુંડરીકને તથા રાજકુમારી સુલલિતાને બોધ થશે તેથી પોતે જાણતા હતા કે આ ચક્રવર્તી અહીં આવેલ છે તેના માણસોનો આ કોલાહલ છે, છતા પોતે જ્ઞાન દષ્ટિથી અનુસુંદર ચક્રવર્તીના અંતરંગ જીવનની અપેક્ષા ધ્યાનમા લઈને બોલ્યા કે, મહાભદ્ર ! આ મનુષ્યગતિ નગરીમા સંસારી જીવ એક મોટો ચોર છે. તે આજે ચોરીના માલ સાથે પકડાયો છે. દુષ્ટાશય વગેરે સિપાઈઓએ પકડીને કર્મપરિણામ રાજા આગળ ઊભો કર્યો છે. રાજાએ તેની હકીકત સાંભળીને ન્યાય આપવા માટે કાળપરિણતિ, સ્વભાવ વગેરેને પૂછીને તેમની સલાહ પ્રમાણે દેહાંતદંડની સજા કરી ફાસીએ દેવાનો હુકમ કર્યો છે, તેને

બજારમાં ફેરવીને, ગામ બહાર પાપી પિંજરામાં ફાંસીએ ચડાવવા લઈ જાય છે તેનો આ બધો કોલાહલ સંભળાય છે.

આ વિચિત્ર ખુલાસાનો ભાવાર્થ રાજકુમારી સુલલિતા વિગેરે સમજ્યા નહિ પણ મહાભદ્રા તરતજ સમજી ગયાં કે કોઈ પાપ કરનાર જીવ નરકે જવાની તૈયારીવાળો આટલામાં આવ્યો જણાય છે. તેને લઈને ગુરુશ્રીએ આ હકીકત કહી છે. સાધ્વીજી મહાભદ્રા બહુજ દયાળુ સ્વભાવનાં હતાં તેઓશ્રી કરુણાથી બોલી ઉઠયાં. ભગવન્! તે ચોર કોઈ રીતે બચી શકે ખરો કે ?

સમંતભદ્રસૂરી બોલ્યા તમારૂં દર્શન થવાથી અને ત્યારપછી મારી પાસે આવવાથી તેનો છુટકારો થઇ શકે તેમ છે. મહાભદ્રાએ કહ્યું, ભગવાન ! જો એમ છે તો આપ આજ્ઞા આપો તો હું તેની પાસે જઉં આચાર્યશ્રીએ કહ્યુ ઘણી ખુશીથી તેની પાસે જાઓ, અને તેને જાગૃત કરો.

**સાધ્વીજી મહાભદ્રાનો ઉપદેશ**-ગુરુશ્રીની રજા થતા મહત્તરા સાધ્વીમહાભદ્રા તરતજ જયાં ચક્રવર્તી અનુસુંદર ઉભેલા હતા ત્યાં તેની સન્મુખ આવીને ઉભા રહ્યાં. અને બોલ્યા ! "ભદ્ર ! ભગવાન સદાગમનું શરણ લે. "આ સાધ્વીજીને જોતા ચક્રવર્તીના નેત્રો શાંત થઇ સ્થિર બન્યાં તેમના સન્મુખ એકી નજરે તે જોઈ રહ્યો. સાધ્વીજીએ આગળ ચલાવ્યું કે, ગુરૂશ્રી તમારા સંબધમાં કહે છે કે, આ ચક્રવર્તીએ નરકે જાય તેવી તૈયારી કરી છે છતા સદાગમનું શરણ લેવાથી તેનો ઉદ્ધાર થશે.

એ ગુરુદેવનું વચન કહેતાં સાધ્વીજી ચક્રવર્તીની સામી દૃષ્ટિ કરી તે એટલા માટે કે, મારા શબ્દોની તેના ઉપર કેવી અસર થઈ છે ? આ "ચક્રવર્તીના જીવે ચાગળ અનેક વાર મુનિ–પણું લીધું હતું તે પ્રસંગે અનેકવાર સાધુ સાધ્વીજીના પ્રસંગમાં આવતાં બહુમાન કરવાની ટેવ પડેલી, વિનય કરવાનો અભ્યાસ પડેલો તેને લઈને તે તેમના તરફ ઉંડી લાગણીથી વિચાર કરવા લાગ્યો કે આ ભગવતી કોણ હશે! એને જોતાં મારા હૃદયને આલ્હાદ થાય છે. નેત્રો શીતળતા પામે છે. જાણે અમૃતના કુંટમાં મગ્ન થયો હોઉં તેમ આખા શરીરે–રોમે રોમે શાંતિ અને આલ્હાદ પ્રગટે છે. "તરતજ ચક્રવર્તીએ સાધ્વીજીને નમસ્કાર કર્યો તેમણે આશિર્વાદ આપતા જણાવ્યું કે, હે ઉત્તમ પુરુષ! મોક્ષ પ્રાપ્ત કરાવે તેવું મનુષ્યપણું પામીને તમે આડે રસ્તે કાં ઉતરી જાઓ છો ? તમારે તો ઉતમ માર્ગે ચાલવું જોઈએ. તમને વધસ્થાનકે લઈ જવામાં આવે છે. હાં ! તમારા શા હાલ થશે ? ઉડાણમા ઉતરી વિચાર કરી જુઓ. ભાવથી તમે ગુનેગાર છો. ત્યા તમને બહું દુખ આપવામાં આવશે.

આતે ખરૂ રાજય કહેવાય કે ! આ વિલાસો, ભોગો અને વિભૂતિઓ તે સાચી શાંતિ કહેવાય કે ? જેનુ પરિણામ ખરાબ હોય તે સુખ શાનું ? જરા વિચાર કરો. આટલું બોલતાં અને અનુસુંદર ચક્રવર્તીને ધારી ધારીને જોતા મહાભદ્રા સાધ્વીને વિચાર થઈ આવ્યો તે વિચારના પરિણામે તેમને પાછલા અનેક જન્મોનું જાતિ સ્મરણ જ્ઞાન થયું. કંદમુનિના

સમયથી આજ સુધીનો સંબંધ અને ભવો યાદ આવ્યા. તેમના શુભઅધ્યવસાયમાં વધારો થતો ચાલ્યો તેને લઇને અવધિજ્ઞાન ઉત્પન્ન થઇ આવ્યું. અવધિજ્ઞાનના જોરથી સંસારી જીવ અનુસુંદરના પૂર્વના ભવો પણ જાણી લીધા, પછી મહાભદ્રા સાધ્વીજીએ ચક્રવર્તીને કહ્યુ કે રાજન્! યાદ કરો, જ્યારે તમે ગુણધારણ હતા તે ભવમા મારી પાસેથી તેમજ નિર્મળાચાર્ય ગુરુશ્રી પાસેથી ઉંચા પ્રકારનું ધાર્મિક જ્ઞાન તમે મેળવ્યું હતું. તે શું ભૂલી ગયા? ક્ષમાદિ દશ કન્યાઓ તથા સદ્ગુણોવાળી દીક્ષા તમે મેળવી હતી. છેવટે આત્માનાં ભાવ રાજ્ય ઉપર આરૂઢ થયા હતા, તે યાદ કરો ગુરુદેવે તમને બધો ભવ પ્રપંચ સમજાવ્યો હતો, અને કાર્યસાધક કારણો બતાવ્યા હતા તે ભૂલી ગયા કે? ગ્રૈવેયક નામની દેવભૂમિના તમને સુખ મળ્યા હતા તે સદાગમના શરણુનોજ પ્રતાપ હતો હે રાજા મોહ ન પામ! જાગૃત થા! બોધ પામ! બોધ પામ!

**જાગૃત થયેલો ચક્રવર્તી** સાધ્વીજી મહાભદ્રા આ પ્રમાણે છેલ્લા શબ્દો બોલ્યા કે તરતજ સમ્યગ્દર્શનની સાથે સદ્બોધ મંત્રીએ અનુસુંદરના મનની અંદર પોતાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી મતલબ કે ચારિત્રધર્મના સૈન્યમાથી તે બન્ને નાયકો સંસારી જીવ અનુસુંદરની પાસે આવવાને નીકળ્યા તો ખરા, પણ રસ્તામા મહામોહાદિના માણસોએ એટલો બધો અંધકાર ફેલાવ્યો હતો કે તેઓ આવતાં મુંઝાવા લાગ્યા. આ વખતે ભગવતિ મહાભદ્રા સાધ્વીજીના વચનો રૂપ સૂર્યના

કિરણોના સમુદાયથી પ્રેરાયેલ જીવવીર્ય નામનું સિંહાસન સૂર્યકાંતની માફક પ્રકાશવા લાગ્યું. મતલબ કે સાધ્વીજીના બોધક વચનોથી અનુસુંદરની સત્તામાં છુપી પડેલી આત્મ શક્તિ એકદમ જાગૃત થઇ પ્રકાશવા લાગી. તેથી અનુસુંદરની ચિત્તવૃત્તિમાં મહામોહના જ્ઞાનાવરણ સુભટે જે અંધકાર ફેલાવ્યો હતો તે અંધકાર તરતજ નાશ પામી ગયો. પછી તો પૂછવુંજ શું ? ચારિત્રધર્મરાજના અને મહામોહના સૈન્ય વચ્ચે ત્યાંજ યુદ્ધ જામ્યું સદ્‌બોધ અને સમ્યગ્‌દર્શન તો આ પ્રકાશ થતાજ દુશ્મનો ઉપર જોરથી તુટી પડયા. પોતાને ઘેરી લેનાર શત્રુને હઠાવી દઈ સંસારી જીવ અનુસુંદર પાસે તે બન્ને આવી પહોંચ્યા. તેમને જોતાજ અનુસુદંરને વિચાર આવ્યો, તર્ક વિતર્કો થવા લાગ્યા કે, ભગવતી સાધ્વીજી શું બોલ્યાં ? તેનો વિચાર કરતાં કરતાં જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું. પાછલા જન્મ યાદ આવ્યા. ગુણધારણના ભવની બધી સ્થિતિ દેખાણી –સમ-જાણી. આ બાજુ સદ્‌બોધ પ્રધાને તો પોતાની લડાઇ પાછી શરૂ જ કરી દીધી, તેથી અનુસુંદરના મનના અધ્ય વસાયો સારા ઉંચા થવા લાગ્યા, તેને લઇને સદ્‌બોધનો પરમમિત્ર અવધિજ્ઞાન, પોતાના દુશ્મનોનો નાશ કરીને અવધિજ્ઞાનાવર-ણને મારીને તેની પાસે આવી પહોચ્યો. અર્થાત્‌ સાધ્વીજીની માફક અનુસુંદર ચક્રવર્તીને પણ અવધિજ્ઞાન થયું તેના બળથી અસંખ્યાતા દ્વીપ સમુદ્રોની અદંર બનતો અને બનેલો ભવ પ્રપંચ-તેણે જાયો. સિંહગિરિ આચાર્યના ભવમાં

ભુલાયેલું ચૌદ પૂર્વનું જ્ઞાન બધું પાછું યાદ આવ્યું. તેનું આવરણ દૂર થતા જ્ઞાનનો અતિશય પ્રકાશ પ્રગટ થયો. નિર્મળાચાર્યે બતાવેલો બધો ભવ પ્રપંચ સમજાયો. તેની નજર આગળ તરવરવા લાગ્યો, તેનો વિચાર કરતાં તેને પોતાની અસંખ્યાતા ભવભ્રમણનો વૃત્તાંત યાદ આવ્યો.

આ પ્રમાણે ઘણા થોડાજ વખતમાં બધી બાજી પલટાઇ ગઇ. અહા ! સત્સંગનો અજાયબી ઉત્પન્ન કરે તેવો પ્રભાવ છે ક્યાં નરકે જવાની તૈયારીવાળો ચક્રવર્તી અને ક્યાં આત્મભાનમા જાગૃત થયેલો અવધિજ્ઞાની અનુસુંદર ! આમ આ સર્વ થોડા વખતમાંજ બની ગયું. સદ્જ્ઞાનની બલિહારી છે. આ વિશ્વમાં સદ્ગુરૂઓ જે ઉપકાર કરે છે તેવો ઉપકાર બીજો કોઈ કરી શકતું નથી. એક ખરી અગ્નિનો તણખો સેંકડો વર્ષોનાં એકઠા કરેલાં લાકડાં બાળવાને માટે પુરતો છે. તેમ અનેક જન્મોનાં પાપ બાળનાર જ્ઞાન અગ્નિ છે. સદ્ગુરૂની કૃપા વિના આ જ્ઞાન મળી શકતું નથી. આત્મામાં અનંત શક્તિ ભરેલી છે પણ તેને બહાર લાવનાર નિમિત્તોની જરૂર છે, બીજાં નિમિત્તો તો ઘણાંએ હતાં પણ દીવાથીજ દીવો પ્રગટ થાય જાગેલોજ જગાડે. અનુસુંદર પાપી ટળીને મહાત્મા થયો. જ્ઞાની બન્યો.

**અનુસુંદરને ગુરુશ્રીનુ દર્શન** સાધ્વીજીમહાભદ્રા સન્મુખ આ બધી બીના બની ગયા પછી અનુસુંદર સાધ્વીજીની પાછળ પાછળ આચાર્ય શ્રીસમંતભદ્રસૂરિજીની પાસે આવ્યો, અને તેમના ચરણ કમળમાં આળોટી પડયો. પોતાના

ઉદ્ધાર માટે સાધ્વીજીને મોકલનાર તે ગુરુદેવને જોતાંજ પ્રેમના આસુંની ધાર થઇ. અહો ! ઉપગારી ગુરુ ! ભવ સમુદ્રમાં જહાજ સમાન ! તમારી કૃપા વિના કોણ તર્યું છે ? નરકમા જવાની તૈયારીવાળા મારા આત્માના ઉદ્ધારક ગુરુજી ! હું તમારે શરણે છું. આ પ્રમાણે બોલતા ચક્રવર્તીએ પોતાની શકિત વડે ચોરના આકારનું સ્વરૂપ ધારણ કરીને તેમની સન્મુખ ઊભો રહ્યો. "આ આકાર સ્વરૂપ ધારણ કરવાનું ગુરુશ્રીએ પ્રથમ કહ્યુ હતું કે આ ચોર છે. વિશ્વમાંથી કર્મ દ્રવ્ય તેણ ખુબ ચોરીને તેને એકઠું કરેલ છે. તે કર્મ પરિણામ રાજાનો ગુનેગાર છે. આ કારણથી તથા આવા નરકગામી જેવા જીવોનો ગુરુઓ કેવી રીતે પળવારમાં ઉદ્ધાર કરે છે તે વિશ્વના જીવોને બતાવવા તથા રાજકુમારી સુલલિતા અને રાજકુમાર પુંડરીકને એ નિમિત્તે બોધ થશે તેમ જાણીને ચોરનો આકાર ધારણ કર્યો હતો."

રાજકુમારી સુલલિતાએ, ચોરનો આકાર ધારણ કરનાર અનુસુંદરને પ્રશ્ન કર્યો કે, ભાઈ! તેં શો ગુનો કર્યો છે કે આ યમ જેવા રાજપુરુષોએ તને પકડયો હતો ? સંસારી જીવ ચોરે જવાબ આપ્યો કે બાઈ ! આ સદાગમ–સંમતભદ્રાચાર્ય મારી હકીકત જાણે છે એટલે મારે કહેવાની જરૂર નથી.

સદાગમે જણાવ્યું, ભાઈ તારી હકીકત તુંજ કહે તારા કહેવાથી બીજા ઘણા જીવોને લાભ થશે.

**પાછલી હકીકત અને મહાભદ્રા સાધ્વી**

**આદિની ઓળખાણ**–સંસારી જીવે કહ્યું. જેવી આપની! આજ્ઞા, એમ કહી મહાભદ્રા, સુલલિતા પુંડરીક અને ગુરુશ્રી. વિગેરેની સમક્ષ પોતાના જ્ઞાન બળે નિગોદથી માંડીને આજપર્યંતની બધી હકીકત જણાવી, તેમાં મહાભદ્રા સાધ્વી તે અત્યારે સુકચ્છવિજયના હરિપુર નગરમાં ભીમરથ રાજાની સુભદ્રા રાણીની પુત્રી છે. આ સમંતભદ્રાચાર્ય તેના સગા. ભાઇ છે. આગળ આવી ગયેલ કંદમુનિનો જીવ તે આ મહાભદ્રા સાધ્વી છે. તેણે અમુક પ્રકારનો દંભ કપટ કરવાથી પુરુષ પણાનો ત્યાગ કરી સ્ત્રી પણું પ્રાપ્તકરેલું છે. પાછલા ગુણધારણના ભવમા તે કંદમુનિએ ગુણધારણને બોધ પમાડયો હતો, તેને જોતાં જ આ અનુસુંદરને તેના તરફ પૂજ્યભાવ પ્રગટ થયો હતો. નાની ઉંમરમાં વિધવા થવાથી તેમના ભાઈ સમંતભદ્રસૂરિએ ધર્મ બોધ આપી સાધ્વી. બનાવ્યા હતા. તે સાધ્વીએ અગિયાર અંગનું જ્ઞાન પ્રાપ્ત. કર્યું હતું અને તેની લાયકાત જોઇને બધા સાધ્વી સમુદાયના. ઉપરી તરીકે પ્રવર્તિની–મહત્તરાપદે સ્થાપન કરેલા છે.

રાજકુમારી સુલલિતા એ રત્નપુર નગરના મગધસેન-રાજાની સુમંગલારાણીની પુત્રી છે. સંસારીજીવ ગુણધારણના ભવમા હતો ત્યારે આ તેની રાણી મદનમંજરી હતી તે. હજી કુંવારી જ છે. તેને બાલ્યાવસ્થાથીજ પુરુષ ઉપર. દ્વેષભાવ હતો. આ સાધ્વી મહાભદ્રા ફરતા ફરતાં રત્નપુરમાં આવ્યા, ત્યા આ સુલલિતાનો મેળાપ થયો હતો. તે સાધ્વીજીને જોઇને પાછલા ભવમા પોતાના પતિ ગુણધારણની!

સાથે ગુરુશ્રી પાસે જતાં કંદમુનિનો જે પરિચય થયો હતો તેજ જીવ આ સાધ્વીનો હતો, તેથી તેના તરફ સુલલીતાનું મન આકર્ષાયું અને તે સાધ્વીજી સાથે પિતાની આજ્ઞાથી ગૃહસ્થના વેશમા સુલલિતા રહેતી હતી આ રાજકુમારી સુલલિતા છે.

રાજકુમાર પુંડરીક, આજ શંખપુરના શ્રીગર્ભ રાજાની કમલિની રાણીનો પુત્ર છે. આ ગુણધારણનો મિત્ર જે કુળંધર હતો, તેનોજ જીવ તે આ પુંડરીક છે

અવધિજ્ઞાનના અને ચૌદપૂર્વના જ્ઞાન બળથી આ બધા સંબંધો અનુસુંદરે પ્રકટ કર્યા તેનું બતાવેલું-કહેલું ભવ પ્રપંચનું સ્વરૂપ સાંભળીને તેઓ બધા જાગૃત થવા સાથે સંસારથી ઉદાસીન થયા.

**અનુસુંદરની ચિત્તવૃત્તિ** આ વખતે પુંડરિક કુમારે અનુસુંદરને પ્રશ્નકર્યો કે તમારી ચિત્તવૃત્તિમાં અત્યારે શું શું બનાવો બની રહેલા છે ? અનુસુંદરે જવાબ આપ્યો કે, ભાઈ! અત્યંત સંવેગમાં આવીને મેં મારો વૃત્તાત તમને કહેવો શરૂ કર્યો. તે પછી પોતાને પ્રગટ થવાનો અવસર જણાવતા ચારિત્રધર્મરાજ પોતાનું અંતરંગ બધું સૈન્ય લઈને મારી નજીક આવ્યા. આવતા રસ્તામાં પોતાના બળથી તેમણે સાત્વિક માનસ નગરને આનંદિત બનાવ્યું વિવેક પર્વતને ઉજળો કર્યો તેના ઉપર રહેલા અપ્રમત્તતા નામના શિખરને તેજસ્વી બનાવ્યું. તે શિખર ઉપર જૈનપુર વસાવ્યું-વસ્તીવાળું કર્યું. તે જૈનપુરમાં પ્રથમ ચિત્તસમાધાન

મંડપ બાંધ્યો હતો, તે વિખરાઈ ગયો હતો તેને પાછો વ્યવસ્થિત બનાવ્યો. તે મંડપમાં નિઃસ્પૃહતા વેદિકા બરાબર ગોઠવી દીધી. તે વેદિકા ઉપર જીવવીર્ય સિંહાસન સ્થાપિત કર્યું એમ આખા સમુદાયને આનંદ ઉપજે તેવી ચારે બાજુ વ્યવસ્થા કરીને, આખા લશ્કર સાથે કિલ્લાઓ સજ્જ કરી ચારિત્રધર્મરાજ મારી સન્મુખ આવવાને નીકળ્યા. રસ્તામાં મહામોહના લશ્કરનો તેમને ભેટો થયો ચિત્તવૃત્તિનાં છેડા ઉપર બંને લશ્કર વચ્ચે તુમુલ યુદ્ધ થયું તે વખતે સમ્યગ્-દર્શન અને સદ્બોધમંત્રીની સાથે ચારિત્રધર્મરાજને મે ટેકો આપ્યો, તેમના તરફ ખુબ લાગણી દર્શાવી, તેના પરિણામે ચારિત્રધર્મની જીત થઈ. મારા અંતઃકરણમાંથી શત્રુઓને કાઢી મૂકી તેનો તેમને કબજો લીધો, અને ત્યા ચારિત્રધર્મે પોતાનું રાજ્ય સ્થાપન કર્યું. પછી તેઓ મારી પાસે આવ્યા. મહામોહ રાજાનો બધો માલ લુંટાંઈ ગયો છે, છતાં તેઓ જેમ તેમ જીવતા રહીને હજી અંદર છુપાઈ ગયો છે ભાઈ પુંડરીક ! મારી ચિત્તવૃત્તિમાં અત્યારે આ સ્થિતિ ચાલી રહેલી છે શત્રુઓ નાશી ગયા છે, મારા હિતકારી બંધુઓ હર્ષમાં આવી ગયા છે. હવે મને એમ થાય છે કે ગુરુશ્રી પાસે સાધુવેષ ગ્રહણ કરીને મારા અંતરંગ બધુઓને પોષણ આપું. આમ અનુસુંદરે પોતાની ચિત્ત-વૃત્તિના અંતરભાવો બધા બતાવ્યા, સમજાવ્યા, એટલામાં તેનું ચોરનું સ્વરૂપ જે તેણે વૈક્રિય લબ્ધિથી કર્યું હતું તે વિખેરી નાખીને ચક્રવર્તીનું ખરૂ સ્વરૂપ અને વૈભવો પ્રગટ કર્યા. પ્રધાન સેનાપતિ વિગેરે ત્યાં હાજર થયા.

**રાજ્યનો ત્યાગ** અનુસુંદર ચક્રવર્ત્તીના હૃદયમાં હવે આ દુનિયાના કોઈ પદાર્થો ઉપર સ્નેહ રહ્યો ન હતો. હૃદયથી જ રાજ્યાદિનો ત્યાગ થઇ ગયો હતો, તેના મનમાં ચારિત્રધર્મરાજની પધરામણી થઇ ચુકી હતી. તેણે પોતાની ઇચ્છા દીક્ષા લેવાની છે તે પોતાના પરિવાર આગળ કહી બતાવ્યુ. તે વખતે તેણે પોતાનાં ચક્રવર્ત્તીપણાના ચિહ્નો જે પોતાની પાસે હતા તે પોતાના પુત્ર **પુરંદરરાયને** આપી દીધાં. પુરંદરરાયને રાજા તરીકે સ્વીકારવા પ્રધાનાદિને ભલામણ કરી એટલે દરેકે તેમની આજ્ઞા માન્ય કરી."

**સુલલિતાને જાગૃત કરવાનો પ્રયત્ન** આ અવસરે શ્રી ગર્ભરાજા પોતાની રાણી સાથે ત્યાં આવી પહોચ્યા હતા, અનુસુંદર જેવો ચક્રવર્તી રાજ્ય છોડી ચારિત્ર લે છે તે બનાવથી સુલલિતાને આશ્ચર્યનો પાર ન રહ્યો. પુંડરીકને પણ સંતોષ થયો. દીક્ષા લીધા પહેલાં અનુસુંદરે સુલલિતાને જાગૃત કરવા પાછલા જન્મોમાં થયેલી પોતાની વિડંબનાની અને ગુણધારણના ભવમાં, તે તેની સ્ત્રી મદનમંજરી હતી વિગેરે સારા માઠા પ્રસંગો યાદ કરી આપી વૈરાગ્ય ઉત્પન્ન કરવા ખુબ પ્રયત્ન કર્યો, ઘણું સમજાવી પણ તેનામા દીક્ષા લેવાનો ઉત્સાહ પ્રગટ ન જ થયો અનુસુંદરે બોલવું બંધ કર્યું, આ અવસરે રાજકુમાર પુંડરીક આ બધી હકીકતો સાંભળતો હતો તે એકદમ મૂર્છા ખાઇ જમીન ઉપર પડી ગયો. શ્રી ગર્ભરાજા પોતાના પુત્રની આ સ્થિતિથી આકુળવ્યાકુળ થઇ ગયા, રાણી

કમલિની ધ્રૂજવા લાગી. પુંડરીકને પવન નાખવા માંડ્યો. થોડીવારે કુમાર સાવધાન થયો.

**પુડરીકને જાતિ સ્મરણ** તેણે પોતાના પિતાશ્રી ગર્ભ રાજાને ઉદ્દેશીને જણાવ્યું. પિતાજી ! આપ મોડા પધાર્યા, આપના આવ્યા પહેલાં અનુસુંદર ચક્રવર્તીએ પોતાના અનેક પાછલા ભવોની હકીકતો જણાવી. તેમાં શા કારણે તેમને રખડવું અને દુઃખી થવું પડયું તે બધી હકીકતો સાંભળવા છતા મને બોધ નહતો થયો. પણ પાછળથી સુલલિતાને ઉદ્દશીને તેમણે ટુંકમાં જે હકીકત કહી તેથી મારૂં આત્મિકવીર્ય ઉછળી આવ્યું, મને મૂર્છા આવી અને તેમા પૂર્વજન્મોનું જ્ઞાન થઈ આવ્યું છે. અનુસુંદરના ગુણધારણપણાના ભવમાં તેનો મિત્ર હું કુલંધર હતો તે સર્વ વાત મને સાક્ષાત યાદ આવે છે. નિર્મળાચાર્યે ભવ પ્રપંચની હકીકત કહી હતી તે બધી વાત મને યાદ આવે છે મારું મન સંસાર પરિભ્રમણથી ઉદ્વેગ પામ્યુ છે. પિતાજી ! મને આજ્ઞા આપો. તો હું પણ અનુસુંદરની સાથે દીક્ષા ગ્રહણ કરૂં.

આ વાત સાભળી તેની માતા રૂદન કરવા લાગી. રાજાએ ધીરજ આપતાં કહ્યું જ્યારે આ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે તમને જે સ્વપ્ન આવ્યું હતું તે યાદ કરો એક સુંદર પુરુષે મુખમાં પ્રવેશ કર્યો અને પાછો નીકળી ચાલ્યો ગયો. એ આજ અર્થને સૂચવે છે કે પુત્ર દીક્ષિત થશે. વળી આ બાળક ભોગ ભોગવવાને લાયક છે તેવી

ઉંમરમાં ધર્મ માર્ગ ઇચ્છે છે, આપણને તો ભોગ ભોગવતાં આટલી ઉંમર થઈ ગઈ હવે તો ધર્મ સન્મુખ થવુંજ જોઈએ, રાજાની શિખામણ રાણીને યોગ્ય લાગી, પુત્રને દીક્ષાની રજા આપી અને પોતે પણ બને દીક્ષા લેવાને તૈયાર થયા.

**સુલલિતાનો પશ્ચાતાપ.** આ વખતે કુમારી સુલલિતાના મનમા અનેક વિકલ્પો ઉઠતા હતા. તેણે મહાભદ્રા સાધ્વીજીને ઉદ્દેશીને કહ્યું. ભગવતી ! મેં પૂર્વે શું પાપ કર્યું હશે કે મને આમા કાંઈ સમજણ પડતી નથી. રાજકુમાર પુંડરીક સ્વાભાવિકજ આ હકીકત સાભળતો હતો, તેને જાતિસ્મરણ થયું અને વૈરાગ્યથી દીક્ષા લેવા તૈયાર થયો છે ત્યારે મને ઉદ્દેશીને મહાશય અનુસુંદરે બધો ભવપ્રપંચ સમજાવ્યો, પ્રસંગોપાત બીજા અનુભવો કહ્યા, છતા હું કેવી નિર્ભાગી છુ કે વાતના રહસ્યને હજી સમજી શકતી નથી આ પાછળથી આવેલા શ્રી ગર્ભરાજા તથા રાણી કમલિની પણ બોધ પામ્યાં, છતા મને વૈરાગ્ય કેમ થતો નથી ? પૂજ્યા ! કાતો તેનું કારણ આપ કહો અગર સદાગમ ગુરુશ્રીને કહો એટલે તે–મને સમજાવે.

અનુસુંદરે જણાવ્યું. બાઈ ! મહાભદ્રાને તસ્દી શા માટે આપે છે ! તેનું કારણ હું જ તને સમજાવુ. મારા ગુણધારણના ભવમા તું મદનમંજરી હતી. મારી સાથે તેં પણ દીક્ષા લીધી હતી, દરેક વાતે ધર્મપરાયણ હતી પણ ભણવાની બાબતમાં તને કંટાળો આવતો હતો.

બીજી કોઇ સાધ્વી મોટે શબ્દે ગોખે, ભણે કે સ્વાધ્યાય કરે તો તે ગમે નહિ, પૂર્વનું ભણેલું યાદ કરવાનું કંટાળીને તે બંધ કર્યું. અન્યોઅન્ય તર્ક વિતર્ક કરી સમાધાન કરવાનું તને ઠીક લાગે નહિ ધર્મદેશના સાંભળવાનું કે બીજાને સંભળાવવાનું તને ગમે નહિં. ઉંઘને સારો આવકાર આપી નિરાતે ઉંઘ્યા કરે. આ પ્રમાણે જ્ઞાનના સબંધમાં તે આશાતના કરી છે. તે કર્મનું આ પરિણામ છે, કે કોઇપણ બાબતના ઉડા રહસ્યને તું સમજી શકતી નથી. પૂર્વના અભ્યાસ પ્રમાણે આ ભવમા પણ જ્ઞાનની બાબતમા તને કંટાળો આવે છે, તેના ખરા સ્વરૂપમાં કહેવાનો આશય તુ સમજી શકતી નથી.

સુલલિતાએ કહ્યું આર્ય ! આપનું કહેવુ યોગ્ય છે, છતા મને દુર્ભાગીને તેની કાંઇ અસર થતી નથી. આમ કહેતાં તેની આખમાથી મોતી જેવા સ્થૂળ આસુઓ ટપકવા લાગ્યા તે ઘણું રડી, પશ્ચાતાપ કર્યો, તેના ઉંડાણમા પોતાની અજ્ઞાનતાને અંગે તેને ઘણુ દુઃખ થતુ હોય તેમ જણાતું હતું

સુલલિતા આવી મનોદશા જોઇને અનુસુંદરે કહ્યુ. બેટા ! દીલગીરી છોડી દે. તારૂં કર્મ ક્ષીણ થવા આવ્યું છે આ ભગવાન્ સદાગમની ભકિત કર, અને શરણે જા. ગુરુશ્રીની આરાધના એજ તત્ત્વજ્ઞાન પ્રાપ્તિનું પરમ કારણ છે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામા તેજ સાચા સૂર્ય સમાન છે. એ ભગવાનના ચરણ પાસે તું આવી શકી છે. એજ તારા ભાગ્યોદયની નિશાની છે.

અનુસુંદરના આ વચનથી સુલલિતાના મનમાં તીવ્ર સંવેગનો અગ્નિ પ્રગટ થયો. આ સંમંતભદ્રસૂરી એજ સદાગમ છે એમ સમજીને સુલલિતા રાજકુમારી તેમના ચરણ આગળ નમી પડીને લાગણીથી બોલવા લાગી કે ઓ જગત્નાથ ! અજ્ઞાનતાના કાદવમાં ખુંચેલી મને કાઢવાને આપજ સમર્થ છો. હું મંદ ભાગી છું આપને શરણે આવી છું. પિતા માતા જે કહો તે આપ છો. પ્રભુ ! મને કર્મમળ વગરની કરો. મારૂં અજ્ઞાન દૂર હટાવો.

**સુલલિતાને જાતિ સ્મરણ.** ખરા હૃદયનો પશ્ચાતાપ, સદાગમનું બહુમાન, તીવ્ર સંવેગ, હૃદયની સરલતા અને ગુરુ તરફ અનન્ય પ્રેમ, આ સર્વનું પરિણામ એ આવ્યું કે, તેના કર્મનુ જાળું તુટવા માંડયું ગુરુના ચરણમાં મસ્તક છે, આખમાંથી અશ્રુ સરી રહ્યા છે, આ સ્થિતિમાંજ તે ભોળી બાઇને જાતિ સ્મરણ જ્ઞાન થઈ આવ્યું. મદનમંજરીના ભવની બધી વાત યાદ આવી અનુસુંદરે તેને જે વાતો કહી હતી તે સર્વ પ્રત્યક્ષ જણાણી એટલે ત્યાંથી ઉઠીને તરત જ અનુસુંદરના પગમાં જઇને નમી પડી.

**અનુસુંદર** સુલલિતા ! આ શું ?

**સુલલિતા** આર્ય ! ભગવાનની કૃપાથી તમારી માફક મને પણ જાતિસ્મરણ થયું છે હવે મારું મન સંસારથી ઉદાસીન થયું છે. આ દુર્ભાગી બાળા ઉપર આપે તથા ગુરુદેવે મહાન્ ઉપકાર કર્યો છે.

**અનુસુંદર** બાઈ ! મહાત્મા સદાગમ ભક્તો ઉપર અનન્ય

ઉપકાર કરે છે, એમાં જરા પણ સંદેહ નથી. નરકે જવાને લાયક હું હતો, છતાં થોડાજ વખતમાં મને આવી ઉત્તમ ભૂમિકા ઉપર તેમણેજ લાવી મૂકયો છે. ગમે તેવા પાપી પ્રાણીઓ પણ સદાગમની ભકિત કરે તો અવશ્ય પાપથી મુકત થાય છે.

**સુલલિતા** -આર્ય આપનું કહેવું સાચું છે.

આમ વાતો ચાલે છે ત્યાં સુલલિતાના પિતા મગધસેન અને માતા સુમંગલા ત્યા આવી પહોંચ્યા. આચાર્યશ્રીને વંદન કરી બધાં બેઠા. સુલલિતા પિતાને નમન કરી પોતાની માતા પાસે જઈ બેઠી. માતાએ જણાવ્યું. બેટા ! ઘણા દિવસથી તને જોઇ ન હતી તેથી રાજ્ય છોડીને તને મળવા અમે અહીં આવ્યાં છીએ તને ન જોઉં તો મારૂં હૃદય બળ્યા કરે છે. તું કેવી કઠોર કે તારી તબિયતના સમાચાર પણ ન મોકલ્યા. ?

માતા ! વધારે વાત શું કરૂં ! તમારા સ્નેહની હમણાં જ ખબર પડવાની છે.

આપની રજા લઇને હું દીક્ષા લેવા ઇચ્છા કરૂં છું. જો મારા પર સ્નેહ હોય અને મારૂં ભલું ઇચ્છતા હો તો મને આજ્ઞા આપો. મને ખાત્રી છે કે આપનો મારા ઉપરનો પ્રેમ પ્રગટ કરવાનો આ ઉત્તમ અવસર છે.

રાજા મગધસેન આ ઉત્તરથી ખુબ ખુશી થયો. પોતાની રાણીને ઉદ્દેશીને કહ્યુ દેવી ! પુત્રીએ તો આપણું મોઢું

બંધ કરી દીધું. આ પુત્રી બહુ ભોળી હતી, કાંઈ વિશેષ સમજતી ન હતી. પણ ભગવતી મહાભદ્રાના લાંબા વખતના પરિચયથી તે ઘણી હુંશીયાર થઇ.

સાચો સ્નેહ તેંનુ કલ્યાણુ થાય તેમાં રહેલો છે. વળી આપણે પણ વૃદ્ધ થયા છીએ તો તેની સાથે દીક્ષા લેવી તે આપણા માટે પણ ઉચિત છે.

**સુમંગલા**—નાથ ! જેવી આપની આજ્ઞા

માતા પિતા આટલા જલદી અનુકૂળ થશે તેવી સ્વપ્ને પણ આશા ન હતી, તે આશા સફળ થયેલી જાણી સુલલિતા પિતાના ચરણમા નમી પડી અને અનુસુંદર વિગેરેનો વૃત્તાંત કહી પોતાને જાતિ સ્મરણ થયું તે આ સદ્ગુરૂનો પ્રતાપ છે એમ હકીકત કહી સંભળાવી.

**ચક્રવર્તી આદિની દીક્ષા.** આ તરફ અનુસુંદર ચક્રવર્તીએ ગુરુશ્રી પાસે દીક્ષા દેવાની યાચના કરી, તે સાથે શ્રીગર્ભ રાજા કમલિની રાણી, પુંડરીક પુત્ર, મગધસેન રાજા સુમંગલા રાણી અને પુત્રી સુલલિતાએ પણ પોત પોતાના રાજ્યની અને બીજી વ્યવસ્થા કરીને દીક્ષા આપવાની માગણી કરી એટલે તેજ મનોરમ ઉદ્યાનમાં વિવિધ મહોત્સવ પૂર્વક દેવો અને અનેક મનુષ્યોની હાજરીમા આચાર્યશ્રી સંમંતભદ્ર સૂરીએ બધાને દીક્ષા આપી. દીક્ષા આપ્યા બાદ ચારિત્રમાં સ્થિર કરવાનો બોધ આપ્યો. તે સાંભળીને દેવો તથા મનુષ્યો પોત પોતાને સ્થાને ગયા. બાઇઓને મહાભદ્રા સાધ્વીજીની શિષ્યાઓ તરીકે સોપવામાં આવ્યાં.

**સર્વાર્થસિદ્ધ વિમાને**–સૂર્ય અસ્ત થઈ ગયો હતો, આવશ્યક ક્રિયાઓ કરી સાધુઓ સ્વાધ્યાય અને ધ્યાન કરવામા લાગી ગયા હતા. રાત્રિને પહેલો પહોર પુરો થઈ ગયો હતો. આ વખતે અનુસુંદરરાજર્ષિના મનમાં આનંદનો પાર ન હતો પોતાના કર્ત્તવ્યનું પૂર્ણ ભાન થવાથી અને કર્ત્તવ્યના માર્ગમા પ્રવેશ કર્યો હોવાથી પોતાની જાતને, પોતાના જન્મને સફળ માનતાં રાત્રિએ એકાતમા ધ્યાનારૂઢ થયા હતા. અધ્યવસાયની નિર્મળતા વધતી ચાલી હતી, શ્રેણિએ ચડી ઉપશમ મોહ ગુણસ્થાન ઉપર આરૂઢ થયા હતા,

એ અવસરે આચાર્યશ્રીએ બધા સાધુઓને જણાવ્યું કે અનુસંદર મુનિનો મરણ વખત નજીક આવી પહોંચ્યો છે, માટે બધા તેઓની આજુ બાજુ બેસી તેમને સમાધિ પ્રાપ્ત થાય તેમ કરો. તરતજ બધા સાધુઓ તેમની નજીક શાંત થઇને બેસી ગયા. ધ્યાના રૂઢ આત્માને બીજી જાગૃતિ આપવાની શી હોય ? છતા શાત પવિત્ર વાતાવરણના અસરની તેમને જરૂર હતી.

સાધુઓએ આજુ બાજુ બેસી પવિત્ર વિચારોથી ઘણું ઉત્તમ અને શાંત વાતાવરણ ઉત્પન્ન કર્યું. આની પણ ખુબ અસર તે રાજર્ષિને થઇ ઉપશમ શ્રેણિની ધ્યાનારૂઢ દશામાં આ શરીર પાંજરાને મૂકી તે મહાત્મા તેત્રીશ સાગરોપમ જેટલા મહાન્ આયુષ્યવાળા સર્વાર્થ સિદ્ધ વિમાને દેવપણે ઉત્પન્ન થયા પ્રભાતે શ્રીસંઘસમુદાય તરફથી મુનિરાજ અનુસંદરરાજર્ષિના મૃત શરીરનો અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

# પ્રકરણ એકવીસમુ

## વિશ્વવ્યાપક જૈનદર્શન

વિશુદ્ધ ધર્મનો સાચો બોધ આપનાર તે અનુસુંદર મહાપુરૂષ હતો, આમ અચાનક એકજ દિવસમા તેનો સદાનો વિયોગ થવાથી નવીન ધર્મ પામેલી સાધ્વી **સુલલિતાને** વિશેષ ખેદ થયો તે જાણીને, આચાર્ય મહારાજશ્રી **સમંતભદ્રસૂરીજીએ** તેનો શોક દૂર કરવા અને ધર્મમા સ્થિર કરવા ઉપદેશ આપતા જણાવ્યું કે આર્યે ! અનુસુદર એક વીર પુરુષ હતો વીર પુરુષને છાજે તેમ એકજ દિવસમા તેણે પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું છે, તેને માટે શોક કરવો તે યોગ્ય નથી, જે મહાપુરૂષે પાપને ધોઇને આરાધના કરી પડિત મરણે દેહ ત્યાગ કર્યો છે તેનું જીવન અનુમોદન કરવા યોગ્ય છે. હું તેનું જ્ઞાનદૃષ્ટિથી ભવિષ્ય જાણીને તને કહું છું કે, તે મહાત્મા સર્વાર્થ સિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો છે, કેવળ સાધુ પુરુષ જેવું ઉત્તમ, શાંત જીવન પૂર્ણ કરી, પુષ્કરવરદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રમાં અયોધ્યા નગરીના ગાધારરાજ રાજાની પદ્મિની રાણીના પુત્રપણે ઉત્પન્ન થશે. તેનું અમૃતસાર નામ રાખવામા આવશે દેવ જેવી સમૃદ્ધિ પામી મનુષ્યપણામાં દેવ જેવા સુખનો અનુભવ કરશે. છેવટે વિપુલાચાર્ય નામના પવિત્ર ગુરુશ્રીના સમાગમથી બોધ પામી પૂર્વની માફક દીક્ષા લેશે. સાધુજીવનમા તપશ્ચર્યાદિ

કર્મ યોગથી વિશુદ્ધિ મેળવી છેવટે જ્ઞાનયોગમાં કર્મોનો ક્ષય કરી તે કેવળ જ્ઞાન ઉત્પન્ન કરી મોક્ષે જશે.

આ પ્રમાણે ભાવી પણ કલ્યાણરૂપ હોવથી અનુસુંદર મુનિનું મરણ કોઈ રીતે ખેદ કરવા યોગ્ય નથી, એમનો આત્મવિકાશ આદર્શ રૂપ છે તેમના આ જીવન ઉપરથી ઘણું ઘણું જાણવાનું જાગ્રત રહેવાનું અને આગળ વધવાનું મળે તેમ છે. વિગેરે ઉપદેશ આપી સુલલિતાદિને શાંત કર્યા.

**ચિત્તવૃત્તિના લોકોનું શું થયું ?** એ અવસરે નવીન યુવાન બુદ્ધિશાળી પુંડરીક મુનિએ ગુરુશ્રીને વંદન કરી જણાવ્યું કે પ્રભુ ! તેની ચિત્તવૃત્તિમાં ચારિત્રધર્માદિ સારાં માણસો તથા મહામોહાદિનાં ખરાબ માણસો હતાં તેમનું શું થયું ? તેઓ કયાં ગયાં ? તે જણાવવા કૃપા કરશો ?

ગુરુશ્રીએ જણાવ્યુ પુંડરીક ! તમે સારો પ્રશ્ન કર્યો છે. અત્યારે તો તે માણસો તેની ચિત્તવૃત્તિમા છે પણ જયારે તે અમૃતસારપણે મનુષ્ય જન્મમાં ઉત્પન્ન થશે ત્યારે તે સર્વ-સંગનો ત્યાગ કરશે-દીક્ષા લેશે, ત્યારે ક્ષાતિ આદિ અને ધૃતિ આદિ કન્યાઓ પ્રગટ થશે ટુંકામા કહું તો ચારિત્રધર્મ રાજનું આખું સૈન્ય બહાર પ્રગટ થશે સદ્‌બોધ સમ્યગ્‌દર્શન અને ચારિત્રધર્મરાજ પોતે તેના ઉત્તમોત્તમ સ્વરૂપમાં પ્રગટ થશે. તેના બળથી મહામોહના બધા સૈન્યનો નાશ કરી દેશે. ક્ષપક શ્રેણી આરૂઢ થઈ તેના પુરવેગમાં ઘાતિકર્મ નામના ચાર દુશ્મનનો સર્વથા નાશ કરશે કે, જે ફરીને તેની આગળ

કોઈ દિવસ પ્રગટ થશે જ નહિ. તે વખતે સદ્બોધ સમ્યગ્દર્શન અને ચારિત્રધર્મ રાજ પુરબહારમાં સર્વ શક્તિઓ સાથે પ્રગટ થશે તેમને કેવળજ્ઞાન, કેવળદર્શન ક્ષાયિકચારિત્ર પૂર્ણાનંદ અને અનંતશક્તિ આ ચાર મહાન્ આત્મિક ગુણોની પ્રાપ્તિ થશે

આ ચાર ગુણ પ્રગટ થશે ત્યારે જ્ઞાનવરણ, દર્શનાવરણ, મહામોહ ચારિત્રાવરણ. આ ચાર કર્મપરિણામના રાજાઓ પોતાના પરિવાર સાથે મરણ પામશે. અને જ્ઞાનાદિ ચાર આત્મિક ગુણો તે સંસારી જીવના સ્વરૂપ સાથે એક રસ અભેદરૂપે પરિણમી જશે.

આ ચાર આત્મિક ગુણની પ્રાપ્તિથી તે સંસારી જીવ મહારાજા વિશ્વના અનેક જીવોને ઉપકાર કરનારા થશે. છેવટે કેવળી સમુદ્ઘાત કરી સર્વમનાદિ યોગનો નિરોધ કરી શૈલેશી નામની ક્રિયા કરશે. તે વખતે બાકી રહેલા ચાર નામ, ગોત્ર વેદની આયુષ્ય નામના રાજાઓ તેના પરિવાર સાથે મરણ પામશે તે સાથે કર્મ પરિણામ કે જે આઠ રાજાઓના અંગરૂપ હતા, તે પણ મરણ પામશે તે કર્મ પરિણામનો નાશ થતાં, કાળપરિણુતિ આદિ સર્વનો નાશ થશે. ભવિતવ્યતા તો ઘરની નહિ અને ઘાટની નહિ, તેમ મહામોહ અને સંસારી જીવ બન્નેથી ભ્રષ્ટ થઈ તેનાથી સદાને માટે છુટી પડી જશે

આ પ્રમાણે જે દુઃખદાયી મહામોહાદિ હતા તેનો તો

સર્વથા નાશ થઈ જશે. અને જે સુખદાયી અંતરંગ કુટુંબ ચારિત્રધર્માદિનું હતું તેમાં જેઓ જીવને મદદગાર હતા, છતાં તે પ્રશસ્ત મોહના કુટુંબના હતા, તેનો પણ નાશ થઇ જશે. બાકી જે અંતરંગ અભેદ સ્વરૂપવાળા, નામકર્માદિ ચાર રાજાઓના મરણથી ચાર આત્મિક ગુણો પ્રગટ થવાના તે આત્માની સાથે અભેદરૂપે પરિણમી રહેશે.

આ પ્રમાણે તે આઠે કર્મરૂપ કર્મપરિણામના નાશથી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આનંદ, અનંત આત્મિક-વીર્ય–શકિત, અનંત સુખ, સાદિઅનંતસ્થિતિ અગુરુલઘુ અને અરૂપી. આ આઠ અભેદ ગુણ પ્રગટ કરી આત્મા, પરમાત્મા સ્વરૂપે થઈ રહેશે. તેના કર્તવ્યો પુરા થશે. નિવૃત્તિ નગરી–સ્થાનમાં તે સદાને માટે શાશ્વત સ્વરૂપ આત્માનંદમા મગ્ન થશે. આ પ્રમાણે તેના અંગત કુટુંબનું પરિણામ આવશે.

આ પ્રમાણે સમંતભદ્રાચાર્ય પાસેથી હકીકત સાંભળીને પુંડરીક મુનિ વગેરે સાધુઓ આનંદ પામ્યા સુલલિતાનો શોક દૂર થયો, તેણીએ આત્મસ્વરૂપ પ્રગટ કરવા તે દિવસથી ખુબ પ્રયત્ન કરવાનું શરૂ કર્યું, નિકાચિત કર્મો તોડવા અનેક પ્રકારની તપશ્ચર્યા કરી, જ્ઞાનમાં વધારો કર્યો તેને લઇને ઘણાં કર્મો ધોઈ નાખી આત્માને ઉજવળ કર્યો

**આગમનો સાર શું છે!** પુંડરિક મુનિએ એક વખત ગુરુશ્રીને પ્રશ્ન કર્યો કે પ્રભુ ! ચૌદ પૂર્વનું જ્ઞાન તો એક સમુદ્ર જેવું છે એનો ટુંકમાં સાર મને બતાવશો ?

**આગમનોસાર ધ્યાનયોગ** સમંતભદ્રાચાર્યે જણા-

વ્યું. પુંડરીક ! આખા જૈન આગમનો સાર નિર્મળ **ધ્યાન યોગ** છે આખા સિદ્ધાંત સમુદ્રનો સાર ફક્ત આ શબ્દમાં આવી જાય છે જૈન શાસ્ત્રમા ગૃહસ્થધર્મને અંગે, તથા ત્યાગી સાધુધર્મને અંગે જે મૂળગુણો અને ઉત્તર ગુણો બતાવ્યા છે. જે જે બાહ્ય ક્રિયાઓ કહી છે તે સર્વ કરીને પણ અંતે ધ્યાનયોગ કરવાનો છે

આ સર્વ પાંચ મહાવ્રત કે બાર વ્રત આદિ ગુણો અને કરાતી તપ, જપ, સેવા, ભક્તિ, દાનાદિ ક્રિયાઓનો હેતુ ધ્યાન યોગ સાધવાનો છે.

**ધ્યાનમાટે મનનીશુદ્ધિ** મુક્તિને માટે ધ્યાન યોગની જરૂર છે, અને ધ્યાનની સિદ્ધિ માટે મનને નિર્મળ કરવાની જરૂર છે મનને નિર્મળ કરવામાં અહિંસાદિ સાધનો ઉપયોગી છે આ પ્રમાણે આ બધા અનુષ્ઠાન–કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ કરવામા આવે છે તે બધા મનની શુદ્ધિ માટે કરવાના છે. આમ આ વ્રત કે અનુષ્ઠાન–કર્મકાંડ કરવાથીજ ઇતિ કર્તવ્યતા કે પૂર્ણતા માની લેવાની નથી. તે તો મણમાં પ્રથમ પુણી છે. ત્યાર પછી ધ્યાનયોગ સિદ્ધ કરીને આત્માનું શુદ્ધસ્વરૂપ પ્રગટ કરવાનું છે.

પુંડરીક મુનિ ! આ પ્રમાણે તમે મારો કહેવાનો ભાવાર્થ સમજ્યા હશો કે આ બધા કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ એક ધ્યાનયોગ સિદ્ધ કરવા માટે છે. જો આ ધ્યાનયોગ સિદ્ધ ન થાય તો આ વ્રત, તપ, જપાદિથી આત્માની શાંતિ–પૂર્ણતા મળતી નથી, તે તો એક અંગ

છે. અનેક અંગો એકઠાં થવાથી સંપૂર્ણ કાર્ય સિદ્ધ થાય છે માટે ધ્યાનયોગ એ સર્વનો સાર છે.

**આરંભાદિ મળનો ત્યાગ** આ ધ્યાનયોગ સિદ્ધ કરવા માટે આરંભાદિ મળો પ્રથમ દૂર કરવા જોઇએ. બાહ્ય આચાર વિચારની શુદ્ધિ કરવી જોઇએ. સર્વ પ્રકારની ઉપાધિનો ત્યાગ કરનાર ધ્યાનયોગ સારી રીતે સાધી શકે છે. જે કોઈ પ્રાણી ઉપાધિ રહિત થઇને ધ્યાનયોગ માર્ગે ચડતો જાય છે, તે નિર્મળ આત્મા જૈન હોય કે જૈનેતર હોય પણ તાત્વિક દૃષ્ટિએ તે જીન શાસનમા વર્તે છે અને તેઓ સંસારનો છેદ કરી શકે છે.

**અનુષ્ઠાનની વ્યાપકતા** જેમ સર્વરોગનું મૂળ કારણ વાત, પિત્ત, અને કફ છે. હવે જે ઔષધથી વાત, પિત્ત કે કફની શાંતિ થાય—આરોગ્યતા પ્રાપ્ત થાય તે તેને માટે ઉત્તમ ઔષધ છે. તેમ જે ઉપાયથી રાગદ્વેષ અને મોહરૂપ દોષો—વ્યાધિઓ નાશ થાય છે, આત્માને નિર્મળ કરે છે. તે ઉપાયો જૈન દર્શનમાં હોય કે જૈનેતરમા હોય છતાં તે સર્વજ્ઞના મતને અનુકૂળ-સંમત છે. અને જે અનુષ્ઠાન મનને મલિન કરનારાં—મોક્ષને અટકાવનારા છે તે અનુષ્ઠાન કરનાર જૈન મુનિ હોય કે જૈન ગૃહસ્થ હોય પણ તે અનુષ્ઠાનો જૈન દર્શનથી બહારનાં છે.

ચિત્તની નિર્મળતા કરનાર **સત્યતત્ત્વનું જ્ઞાન અને વિશુદ્ધ વર્તન** ગમે તે દર્શનમાં હોય તો તેથી મોક્ષ

પ્રાપ્તિ થાય છે. આત્માનો વિકાશ કરવામાં બાહ્ય વેષને મુખ્ય સ્થાન નથી. પણ નિર્મળતાને–રાગદ્વેષની મંદતાને અને આત્મ ઉપયોગની અખંડ જાગૃતિને મુખ્ય સ્થાન કહ્યું છે.

## ધ્યાનની વ્યાપકતા

सर्वोपाधिविशुद्धेन, ततो जीवेन साध्यते ।
ध्यानयोगः परः श्रेष्ठो, यः स्यान्मोक्षस्य साधकः ॥१॥

पापं हि दुष्टकल्लोलैः, पुण्यं गृह्णाति सुंदरैः ।
चित्तैरात्मा तथोभाभ्या, मौदासीन्येन मुच्यते ॥२॥

स्वभाव एव जीवस्य, यत्तथा परिणाममाक् ।
बध्यते पुण्यपापाभ्यां, मध्यस्थात्तु विमुच्यते ॥३॥

ते चर्हिसाद्यनुष्टानाद्, भ्रमकालुष्यकारकात् ।
जायन्ते चितकल्लोला, यथाऽपथ्याद्गदास्तनौ ॥४॥

तथाऽर्हिसाद्यनुष्टात्, स्थैर्यनैर्मल्यकारकात् ।
जायन्ते शुभकल्लोलाः पथ्यादिव सुखासिका ॥५॥

चित्तजालोपसंहारि, यत्पुनर्ध्यानमीदृशम् ।
औदासीन्यं मतं तद्धि, निर्जरामात्रकारणम् ॥६॥

तदत्र निरोद्धव्यं, चित्तजालं मुमुक्षुणा ।
तच्च नानाविधोपायै, रागद्वेषादि सूदनैः ॥७॥

ધ્યાનની વ્યાપકતા ધ્યાનયોગ સર્વથી શ્રેષ્ઠ છે. મોક્ષનો તે સાધક છે. સર્વ ઉપાધિથી વિશુદ્ધ થયેલા જીવો તેને સાધે છે.

ધ્યાનયોગ કરનાર જીવોએ એકાંત સ્થાને બેસીને

પોતાના ભાવમન વડે ઉપયોગ વડે જોયા કરવું. મનમાં જો અશુભ વિચારો આવે તો સમજવું કે તે વિચારોથી પાપબંધ થાય છે. જો મનમાં શુભ વિચારો આવે તો તેથી પુણ્ય બંધ થાય છે. પણ શુભ કે અશુભ કોઈ પણ વિચારો ન આવે તો તે ઉદાસીનતાવાળી સ્થિતિ કહેવાય છે. આ સ્થિતિમાં વધારે વખત સ્થિરતા કરવાથી આત્મા કર્મોને તોડી નાખી મુકત થાય છે.

**આત્માનો પરિણમનધર્મ** સંસારી આત્મામાં પરિણમનધર્મ રહેલો છે. કોઈ ને કોઇ આકારે પરિણમવું –તદાકાર થવું એ કર્મથી બંધાયેલા આત્માને ગમે છે અને તે પરિણમન પામીને રાગ દ્વેષ કરે છે. આવો જીવનો સ્વભાવ છે, કે સારા યા માઠા પરિણામે પરિણમી આત્મા પુણ્ય પાપથી બંધાય છે. પણ જ્યારે શુભાશુભ કોઇ પરિણામે આત્મા પરિણમતો નથી ત્યારે તે પોતાના શુદ્ધ સ્વભાવમાં રહે છે. આ રાગ દ્વેષ વિનાની મધ્યસ્થ દશામા રહેવાથી આત્મા કર્મોથી છુટે છે

હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચારી. ધનાદિનો સચય, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, નિંદા ઈત્યાદિમાં મન આદિની પ્રવૃત્તિ કરવી,–મનમા તેને લગતા વિચારો વિકલ્પો કરવા એ બધાથી અશુભ કિલ્લોલો–વિચારો પ્રગટે છે. જેમ અપથ્ય ભોજન કરતાં રોગની વૃદ્ધિ થાય છે તેમ આ હિંસાદિકની પ્રવૃત્તિવાળા વિચારોથી પાપકર્મની વૃદ્ધિ થાય છે. જેમ પથ્ય ભોજન કરવાથી સુખ અને પુષ્ટિ થાય છે તેમ અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય, ત્યાગ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, વૈરાગ્ય, પ્રેમ, શાતિ, પરોપકાર,

પ્રભુસ્મરણ, સેવાધર્મ ઈત્યાદિના વિચારો કરવાથી શુભ કલ્લોલો શુભ વિચારો પ્રગટે છે.

આ બંને શુભાશુભ વિચારોવાળા મનમાં ઉત્પન્ન થતાં કલ્લોલો વડે આત્મા પુણ્ય પાપથી બંધાય છે. આ બંને મનની કલ્પનાવાળા જાળાંને મૂકીને, આત્મા ઉદાસીનતાવાળી મનની શાંત સ્થિતિમાં રહે છે તે ધ્યાન કહેવાય છે. આ ધ્યાનથી કેવળ કર્મની નિર્જરા–નાશ થાય છે, કેમકે તેટલા વખત માટે આત્મા પોતાના આત્મામા પરિણમી રહે છે આ સ્થાને રાગદ્વેષ ન હોવાથી આવતા કર્મો અટકી જવારૂપ સંવર થાય છે અને પૂર્વના બાંધેલા કર્મોનો નાશ થવારૂપ નિર્જરા થાય છે. માટે તેવા મુમુક્ષુ જીવોએ રાગદ્વેષનો નાશ કરનારા વિવિધ ઉપાયો વડે મનની કલ્પનાવાળા જાળાંને તોડી નાખવું જોઇએ. વિકલ્પો બંધ કરી દેવા અને સ્વસ્વરૂપમાં તદાકાર થઈ રહેવું એ ઉત્તમ પ્રકારનું ધ્યાન છે.

**ધ્યેયની વ્યાપકતા** જીવો વિવિધ પ્રકારની રુચિવાળા હોય છે. કોઇને કોઇએક પ્રકારે તો કોઇને કોઇ બીજા જ પ્રકારે ચિત્તની શુદ્ધિ થાય છે. માટે ભગવાને અનેક આલંબનો બતાવ્યાં છે. છતા જેવું સામું આલંબન તેવું ચિત્ત થાય છે. સારા આલંબનથી ચિત્ત સારો આકાર ધારણ કરે છે. ખરાબ આલંબનથી ચિત્ત અશુભ આકાર ધારણ કરે છે. આ વાત તો દરેકને અનુભવ સિદ્ધ છે. ચિત્તની સ્થિરતા માટે જેનાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, મન રાગદ્વેષ

વિનાનું અને તેવા રાગદ્વેષ રહિત **પરમાત્માનું** ધ્યાન કરવું તે ઉત્તમ છે. આ ઉત્તમ પ્રકારનું શુભ આલંબન છે તેથી પુણ્યપ્રકૃતિ જીવને બંધાય છે. આ આલંબન દૃઢ થતાં તે આલંબનનો પણ ત્યાગ કરીને આત્માએ આત્માકારે-સ્વસ્વરૂપે પરિણમી રહેવું, તે ઉત્તમોત્તમ ધ્યાન છે. તેથી કર્મોનો નાશ થાય છે અને આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરે છે, આ સ્વગતતત્ત્વનું ધ્યાન છે. વીતરાગ પરમાત્માદિનું ધ્યાન તે પરગતતત્ત્વ છે. સ્વગતતત્ત્વના ધ્યાનથી કર્મની નિર્જરા થાય છે ત્યારે પરગતતત્ત્વના નામ સ્મરણ, ધ્યાનાદિથી શ્રેષ્ઠપુણ્ય બંધાય છે. પરંપરાએ તે મોક્ષનું કારણ છે.

**વિશ્વમાં પરમાત્મા એક છે.** ધ્યાન કરવામાટે જેનું આલંબન લેવામા આવે છે તે પરમાત્મા વિશ્વમાં એકજ છે. તે સર્વ જાણનાર હોવાથી સર્વજ્ઞ છે સર્વ જોનાર હોવાથી સર્વદર્શી છે. રાગદ્વેષ રહિત હોવાથી વીતરાગ, વીતદ્વેષ છે. મહામોહનો તેણે નાશ કરેલ હોવાથી તે નિર્મોહી છે આવા સ્વરૂપવાળો દેવ જ્યારે દેહધારી હોય છે ત્યારે તેને **સકલ**-સાકાર કહેવામાં આવે છે. જ્યારે તે મોક્ષમાં પ્રાપ્ત થયેલ હોય છે ત્યારે તેને નિષ્કલ-નિરાકાર કહે છે. આજ દેવ વિશ્વનો પ્રભુ થવાને લાયક છે. આવા સ્વરૂપ વાળો હોય તેજ દેવ કહેવાય છે, એવો જેણે દેવના સબંધમાં નિશ્ચય કર્યો છે તેને તે દેવના નામમાં વપરાયેલા વિવિધ શબ્દોથી ભેદ બુદ્ધિ-જુદા જુદા દેવો છે તેવી બુદ્ધિ થતી નથી. તે ગુણવાળા દેવને કોઇ બુદ્ધ કહે, કોઈ બ્રહ્મા

કહે, કોઇ વિષ્ણુ કહે, કોઇ **મહેશ્વર** કહે અને કોઈ **જીનેશ્વર** કહે તો તેમાં કોઈ પણ પ્રકારે અર્થનો ભેદ થતો નથી. જો પરમારથ એક છે તો પછી નામમાં ઝગડો કરવાનું કાંઇ કારણ નથી. પૂર્વે કહેલા ગુણવાળા તે પ્રભુને જાણીને જેઓ તેને ભજે છે તે તેનો પ્રભુ છે આ મારો દેવ છે અને આ તારો દેવ જુદો છે! એ તો કેવળ દ્વેષજ છે. જે તેના તરફ પ્રેમ રાખીને તેનું ધ્યાન ભજન કરે છે તેનું કલ્યાણ થયા વિના રહેતું નથી. જે સર્વ ક્લેશથી રહિત છે. સર્વ જીવો ઉપર સમભાવ રાખનાર છે તે દેવ છે. એવો નિશ્ચય કરનારને તેના આરાધનથી અવશ્ય લાભ થાય છે. સંસારી જીવોમાં જે વિવિધતા દેખાય છે તે વિવિધતા કર્મોની ઉત્પન્ન કરેલી છે. જ્યારે તે આત્મા કર્મ પ્રપંચથી મુક્ત થાય છે ત્યારે તે પરમાત્માથી જુદો ગણી શકાતો નથી, તે પરમાત્મસ્વરૂપજ છે. તે અશરીરી છતા અનંત શક્તિથી પૂર્ણ છે. તેની આજ્ઞાનું આરાધન કરવાથી એટલે તેના કહેવા પ્રમાણે ચાલવાથી જીવો મુક્ત થાય છે. આવા સ્વરૂપવાળો પરમાત્મા છે એમ જેણે જાણ્યું છે, ભાવથી તેનો જેણે સ્વીકાર કર્યો છે, તેવા નિર્ણયવાળા જીવોને દેવના સંબંધમા કોઈ કારણથી વિવાદ ઉત્પન્ન થતો નથી. અર્થાત્ જુદા જુદા નામોથી તે વિવાદ કરતો નથી. જેઓ પોતાની અજ્ઞાનતાવડે રાગદ્વેષ અને મોહવાળામાં દેવપણાની કલ્પના કરે છે માન્યતા રાખે છે તેને તેવા તત્ત્વજ્ઞ પુરુષો કરુણા બુદ્ધિથી મના કરે છે કે તે દેવ ન કહેવાય.

આ પ્રમાણે પુંડરીક! તને તાત્વિક દેવનું સ્વરૂપ નિવેદિત કર્યું તે દેવનું સ્વરૂપ પ્રમાણ સિદ્ધ હોવાથો સર્વ ધર્મવાળાનો તે એકજ વીતરાગ દેવ છે.

**વિશ્વમાં એકજ ધર્મ છે.**–પુંડરીક! પરમાર્થિક દૃષ્ટિએ વિચારતા શુદ્ધ ગુણરૂપ કલ્યાણનો કરવાવાળો ધર્મ પણ વિશ્વમાં એકજ છે. તે શુદ્ધ ગુણો દશ છે. તેમા સર્વ ધર્મોનો સમાવેશ થઇ જાય છે પ્રથમ ગુણ ક્ષમા રાખવી–ક્રોધનો નાશ કરવો. ૧. બીજો ગુણ નમ્રતા રાખવી–અભિમાનનો નાશ કરવો. ૨. ત્રીજો ગુણ શૌચ એટલે બાહ્ય શરીરની પવિત્રતા જાળવવી. શરીરથી કોઇને નુકશાન થાય તેવી પ્રવૃત્તિ ન કરવી. અને અભ્યંતર શૌચમાં મનની પવિત્રતા રાખવી ૩. ચોથો ગુણ તપ, બાહ્ય અને અભ્યંતર તપ કરવો. બાહ્ય તપમાં ઇચ્છાનો નિરોધ થાય તેવી પ્રવૃત્તિ કરવી. અભ્યંતર કર્મને તપાવે–નાશકરે તેવા ધ્યાનાદિ કરવાં. ૪ સંયમ પાંચમો ગુણ છે. ઇન્દ્રિયોને તથા મનને વશ કરવાં તે સંયમ છે ૫ મુક્તિ છઠો ગુણ છે. એટલે લોભનો ત્યાગ કરવો. સતોષ તપમા રાખવો. ૬ સાતમો ગુણ સત્ય છે. સત્ય બોલવું પ્રિય બોલવું. હિતકારી બોલવું. ૭ બ્રહ્મચર્ય આઠમો ગુણ છે. મન, વચન શરીર વડે દૃઢ બ્રહ્મચર્ય પાળવું. ૮ આર્જવ–નવમો ગુણ છે સરલતા રાખવી. કપટ ન કરવુ. ૯ ત્યાગ દશમો ગુણ છે. સર્વસ્વ ત્યાગ કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું. ૧૦

આ દશ પ્રકારનો ધર્મ છે. તેનાથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

આ દશ પ્રકારનો ધર્મ એ વિશ્વમાન્ય હોવાથી, પંડિતો આ ધર્મ સાચો અને આ ધર્મ જુઠો એમ કોઈ પ્રકારે વિવાદ કરતા નથી. આ વિશ્વ વ્યાપક ધર્મ વિશ્વને માન્ય છે અને સર્વ ધર્મોનો સમાવેશ તેમાં થાય છે, માટે વિશ્વમાં એકજ ધર્મ છે એમ કહેવામાં કાંઈ દોષ નથી.

જેઓ હિંસાદિને આ દશ પ્રકારના ધર્મોથી વિરુદ્ધ સ્વભાવવાળા દોષોને ધર્મ રૂપે માને છે તેને મહાત્માઓ કરુણા દૃષ્ટિથી વારે છે–મના કરે છે કે તે ધર્મ ન કહેવાય.

પુંડરીક ! આ પ્રમાણે વિચાર કરતાં વિશ્વમાં એકજ ધર્મ છે.

**મોક્ષનો માર્ગ એકજ છે** પુંડરીક ! મોક્ષનો માર્ગ પણ પરમાર્થિક દૃષ્ટિએ એક છે. કોઈ મોક્ષ માર્ગને સત્ત્વ કહે છે, કોઈ લેશ્યા શુદ્ધિ કહે છે. કોઈ શક્તિ કહે છે. કોઈ પરમવીર્ય કહે છે, આ સર્વ નામભેદથી જુદા માર્ગો કહેવાય છે, પણ અર્થથી વિચાર કરતાં તે સર્વનું સાધ્ય એકજ છે.

આજ પ્રમાણે આચરણમા પણ શબ્દો જુદા પડે છે, છતાં ભાવાર્થ તો એકજ છે. કોઈ અદૃષ્ટનો નાશ કરવાનું કહે છે, કોઈ કર્મના સંસકારો નાશ કરવાનું કહે છે, કોઈ પુણ્ય પાપનો નાશ કરવા કહે છે, કોઈ શુભાશુભનો નાશ કરવા કહે છે. કોઈ ધર્મ અધર્મનો અને કોઈ પાશનો નાશ કરવા કહે છે. આ બધાનો ભાવાર્થ વિચારતાં આત્મા સિવાય જે કાંઈ આત્માની સાથે રહેલું છે અને જેનાથી જીવો સુખ દુઃખ ભોગવતા વારંવાર જન્મ મરણ કરે છે તેનો નાશ કરવો, તે તત્ત્વને આત્માથી અલગ કરવું. એમજ

બધા ધર્મવાળાઓ કહે છે. આ પ્રમાણે કર્તવ્ય ધર્મ પણ આત્માનો એકજ છે.

**સાધન એકતા** આત્માને મેલ વગર તેના નિર્મળ આકારમાં–સ્વરૂપમાં પ્રકટ કરવો તે માટે વ્રત, તપ અને ધ્યાનાદિ સાધનો બતાવવામાં આવ્યાં છે. આ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રકટ કરવાના સાધનોનું જ્ઞાન કરવું તે **જ્ઞાન** છે. તેના ઉપર શ્રદ્ધા કરવી તે સાચી **શ્રદ્ધા** છે અને તે જ્ઞાન તથા શ્રદ્ધા પ્રમાણે ક્રિયા કરવી–વર્ત્તન કરવું તે **ચારિત્રરૂપ** મોક્ષનો માર્ગ છે. આ પ્રમાણે જેઓએ તત્ત્વને શુદ્ધ બુદ્ધિથી જાણ્યુ છે, તે મેરૂની માફક દઢ–નિશ્ચળ મનવાળાને મોક્ષના માર્ગમાં–સાધનોમાં ભ્રાંતિ ક્યાંથી હોય ? એવા મહાત્માઓ, તત્ત્વ માર્ગથી ભ્રષ્ટ થઈ આમ તેમ ભટકતા ફરનારને કૃપાની લાગણીથી વારે છે મનાઈ કરે છે કે ભાઈ ! એ માર્ગ મોક્ષનો માર્ગ નથી, એ સાધનો આત્માને પ્રગટ કરનારા નથી, તમે આ રસ્તે આવો આ વ્યાપક દર્શન છે. સર્વ દર્શનોનો તેમાં સમાવેશ થઈ જાય છે.

**મોક્ષની એકતા** પુંડરીકમુનિ ! મોક્ષ પણ એકજ છે પૂર્વોક્ત સાધનો વડે જે શુદ્ધસત્ત્વ–પવિત્રઆત્મા પ્રગટ થાય છે તે અવિચળ છે. નિત્ય છે સિદ્ધ છે. સુંદર છે. અનંત-જ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ, અનંતવીર્ય, અરૂપ-અમૂર્ત ઈત્યાદિ સ્વભાવવાળા પોતાના સ્વરૂપમાં રહેવું તે મોક્ષનું લક્ષણ છે. અર્થાત્ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ, અનંતવીર્ય, અમૂર્ત્તસ્વરૂપ આત્મા પોતાના સ્વરૂપમાં રહે તે મોક્ષ છે.

આ આત્માની સ્થિતિને કોઈ **સંસિદ્ધ** કહે, કોઈ **નિવૃત્તિ** કહે, કોઈ **શાંતિ** કહે, કોઈ **શિવ** કહે, કોઈ **અક્ષય** કહે, કોઈ **અવ્યય** કહે, કોઈ **અમૃત** કહે, કોઈ **બ્રહ્મ** કહે, અને કોઈ **નિર્વાણ** કહે એ બધા શબ્દોમાં ભેદ છે, પણ વાત તો એકની એકજ છે. એ સર્વ મોક્ષનેજ કહેવાવાળા શબ્દો છે

આ હકીકત સાંભળીને પુંડરીકના મનનું સારૂં સમાધાન થયું. ગુરુશ્રીએ જણાવ્યું કે, આ સર્વ બાબતોનું સમાધાન બારમા દષ્ટિવાદ અંગના અભ્યાસથી મળશે પુંડરીક મુનિએ અનુક્રમે તે દૃષ્ટિવાદનો અભ્યાસ કર્યો. તે ગીતાર્થ થયા એટલે ગુરુશ્રીએ આચાર્ય પદે સ્થાપન કર્યા.
આચાર્યશ્રી સમંતભદ્રસૂરિ નિર્વાણ પામ્યા. પુંડરીકાચાર્યને પણ કેવળ જ્ઞાન થયુ સાધ્વી મહાભદ્રા સહુત્તરા અને સુલલિતા સાધ્વી પણ છેવટે નિર્વાણ પામ્યાં. શ્રી ગર્ભમુનિ તથા સુમંગલાદિ સાધ્વીઓ દેવલોકમાં ગયા.

## ગ્રંથનું રહસ્ય.

૧ વિશ્વમા એવી કોઇ વસ્તુ નથી કે જે પુણ્યવાન જીવોને મળવી દુર્લભ હોય. છતાં જેમાં શાતિનુ સામ્રાજ્ય છે તેવું **સમસુખ** મેળવવા પ્રયત્ન કરવો તે યોગ્ય છે.

૨ મનુષ્ય ગમે તેટલી મોટી પદવીએ ચડયો હોય તો પણ તે અશુભ કર્મોનુ દુશ્મનપણું ન સમજતા તેને પોષણ આપ્યા કરતો હોય તો તે અશુભ કર્મ તેને ભયંકર દુર્ગતિમાં ફેંકી દીધા સિવાય રહેતુ નથી,

૩ નરકમાં જઇ શકાય તેવા ભયંકર કર્મોનો સંચય જીવે કર્યો હોય છતા જો તેને સદાગમ તરફથી બોધ મળે, અને તે ઉપદેશ પ્રમાણે ચાલે તો તેનાં પાપ નાશ પામે છે અને છેવટે નિર્વાણ પામી શકે છે.

૪ આ હકીકત જાણીને મનના મેલને દૂર કરવા ખુબ પ્રયત્ન કરો. સદાગમની સેવા કરવા સાથે તે ઉપદેશના આધારે પ્રવૃત્તિ કરો.

इतिश्रीतपगच्छीय गच्छाधिपति श्रीमान्विजयमुक्ति गणि शिष्य आचार्य श्रीविजयकमलसूरीणामंतेवासिशिष्याणुना आचार्य श्रीविजयकेशरसूरिणा उपमितिभवप्रपंचानुसारेण विरचित आत्मविकाशक्रमोमहामोहपराजय नामकः ग्रंथः विक्रमीय एकोनविंशतिशतपंचाशितितमवर्षे आषाढ शुक्लपंचम्यां ईडरराज्यांतरगत वडालीग्रामे समाप्तः

ॐ अर्हं नमः

श्रीमद् विजयकमलसूरीश्वर गुरुभ्यो नमः

# પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ

— પ્રકાશક :—

પ્રશાન્તમૂર્તિ સાધ્વીજી જ્ઞાનશ્રીજી–મહારાજ સાહેબ

લેખક અને સંગ્રાહક

આચાર્યશ્રી શ્રીમદ્ વિજ્યકેશરસૂરીશ્વરજી મહારાજ સાહેબ

પ્રાપ્તિસ્થાન

કાન્તીલાલ મણીલાલ ખડખડ

ઝવેરીવાડ વાઘણપોળ

ખડખડની ખડકી

અમદાવાદ

વિક્રમ સં. ૨૦૨૫ (આવૃત્તિ ત્રીજી)

કિંમત : વાંચન મનન નિદિધ્યાસન

ૐ અર્હં નમઃ

પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ તેની

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આ પુસ્તકનું નામ "પ્રભુના પથે જ્ઞાનનો પ્રકાશ" એટલા માટે રાખવામાં આવ્યું છે કે, આ પુસ્તકના જુદા જુદા વિષયો આત્માને જ્ઞાનનો પ્રકાશ આપનાર છે, કર્મથી બંધાએલ આત્મામા અજ્ઞાનની મુખ્યતા હોય છે, અજ્ઞાન એજ સંસારમા ભૂલાભમતા જીવને અંધકાર છે. જ્ઞાન એ પ્રકાશ છે. પ્રભુના માર્ગે ચાલતા જ્ઞાનનો પ્રકાશ જો સાથે હોય તો તે માણસ આડેઅવળે રસ્તે ન અથડાતાં સીધો ધારેલ સ્થાને પહોચે છે, તેમ જ્ઞાન માયામા મુંઝાઈ ગએલ જીવોને સીધા પ્રભુના માર્ગના પથિક બનાવે છે

આ પુસ્તકમા જુદા જુદા અઢાર વિષયો છે, છતા તે બધા એક પ્રભુના માર્ગમાં જુદા જુદા રૂપે મદદગાર છે. કોઈ જાણવા રૂપે, કોઇ કરવા રૂપે, અને કોઈ ત્યાગ કરવા રૂપે ઉપયોગી છે. યોગ્ય સાધક પોતાને જોઈતી વસ્તુ લાયકાત પ્રમાણે ગ્રહણ કરી લેશે. આ પુસ્તકમા મારા વિચારો સાથે અનેક જ્ઞાની ભગવતોના ઉપદેશના ઝરણા છે.

સાકર અંધારે ખાય તો પણ ગળી લાગે તેજ રીતે આ નાનું પુસ્તક ખરેખર સ્વપરના ઉપકારના માટે જ થશે. પ્રેમ આત્મ સ્વરૂપ છે, જે જેની શોધ કરે છે તે તેને મેળવે છે. આત્મા સ્વતંત્ર છે, કાર્યકારણના નિયમો અચળ છે, એકાગ્રતા પૂર્વક ધ્યાન કરવા યોગ્ય છે, કર્મની સત્તા તોડવાનું જ્ઞાન, આત્માનો પુરુષાર્થ, વિચાર અને ઈચ્છાના બળનો ઉપયોગ, જીવનની પવિત્રતા, માયાનો ત્યાગ, સત્યની પ્રાપ્તિ માટે દિશાનું બદલાવવાપણું, વિચારશકિત અને તેની થતી અસર આધ્યાત્મિક જીવન, પોતાના પગ ઉપર ઉભા રહેવાપણું, આત્માનું જ્ઞાન, તેની પ્રાપ્તિ માટે કેવી રીતે કયાંથી શરૂઆત કરવી

સુખ અને શાંતિ માટે પરમાત્માનું સ્મરણ, એ આ ગ્રંથનો વિષય છે. છેલ્લેથી શરૂઆત કરી પહેલે ભાગે પહોચવાનું નિશાન છે. આમાંથી પ્રભુ માર્ગના અભિલાષી જીવોને સારો પ્રકાશ મળવા સંભવ છે. પ્રયત્ન કર્યા વિના સત્યનો અનુભવ થતો નથી, માટે સુખના કે જીવન જ્યોતિ પ્રાપ્ત કરવાના ઇચ્છુક જીવોએ માર્ગ જાણીને પ્રયત્ન કરવા તૈયાર થવું એટલી પ્રેમપૂર્વક ભલામણ કરી વિરમું છું.

વિક્રમ – સંવત ૧૯૮૪ શ્રાવણ વદ ત્રીજને રવિવાર

**આચાર્ય શ્રી વિજયકેશર સુરીશ્વરજી (વીશનગર)**

॥ ॐ अर्हं नमः ॥

-: સમર્પણ પત્રિકા -:

જેમની પવિત્ર છાયામાં ૩૯ વર્ષ સુધી આત્મ સાધના
કરી સંયમનું સુખ અનુભવ્યું. જેમનું વાત્સલ્યથી છલ-
કતું હૃદય નિર્મળ પ્રેમના શ્રોતને વહાવતુ, સેવા સહિષ્ણુતા
અને સહકાર આદિ ગુણોની પરંપરામાથી સતત
પ્રેરણા મેળવી જ્ઞાન દર્શન ચારિત્ર રૂપી
રત્ન ત્રયીની અમૂલ્ય ભેટ મેળવી, ધ્યાન
અને યોગની સાધનામાં દીવાદાંડી
રૂપ પુણ્યશ્લોક પ્રાતઃસ્મરણીય
પરમ કૃપાળુ કરુણા મૂર્તિ
ગુરુમાતા પ. પૂજ્ય સાધ્વીજી
શ્રી સૌભાગ્યશ્રીજી મહારાજ
સાહેબના કરકમલમા આ
પુસ્તક રૂપી પુષ્પાજલી
સમર્પી કૃતાર્થ
થાઉં છુ

લિ આપની કૃપાપાત્રી

**જ્ઞાનશ્રી**

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૯ | પ્રેમના છે. | છે |
| ૧ | ૧૦ | વિશાળ | પ્રેમના વિશાળ |
| ૯ | ૧૫ | તયાર | તૈયાર |
| ૧૨ | ૬ | દ્વપ | દ્વેષ |
| ૧૯ | ૧ | અનિષ્ટાનો | અનિષ્ટનો |
| ૨૬ | ૧૪ | તેનાથી થઈ | થઈ |
| ૨૯ | ૮ | વૃદ્ધિ | વૃદ્ધિ |
| ૨૯ | ૧૨ | શકિતના | શકિતનો |
| ૩૬ | ૧૪ | એવી પ્રવૃત્તિ હોય ત્યારે | હોય ત્યારે એવી પ્રવૃત્તિ |
| ૩૮ | ૨ | મન | આધીન મન |
| ૪૪ | ૨૨ | પોતાન | પોતાના |
| ૪૯ | ૩ | યોગ્ય યોગ્યનો | યોગ્યાયોગ્યનો |
| ૪૯ | ૪ | પ્રવૃત્તિં | પ્રવૃત્તિ |
| ૬૨ | ૧૫ | જીવને | જીવન |
| ૬૮ | ૨૩ | ધ્રજવા | ધ્રુજવા |
| ૮૦ | ૧૪ | ધો | દો |
| ૯૭ | ૧૦ | શંગાર | શૃંગાર |
| ૯૫ | ૧૪ | વરાગીને | વૈરાગીને |
| ૯૯ | ૭ | કેળવતાં | કેળવાતા |
| ૧૦૬ | ૧૭ | કહેવા | કહેવાય |
| ૧૧૨ | ૧૬ | આ | આઁ |

ॐ अर्हं नमः

# પ્રભુને પંથે

## જ્ઞાનનો પ્રકાશ.

........

### પ્રકરણ ૧ લું.



#### પ્રેમ.

બધા સદ્‌ગુણોનું મૂળ પ્રેમ છે. આ પ્રેમ દેહની સુંદરતા કે ધનની અધિકતાને લીધે નહિ અધિકાર કે સારી લાગવગ ધરાવનારા ઉપર નહિ ભવિષ્યમાં ઉપયોગી કે મદદગાર થશે તે માટે નહિ પણ કેવળ સત્તાગત અનંત શક્તિવાન આત્મા છે, અને આત્મા એ પરમાત્મા છે એમ જાણી આત્મદૃષ્ટિએ આત્મા ઉપર પ્રેમ કરવાનો છે. ૧

તે સિવાયનો પ્રેમ તે પ્રેમ નથી પણ મોહ છે. રાગ છે. સ્નેહ છે. બીજાને શાંતિ આપીને પોતાને સુખ માનવું તે પ્રેમ પ્રેમના છે પ્રેમી બીજાને પવિત્ર બનાવવાનું કામ કરે છે. વિશાળ રાજ્યમાં સદ્‌ગુણોરૂપી અનેક નાનાં રાજ્યોનો સમાવેશ થાય છે. પ્રેમ છે ત્યાં આત્મભાન છે. પ્રેમના પ્રમાણમાં શુદ્ધ આત્માનો અનુભવ થાય છે. ૨

જે સત્તા રાજ્યમાં ધનમાં કે અધિકાર નથી તે સત્તા પ્રેમી ઉપદેશકર્ત્તાના વચનમા રહેલી છે. જો તે ઉપદેશકમાં પ્રેમ નહિ હોય તો તેનો ઉપદેશ ગમે તેટલો મોહક કે પંડિતાઇ ભર્યો હશે છતાં ખાલી કાંસાના રણકારથી તેમાં વિશેષ અધિકતા અનુભવાશે નહિ. તે ઉપદેશ લાગણી, આત્મભાન અને આંતરના પ્રેમ વિનાનો હોવાથી તદ્દન લુખો, અસર વિનાનો નિવડશે અને તેની અસર તરતમાં ભુંસાઇ જશે.

શ્રદ્ધા સાધન જેવી છે પણ પ્રેમ તો સાધ્ય હોવાથી સાધનાના ફળ રૂપે છે. પ્રેમને બહાર કાઢવાનો, પ્રગટ કરવાનો એકજ માર્ગ છે કે બીજાને આપવું. દાન એ પ્રેમની નીક છે, તે દ્વારા પ્રેમનું પાણી બહાર આવી બીજાને શાંતિ કરે છે. માગવા આવેલા યાચકને એક પૈસો કે ટુકડો ફેંકવો તે બહુ કઠણ કામ નથી પણ પ્રેમ તો ગરીબાઈના મૂળ કારણો દુઃખીઓનાં દુઃખ અને અજ્ઞાનીઓનાં અજ્ઞાન દૂર કરવામા રહેલો છે. ૪

પ્રભુ મહાવીરે કષ્ટ સહન કરીને ડંસ સહન કરીને, ચંડકૌશિકને તેની ભૂલ બતાવી, સન્માર્ગે દોરી સત્ય વસ્તુ પ્રગટ કરાવી આપી પોતામા રહેલો પ્રેમ પ્રગટ કરી બતાવ્યો હતો ૫

સંગમ નામના દેવે છ મહિના સુધી ઉપસર્ગ કરી મહાન્ દુઃખ પ્રભુ મહાવીરને આપ્યું, છતા પોતે તેને બોધિબીજની પ્રાપ્તિરૂપ ઉપકાર ન કરી શકયા, તે પ્રસંગે

તેમનાં નેત્રોમાંથી અશ્રુવહન થવા રૂપે પ્રેમ પ્રગટ થયો હતો. એ રડતું હૃદય તે અભવી જીવને ગુણ પ્રાપ્ત કરાવામાં નિષ્ફળ નિવડયું તેને માટે ઝૂરતું હાય એમ સૂચન કરતું હતું. ૬

શાંતિનાથ પ્રભુએ દેવમાયાથી બનેલા પારેવાને સિંચાણાના ભયથી બચાવવા ખાતર પોતાનું માંસ કાટામા તોળી આપી તેનો પ્રાણ બચાવ્યો. આ કાર્યના ઉંડાણમાં પ્રેમનો જ ગર્ભિત આશય સમાયેલો હતો. ૭

પાર્શ્વનાથ પ્રભુએ અમર્ષથી વરસાદ વરસાવી નાસિકા સુધી પાણીમાં ડુબાડનાર કમઠ તાપસના જીવને બોધિબીજ આપી પોતાના માર્ગનો પથિક બનાવ્યો અહીં અપરાધીને પણ અમૂલ્ય મદદ આપવામા તે પ્રભુમાં પ્રેમનીજ મુખ્યતા હતી. ૮

નેમનાથ પ્રભુએ ગૃહસ્થાશ્રમમાં પોતાના વિવાહના પ્રસંગે ગોરવ દેવાને એકઠા કરેલાં પશુઓને છોડી મૂકાવવા ખાતર વિવાહના ત્યાગ કરવા પર્યંતનું બળીદાન આપી જીવો પ્રત્યેના અપૂર્વ પ્રેમનો પાઠ વિશ્વને શીખવ્યો છે મેતાર્ય મુનિએ સોનાના જવલા ચરી જનાર ક્રૌંચ પક્ષીને સોનીથી બચાવવાને ખાતર સોનીના હાથે પોતાના જીવનનું બળીદાન કર્યું આ ઠેકાણે વિશ્વ વ્યાપી પ્રેમની જ મુખ્યતા બતાવી આપી છે. ૯

પ્રભુ મુનિસુવ્રતસ્વામીએ ભરૂચના રાજા તરફથી કરાતા અશ્વમેધ યજ્ઞમાં હોમાતા અશ્વને બચાવવા ખાતર જીવોના પ્રેમને લીધે એક રાત્રીમાં બાસઠ યોજન સુધી ચાલવાનું

મહાન્ કષ્ટ ઉઠાવી ત્યાંના રાજાને પ્રતિબોધ આપી તે જીવોનો બચાવ કરાવ્યો હતો. ૧૦

ગૃહસ્થાશ્રમમાં પણ ત્યાગી જીવનને શોભાવે તેવું ધાર્મિક જીવન ગુજારનાર સુદર્શન શ્રેષ્ઠીએ અભયા રાણીને બચાવવા ખાતર મૌન ધારણ કરી આત્મિક પ્રેમને લીધે શુળીએ ચડવાનું સ્વીકાર્યું હતું. આ સર્વ આત્મિક પ્રેમની જ છાયા છે. ૧૧

તીર્થંકર દેવોના સમવસરણમાં ગાય અને સિંહ, બકરી અને વાઘ, બિલાડી અને ઉંદર, સાપ અને મોર આવાં જ બીજાં સહજ વિરોધી સ્વભાવવાળા જીવો એકી સાથે શાંતિથી બેસે છે અને પોતાનું જાતિ વેર ભૂલી જાય છે તેનું એજ કારણ છે કે તે તીર્થંકર દેવોએ પોતાના જીવનમાં વિશ્વવ્યાપી પ્રેમ પ્રગટ કરેલો છે. ૧૨

પશુઓ પણ કેટલેક દરજ્જે પ્રેમને સમજે છે. પોતા તરફ પ્રેમ બતાવનાર મનુષ્ય તરફ શ્વાન પોતાની પૂંછડી હલાવીને, ઘોડાઓ હેષારવ કરીને ગાયો અને ભેંસો પોતાના માલીક તરફ પ્રેમાળ નેત્ર બતાવીને પોતાનો પ્રેમ પ્રગટ બતાવે છે ૧૩

ખરા પ્રેમાળુ અંતઃકરણના મનુષ્યોનો ઉપદેશ ઘણે ભાગે નિરર્થક જતો નથી. લોકો તેને હૃદયથી ઇચ્છે છે. તેના વચનો અમોઘ હોય છે ને અને તેથી જીવોના હૃદયમાં સદાને માટે તેની ઉંડી અસર સન્માન સાથે કોતરાઈ રહે છે. ૧૪

આ જગત્ દયા કરનારના અભાવે જ દુખી છે. તે જીવોને આત્મિક બોધ ન મળવાથી જ તેઓમાં આત્માની અનંત શક્તિ છુપાયેલી-દબાયેલી જ પડી રહેલી છે દયાળુ પ્રેમાળુ મહાત્માઓની મદદથી તેઓની શક્તિ ઘણી ઝડપથી બહાર આવે છે ૧૫

પ્રેમ કદી નિષ્ફળ થતો નથી પ્રેમ જેવો લેણું પાછું આપનારો-બદલો વાળી દેનારો જગતમાં કોઇ ઉત્તમ સદ્ગુણ નથી ૧૬

તમારામાં જો પ્રેમ હોય તો વિશ્વના તમામ જીવો તરફ ભેદ ભાવ રાખ્યા વિના પ્રેમનો વરસાદ વરસાવો. પ્રેમમા ભેદભાવ કે વિલંબ ન શોભે. ગરીબો કરતા તવંગરો તરફ વધારે પ્રેમ રાખો. કેમકે તેના જેવા દયાપાત્ર જીવો બીજા ભાગ્યે જ મળશે. ૧૭

આ વાત દેખીતી રીતે તમને પક્ષપાતવાળી લાગશે પણ વિચાર કરશો તો તમને જણાઈ આવશે કે, તેમનું જીવન આશા, તૃષ્ણા, લોભ, ઈર્ષા અભિમાનાદિથી ભરપુર હોય છે અનુકૂળ વિષયોના ભોગોપભોગ આગળ-આડે પરમાર્થ સાધવાનુ કે પરોપકાર કરવાનું તેમને ભાગ્યે જ સુઝે છે. ૧૮

પોતે દુખ અનુભવ્યુ ન હોવાથી તેમને દુ.ખીઓના દુ:ખનું ભાન કે દાઝ હોતી નથી, પાંચ ઈન્દ્રિયોના પોષક વિષયોની પ્રાપ્તિને લઈને તેઓ સુખી જણાય છે. છતા

આત્મભાનમા તો તેઓ તદ્દન રાંક અને અજ્ઞાન છે. કલ્યાણના માર્ગથી તેઓ વિમુખ છે પૂર્વનું પુણ્ય ભોગવી પુરું કરે છે ભવિષ્ય માટેની તૈયારી કરતા ન હોવાથી તેઓ ભાવી કાળના ભીખારીઓ છે ૧૯

ગરીબો તો વર્તમાન કાળમાં દુ ખી હોવાથી, તેમને પ્રાપ્ત થયેલું દુઃખ ભવિષ્યમા સુખી થવાના વિચારો ઉત્પન્ન કરાવી, ભાવી સુખ માટે પ્રવૃત્તિ કરાવવાને પ્રેરશે. એટલે વર્તમાન કાળનો દુ ખી જીવ ભવિષ્ય કાળનો તવંગર છે ૨૦

માટે વર્તમાન કાળના તવ ગરોને આત્મભાન જાગૃત કરાવી પ્રભુના માર્ગના પથિક બનાવવા તે વિશેષ દયાનું કામ છે અને આ કાર્ય તેવા પ્રેમી આત્માઓ જ કરી શકશે. શ્રીમ તોની પાસે શ્રીમ તાઈ હોવાથી ચાલુ વર્ત્તમાન કાળમાં તેમને બીજાઓની દરકાર નથી. માટે પ્રેમી આત્માઓ તેમના ઉજ્જડ અને ઉખર ક્ષેત્રમાં—હૃદયમાં આત્મભાનના સ્વકર્તવ્યનાં બીજ વાવી શકશે. ૨૧

પ્રેમી આત્મામા ઈર્ષા ન હોય, ઈર્ષાનો દોષ બીજાની મહત્ત્વતા જોવા દેતો નથી જેઓ બીજાની મહત્ત્વતા જોઈ શકે છે, તે મહત્ત્વતાની કદર કરી જાણે છે તે ભવિષ્યનો મહાન. પુરુષ થવાને લાયક બને છે. ૨૨

પ્રેમી આત્મા ગુણાનુરાગી હોય છે. જે ગુણો જીવોને પ્રિય લાગે છે, તે ગુણોને આવવા માટે ગુણાનુરાગ કરનાર તે દિશાનો દરવાજો ખુલ્લો મૂકે છે, તે ગુણાનુરાગના દરવાજે

થઇને તે ગુણો તે જીવની અંદર દાખલ થાય છે. આ ઉદાર સ્વભાવને લીધે તે તેવા ગુણોથી ભૂષિત થાય છે. ૨૩

પ્રેમી જીવનમાં અભિમાન ન હોય, તે પોતાના ઉત્તમ કાર્યો બીજાને કહી ન બતાવે. એ શુભ અભિમાન છે. બીજામાં ઉત્સાહ રેડવા પ્રસંગોપાત વાત કરે તોપણુ તેવે પ્રસંગે તેમાં આત્મપ્રશંસા ન આવે તેવું ભાન રાખ્યા કરે ૨૪

સારાં કર્તવ્યોનો બદલો તે ન ઇચ્છે. કામ કરી બદલો માગવો તે પ્રેમમાં ન હોય, વ્યવહારિક લેવડ દેવડમાં તેમ બને. નમ્રતાના ગુણુથી આકર્ષાઈ અભિમાની જીવો પણુ તેની પાસેથી સદ્ગુણો મેળવી શકે છે. પાપી જીવો તરફ પણુ તેને અભાવ ન હોવાથી તેઓ તેનાથી સુધરી શકે છે. ૨૫

પ્રેમી જીવમાં સ્વાર્થ ન હોવાથી તેના ઉપદેશની અસર સારી થાય છે. સ્વાર્થ ત્યાગની ખરી મૂર્તિઓ જ વિશ્વના નાયક બને છે. ૧૬

સેવા કરવાથી જ આત્માની મહાન્ શક્તિઓનો વિકાશ થાય છે. ત્યાગમાં જ આત્માની ઉન્નતિ રહેલી છે. જેણે મહાન્ થવાનું હોય છે, તેણે સર્વસ્વનો ભોગ આપવો જોઇએ. ૨૭

ક્રોધને અને પ્રેમને આપસમાં વિરોધ છે ક્રોધ નુકશાન-કારક તત્ત્વ છે. મનુષ્ય સ્વભાવની નબળાઈ અને કર્મના સિદ્ધાંતનું અજ્ઞાન એ ક્રોધ કરનારમાં રહેલાં સૂચવે છે. ૨૮

શારીરિક પાપ કરતાં ક્રોધનું પાપ ઉતરતું નથી પણ ઉલટુ વધારે છે. ક્રોધમાં ગૃહસ્થનો ધર્મ પણ ટકી રહેતો નથી તો પછી ત્યાગ ધર્મના અભાવ માટે કહેવું જ શું ? તેના જીવનની મીઠાશ ચાલી જાય છે. જીવન શુષ્ક બને છે. ક્રોધી મનુષ્યમાં ઇર્ષા, અભિમાન, અનુદારતા, ઘાતકીપણું, નિર્દયતા, કઠોરતા, હઠીલાઇ, એકલપેટાપણું, સદા શોગીયાપણું અને એકલવાયાપણાદિ અનેક દુર્ગુણો વસે છે. આ સ્વભાવ બદલાવવા માટે પ્રેમ મુખ્ય સાધન છે. પ્રેમથી તેની વૃત્તિઓ બદલાઇ જાય છે. ૨૯

## પ્રકરણ ૨ જું

## જેની શોધ કરશો તે મળશે.

વિશ્વમાં સારાં અને ખોટાં બંને તત્ત્વો ભરેલાં છે. તમે જેની શોધ કરશો, જેને ઇચ્છશો તે તમને મળશે. જેને તમે હૃદયથી ચાહો તેજ તમને લેવાનો અધિકાર છે. ચાઢા ઉપર દષ્ટિ ન કરો—અન્યના દોષો ન જુઓ પણ અન્યના જીવનમાં રહેલા શુભ ગુણો તરફ ધ્યાન આપો. આત્મા અમર સ્વરૂપ છે. દોષો નાશ પામનારા છે, તેને આત્માથી જુદા થવું જ પડશે ૧

વિશ્વ પાઠશાળા છે, તેમાં પ્રેમના પાઠો શીખવા અને અજમાવવાની ઘણી તકો મળે છે. તેનો ભ લઈ સર્વ

જીવોને ચાહતા શીખો. પ્રેમ એ કાંઈ કેવળ લાગણીજ નથી પણ તેની પાછળ અધ્યાત્મ શકિતનું બળ છે. જો તે અધ્યાત્મ શકિત ન હોય તો આ પ્રેમનો ઉભરો થોડીવારમા શાત થઈ જતા પ્રેમ એ વિકારી સ્નેહના રૂપમાં બદલાઈ જાય છે, તેને પ્રેમ કહી શકાય જ નહિ પ્રેમની જો સાચી એક ચીનગારી હશેને તોપણ તે આખા વિશ્વને પ્રેમમય બનાવવાને સમર્થ થશે. ૨

જે સયોગોમાં મુકાયા હો તેમા રહીને આગળ વધો. વિપરીત સંયોગો જીવને સહનશીલ, નમ્ર, ઉદાર, દયાળુ, નિસ્વાર્થી અને વિવેકી થતાં શીખવે છે તે વિપરીત સંયોગો આપણને લાયક બનાવવામાં હથીયારો છે, માટે તેનો અનાદર ન કરો. એરણ અને હથોડા વચ્ચે ટીપાતા જ લોઢું ધારેલો આકાર ધારણ કરે છે તેમ વિરોધ અને લાલચોની એરણ અને હથોડા વચ્ચે રહી કામ કરતાં આત્મા વધારે સારો તયાર થાય છે. ૩

આગળ વધવા માટે તમે કદી સુખને શોધશો નહિ. પ્રતિકૂળ સંયોગોના વચમાજ રહીને પ્રેમ અને સંકલ્પ બળ વધારતા રહો. અને આત્મ પ્રેમ કે બળ જેનામા વધારે હોય તેવાના સહવાસમાં રહીને અથવા તેમનું અનુકરણ કરીને આગળ વધો. ૪

પ્રેમ પ્રેમને પોષે છે માટે જેણે સર્વ જીવો પ્રત્યે પોતાના જીવનમા પ્રેમ બતાવ્યો છે તેવા મહાન્ પુરુષને ધ્યેય તરીકે સામે રાખી તેના આંતર દયાથી દ્રવતા દયાળુ

જીવનનો વિચાર કરો, તેથી તમને તે મહાન્ શક્તિ સાથે અંતર્ સબંધ જોડાશે અને સર્વ જીવો પ્રત્યે પ્રેમ કરતાં તમે શીખશો ૫

જે લોઢાના તાર દ્વારા વિજળી પ્રવાહ ચાલી રહ્યો હોય છે તે તારની જોડે લોઢાનો કકડો મુકશો તો તે લોઢાના કકડામાં પણ વિજળીનો પ્રવાહ ચાલુ થશે, તેવીજ રીતે જેણે પોતાના જીવનમા પ્રેમનો પ્રવાહ વહેવરાવ્યો છે તેમનામાં પ્રેમ રાખવાથી આપણા હૃદયમાં પ્રેમ પ્રગટવા માંડશે ૬

અજ્ઞાન સર્વ દુર્ગુણોનું મૂળ છે, માટે તમારા સંબંધમાં જે મનુષ્યો આવે તેના અજ્ઞાનને હઠાવવા તમારે પ્રયત્ન કરવો, તેને શુદ્ધ આત્મશક્તિનું ભાન કરાવવું, આગળ વધવાનો માર્ગ બતાવવો. તેમ કરવાથી તમારામાં સંચય કરેલા પ્રેમનો સદ્ઉપયોગ કરી શકશો. ૭

જેમ બીજાને આપો છો તેમ બીજા પાસેથી ગ્રહણ કરતા પણ શીખજો આવક વિના સદા દાતાર બનવાથી દેવાળું કાઢવું પડે છે. જેનો આંતરનો કબાટ ખુલી ગયો છે તેને તો વાધો નથી. પણ તેવી દશા પ્રાપ્ત ન થઈ હોય ત્યા સુધી આપણે ગુણ ગ્રહણ કરવાની બહુ જરૂર છે. ૮

તમારા સબધમાં જે જે મનુષ્યો આવે તેનામાં જે કાંઈ ઉત્તમ ગુણો હોય તે ગ્રહણ કરો તેના ગુણોનું અનુમોદન કરો, તેથી તમે પણ ગુણવાન થશો. દોષ જોશો તો તેમાથ દોષ તમારામા પ્રગટ થશે. પોતે પ્રભુરૂપ બન્યા

વિના બીજામાં પ્રભુતા જોઈ શકાતી નથી. માટે મહાન્ પુરુષો બીજામાં પ્રભુતા જોઈ શકે છે. ૯

વિચાર એ એક શક્તિ છે. દરેક શક્તિ પોતાના જેવી બીજી શક્તિ ઉત્પન્ન કરે છે અને દરેક વિચારને અનુકૂળ બીજા વિચારો વાતાવરણમાથી તમારા તરફ ખેંચાઈ આવે છે તમે જે મનુષ્ય તરફ પ્રેમ અને સદ્ભાવ દર્શાવો છો તેથી તે મનુષ્યમાં રહેલા પ્રેમને તથા સદ્ગુણોને પ્રોત્સાહન આપો છો, તેથી તેના હૃદયમાં પણ તમારા પ્રત્યે તેવો જ ભાવ પ્રગટે છે. ૧૦

વિચારોને નિર્મળ બનાવો, તેમાં અદ્ભૂત સામર્થ્ય રહેલું છે. તમારા શબ્દોમાં તમારા વિચારોનો ભાવ જણાઈ આવે છે તમારું ભવિષ્ય ઘડનાર તમારા જ વિચારો છે. તમારો દરેક વિચાર બળ રૂપે બહાર જાય છે અને ત્યાંથી પોતાના જેવા સમાન વિચારોને લઈને પાછો આવે છે. તે સારા વિચારો શરીરને આરોગ્ય આપે છે. વચનમાં બળ પુરે છે, મનને દૃઢ સંકલ્પવાળું બનાવે છે. ૧૧

પ્રેમ એ ઉન્નતિને અનુકૂળ છે, દ્વેષ એ ઉન્નતિનો વિરોધી છે. આ નિયમોનો જ્યા જ્યા વિરોધ કે ભંગ થાય છે ત્યાં ત્યાં તેના પરિણામરૂપે દુ ખ અને વ્યાધિ એક અથવા જુદારૂપે પ્રગટ થયા વિના રહેતાં નથી- આ નિયમ અવિચળ છે ૧૨

પ્રેમ પ્રેમને અને દ્વેષ દ્વેષને ઉત્પન્ન કરે છે વિશ્વમાં સારી ભાવના ફેલાવો અને સામેથી વ્યાજ સાથે ઉચ્ચ

ભાવના ગ્રહણ કરો. વિશ્વને બળ આપો તમારી મુશ્કેલી વખતે વધારે પ્રમાણમા બળ મળશે. વિશ્વાસ રાખો, તમારા ઉપર અનેક જીવો વિશ્વાસ રાખશે. દ્વેષનો બદલો પ્રેમરૂપે આપો. તેથી તમારી વિશેષ ઉન્નતિ થશે ૧૩

દ્વેષીને મિત્રો બનાવો અને તેનું પણ કલ્યાણ ઇચ્છો. અપકારનો બદલો ઉપકારથી વાળો. દ્વેષ પ્રેમથી જીતાય છે. દ્વેષ રાખનાર તરફ પ્રેમાળુ વિચારો મોકલો. તેથી તેનો દ્વેષ સામર્થ્ય રહિત થશે. દ્વેષ કરતાં પ્રેમ બળવાન છે. માટે દ્વેષનો જય પ્રેમવડે જ થવો જોઇએ. દ્વેષને બદલે તેના તરફ પ્રેમ મોકલશો. તો તેનો દ્વેષ તમારા સુધી પહોંચી શકશે નહિ બીજાને ઉન્નત બનાવતા સ્વભાવિક રીતે આપણી ઉન્નતિ થાય છે. ૧૪

નમ્રવાણી એ સ્વર્ગમાંથી ઝરતો દિવ્ય રસ છે. પ્રેમની મધુરતાથી અને દિલસોજી ભરી આંખોથી વિશ્વના જીવો તરફ દૃષ્ટિ કરો. ૧૫

## પ્રકરણ ૩ જું.

### આત્માની સ્વતંત્રતા.

આપણા આત્મા સિવાય આપણા માટે વિશ્વમાં બીજી કોઈ સત્તા સુખ દુઃખ આપવાને સમર્થ નથી પોતાની શુભાશુભ પ્રવૃત્તિના પરિણામે આપણે સુખ અને દુઃખ

પામીએ છીએ. કર્મના ફળને દેનારી બીજી કોઇ સત્તાનો આશ્રય કરવાની આત્માને જરૂર નથી. ૧

અન્ય સત્તાની પ્રસન્નતા કે અકૃપા આત્માના હિતાહિતમાં આડે આવવાને શક્તિમાન નથી આત્મા પોતાની સારી કે ખોટી પ્રવૃત્તિવડે જે જે કારણો ઉત્પન્ન કરે છે. તેના પરિણામનો–ફળનો તે અનુભવ કરે છે. આથી એ નિશ્ચય થાય છે કે આત્માને પોતાનાજ અવલંબનની જરૂર છે. ૨

નિર્બળ મનુષ્યોને પોતાની સત્તા શક્તિમાં વિશ્વાસ હોતો નથી, તેને લઇને તે પોતાના કરતાં કોઈ મહાન્ સત્તાની કલ્પના કરે છે, અને તેના ચરણમાં પોતાનું મસ્તક નમાવે છે, તથા આ સંસારના દુ:ખથી બચવા માટે તેની કૃપા માટે દીનપણે યાચના કરે છે. ૩

મનુષ્યના હૃદયની નિર્બળતામાંથી પ્રગટ થતી યાચકપણાની વૃત્તિ જીવને ઘણું નુકશાન કરે છે. જીવ પોતાની કલ્પેલી મહાન્ સત્તા ઈશ્વરાદિ ઉપર પોતાનો બધો આધાર રાખીને પોતે પોતાના ભલા ખાતર પુરુષાર્થ–પ્રયત્ન કરતો બંધ થાય છે ૪

પોતાના સિવાયની બીજી સત્તા ઉપર પોતાના હિતને માટે આધાર રાખવાની આ વૃત્તિ જ્યારે હદ ઉપરાંત આગળ વધે છે ત્યારે તે મનુષ્યનું મુખ્ય કર્તવ્ય એ સત્તાને રાજી રાખવા તરફજ રહ્યા કરે છે. તે તેનીજ સેવા, પૂજા, ભક્તિ કરે છે અને પોતે એક સ્વતંત્ર શક્તિવાન્ આત્મા છે તે

ભાન ભૂલી જઈ પોતાનું મસ્તક ત્યા નમાવી અત્યારે પ્રાપ્ત થયેલ કર્તવ્ય કરવાનું બંધ કરે છે. ૫

આવી વૃત્તિથી મનુષ્યોને બચાવી લેવા માટે શ્રીમાન્ મહાવીર પ્રભુએ કર્મની સુંદર ભાવનાનું જ્ઞાન આપીને જગતને એક ઉત્તમ તત્ત્વનું ભાન કરાવ્યું છે. જૈન ધર્મની કર્મ ફીલોસોફી આ કારણથીજ સર્વ ધર્મવાળાઓ કરતા વિશેષ ઉપયોગી છે. આ કર્મના વિષય ઉપર જૈન ધર્મમાં વિશેષ વિચારણાઓ પણ તે કારણથી કરવામાં આવી છે. ૬

કર્મના નિયમો અચળ છે. મનુષ્ય ધારે તો સમાજના બંધનો–નિયમો તોડી શકે છે, તેમણે ઠરાવેલી શિક્ષામાંથી છુટી શકે છે પણ કર્મના નિયમો તોડી શકતો નથી. કદાચ તે નિયમોનો અનાદર કરે ખરો પણ તેનાથી ઉત્પન્ન થતી શિક્ષા ભોગવવામાંથી છુટી શકતો નથી. ૭

અમુક સંયોગો અને અમુક પ્રવૃત્તિનું અમુક પરિણામ આવે છે અને તેમા થોડો પણ ફેરફાર નજ થાય તેનું નામ કુદરતી નિયમ અથવા કર્મનો કાયદો છે. આ નિયમ તમને અમુક કરો કે ન કરો તેવી આજ્ઞા કરતો નથી, પણ જો તમારે અમુક પરિણામ લાવવું હોય તો અમુક કાર્ય કરો એમ કહે છે ૮

ડાંગર વાવવાથી ડાંગરજ લણાય એમ કુદરત કહે છે પણ તમારે શુ વાવવું તે કુદરત હુકમ કરતી નથી, તમને પસંદ હોય તે વાવો, પણ વાવ્યા પછી એકને બદલે બીજુ ફળ મળે તે આશા રાખશો નહિં. શું કરવું તેની પસંદગી

કુદરત તમને સોંપે છે, પણ પછી તેનાથી ઉત્પન્ન થતા પરિણામમાથી તમે છુટી શકો તેમ નથી, આ કર્મનો મહાન્ નિયમ છે ૯

કર્મના કાયદામાં દયા નથી, કૃપા કે પ્રભુ પ્રસાદને તેમાં અવકાશ નથી. જો તેમ હોય તો કર્મનો નિયમ અચળ છે એમ નજ કહેવાય. અને એવી અચોક્કસતા હોય તો કઈ સામગ્રીમાથી કયું પરિણામ આવશે એનો નિર્ણય બને નહિ. અને જો એમ થાય તો મનુષ્યનો બધો પુરુષાર્થ અટકી પડે, માટેજ કહેવામાં આવે છે કે કુદરતમાં દયા નથી પણ ચોક્કસ ન્યાય તો છે જ. ૧૦

જો કર્મની એ સત્તા દયાવાન અને નબળા હૃદયની હોય તો મનુષ્યોની કરુણા ઉત્પન્ન થાય તેવી આજીજીથી દરેક પળે પોતાનો નિયમ ફેરવતી જાય તેમ થતા કર્મનું એક સરખું ધોરણ ન રહે અને અવ્યવસ્થાજ વધી પડે ૧૧

સર્વ પ્રકારનાં ફળો મનુષ્ય પોતાના કર્ત્તવ્યમાંથી જ મેળવે છે. આ સત્યનું દર્શન પ્રભુ મહાવીરદેવે વિશ્વને કરાવ્યું છે. એ અનુભવ સિદ્ધ નિયમમાં કોઈ પણ ઉચ્ચતર સત્તા ડખલગીરી કરવાને સમર્થ નથી. આ સત્ય જ્યારે જ્યારે ભૂલી જવાય છે ત્યારે ત્યારે આવા મહાન્ પુરૂષો પ્રગટ થઈ વિશ્વને તે સત્ય ફરી ફરીને સમજાવે છે કે, કુદરતની આ સૃષ્ટિમાં કૃપા કે પ્રસાદને સ્થાનજ નથી- ૧૨

કોઈ કોઇને સુખ કે દુ ખ ઉત્પન્ન કરવા કે આપવા

સમર્થ નથી. એક કીડી જેવા નાના જંતુથી લઈ ચક્રવર્તી કે ઇન્દ્રાદિને જે જે સુખ યા દુઃખ થાય છે તે તેની યોગ્ય કે અયોગ્ય કૃતિમાંથી જ મળે છે. તેમનું કર્મજ સુખ દુઃખનું કારણ છે. ૧૩

જે જેને લાયક નથી. તે તેને મળતું નથી. આ સત્ય ભૂલીને મનુષ્યો ઘણીવાર કોઈ કલ્પિત સત્તા આગળ જે પોતાના કર્તવ્યમાંથી ફળ મળવું જોઇએ તેને બદલે બીજા ફળોની પ્રાર્થના કરે છે. પોતાને માટે કુદરતના એ અચળ નિયમને ફેરવવા આજીજી કરે છે. પણ હે ભ્રાંતિવાન્ મનુષ્ય ! આવી આજીજી કરી તારાં કર્તવ્યના પરિણામમાથી છુટવાનો તારો પ્રયત્ન નિષ્ફળ છે. ૧૪

તે ફળને નિષ્ફળ કરવાની મહાસત્તા આગળ દયામણું મુખ કરી આસુ લાવવાની તારી મહેનત ફોગટ છે, માટે તારી અયોગ્ય કૃત્તિનું ઉદય આવેલું પરિણામ સિંહની માફક મરદ થઇને ભોગવ. બકરાની માફક બરાડા ના પાડ. તે સત્તાના હાથની તે બાજી જ નથી કે તે તને તેમાંથી મુક્ત કરે, જે કાંઈ છે તે તારા હાથનીજ બાજી છે. ૧૫

તમે એક સ્વતંત્ર શક્તિ છો, તમને પુરુષાર્થ કરવાની સત્તા અને અવકાશ છે. માટે પ્રાર્થના કરીને એકને બદલે બીજું ફળ આપવાની–માગણી કરવાની મૂર્ખતા ભરેલી પ્રવૃત્તિ બંધ કરો, હેરાન ન થાઓ કર્મ કરતી વખતે સાવધાન રહો. ૧૬

પ્રાર્થના કરવાને બદલે તે મહાન્ આત્માએ કેવું જ્ઞાન અને કેવી પ્રવૃત્તિ કરીને કર્મોનો નાશ કરી આત્મસ્વરૂપ પ્રગટ કર્યું, કર્મના બંધનો તોડી સ્વસ્વરૂપસ્થ થવારૂપ મોક્ષ સિદ્ધ કર્યું તે તેમના જીવંત બોધ ઉપરથી ધડો લઈ તે પ્રમાણે વર્તન કરવાને તૈયાર થાઓ. ૧૭

'કર્મ તેવું ફળ' આ સાદા સત્યને ભૂલી જઈ લોકો ઇચ્છા પ્રમાણે ફળ મેળવવા દેવળોમાં મૂર્ખાઈ ભરેલી પ્રાર્થનાઓ કરી રહ્યા છે. પ્રભુ! અમને આ આપો ને તે આપો. પ્રભુ મહાવીરે કોઈ સ્થળે એમ નથી કહ્યુ કે તમે મારી પ્રાર્થના કરશો તો તમારા ભોગવવા લાયક અયોગ્ય કર્મમાથી હું તમને મુક્ત કરીશ, અથવા તેને બદલે સારું ફળ આપીશ. ૧૮

તે પ્રભુએ તો ચોખ્ખું જણાવ્યું છે કે તમારો આત્મા જ સુખ કે દુઃખ, સ્વર્ગ કે નરક, ભવકે મોક્ષનો કર્ત્તા છે. જો એ પરિણામ તેમના હાથમાં હોત તો તેઓશ્રી એમજ આજ્ઞા કરત કે ભાઈઓ! તમને ઠીક લાગે તેમ તમે વર્તજો, પણ મારી પ્રાર્થના કરજો એટલે તે ખુશામતથી ખુશી થઈને તમને તમારું માગેલું ફળ આપીશ ૧૯

તે મહાન્ પ્રભુએ તો એમ જણાવ્યુ છે કે તમારે સારા ફળની જરૂરીયાત હોય તો તમારે સારાં કાર્યો-કર્મો કરવા. છતાં લોકો રસ્તો બતાવનારને લઈ પડયા છે અને જે કરવાનું કહેલું છે. તે કરતા નથી. રસ્તો બતાવનારના ઉપર પોતાના તારણનો બોજો નાખી દઈ સંસારની વૃદ્ધિ થાય તેવા ઉલટાં કર્મો કરે છે. ૨૦

મનુષ્યોએ નિરંતર આ નિશ્ચય દૃઢ રાખવો જોઈએ કે "મને સુખ દુ:ખ આપનાર બીજો કોઈ નથી, પણ હું પોતે જ છું." મારા અયોગ્ય કર્મ સિવાય બીજો કોઈ મારો એક વાળ પણ વાંકો વાળવા સમર્થ નથી. આ નિશ્ચયમાજ મનુષ્યોનું વાસ્તવિક બળ સમાયેલું છે. આ કારણથીજ મહાવીર પ્રભુએ આત્માને સત્તાગતે સિદ્ધ સમાન અનંત શક્તિવાન કહેલો છે. ૨૧

નિર્બળતા જ બીજા ઉપર આધાર રાખવા પ્રેરે છે. જે ફળ માટે જે પ્રાણી લાયક છે તેને તેટલું તેવા પ્રકારનું ફળ આપીને કર્મની સત્તા ખલાસ થાય છે તે ફળમાંથી ઉગારવા માટે હજારો મનુષ્યો કે દેવો તેની વ્હારે આવે છતા તેનું કાંઈ પણ વળતું નથી. ૨૨

અહીં એ શંકા થાય તેમ છે કે જો આમ જ છે તો પછી દેવની, ગુરુની કે બીજા સત્પુરુષની સહાય લેવાથી શો લાભ છે? ઉત્તર એ છે કે બીજા ગુર્વાદિકો સુખ ઉપાર્જવા કે દુ:ખ ટાળવાની સમજણ, બોધ કે સલાહ આપી શકે, સત્કર્મ કરવાને ઉત્સાહ આપે કે દુષ્કર્મથી બચવાની ચેતવણી આપી શકે, તેમા નિમિત્ત કારણ થાય. આથી વિશેષ અધિક બીજાઓ આપણા લાભમા કાંઈ પણ કરવા સમર્થ નથી. ૨૩

આપણે બીજાના ઉપર ઉપકાર કરવા ધારીએ તો તેને ઉત્તમ ફળ માટે સારા બીજ વાવવાની ભલામણ કરી શકીએ. આપણા ઉત્તમ ચારિત્ર અને અનુભવથી સન્માર્ગે વાળવા જેવી સારી છાપ પાડી શકીએ. ઇષ્ટની પ્રાપ્તિ અને અનિ-

ષ્ટાનો ત્યાગ કરી શકે તેવો રસ્તો બતાવી શકીએ. આથી વધારે કાંઈ કરી શકીએ તેમ નથી. ૨૪

કર્મના અચળ નિયમની અમોઘતા જોઈને ઘણાએ ડરી જાય છે પણ તેમા તેવું ડરવા જેવું કાંઈ નથી. જેમ કર્મની સત્તા બળવાન છે, તેમ આત્માની સત્તા તેના કરતાં અનંત ગુણી બળવાન છે. યોગ્ય સાધનો એકઠાં કરી પુરુષાર્થ કરતાં આત્માની સત્તા આગળ કર્મો ધ્રૂજી ઉઠે છે. ૨૫

## પ્રકરણ ૪ થું.

## કાર્યકારણના નિયમો

કર્મનો સામાન્ય અર્થ-કરાય તે કર્મ. આ અપેક્ષાએ કાર્ય થાય છે આ કાર્ય માત્રને કારણ હોવું જોઈએ. દરેક કાર્ય ભૂતકાળમાં થયેલા કારણનું કાર્ય છે, અને તેજ કાર્ય ભવિષ્યમાં થવાના કાર્યનું પાછું કારણ થાય છે આ પ્રમાણે જોતા દરેક કર્મ એક રીતે કાર્ય છે અને બીજી રીતે જોતા કારણ છે આ રીતે કાર્યમાત્રને કાર્યકારણ સંબધ છે ૧

વિશ્વમા સર્વત્ર કાર્યકારણનો નિયમ સરખો છે તેમાં અકસ્માત્ થઈ જવા જેવુ કાઈ સંભવતુ નથી. જેને સદ્ભાગ્ય કહેવામા આવે છે તે કઈ કોઇ દેવાદિની કૃપા વડે કે અકસ્માત્ પ્રાપ્ત થતુ નથી, એ પણ પૂર્વના કર્મનુ જ પરિણામ છે. ૨

અમુક ક્રિયા કરવી કે નહિ તે મનુષ્યના હાથમાં છે પણ તે માટે અમુક અમુક સામગ્રી જોઇએ, આવા આવા સંયોગો જોઇએ, એનો આધાર ઉપર કહેલ કાર્યકારણના નિયમો ઉપર છે. જ્યાં સુધી એ સામગ્રી અને સંયોગો મનુષ્ય જાણે નહિં ત્યા સુધી તેઓ તેને વશ થઈ રહે છે. ૩

એ સંયોગો કેવા જોઈએ તે જાણીને પણ તે પ્રમાણે વર્તન ન કરતા ઉલટું વર્તન કરે તો તે જીવ તેને વશ થઈ રહે છે, પણ જો તે સંયોગોને જાણીને તે પ્રમાણે વર્તન કરે તો એ ક્રિયાઓ તેને વશ થઈ રહે છે. ૪

ક્રિયાઓનું પરિણામ શું આવશે તે જાણીને તે પ્રમાણે જીવ પોતાની મરજી હોય ત્યારે ક્રિયા કરી શકે છે. આ સાધનો જ્યારે જીવને સમજાતા ન હતા ત્યારે કર્મો જીવને વશ રાખતા હતા, હવે એ સાધનો જાણીને પ્રબળ પુરુષાર્થ કરનારો જીવ કર્મને વશ રાખે છે. ૫

જ્ઞાન એક પ્રકારની સત્તા છે જ્ઞાનવાન્ સૃષ્ટિના કાર્ય કારણના નિયમો જાણીને તે વડે પોતાને જે ઇષ્ટ હોય તેની સિદ્ધિ કરી લે છે, તેથી તે શકિતમાન પણ છે ક્રિયા કરવામા સાધનોની જરૂર છે. સાધનોમા ફેરફાર કરવાથી ક્રિયામાં પણ ફેરફાર થાય છે ૬

એ નિયમ ઉપરથી જ્ઞાની પુરૂપ અમુક કાર્ય કરવાં માટે તે તે સાધનો મેળવીને કાર્ય કરી લે છે. તેમજ તે તે ક્રિયામાં ફેરફાર કરીને કે અટકાવીને પોતાની જરૂરીયાત પ્રમાણે

પરિણામ લાવી શકે છે. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે ઇચ્છાનુસાર પરિણામ લાવવામા કર્મના નિયમોના જ્ઞાનની મુખ્ય જરૂર છે. ૭

જે મનુષ્ય પોતાનું ભવિષ્ય સુધારી શકે છે તેજ પોતાનું ભાવી પણ બાંધી શકે છે. કેમકે ભાવી પણ આ નિયમાનુસારજ બધાય છે. જેઓ કર્મના નિયમો જાણે છે તેઓ ઇચ્છાનુસાર પોતાનું ભાવી બનાવી શકે તેમાં કાંઈ નવાઈ જેવુ નથી. ૮

ભવિષ્યમાં જે સ્થિતિ કે ગતિમાં જન્મ લેવો હોય, જે શકિતઓ પોતાને મેળવવી હોય તે માટેની યોગ્ય સામગ્રી અત્યારથી તૈયાર કરતા રહેવું જોઇએ, અને જો તે તેને લાયક બરોબર તૈયાર થઈ હોય તો તેનુ ભાવી બરાબર તેવુંજ બંધાય છે. ૯

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે મનુષ્યો સર્વથા પરાધીન નથી પણ પોતાની સ્થિતિ કે ભાવી ઘડવા માટે તેઓ સ્વતંત્ર પણ છે આ સ્વાધીનતાનું ભાન સમજાયાથી તે તે કાર્ય માટે તે જીવનો ઉત્સાહ વૃદ્ધિ પામે છે ૧૦

જે કર્મ ફળ આપવા તત્પર થયું છે, જેને અનુસારે ઇચ્છાએ કે અનિચ્છાએ અમુક પ્રકારની ચોક્કસ પ્રવૃત્તિ થવાની છે, તે ક્રિયા અટકાવી શકાતી નથી, તેને કર્મનો ઉદય કહે છે. ૧૧

પૂર્વ જન્મની વિવિધ પ્રવૃત્તિના પરિણામ રૂપે

જે કર્મદલનો જથ્થો સત્તામાં સંગ્રહિત થયેલો છે તે સત્તા કહેવાય છે ધ્યાનાદિ ઉત્તમ પરિણામના યોગે તેમાં કેટલોક ફેરફાર કરી શકાય છે. ૧૨

અત્યારની શુભાશુભ પ્રવૃત્તિના પરિણામે જે ભવિષ્ય બંધાય છે તે વર્તમાન કાળે ક્રિયમાણ કર્મ કહેવાય છે કર્મ બંધનમા રાગદ્વેષના પરિણામવાળી લાગણીઓ મુખ્ય ભાગ ભજવે છે ૧૩

દરેક જીવ પોતાના કર્મવડે પોતાની કાર્ય કરવાની શક્તિ ઉત્પન્ન કરે છે, તેમજ પોતાની અમુક શરીરમાં, દેશમાં કાળમા કે ભાવમા રહેવાની મર્યાદા પણ પોતેજ બાંધે છે છતા આ મર્યાદાને વધારવા કે શકિતઓને ખીલવવા તે કેવળ સ્વતંત્ર છે. આ મર્યાદા અને શકિતને સંકુચિત પણ એજ જીવ કરી શકે છે. ૧૪

કર્મના જે બંધન મનુષ્યને નડે છે તે તેણે પોતેજ બાંધેલા છે. એ બંધનોને મજબુત કરવાં કે ઢીલા કરવાં અથવા તોડવા એ તેનાજ હાથમા છે. કુંભાર જેમ માટી લઇને તેમાથી નવા નવા ઘાટ ઘડે છે તેમ જીવ પણ કર્મદ્વારા–પરિણામે કરીને નવા નવાં કર્મનો સંગ્રહ કરે છે અને ઘાટ ઘડે છે ૧૫

કર્મ કરવાનાં જે જે સાધનો છે તેમા વિચાર એ બહુ અગત્યનું સાધન છે કેમકે વિચાર એ જીવની શક્તિને વહેવાનો ઝરો છે. જીવ વિચારદ્વારા મનમા પ્રગટ થય છે.

વિચારથી પ્રેરાયેલી ગતિને યોગે માનસિક દ્રવ્યના અણુઓનો પરસ્પર સંયોગ થઈને તેમાથી અનેક આકૃતિઓ ઉત્પન્ન થાય છે આ બધી મનની જ આકૃત્તિઓ કહેવાય છે. ફરી ફરીને એકની એક બાબત ઉપર વિચાર કરવાથી તે તે જાતના સંસ્કારો દૃઢ થાય છે. આ દૃઢ થયેલા સંસ્કારો વિચારને વર્ત્તનના રૂપમાં લાવી મૂકે છે. ૧૬

આ વિચારોને ખરોબર યોગ્ય માર્ગ તરફ ગોઠવી શકાય તો મનની અંદર ધારેલી આકૃતિઓ ઉત્પન્ન કરી શુભ પ્રવાહ વહેવડાવી શકાય છે. તેને માટે જેવી જેવી માનસિક શક્તિ ઉત્પન્ન કરવી હોય તેવા તેવા વિચારો ફરી ફરીને કરવાથી તે તે શક્તિ ઉત્પન્ન કરી શકાય છે અને તેવું વર્ત્તન પણ કરી શકાય છે. ૧૭

જેમ જેમ મનુષ્યોની કામના અને તૃષ્ણા ઓછી થતી જાય છે તેમ તેમ આ મનની શુદ્ધિ થતી જાય છે. આ પ્રયત્નથી શુદ્ધ માનસિક દ્રવ્યનો સંગ્રહ થાય છે તેથી તેનું મન સુંદર તેજામય બને છે. ૧૮

મનુષ્યનું જીવન વિચારમય છે. દર ક્ષણે તે શુભાશુભ વિચાર કર્યા કરે છે એક જન્મમા તે જેવા વિચાર કરે છે તેવો જ તે બીજા જન્મમા થાય છે. આ નિયમ આપણી માનસિક પ્રકૃતિનુ બંધારણ કેવું બાંધવું તે કામ આપણને જ સોંપે છે એટલે તે મનનું બધારણ સારૂં હોય તો તેનું માન આપણને છે અને તે નઠારૂં હોય તો તેમાં દોષ પણ આપણો પોતાનોજ છે. ૧૯

મનુષ્યોમાં વિચાર બળ કરતાં ઘણે ભાગે કામનાઓનું બળ વિશેષ પ્રબળ હોય છે. આ વાસના તથા કામના જેવા પ્રકારની પ્રબળ કે નિર્બળ હોય, તેના પ્રમાણમાં તે જીવની ગતિનો નિશ્ચય થાયછે. અર્થાત્ આ વાસનાઓને સંતોષવાના સંયોગો જ્યાં મળી આવે તે સ્થાનમાં તેને જન્મ લેવો પડે છે. ૨૦

વિશ્વમાં કોઈ પણ સારો કે ખોટો બનાવ આપણા માટે બને છે તે એવો નથી હોતો કે તેનું કારણ આપણે પોતે ન હોઇએ. આપણે કોઈ પણ ભોગ એવો નથી ભોગવતા કે આપણે જે પોતે તે માંગી લીધો ન હોય. કદાચ એ બનાવ કે ભોગનું કારણ આપણે ભુલી ગયા હોઇએ એ બનવા યોગ છે પણ જે બીજ રૂપ સંસ્કાર સત્તામાં સ્થાપિત કર્યો છે તે કર્મ કાંઈ તે વિસરી જતું નથી. ૨૧

કાર્ય કરવામાં જે હેતુ–ઉદ્દેશ રહેલો હોય છે, તેજ કાર્ય કરતાં વિશેષ અગત્યનો છે. જે હેતુથી મનુષ્ય કાર્ય કરે છે તેની અસર તેના કર્તાના સ્વભાવ પર થાય છે આ અસર ઘણીજ દૃઢ થાય છે. કેમકે તેથી તે મનુષ્યના સ્વભાવમાં સુધારો કે બગાડો થયા વિના રહેતો નથી, અને તેની અસર તેના જીવનમા લાબા વખત સુધી પહોચે છે. ૨૨

જો તે કાર્ય નઠારૂં હોય છતાં તે કાર્ય કરવાનો ઉદ્દેશ નઠારો ન હોય તો તેનું બળ એકાદ જન્મમાં ફળ આપીને વિરમી જાય છે, કેમકે તે કાર્યની અસર તેના

સ્વભાવ ઉપર થઇ ન હોવાથી એમાં વિશેષ બળવાળી શક્તિ ઉત્પન્ન થતી નથી ૨૩

આ ઉપરથી એ ફલીતાર્થ થાય છે. કે કોઈ પણ કાર્ય કરવામાં વિવેક બુદ્ધિનો ઉપયોગ કરવો, તેનો હેતુ શુદ્ધ રાખવો, સ્વાર્થ પરાયણુતા આવવા ન દેવી અને હૃદયની નિર્મળતા રાખવી. આટલી કાળજી રાખવા પૂર્વક કાર્ય કરનાર નિર્ભય રહે છે અને તેનો દુ:ખરૂપ પ્રવાહ આગળ લંબાતો અટકી જાય છે. ૨૪

કાર્યમાત્ર વિચાર પછીના સ્થૂલ સ્વરૂપ છે એકપછી એક એમ એકજ જાતના વિચારો કરતાં કરતાં એ વિચારોનો જથ્થો એટલો પ્રબળ થાય છે કે તેવો કોઈ એકાદ પ્રસંગ આવી મળતાં તે વિચાર વર્તનના રૂપમાં પ્રગટ થઈ આવે છે. આપણે જો દ્વેષની ભાવના નિત્ય કર્યા કરીએ તો પછી લાંબા વખતે એવી સ્થિતિમાં આપણે આવી પહોંચીએ છીએ કે તેવો પ્રસગ આવી મળતાં તે પ્રબળ થયેલી દ્વેષની ભાવનાઓ સ્થૂલરૂપ લઇને અપરાધ કરવાના રૂપે પ્રગટ થાય છે. અર્થાત્ આપણી પાસે તે એવો કોઈ મોટો ગુન્હો કે ખૂન પણ કરાવે છે. ૨૫

જે મનુષ્ય પરોપકાર, પરમાર્થ, બીજાનુ ભલુ કરવાનો કે સહાય આપવાનો વિચાર કર્યા કરે છે, તેવા વિચારો વારંવાર ઉત્પન્ન કરીને દૃઢ ભાવના કરે છે, તો તે પ્રબળ બનેલી ભાવના વડે પ્રસંગ આવી મળતાં તે

મનુષ્ય કોઈ મોટું બહાદુરીનું કાર્ય કરી શકે છે. પૂર્વ જન્મમા પણ જેણે જે જે ભાવનાઓ દૃઢ કરી હોય છે અને ત્યા તેવો પ્રસંગ મળ્યા વિના સ્ફુરી નથી હોતી, તેનો જ્યારે આ જન્મમા ઉદય થાય છે ત્યારે તેવો કોઈ પ્રસંગ મળતાજ તે તે ભાવનાઓ તે તે કાર્યરૂપે સ્ફુરે છે પ્રગટ થાય છે. તેવા પ્રસંગે આ કાર્ય મેં શા માટે કર્યું તેની તેના કર્તાને ખબર કે સમજ પણ હોતી નથી છતાં તેમ બની આવે છે. તે મનુષ્યને આશ્ચર્ય લાગે છે કે આ કામ મેં શા માટે કર્યું ? મને વિચાર કરવાનો પ્રસંગ પણ ન મળ્યો પણ તે ભલો માણસ જાણતો નથી કે ગયા જન્મમાં અનેક વિચારો કરી કરીને તે ભાવનાને તેણે દૃઢ કરી હતી, અને તેથી જ તેને બહાર આવવાનો અનુકૂળ પ્રસંગ મળતાં આ કાર્ય આ જન્મમાં તેનાથી તેનાથી થઈ ગયું છે ૨૬

આ ઉપરથી એ સમજવાનું છે કે કોઇપણ મનુષ્ય એક કાર્ય કરવાને ફરી ફરીને આગ્રહ પૂર્વક વિચાર કરે છે ત્યારે તેથી તેની ઇચ્છાશક્તિ તે કાર્ય કરવાને દૃઢ થાય છે પણ તે કાર્ય તે ક્યારે કરશે તેનો આધાર તેવા યોગ્ય પ્રસંગ ઉપર રહે છે. યોગ્ય પ્રસંગ મળતાજ તે ઇચ્છાશકિત કાર્યના રૂપમા પ્રગટ થાય છે.૨૭

વિચાર કરવાની શક્તિ ધરાવનાર મનુષ્ય વિચાર કરતી વખતે સ્વતંત્ર છે. કેમકે આગળ ઉપર વિચાર કરવાવડે તેણે મનનું જે વલણ બાંધ્યું હોય તે આ નવા સારા

વેચારો-પૂર્વના વિચારોથી વિરોધી વિચારો કરીને તે વલણને તે ફેરવી શકે છે, પણ જ્યારે પૂર્વની આ ભાવનાઓ નિકાચિત સ્વરૂપ ધારણ કરીને તેવો કોઈ પ્રસંગ આવતાં કાર્યરૂપે સ્ફુરી નીકળે છે ત્યારે તે જીવની સ્વતંત્રતા જતી રહે છે, અને તે પરતંત્ર થઇ રહે છે. હવે તેના વિચારો મનનુ વલણ કોઈપણ રીતે બદલી શકતા નથી, પણ ઇચ્છાએ કે અનિચ્છાએ તેને આધીન થઈને તે તે અનુભવો કરવા પડે છે. ૨૮

મનુષ્યો ! અત્યારના ચાલુ સંસ્કારો તમને ઇષ્ટ ન લાગતા હોય તો તમે તેનાથી વિરોધી સારા વિચારો કરવાની ટેવ અત્યારથી જ શરૂ કરો તેથી ભવિષ્યમાં તે સંસ્કારો બળવાન થઇ પૂર્વના સસ્કારોને નિર્બળ કરશે. બે ઘેટાંઓ લડે છે તેમાં નાનો હારશે, પણ તે નાનો ઘેટો મોટો થતાં, મોટો ઘેટો નિર્બળ થઇ ગયો હશે એટલે આ ઘેટો તેને હરાવશે એદષ્ટાતે અત્યારનો નાનો પુરુષાર્થ પ્રબળ થઈ દૃઢ મોટો થતાં નિર્બળ પડેલા-થયેલા પૂર્વના પુરુષાર્થને હઠાવશે. ૨૯

વીજળીના પ્રવાહને જો લોઢાના તારમા વહેવડાવવામાં આવે છે તો ગરમી ઉત્પન્ન કરે છે, તેજ વીજળીના પ્રવાહને ટેલીગ્રાફના તારમા વહેવડાવવામાં આવે છે તો ગતિ ઉત્પન્ન કરે છે અને જો તે જ વીજળીના પ્રવાહને ત્રાંબાના તાર દ્વારા વહેવડાવવામાં આવે છે તો પ્રકાશ ઉત્પન્ન કરે છે. આમ એકજ વીજળીનો પ્રવાહ જુદા જુદા સાધનો દ્વારા જુદા

જુદા પરિણામને—ફળને આપે છે તેમ એકજ આત્મની શક્તિ જુદાં જુદાં સાધનોમાં વહેવડાવવામાં આવતાં જે જે ઇચ્છિત પરિણામની જરૂર હશે તે તે પરિણામ ફળ—શક્તિ મેળવી આપશે. ૩૦

## પ્રકરણ ૫ મુ.

### એકાગ્રતા અને ધ્યાન.

એકાગ્રતા પૂર્વક કરાયેલું કાર્ય થોડા વખતમાં અને ઘણી સારી રીતે પૂર્ણ કરી શકાય છે. કાર્ય નાનું હોય કે મોટું હોય છતાં તેમાં મનને બરોબર પરોવીને તે કરવું જોઇએ તેમ કરવાથી મનને એકાગ્ર થવાની ટેવ પડે છે. આ એકાગ્રતાવાળું એકલક્ષ સિદ્ધ કર્યા વિના ધ્યાનના માર્ગમાં આગળ વધી શકાતું નથી. ૧

મનનો પ્રવાહ બીજા આડાઅવળા વિચારોથી તુટી ન જતાં અખંડ પ્રવાહ રૂપ બની રહે તો આત્માની સત્તામાં પડેલી મહાન્ શક્તિઓ બહાર લાવી શકાય છે. આત્માના માર્ગમાં આગળ વધવા ઇચ્છનારાઓએ મનને એકાગ્ર કરવાનું શીખવાની શરૂઆત આ પ્રમાણે કરવી. ૨

પ્રથમ જે કાર્ય કરવા ઇચ્છતા હો તે કાર્ય ઉપર બરોબર લક્ષઆપવું. વ્યવહારના કાર્ય જેવા કે વાંચવાનું, લખવાનું, સાંભળવાનું કે વાતો કરવાનું કોઈ પણ કામ કરતી વખતે

તે કામમાંજ લક્ષઆપવુ' તે સિવાય આજુબાજુ ગમે તેવા આકર્ષક મનુષ્યો જતાં આવતા હોય, વાતો કરતાં હોય. ગાયન થતુ' હોય, વાજીંત્ર વાગતાં હોય, કે કોઇ આવજા કરતુ' હોય છતા તે તરફ જરા પણ લક્ષ ન આપવુ' અને આદર કરેલ કોઇ પણ વ્યવહારિક કે પારમાર્થિક કાર્ય હોય તે પુરૂ' કર્યા પછી જ બીજા કામમાં ધ્યાન આપવુ'. ૩

આ એકાગ્રત્તાથી મનુષ્યોમાં ગ્રહણ કરવાની, ધારી રાખવાની, અને સ્મરણમાં લાવવાની શક્તિ વૃદ્ધિ પામે છે. બીજાના વિચારો જાણવાની, તે બોલ્યા પહેલાં તે અમુક કહેવા માગે છે–ઇચ્છે છે તે સમજવાની અને આપણા વિચારોની ઉંડી અસર બીજાઓ ઉપર કરી શકવાની શક્તિ વધે છે. એ શક્તિના વિકાશ એકાગ્રતાથી થાય છે. ૪

શતાવધાન અને સહસ્રાવધાન જેવાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવાં સ્મરણ શક્તિનાં કાર્યો એકાગ્રતાથીજ કરી શકાય છે એકાગ્રતા ખીલવવા માટેનુ' ઉત્તમ સાધન સાંભળવામાં રહેલુ' છે ધર્મનાં વ્યાખ્યાનો શ્રવણ કરવાના વખતે એક ચિત્તે સાભળવાથી એકાગ્રતા શક્તિ ઘણી ઝડપથી ખીલે છે ૫

બોલનારાના દરેક વિચાર ગ્રહણ કરવા માટે તેના શબ્દોમા એકતાર થવુ'. તે પ્રસ'ગે કોઇ ઘોંઘાટ કરે, કોઇ માણસો ત્યાં આવે, કે કોઇ બોલાવે તોપણ તે સાંભળવા તરફનુ' લક્ષ ચુકીને તે તરફ ધ્યાન આપવુ' નહિ. આ

એકાગ્રતા સિવાય આત્મ વિદ્યા કે યોગ વિદ્યાનો ખરો માર્ગ હાથ આવતો નથી. ૬

મનને એક સ્થાનમાં જોડી રાખવું. એક વિચાર પર ઠેરાવવું. એકાદ સદ્‌ગુણમાં લીન કરવું, એકાદ મૂર્તિ ઉપર કે તેના અવયવો ઉપર ચોટાડી રાખવું એ કાર્ય એકાગ્રતા વિના બની શકતું નથી. અને તેમ કર્યા વિનાં તે તે કાર્યના છેવટના ભાગ ઉપર જઇ શકાતું નથી. આમ થયા પછી જ મનને સંયમમાં જોડવાનું બને છે. સંયમ વિના સમાધિ સિદ્ધ થતી નથી, અને સમાધિ વિના વસ્તુતત્ત્વ નો અનુભવ બનતો નથી. એટલા માટે એકાગ્રતાની બહુ જરૂર છે ૭

આ ઉપરથી એ ફલીતાર્થ થાય છે કે જે જે કાર્ય કરો તે તે કાર્ય એક ચિત્તે કરો, વાંચવાનું હોય તો વાચવામાં એક તાર થાઓ, ખાવા બેઠા હો તો ખાવા સિવાય બીજે ધ્યાન ન આપો, લખવા બેઠા હો તો લખવા સિવાય બીજે લક્ષ ન આપો, જાપ કરતા હોતો જાપમા જ એકતાર બનો, અને સુતા હો તો સુવા સિવાયના વિચારો બંધ કરો ૮

આવા નાના નાનાં કામો એકાગ્રતા પૂર્વક કરવાની ટેવ પાડવાથી છેવટે આત્મામા પ્રવેશ કરતાં આત્મા સિવાય વૃત્તિ બીજે કયાંઇ પણ જશે નહિ. આ પ્રમાણે આત્માનો સાક્ષાત્કાર પણ એકાગ્રતાથી થઈ શકે છે, માટે મનને એકાગ્ર કરવા તરફ ખુબ લક્ષ આપવું ૯

## એકાગ્રતા અને ધ્યાન.

મન સંકલ્પ વિકલ્પરૂપ છે. મનના સંકલ્પ વિકલ્પો

બંધ થવા તે મનનું મરણ છે. શરૂઆતમાં તો અશુભ સંકલ્પોને બદલે શુભ સંકલ્પો કરવા પડે છે અને શુભની ટેવ પાડયા પછી આત્માને લગતા શુદ્ધ સંકલ્પો કરવાની ટેવ પાડવી પછી સર્વથા સંકલ્પો બંધ કરાય છે, તેમાં પણ કાંઇ સદાને માટે આ સંકલ્પો બંધ થતા નથી, પણ થોડો થોડો વખત વધારતા જવું પડે છે. ૧૦

પાછા સંકલ્પો આવે છે પણ તે શુભ હોય છે તેમાંથી શુદ્ધમાં જવું થાય છે ત્યાં સ્થિરતા ન રહી શકે એટલે પાછા શુભમાં આવવું પડે છે આમ શુભમાંથી શુદ્ધમાં અને શુદ્ધમાથી સ્વરૂપ સ્થિરતામાં જવા આવવાનો અભ્યાસ કર્યા પછી કાળાંતરે વધારે વખત સ્વસ્વરૂપમાં રહી શકાય છે. બધાં કર્મનો ક્ષય થવાથી છેવટે સદાને માટે બધી જાતના સંકલ્પો નાશ પામે છે. આ મનનું સદાનું મરણ કહેવાય છે. ૧૧

મન જેમ જેમ સંકલ્પ વિકલ્પો કરતું બંધ થાય છે તેમ તેમ ઉત્તરોત્તર ઇન્દ્રિયોનું મરણ થાય છે પોતપોતાના વિષયમાં ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થવા ન દેવી તે ઇન્દ્રિયોનું મરણ છે ૧૨

આ ઇન્દ્રિયોને પણ એક જ વખતે તેના વિષયોમા જતી અટકાવાતી નથી, પણ અશુભ પાંચ ઇન્દ્રિયના વિષયોમાથી શુભ દેવ ગુરુના દર્શનમાં, પ્રભુના સંત પુરુષોના ગુણગાન, સાભળવામાં, દેવગુરુ આદિના ગુણ ગાવામાં એમજ શરીરને બીજાઓની સેવા ભક્તિમાં, પરમાર્થ અને પરોપકારાદિ કાર્યમાં યોજવામાં આવે છે ૧૩

અંતર્દૃષ્ટિ કરીને અનાહતાદિ નાદ શ્રવણ કરવામાં, આંતર સ્વરૂપો જોવામાં, દિવ્યગંધ સુંઘવામાં, ઇત્યાદિમાં જોડવામા આવે છે. આ સૂક્ષ્મ સ્વરૂપોનાં શ્રવણ, દર્શન આદિમા જોડાયેલી ઇન્દ્રિયો તથા મન બાહ્ય સ્થૂળ વિષયો તરફથી ઉદાસીન બની આંતર્માં જોડાય છે. છેવટે ત્યાથી પણ મન ઇન્દ્રિયોને ખેંચી લઈ આત્માની અંદર લય કરવામાં આવે છે. ૧૪

મન અને ઇન્દ્રિયો પોતાના સ્વભાવને બદલી જ્યારે આત્મામાં લય થાય છે ત્યારે આત્માની નિર્મળતા પ્રગટ થતી ચાલે છે. મન ઇન્દ્રિયોનો નાથ છે. મનની પ્રવૃત્તિ બંધ પડતાં ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમા જતી અટકે છે, તેમ થતાં નવીન કર્મનું બંધન થતું અટકે છે. કર્મોના આવવા રૂપ આશ્રવ બંધ થતાં પૂર્વનાં કર્મોની નિર્જરા થાય છે. ૧૫

આત્મ પ્રદેશ સાથે લોઢામાં ભળેલા અગ્નિની માફક, અથવા દૂધમા ભળેલા પાણીની માફક જે કર્મો એકરસ થઇ રહેલા છે તે આત્મ પ્રદેશથી જુદા પડે છે તેને કર્મની નિર્જરા કહે છે. ૧૬

કર્મબંધના હેતુઓનો અભાવ થવો અને પૂર્વનાં બધા કર્મોનું આત્મ પ્રદેશથી છુટા પડવું થાય છે તેને મોક્ષ કહે છે. આમ સર્વ કર્મના ક્ષયથી શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે. માટે વિષયો તરફ પ્રવૃત્તિ કરતા મનને પ્રબળ પ્રયત્ને અટકાવવાની અવશ્ય જરૂર છે. ૧૭

મન વશ થયાથી ઇષ્ટાનિષ્ટ વિષયોમાં રાગદ્વેષ જે પ્રીતિ અને અપ્રીતિરૂપ છે તે નાશ પામે છે. રાગદ્વેષના નાશથી પરમ ઉપશમ ભાવ પ્રાપ્ત થાય છે. રાગદ્વેષનો ઉપશમ કરનાર જીવ મનનો નિગ્રહ કરવા સમર્થ થાય છે. મન જે વિશ્વમાં ભ્રમણ કરે છે તે રૂપ મનના ફેલાવાનો નિગ્રહ કરવાથી આત્મા પરમાત્મ સ્વરૂપે થઈ રહે છે. ૧૮

જીવને જેમ જેમ ઇન્દ્રિયોના વિષયોમાંથી રાગ શાંત થાય છે– ઉપશમ પામે છે તેમ તેમ મનનો વિસ્તાર આલંબન વિનાનો - રતિના આશ્રય વિનાનો થયેલો હોવાથી આગળ વધતો અટકી પડે છે. વિષયોમાં પ્રીતિ તેજ રતિ છે–તેને રતિ કહે છે. ૧૯

મનના પ્રસારને રતિનોજ આશ્રય છે. રતિથી મનને પોષણ મળે છે. તે પોષણ ન મળવાથી મન આગળ વધતું અટકી પડે છે. આ રતિ વિષયોનો આશ્રય મૂકી દઈને હવે જ્ઞાનના આશ્રયવાળી થાય છે, એટલે જ્યા રતિ ત્યાંજ મનનો ફેલાવો થાય છે. એમ મનનો પ્રસાર પણ જ્ઞાન આશ્રયી થાય છે, તેથી મન હવે આત્માને વિષયોમાં લીન ન કરતાં જ્ઞાનમાં લીન કરે છે. ૨૦

વિષયોના આલંબન વિનાનું મન જ્ઞાનની વાસનામાં વાસિત થવાથી હવે શુદ્ધ પરમાત્મ સ્વરૂપ રૂપ ભાવ મોક્ષના સુખમાં પરિણમે છે. ૨૧

ઇષ્ટાનિષ્ટમા રાગદ્વેષ કરવો તે મનોવૃક્ષની બે શાખાઓ

છે તેનો નાશ કરવો. તેમ થતાં મનરૂપ વૃક્ષ સંકલ્પ વિકલ્પ-રૂપે ફળવાની પ્રવૃત્તિ કરતું બંધ થશે. તેમજ આ હું અને આ મારૂં આવા મોહરૂપ પાણી વડે મનોવૃક્ષના મૂળને પાણી સીંચવાનું–પાવાનું બંધકર. તેથી મૂળ વિના અંકુરાઓ પ્રગટ થશે નહિ. ૨૨

મનના સંકલ્પ વિકલ્પો રૂપ વ્યાપાર નાશ પામવાથી કર્મ આશ્રવનો નિરોધ થાય છે અને મનમાં સંકલ્પ વિકલ્પો ઉત્પન્ન કરવાથી કર્મનો બંધ થાય છે જ્યાં સુધી આત્માથી વિમુખ થઇને રાગદ્વેષ રૂપે પરિણમશો ત્યા સુધી જ્ઞાનાવરણાદિ કર્મનો નાશ નહિ કરી શકાય, માટે મનને શૂન્ય કરો ૨૩

વિષયોથી વિમુખ થવું–વિષયાકારે મનને ન પરિણમવું તે મનને શૂન્ય કર્યું કહેવાય છે. તેમ કરીને પોતાના શુદ્ધ આત્મામા પરિણમવુ, તેમ થતા બધા કર્મોનો વિજય કરી શકશે ૨૪

જેનું મન રાગદ્વેષના કલ્લોલો વિનાનું શાંત થાય છે તેજ આત્મતત્ત્વ જોઈ શકે છે. તે સિવાયના મનુષ્યો તત્ત્વને અનુભવી શકતા નથી. વિક્ષેપ વિનાનું મન તેજ તત્ત્વ છે અને વિક્ષેપવાળું મન તેજ આત્માને ભ્રાંતિ છે. ૨૫

શુદ્ધ આત્માની ઉપાસનાના બળથી મનને નિશ્ચળ કરવામા ન આવે ત્યાં સુધી આવતાં કર્મો રોકી શકાતાં નથી. મન, વચન, કાયાની ક્રિયા વડે આવતાં કર્મો એક

મનના રોધવાથી અટકાવી શકાય છે. મનનો પ્રસાર બંધ થતાં અનેક ભવનાં ઉપાર્જન કરેલાં પૂર્વના કર્મો ક્ષય પામે છે તથા આત્માનું શુદ્ધ સ્વરૂપ–કેવળજ્ઞાન પ્રગટ થાય છે. આમ બે લાભ થાય છે. ૨૬

આ દ્રવ્યકર્મ તથા ભાવકર્મનો ક્ષય કરવાની ઇચ્છા હોય તેમણે સંકલ્પ વિકલ્પ વિનાનું મનને રાખવું. વિષયોથી વિમુખ–શાંત થયેલા મનમાં જેમ વાદળાં વિખરાઈ જતાં સૂર્ય પ્રગટ દેખાય છે તેમ આત્મા પ્રગટ થાય છે, આત્મા સંપૂર્ણ અને નિર્મળ કેવળ જ્ઞાનની મૂર્તિ છે તે રાગદ્વેષાદિ દોષો વિનાના મનમાં જ પ્રગટ ભાસે છે, ૨૭

મન, વચન, કાયાના વ્યાપારની ક્રિયાની શૂન્યતા થવાથી આત્માના શુદ્ધ સદ્ભાવની શૂન્યતા થતી નથી. શુભાશુભ મન વચન શરીરની ક્રિયાઓ સંકલ્પ વિકલ્પરૂપ છે તે વિભાવ રૂપ હોવાથી આત્માની આડે શુભાશુભ વાદળો ઉભાં કરે છે. તે શુભાશુભ ક્રિયા ન કરવાથી યોગી નિર્વિકલ્પ ધ્યાનમાં પ્રવેશ કરી આત્માના સત્ય સુખને પામે છે ૨૮

આ નિર્વિકલ્પ સ્થિતિમા આત્મા અવિનાશી નિરૂપમ આનંદથી ભરપુર થઈ રહે છે આવો શુદ્ધ સ્વભાવ તેજ ચેતના, તેજ જ્ઞાન દર્શન અને ચારિત્ર છે, પરમાત્મા સંબંધી ચિંતા, તેના જ્ઞાનાદિ ગુણોનું ચિતન વિગેરે વિકલ્પો કરવા તે શુદ્ધ નિર્વિકલ્પ ધ્યાન નથી પણ તે ચિંતા અથવા ભાવના છે. ૨૯

પાણીના સંબંધથી મીઠું જેમ ઓગળી જાય છે,

તેમ જેનું મન શુદ્ધ આત્મયોગમાં લય પામી જાય છે તેનાં શુભાશુભ કર્મ ગળી જાય છે અને ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા પ્રગટ થાય છે. ૩૦

જેમ વૃક્ષો આસપાસમા ઘસાઈને વૃક્ષો જ અગ્નિરૂપ થાય છે તેમ આત્મા આત્માની ઉપાસના કરીને પરમાત્મ સ્વરૂપ થાય છે. મનને નાશ કરનાર પરમાત્માનુંજ ધ્યાન છે. મન તથા ઇન્દ્રિયોના વ્યાપારો–ક્રિયાઓ શાત થતાં આત્માજ પરમાત્મા થાય છે. ધ્યાનથી સર્વ સાધ્ય છે. ૩૧

## પ્રકરણ ૬ ઠું.

## કર્મની સત્તા તોડવાનું જ્ઞાન

કર્મની સત્તા સામે આત્મા પોતાનું બળ બે પ્રકારે અજમાવી શકે છે એક કર્મની સામે તેની વિરોધી કર્મસત્તાને મુકીને. બીજો પ્રકાર એ છે કે કર્મની સત્તા ઉદયમા આવી એવી પ્રવૃતિ હોય ત્યારે કરવી કે આત્માના પ્રદેશ ઉપર થતી સુખદુ:ખની લાગણીઓની અસર થવા ન દેવી. ૧

આ બેમાં પહેલો પ્રકાર સહેલો છે. જાગૃત થયેલ આત્મા સ્હેલાઈથી તે પ્રવૃત્તિ કરી શકે તેમ છે. બીજો પ્રકાર વિશેષ જ્ઞાનીઓ સમજી અને કરી શકે તેમ છે. આ નિયમને અનુસરનારાનો વિશેષ પ્રકારે આતરિક બળ ઉપર આધાર રહે છે. ૨

પહેલો પ્રકાર હથીયારની સામે હથીયાર ફેંકી અશુભની સામે શુભ ઉભું કરી કર્મની સત્તા તોડવાનો છે. બીજો પ્રકાર પૂર્વનાં ઉદય આવેલ કર્મને સમભાવવાળા અબંધ પરિણામે ભોગવી ક્ષય કરવાનો છે. ૩

કર્મનો નિયમ અચળ છે માટેજ એક પરિણામને નિષ્ફળ કરવા અન્ય કાર્ય કરવાનો અવકાશ રહે છે. એક નિયમની સામે બીજો વિરોધી નિયમ પ્રેરવાથી બન્ને વિરોધી સત્ત્વો એક બીજા સાથે અથડાઇને સત્ત્વ વિનાના થાય છે અને તેમ થતા આત્મા પોતાનો આગળનો માર્ગ ખુલ્લો કરી શકે છે. ૪

જે નિયમની સત્તાથી એક પરિણામ ઉત્પન્ન થાય છે તેના વિરોધી પરિણામને ઉત્પન્ન કરવાનું જ્ઞાન જો મનુષ્યને હોય તો ગમે તેવાં ખરાબ દુઃખમાંથી મનુષ્યો બચી શકે છે. આવી વિરોધી સામગ્રીના જ્ઞાન વિનાનો મનુષ્ય નિયમની સત્તાનો ગુલામ રહે છે. ૫

મનુષ્ય કર્મની સામે લડી શકતો નથી પણ તેના નિયમોનું જ્ઞાન કરીને એક નિયમના બળ સામે બીજા નિયમને પ્રેરીને પ્રથમના નિયમનુ બળ દૂર કરી શકે છે. તેથી તેવો આત્મા પોતાનું ભાવી પોતાની ઇચ્છાનુસાર ઘડે છે. અભ્યાસ અને અનુભવથી આ જ્ઞાન મળે છે. ૬

જ્યાંસુધી કર્મો ફળ આપવાને તૈયાર થયાં નથી ત્યાં સુધી તેનામા ફેરફાર કરવાનું સ્વાતંત્ર્ય આત્માને રહેલું છે આત્મા સર્વથા પરાધીન નથી. ૭

મન જડ છે. જડ જે નિયમોને આધીન છે તે નિયમોને મન પણ છે જડ દ્રવ્યના પ્રત્યેક આકારો કાર્ય કારણના નિયમોને આધીન છે. આથી પ્રત્યેક મનનું પ્રવર્તન તેના પૂર્વગામી કાર્યને–પ્રવર્ત્તનને આધીન છે. ૮

મનુષ્યના અંત કરણમાં કોઈ પ્રકારનો વિકાર કે વાસના ઉદ્‌ભવે છે, ત્યારે ત્યાં એમ સમજવાનું છે કે તે પૂર્વના કારણોના પરિપાક રૂપે છે. જે કારણ સામગ્રીમાંથી તે વિકાર ઉદ્‌ભવવા યોગ્ય છે તેમાંથી તે ઉદ્‌ભવ્યો છે. તે કારણે માનવું જોઈએ કે તેટલા પ્રમાણમાં આત્મા સ્વતંત્ર નથી. ૯

અંત.કરણના વિકારરૂપે ઉપજવાની યોગ્યતા મેળવ્યા પછી તે વિકારો સંબંધે માણસ નિરુપાય છે અને પરત ત્ર છે મન પરતંત્ર છે તે તેના પૂર્વના કારણોને વશવર્તી છે. આથી જાણી શકાય છે કે જેમાથી જે પ્રગટવું જોઈએ તે સ બંધે આપણે છેક નિરુપાય છીએ. ૧૦

મનસ્વતંત્ર નથી પણ આત્મા સ્વતંત્ર છે. મનની કામ ક્રોધાદિરૂપે બદલાતી યા ઉત્પન્ન થતી અવસ્થાઓ સાથે આત્મા રસપૂર્વક ન ભળતા તટસ્થ ભાવે મનની અવસ્થાઓના સાક્ષી રહેવાથી આત્મા બ ધનમાથી મુક્ત થાય છે ૧૧

આ કર્મના બંધનો કાપી નાખનારૂં અમોઘ શસ્ત્ર છે. આનો ઉપયોગ કરનાર ઉચ્ચકોટિનો આત્મા કાર્ય કારણના નિયમોને આધીન પછીથી રહેતો નથી. તે શરીરની તેમજ મનની બધી પ્રવૃતિઓને એક સંચાની ગતિ જેવી ગણી આત્મસ્વરૂપમા નિર તર સમભાવે સ્થિર રહે છે ૧૨

મન ગમે તેમ કરે, ગમે ત્યાં જાય છતા તેનો દ્રષ્ટા આત્મા સદા સમાધાન સહિત રહી શકે છે. આત્મા જાણે છે કે મન જે જે સ્થિતિઓને વશ વર્તે છે તે તેના પૂર્વના કારણોને લીધે હોવાથી આત્મા તેમાં ફેરફાર કરી શકતો નથી પણ પોતે તે અવસ્થામા રસપૂર્વક ન ભળે તો મન આગળ વધી શકતું નથી. આત્માએ તે મનના ઉદયમાં ભળવું કે ન ભળવુ તે તેની માલીકીની વાત છે ૧૩

આત્માનું સ્વતંત્રપણું આ સ્થાને રહેલું છે ગમે તેવા આવેશવાળા પ્રબળ વિકારને આત્મા ધારે તો ટુંકાથીજ કાપી શકે તેમ છે. વિકારના ઉદયકાળે આત્મા તટસ્થપણે રહે તો ઉદય આવેલ કર્મ ત્યાથી જ શિથિલ પડી જઈ કાર્ય કારણની પરંપરા તુટી જાય છે. નવુ કારણ રચાતું ત્યાથીજ બંધ પડે છે. ૧૪

પણ જો શરીર તથા મનની પ્રવૃતિ સાથે અભિમાનને ભેળવવામાં આવે છે, તો તે ભાવનાનો પ્રવાહ લંબાય છે. તેમ થતા આત્મરસનું પોષણ મળે છે અને તેમ કરી કર્મને બળવાન બનાવાય છે. ૧૫

આત્માને જે હિતકારી હોય તે વિચારને વળગી રહેવાનું, દરેક ક્ષણે જે વિકારોનો ઉદય થાય છે તેમા ભેગા ન મળવાનું અને આપણા આત્માનું ભાન ટકાવી રાખવાનું એ આપણા પુરુષાર્થનું પરમ સાધ્ય છે અને લાબા અભ્યાસના અંતે તે પ્રાપ્ત થાય છે. ૧૬

તાત્પર્ય એ છે કે, શરીર કે મનની કોઈ પ્રકારની હલકી સ્થિતિમાં આસક્તિ ન રાખવી. તે અવસ્થાના સાક્ષી થઈ રહેવું. પ્રિય કે અપ્રિય સર્વ ભાવોના ઉદય પ્રત્યે સમાન પણે જોવું. તે ઉદયમાં આવેલા ભાવોમાં રસપૂર્વક ભળવાથી તે તે ભાવોને પોષણ મળે છે એટલે તેને પોષણ મળતું અટકાવવું ૧૭

અભિમાનથી મનનું જીવન નભે છે. આત્માથી અવજ્ઞા પામેલું મન તરતજ મરવા પડે છે. આ પ્રમાણે મનનાં પૂર્ણ કારણો એક પછી એક યથાકાળે ઉદય થઈ પોષણના અભાવે મંદ પડી છેવટે નાશ પામે છે, ત્યારે આત્મા પોતાનું સ્વજીવન અનુભવે છે. ૧૮

કર્મવડે કર્મને તોડવાં અને દ્રષ્ટા તરીકે રહી કર્મના પ્રવાહને લંબાતો અટકાવવો આ બે માર્ગમાં જ્ઞાનીઓ બીજો માર્ગ પસંદ કરે છે. પ્રથમનો ઉપાય શુભ બંધનનો હેતુ છે. બીજો ઉપાય નિર્જરાનું કારણ છે. અશુભ બંધાય તે કરતા પહેલાં માર્ગમાં શુભ બંધાય તેથી તે પરિણામે હિતકારી ગણેલ છે. બાકી બીજો માર્ગજ ખરો ઉપયોગી છે. ૧૯

આત્માના ભળ્યા સિવાય કોઈ વાસના કોઈ વિકારની શ્રેણિલંબાતી નથી આપણને હેરાન કરનાર વિચારો પ્રત્યે ઉદાસીનતા ઉપેક્ષા કરતાં શીખવું જોઈએ આ જ્ઞાન સ્થિર થાય તો જ સમભાવની વૃત્તિ બની રહે છે. ગમે તેવા સંયોગોમા મનની સમાધાનવાળી સ્થિતિ નિભાવતાં ટકાવતાં શીખવું જોઈએ. ૨૦

# પ્રકરણ ૭ મું

—

## પુરુષાર્થ

કર્મના નિયમોને સમજણ પૂર્વક ગતિમાં મૂકવાથી ધારેલું પરિણામ લાવી શકાય છે, વિચાર પ્રમાણે ચારિત્ર-વર્ત્તન ઘડાય છે કોઈ વસ્તુ કે સ્થિતિ મેળવવાની પ્રબળ ઇચ્છા આત્માને તે વસ્તુ કે સ્થિતિ મેળવવાની તક મેળવી આપે છે. ૧

પૂર્વકર્મ એ આપણી ઇચ્છા વડે પૂર્વકાળે ગતિમાં મૂકેલું આપણું બળ છે. તેની સામે તેની ગતિનો વિરોધી પ્રવાહ મૂકવાથી તે બંનેની અથડામણી થઈ વધારે બળવાન પ્રવાહ, ઓછા બળવાન પ્રવાહને પોતાની દિશા તરફ ખેંચે છે. આમ હોવાથી પુરુષાર્થ કરવાવડે એક કર્મને અનુકૂળ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. ૨

પૂર્વકર્મ જો ખરાબ હોય તો તેની વિરુદ્ધગતિ ઉત્પન્ન કરવાનો પુરુષાર્થ કરવો. કર્મની બનાવટ એ નિયમોની બનાવટ છે. એક નિયમ સામે બીજા નિયમને પ્રેરવાથી જેમકે ક્રોધ સામે ક્ષમાને મેલવાથી બંને ગતિઓ બંધ પડી તેનું શુભાશુભ ફળ પ્રગટ થતું અટકી પડે છે. ૩

ઘણા વખત સુધી એકના એક વિષયના ચિંતવવાના પરિણામે જીવે નિવારી ન શકાય તેવું પ્રચંડ બળ તૈયાર કર્યું છે તેના પ્રબળ પ્રવાહને અટકાવવાનુ અત્યારે લગભગ

અશકય જેવું બન્યું હોય છે. કેમકે આત્મા અત્યારે ગમે તેટલો પ્રબળ પુરુષાર્થ કરે તો પણ એકજ વખતે આગળની મજબુત થયેલી રાક્ષસ જેવી વાસનાને તે કાબુમા લાવી શકે એ બનવુ અશકય જેવું છે. ૪

આવા પ્રકારના કર્મને નિકાચિત (ભોગવ્યા સિવાય ન છુટે તેવુ') કર્મ કહે છે આવું કર્મ એકજ વખતના પુરુષાર્થથી કાબુમાં લઈ શકાતું નથી પણ પુરુષાર્થ અને ભોગદ્વારા ધીમે ધીમે તેનો નાશ કરી શકય છે. તેની વિરોધી દિશામા પ્રયત્ન કરવાથી શિથિલ અથવા પુરુષાર્થ સાધ્ય બને છે. પુરુષાર્થ એક જાતનો ભોગજ છે. ૫

પુરુષાર્થ કરીને કર્મનો ક્ષય કરવો એ ભોગવીને ક્ષય કરવા સરખું છે. ભોગવવામાં કષ્ટ અને મહેનત છે. પુરુષાર્થમા તેટલી જ સહનશીલતા ધૈર્ય, ઉદ્યોગ અને ખંતની જરૂર રહે છે. નબળાઈવાળા જીવો ભોગદ્વારા અને વીરપુરૂષો પુરુષાર્થદ્વારા કોઈપણ નિયમને લાગુ પાડીને પૂર્વનું કર્મ ક્ષય કરે છે. ૬

પૂર્વકર્મ કરતાં પુરુષાર્થ હમેશાં પ્રબળ છે કેટલાએક પુરુષો કેટલીક બાબતમા વિવેકી સંયમી હોવા છતાં તેમને પૂર્વભવની વાસના અમુક બાબતમા તદ્દન નિર્બળ બનાવી મૂકે છે. આવા પ્રસંગે પૂર્વ કર્મના સ્વરૂપ તથા બળને સમજનાર ડાહ્યા માણસો તેમના તરફ તિરસ્કારના ભાવથી ન જોતાં ક્ષમાની નજરથી જુવે છે અને તેને એટલી સલાહ

આપે છે કે એ પૂર્વના સંસ્કાર સામે તમારા સામર્થ્યને યોજીને તમારે તેનો પરાભવ કરવો જોઇએ ૭

છતાં તેનો પુરુષાર્થ તરતમાં કામ ન લાગે તો જાણવું જોઇએ કે તેમણે એ વાસનાવાળા સંસ્કારને પૂર્વકાળે એવી પ્રીતિપૂર્વક સેવેલો હોય છે અને તેના હ્રદયમાં તે સંસ્કાર એવા સજ્જડ પેઠેલા હોય છે કે તેમની હાલની સમજણ કે વિવેકની શકતી તે સંસ્કારનો પરાભવ કરવા વિજયી બની શક્તી નથી ૮

તેમના વર્તમાનકાળનો વિવેક એ પવન વેગથી એક દિશામાં ગતિ કરે છે ત્યારે તેમની પૂર્વકાળની વાસનાની વરાળ કે વિજળી તેની વિરોધી દિશામા ઘણી ઝડપથી કામ કરતી હોય છે, તેને લઈને તે જીવના ચાલુ જ્ઞાન કે વિવેક બુદ્ધિનો ઉદય તેમના પ્રબળ સંસ્કારોને દાબી કે રોકી શકતો નથી. ૯

પોતાની આબરૂને સમાજમાં ગમે તેવો ધકકો પહોંચે તેની પણ પરવા ન કરતા પોતાની ફીલોસોફી અને તત્ત્વ-જ્ઞાનની પણ અવગણના કરે છે, અને એ વાસનાના સંબંધે એક બાળક જેટલી ધીરજ કે સંયમ રાખી શકતા નથી. ૧૦

આવા પ્રસંગે આપણે આપણી ઉદારતા અને તેના વર્તનના અંગે ક્ષમાદષ્ટિ ગુમાવવી એ ઠીક નથી. તેના એકાદ નિર્બળ ભાગને દેખી તેના આખા ચારિત્રનું માપ કાઢવું તે યોગ્ય નથી. વિશ્વમા કોઈ જીવમાં સર્વાંગ સપૂ-

ણુતા નથી તે અપૂર્ણ છે, પોતાના વિકાસના માર્ગ ઉપર છે, તેવા નિર્બળ મનુષ્યમાં ચારિત્રની પૂર્ણતાની આશા ક્યાંથી રખાય ? ૧૧

દોષ જોઈ નિરાશ ન થાઓ, હજી તેને સુધરવાનો અવકાશ છે એ દૃષ્ટિ રાખો. સમાન દૃષ્ટિથી પ્રત્યેક પ્રસંગને જુઓ. આપણને બુરાઈની તક મળી નથી ત્યાંસુધી જ પવિત્ર છીએ. તક અને અનુકૂળતા એ દેવને મનુષ્ય અને મનુષ્યને રાક્ષસ બનાવે છે. ૧૨

પ્રાચીન શાસ્ત્રોમાં એવાં ઘણાં દૃષ્ટાંતો મળી આવે છે કે ચૌદ પૂર્વધર જેવા જ્ઞાની પુરુષો પણ કોઇને કોઈ પ્રલોભનને વશ થઈ ઘણા કાળ સુધી ભ્રષ્ટ બન્યા છે અને ઠોકર લાગ્યા પછી ઠેકાણે આવી પોતાની ભૂલ સુધારી લીધી છે. ૧૩

ભૂલને વશ બનેલાનો તિરસ્કાર કરવો તે યોગ્ય નથી, કેમકે ત્યાં તેમનો દોષ નથી, પૂર્વનો પ્રબળ સંસ્કાર તેના વેગની દિશામાં ઝડપથી ગતિ કરતો હોવાથી તેની સામે ટક્કર ઝીલી ઉભા રહેવું એ ગમે તેવા પુરુષાર્થી આત્માઓ માટે અશક્ય અને અસંભવિત છે. ૧૪

બીજી રીતે વિચાર કરતાં કેટલાએક જીવો પૂર્વકર્મના પ્રબળ સંસ્કારના બ્હાના નીચે ગમે તે પ્રકારના સ્વછંદને આધીન થઈ સ્વપરને ઠગે છે, તેના જેવું બીજું કોઈ ઘોર પાપ નથી. પુરુષાર્થને ગોપવી પૂર્વકર્મના સંસ્કારને આગળ ધરે છે. પોતાન દોષનો બોજો ગયા કાળની વાસનાને માથે

મૂકે છે. પણ તેના આ પુરુષાર્થ ગોપવવાના વાંક માટેનો ઘટતો બદલો તેને મળ્યા વિના રહેતો નથી. ૧૫

મનુષ્યોએ મોહનીય કર્મની પ્રકૃતિ સામે સર્વ સામર્થ્યથી લડવું જોઇએ, કદાચ તેમાં પરાભવ પામીએ તો આપણી નિર્બળતા માટે આપણે દોષિત નથી, પણ એ લડાઇમાં પોતાના વીર્યનેગોપવી વાસનાને વશ થવું એ અધમતા તરફ દોરી જનાર છે. ૧૬

કર્મનો પાઠ આટલું તો જરૂર શીખવે છે કે ગમે તેવું પ્રબળ પ્રલોભન હોય છતાં તેની સામે એકવાર વીરતાથી લડવાથી તે ઢીલું બની જાય છે. પહેલી વારની હાર એ અરધી જીત છે, કેમકે તે હાર આગળ પ્રાપ્ત થવાની જીતની સામગ્રી રૂપ છે, આપણી શક્તિની કસોટી જીતમાં નથી પણ પ્રલોભન સામે ટક્કર ઝીલવામાં છે. ૧૭

નીતિની કસોટી પ્રલોભનો સામે પ્રામાણિકપણું જાળવી રાખવામાં છે. પવિત્રતાની કસોટી વાસનાઓના નિમિત્તોની મધ્યમાં ટકી રહેવામાં છે. તક, અનુકૂળતા અને એકાંતમાં પોતાની સાચી દાનત ટકાવી રાખનારજ વીરપુરુષ છે' ખરો યોગી વસ્તીમાં રહીને વનવાસની પવિત્રતા ટકાવી રાખે છે તેજ છે. પરાક્રમની કસોટી રાગદ્વેષાદિ આંતર શત્રુને હણવામાં છે. ૧૮

આ ઉપરથી એ નિર્ણય થયો છે કે જ્યાં ભ્રષ્ટતા દેખાય ત્યાં એકદમ ન્યાય આપી દેવો વ્યાજબી નથી, તેમજ પરાજય ઉપર પરાજય પામનારના બળનો નિર્ણય

બાંધવો એ ડહાપણ નથી. ગમે તેવા અધમ આત્મા પ્રત્યે આપણી ફરજ છે કે તેનું કલ્યાણ ઈચ્છવું, અને તેઓ યોગ્ય માર્ગ ઉપર આવે તેવો બનતો પ્રયત્ન કરવો. ૧૯

આપણા હૃદયમા સહાનુભૂતિ, અનુકંપાવૃત્તિ, વિશ્વપ્રેમ આદિ ઉત્તમ વૃત્તિઓ કેળવવી અને જ્યાં એ વૃત્તિઓને કાર્ય રૂપ થવાના પ્રસંગો આવે ત્યાં તેને કર્તવ્ય રૂપ પરિણમાવવી. કેમકે આત્માની ઉન્નતિ હૃદયની ઉચ્ચવૃત્તિઓના પ્રવર્તાવવામાથી જ સાધી શકાય છે.૨૦

વૃત્તિઓને જ્યા કર્ત્તવ્યાકાર થવાના પ્રસંગો આવે ત્યાં 'સૌ સૌ નાં કર્મ ભોગવી લેશે' એવી નાદાની ભરેલી તત્ત્વ નીતિનું અવલંબન લઈ કર્તવ્ય હીન બનવું તે વ્યાજબી નથી. ૨૧

સેવા, સ્વાર્પણ ત્યાગ અને બંધુતામાંથીજ આત્માની ઉર્ધ્વ ગતિનો માર્ગ ખુલે છે. કુદરત ગમે તે પ્રકાર કામ કરતી હોય છતા આપણો ધર્મ તો પારકાં દુઃખ બને તેટલા ઓછાં કરવામાં જ છે. ૨૨.

## પ્રકરણ ૮ મું.

## વિચાર અને ઈચ્છાના બળનો ઉપયોગ.

મનુષ્ય જેવા વિચારો કરે છે તેવો બને છે. એક જાતના નિત્યના વિચારોથી ચારિત્ર બંધાય છે, ને વિચારોની

ટેવ પડયા પછી અજાણપણે પણ અંતઃકરણમાં તે વિચાર સ્ફુરી આવે છે. આ નિયમ એમ કહે છે કે તમે જેવા વિચાર કરો છો તેવા બનો છો. ૧.

તમારા ચારિત્રમાં સદ્‌ગુણો વધારવા હોય અને દુર્ગુણો કાઢવા હોય તો તેના વિરોધી સદ્‌ગુણનું ચિંતન કરો. અભિમાનને કે લોભને દૂર કરવા માટે નમ્રતા તથા ત્યાગના ગુણના સ્વરૂપની રૂપરેખા તમારાં હૃદયપટ ઉપર કલ્પનાની પીંછી વડે ચિત્રો અને તેના ચિંતનમા લીન થાઓ. ૨

ગુણનું ચિંતન ન કરી શકો તો તે ગુણને ધારણ કરવાવાળા કોઈ મહાન્ પુરૂષનું ચિંતન કરો. તેની નમ્રતા નિરભિમાનતા, સંતોષ સર્વસ્વત્યાગને યાદ કરો. અભિમાન કે લાલચોના પ્રબળ નિમિત્તોની વચમાં દઢતા રાખી અડોલ વૃત્તિએ રહ્યા હોય તેનું ચિત્ર તમારા મનની આગળ માનસિક દષ્ટિવડે ઉભું કરો. તેને જોયા કરો. ૩

થોડા દિવસના અભ્યાસથી તમારા સ્વભાવમાં મોટો ફેરફાર થયેલો તમે જોશો. એ ગુણ તમારામા સારી રીતે પ્રગટ ન થાય ત્યાં સુધી નિરંતર તેનું ધ્યાન કર્યા કરો. વચમા આંતર પડવા ન દો નિયમિતપણુ એ અભ્યાસના ફળનું ઉપયોગી અંગ છે. અને કર્મની સત્તા તોડવાનું અમોઘ શસ્ત્ર છે. ૪

જે ગુણની જરૂર તમને હોય તેનું ચિત્ર હૃદયપટ પર ચિતરી તેનું ચિંતન કરો. જેમ તમારો પ્રેમ તે ગુણ તરફ

વધશે તેમ તમે ગુણવાન બનશો. તેથીજ નિર્ણય થાય છે કે વિચારથી ચારિત્ર ઘડાય છે. ૫

અત્યારના દૂષણો ગયા કાળના વિચારના પરિપાક રૂપ છે. અને વર્તમાન વિચારથી તેમા ફેરફાર થઇ શકે છે. પૂર્વના કર્મબળ સામે તેનાથી વિરોધી પ્રબળ મનોપરિણામને તેના સામે પ્રેરી તેનો વિનાશ કરી શકાય છે. આવા સાદા પણ અમોઘ નિયમમા થોડા મનુષ્યોને વિશ્વાસ છે. ૬.

વિચારમા અદ્ભૂત શક્તિ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય રહેલુ છે આત્મા સત્તાપણે પરમાત્મા જ છે અને તેમાથીજ આ શક્તિ બહાર આવે છે. ૭.

પોતે શું છે, કેવા નિયમને આધીન છે, એ નિયમને કેવી રીતે અમલમાં મૂકવાથી પોતાની ઉન્નતિ સાધી શકાય તેમ છે, એ જાણ્યા પછી તેનો વિકાશ ઘણી ઝડપથી થાય છે. ચારિત્રાવરણનુ બળ તેના ઉપાયો હાથમા લેવામાં નથી આવ્યા ત્યાં સુધી છે ૮.

એક પરમયોગી અને એક વિષયી પામરજીવ એ બન્ને પોતાના વિચારના ભેદથીજ તેવા થાય છે. મનુષ્યો એ શક્તિને જો સમજણ પૂર્વક વાપરતા શીખે તો તેની સત્તામાં રહેલ પરમાત્મ સ્વરૂપ થોડા વખતમા પ્રગટ થાય તેમાં જરાપણ શકા જેવું નથી ૯.

હરેક ઇચ્છા ઇચ્છાના વિષયને મેળવી લે છે. ઇચ્છા અને સકલ્પ બળ એ બન્નેમાં ભેદ એ છે કે ઇચ્છા બહા-

રના પદાર્થમા આસક્ત થાય છે. તેમાં શુભાશુભનો કે યોગ્યાયોગ્યનો વિવેક હોતો નથી, સંકલ્પ બળ એ એકઠા થયેલા અનુભવના બળથી યોગ્ય યોગ્યનો નિર્ણય કરી કલ્યાણના માર્ગ તરફ પ્રવૃત્તિ કરે છે. ૧૦.

એક પ્રબળ ચારિત્રવાન પુરુષ અને બીજા નિર્બળ પામરજીવ વચ્ચે તફાવત એટલોજ છે કે તે આત્મા સહજ પ્રલોભનથી પોતાના નિર્ણિતમાર્ગ ત્યજી દઈ બાહ્ય આકર્ષણથી દોરવાય છે. ત્યારે સબળ આત્મા પોતાનો આંતરિક અનુભવ અને વિવેક જે માર્ગ બતાવે છે ત્યાં આગ્રહપૂર્વક પ્રવૃત્તિ કરે છે. ૧૧

નિર્બળ મનુષ્ય ઉપર ચોક્કસ આધાર રાખી શકાય નહિ. તેમાં વળી જે કામમા પ્રલોભનો અને આકર્ષણો વિશેષ હોય ત્યાં તો તે માણસ નકામો છે, ત્યારે પ્રબળ સંકલ્પવાન મનુષ્ય તેવાં સબળ નિમિત્તોની વચમાં એક સરખો દૃઢ રહે છે. ૧૨

દરેક સારી યા માઠી ઇચ્છા અમુક જાતનાં કર્મ ઉત્પન્ન કરે છે અને તે કર્મના પરિપાક કાળે આત્માને તેજ ફળ મળે છે. આ નિયમ કર્મ બાંધવામા અને કર્મ વિખેરી નાખવામાં સર્વ કરતાં ઉપયોગી સ્થાન રોકે છે. ૧૩

મનુષ્યોને કોઈ પણ પ્રકારની ઇચ્છા કરતા પહેલાં બહુ વિવેક કરવો જરૂરનો છે. તેને ખબર નથી હોતી કે તે પ્રબળ ઇચ્છા દ્વારા કેવા સામર્થ્યને ગતિમાન કરે છે.

તેના વિકાશના વખતમાં તે ઇચ્છા મહાન્ વિઘ્નરૂપ થઇ આડી ઉભી રહે છે. પ્રબળ વાસનાવાળી ઇચ્છા તેનો સંયોગ મેળવી આપ્યા વિના રહેતી નથી. તેની પાસે અસાધારણ પુરૂષાર્થ કરાવી તે ઇચ્છા તેના ઈષ્ટ ભાવનો મેળાપ કરાવે છે. ૧૪

પણ તે પ્રાપ્ત થાય પછી તે આત્માની શું અવસ્થા થાય છે તે જ્ઞાનીની દૃષ્ટિએ જોતાં બહુ ખેદ અને પરિતાપ ઉત્પન્ન કરાવે છે. એ ઇચ્છિત વિષયની પ્રાપ્તિ આત્માના વિકાશમા સહાયક થવાને બદલે ઉલટી વિઘ્ન કરનારી થાય છે પછી તો તે મનુષ્ય ભોગનો એક કીડોજ બની રહે છે ૧૫.

યશની, કીર્તિની ખ્યાતિની લાલસા પણ મનુષ્યને પામર બનાવી મૂકે છે. ઘણા મનુષ્યો તેના ગુણ બોલે, લોકોમાં વાહવાહ કહેવાય અને સર્વનું ધ્યાન તેના તરફ ખેંચાય એવી એવી ઇચ્છાઓ કરે છે, પણ તેમને એમ ખબર નથી હોતી કે મનુષ્યોના તેવા અભિપ્રાયનો બોજો ઉપાડવાનું કામ દુષ્કર છે. ૧૬

યશની લાલસા માટે, મનુષ્યોના અભિપ્રાયને માન આપી પોતાની સ્વતંત્રતા દબાવી દેવી પડે છે વેચવી પડે છે. પોતાની ઈચ્છા વિરૂદ્ધ પોતાનો સાચો અભિપ્રાય દબાવી રાખી લોકોનો યશ ખરીદવા માટે પોતાનું પ્રિય ધન વાપરવુ પડે છે. કીર્તિરૂપી ભયંકર પિશાચને સાચવવા માટે પગલે પગલે નુકશાનમાં ઉતરવું પડે છે. પોતાની મોટાઇનો ઘંટ નિરંતર

ગળામાં ઉપાડવો પડે છે. આમ ઇચ્છાનાં ફળો ભોગવ્યા સિવાય તેનો છુટકો થતો નથી. ૧૭

ખરી કીર્તિ તો મનુષ્યોના સદાચરણનો પડછાયો છે, તેનાં સત્કર્મોની પાછળ તે પોતાની મેળેજ આવે છે. આ સત્કર્મો કાંઈ કીર્તિ ખાટવા માટે કરવાના નથી, તેવી ઇચ્છા કરવી તે પોતાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવા જેવું છે. ઉત્તમ કાર્યો કરવાની ભલે ઇચ્છા કરો, પણ તે કીર્તિ મેળવવા માટે નહિ. પણ કેવળ આત્મ વિકાશ માટે સત્કર્મો કરો. ૧૮.

કીર્તિએ લાખો જીહ્વાવાળી શાકિની છે, તેની થોડી જીભો તમારા ગુણ ગાતી હોય છે ત્યારે બીજી થોડી જીભો નિંદાનુ કાર્ય કરતી હોય છે. તમે કેટલાનું મન સાચવશો, દરેકનો સરખો અભિપ્રાય થાય તેટલા ખાતર તમારી સ્વતંત્રતા ગુમાવવી તે ઠીક નથી. વિવેક વિનાની ઈચ્છા નુકશાનકારક છે. તમારી પ્રવૃત્તિ અધોગતિના માર્ગે લઇ જવાની હોવાને બદલે આત્માના અનંતગુણો પ્રાપ્ત કરવાના માર્ગવાળી હોવી જોઇએ. ૧૯

આગળ વધવા ઇચ્છતા મનુષ્યે સારી ઈચ્છાઓ ત્યાગવાની નથી, મનુષ્ય ઇચ્છાના બળથી આગળ ધકેલાય છે. એક ઇચ્છાના વિષયની પ્રાપ્તિ થતા બીજી ઇચ્છાથી પ્રેરાઇ આગળને આગળ ગતિ કરતો રહે છે. આત્મા આગળ પ્રવૃત્તિ શોધતો અટકી પડે તો ત્યાંથી તેનો વિનાશ આરંભાય છે. કેમકે પ્રવૃત્તિનો મૂળ હેતુ આત્માની પૂર્ણતા પ્રગટ કરવાનો છે. પૂર્ણતા પ્રાપ્ત કર્યા પહેલાં ઇચ્છાને ગુમાવવી

તે પ્રગતિને અટકાવવા તુલ્ય છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે તમે જે કાંઈ ઇચ્છા કરો તે પહેલાં તમારે બહુ વિવેક કરવાનો છે. ૨૦

ઇચ્છાના પ્રબળ શસ્ત્રનો ઉપયોગ પોતાનો ઘાત કરવા માટે નહિ પણ રક્ષણ કરવામાં કરવો ઉચિત છે. ઇચ્છાથી ઉત્પન્ન કરેલા શુભાશુભ કર્મનો અનુભવ કર્યા વિના જીવથી છુટાતું નથી. વિષયનો લોલુપી આત્મા વસંતની મધમાખીની માફક એક પુષ્પથી બીજા અને બીજાથી ત્રીજા પુષ્પનો રસ ચુસવા માટે ભમ્યાજ કરે છે. તેને ખબર નથી કે રસનો સમુદ્ર તો પોતેજ છે, અને આ પુષ્પ તો થોડા વખત પછી કરમાઇ જવા માટે નિર્માયેલ છે. માટે આત્મા વિવેકવાળી બુદ્ધિનો જો બરાબર ઉપયોગ કરે તો જીવનનો અંતિમ મર્મ અને રહસ્ય સમજી શકે તેમ છે. ૨૧

## પ્રકરણ ૯ મું.

## પવિત્રતા.

પવિત્રતા સિવાય કોઈ પણ રીતે ખરો આત્મવિકાશ થઇ શકતો નથી. આત્મા મન વચન શરીરના વિકારોને વશ ન થઇ રહે પણ મન વચન શરીર આત્માને આધીન રહી વર્તી શકે તેનું નામ પવિત્રતા છે. આત્માના માર્ગમાં આગળ

વધવા ઇચ્છતા જીવોને માટે આ પવિત્રતા એ મુખ્ય સાધન છે. ૧

સામાન્ય મનુષ્યોનું જીવન ઘણે ભાગે ઇન્દ્રિયોને આધીન હોય છે, તેઓ ઈન્દ્રિયોમાં રમ્યા કરે છે, તેઓ જ્યાં જશે ત્યાં ત્યાં ઇન્દ્રિયોના વિષયો તરફ જ તેમનું ધ્યાન ખેંચાતું હોય છે, વિકારો અને હલકી ઇચ્છાઓના ગુલામ બની રહે છે. તે તે વિષયો મેળવવા માટે ઘણી મુશ્કેલીઓમાં ઉતરે છે, પરિણામે ઇષ્ટાનિષ્ટ વિષયોની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં વિવિધ દુઃખનો અનુભવ કરતાં અનેક ભવના અનુભવોને સાથે લઇ તેઓ આગળ વધે છે. ૨

અનેક સારા ખોટા અનુભવોના અંતે તેમના મનનો વિકાશ થાય છે, એટલે હવે તેઓ મનમાં રમ્યા કરે છે. ઇન્દ્રિઓના સુખ કરતાં મનનાં સુખ હવે તેમને સારાં લાગે છે. તે મનના વિશેષ અનુભવોના અંતે જીવોને આત્માનું સુખ સારૂં લાગે છે અને મનની કંટાળા ભરેલી વિકલ્પ જાળમાંથી ઉદાસીન બને છે. ૩

આ આત્માનું સુખ મેળવવાના પ્રસંગમાં પૂર્વના ઇન્દ્રિયો તથા મનના લાંબા વખતના પરિચયના પરિણામે તેઓએ જે હલકા સંસ્કારોનો સંગ્રહ કર્યો હોય છે તેની સાથે તેઓને યુદ્ધમાં ઉતરવું પડે છે. પ્રબળ ઇચ્છાશક્તિના બળ વડે છેવટે આ વાસનાઓનો પરાજય અને આત્માનો વિજય થાય છે. ૪

આ યુદ્ધના પ્રસંગે એ જુના સંસ્કારોવાળી વાસના

તથા કામનાઓનું કેટલું બધું બળ સત્તામાં જમા થયેલું છે તેનો ખ્યાલ આવે છે. મનની વૃત્તિઓની શક્તિ કેટલી પ્રબળ છે તે તે વખતે જાણવામાં આવે છે. જે વિકારો નાશ પામ્યા છે એમ માનતો હતો તે હવે ઉંઘતા પડયા હતા પણ નાશ પામ્યા નથી એમ સમજાય છે. જે લાગણીઓના આવેશો પોતાને આધીન થયા છે એમ જાણતો હતો તે સહજ નિમિત્ત મળતાં કેવા પ્રબળ જોરમાં અચાનક પ્રગટી નીકળે છે તે હવે સમજાય છે. આ વૃત્તિઓનો નાશ ઘણા લાંબા વખતે થાય છે. મન તથા ઇન્દ્રિયોની ગુલામગિરિમાંથી છુટવું તે સામાન્ય વાત નથી. ૫

ઇન્દ્રિયો તથા મનને લાંબા વખતથી અમુક પ્રકારની વિરૂદ્ધ ગતિ મળેલી છે, તેનો વેગ બદલાવવામા નવો વેગ આપવો પડે છે, તે વખતે ઘણું બળ વાપરવું પડે છે. ટેવાયેલા મન તથા ઇન્દ્રિયો આપણી ઇચ્છા ન હોવા છતાં ઇચ્છા વિરૂદ્ધ વર્તન કરી લે છે. ક્રોધાદિને અટકાવવાનો પ્રયત્ન કરવા છતાં તેવા વિષમ પ્રસંગમા તેવાં નિમિત્તો મળતાં જોર ઉપર આવી જઇ આપણી ઇચ્છા વિરૂદ્ધ પ્રગટી નીકળે છે. ૬

આવા હલકા સ્વભાવની શુદ્ધિ કરવામાં ઉત્સાહ સાથે વિવેકપૂર્વક કામ કરવાની જરૂર છે આ બધી વિપરીત ગતિને સુધારવાનો ઉપાય એ છે કે સારા વિચારોને મનમાં એટલા બધા ભરવા કે અશુભ વિચારોને મનમાં રહેવાને સ્થાન જ ન મળે. ૭

ઇન્દ્રિયોના વિકારોનું મૂળ મનમાં છે. મનને જ જો કોઈપણ શુભ વિચાર, પવિત્ર જાપ કે કોઇપણ સદ્ગુણના આધારે પરિણમાવી દેવામાં આવે અને તે અભ્યાસ નિરંતર ઉત્સાહપૂર્વક લાંબા કાળ સુધી કરવામા આવે તો આ સર્વ અપવિત્રતા કે અશુદ્ધિને પવિત્રતાના રૂપમાં બદલાવી શકાય તેમ છે. ૮

આમ શુભ વિચારો મનમાં ખુબ ભરવામાં આવે તો પછી અશુભ વિચારોનો નવો ઉમેરો થતો અટકે છે, નવું પોષણ તેને મળતું નથી અને પૂર્વના સંસ્કારો નાશ પામે છે કે શુભમાં પરાવર્તન પામી-બદલાઇ જાય છે. ૯

અહીં વિશેષ સાવચેતી એ રાખવાની છે કે આ બાબતમાં હલકી સોબત અને વિપરીત સંયોગોથી જીવે બહુ જ દૂર રહેવું જોઇએ. એક માણસ કામવાસનાના દુર્ગણ ઉપર વિજય મેળવવા પ્રયત્ન કરે છે, તે જાણે છે કે હવે તેવા વિચારો ઉઠતા નથી એટલે વાસના મરી ગઇ-નાશ પામી હશે, પણ તેવા એકાંત વાસમાં તેવા વિપરીત સંયોગોમાં રહેવામા આવતાં તે વાસનાની વૃત્તિઓ જાગૃત થઇ આવે છે, મન ઉપર સંયમ રહેતો નથી ૧૦

આ વખતે તેને એમજ લાગે છે કે આ શો ગજબ! આંજ સુધીની મહેનત ઉપર પાણી ફરી વળ્યું ! મને જરા પણ ફાયદો થયો નથી. વાત પણ ખરી છે કે અગ્નિનો એક તણખો પણ જ્યાં સુધી અગ્નિના દાહક ગુણને ધરાવતો પડયો હોય છે, ત્યા સુધી તેમાથી ગામના ગામોનો નાશ કરવો

હોય તો કરી શકાય છે તેમ એકાદ દુર્ગુણનું બીજ સત્તામાં પડયું હોય છે ત્યા સુધી તેનો જરા પણ વિશ્વાસ કરવો તે યોગ્ય નથી. ૧૧

માટે જ્યાં સુધી પોતાની વાસનાને ગમે તે પ્રસંગે નાશ કરી શકે, રૂપાંતરમાં પલટાવી શકે. તેટલી પ્રબળતા પોતામા પ્રગટ ન થઈ હોય ત્યાં સુધી જેમ બને તેમ તેવા વિષયોથી–વિષયના પોષક અને ઉત્તેજક દ્રવ્યોથી દૂર રહેવું જોઇએ તેમાં જ લાભ રહેલો છે. ૧૨

જેઓ વિષય વાસનાને હઠાવવા માંગતા હોય તેમણે કામને ઉત્તેજીત કરનાર નવલકથાઓ, વાર્તાઓ, વિષયરસને પોષનારા નાટકો; અને વિષયોને જાગૃત કરે તેવા મનુષ્યોના સહવાસથી દૂર રહેવું જોઈએ. માદક ખોરાક ઓછો કરવો, તેવાં સ્ત્રી પુરુષોના સહવાસવાળા સ્થાનમા કે તેની નજીક ન રહેવું, તેવી જાતના વાર્તાલાપ ન કરવા, તેવા દૃશ્યો નજરે ન નિહાળવાં, પૂર્વના વિષયના અનુભવને સ્મરણમાં ન લાવવા, અને વિષયોને ઉત્તેજક પદાર્થોનો ભોગ કે ઉપભોગ ત્યાગવો જોઈએ. ૧૩

મનુષ્યોની મનોવૃત્તિઓ બધો વખત એક સરખી રહેતી નથી, જ્યારે નીચ વૃત્તિઓનું જોર ઓછું હોય છે ત્યારે ઉચ્ચ વૃત્તિઓ ઉત્પન્ન કરવાનું કામ સ્હેલું થાય છે, તે પ્રસંગ પલટાઇ જતાં અને નીચ વૃત્તિઓની પ્રબળતાનો ઉદય થતાં તેવા પ્રસંગે તે વૃત્તિઓને પોષક તત્ત્વવાળા

દેખાવો કે સમાગમો થતાં મનુષ્યો પોતાના મનનું સમતોલન-પણું–સ્વાધીનપણું ખોઇ બેસે છે. ૧૪

આવા પ્રસંગે ઇષ્ટ દેવનું સ્મરણ કરવાથી પવિત્ર ગુરુઓને યાદ લાવવાથી, તેમના મનોબળનું પ્રબળ અને પવિત્ર ચિત્ર હૃદય આગળ ખડું કરવાથી કે તે સ્થાનનો ત્યાગ કરી કોઈ સત્પુરૂષોના સમાગમમા જઈ પહોંચવાથી તે ભાવનાનો પ્રવાહ બદલાવા માડે છે. હલકી વૃત્તિઓનું બળ ઓછું થાય છે અને મનની નિર્મળતાને પોષણ મળવા લાગે છે. ૧૫

જો વાસના ઉપર કાબુ મેળવવો હોય તો અપવિત્ર વિચાર કે તેવો સહવાસ ઉત્પન્ન કરવાં કે મેળવવામાં કેટલું બધું જોખમ રહેલું છે તેનો ખુબ વિચાર કરવો. જ્યારે જ્યારે આવી હલકી લાગણીઓ ઉઠવા માંડે કે તરત જ મનને તે વિચારની વિરોધી જુદી દિશામાં વાળી દેવું અને તેનાથી જુદીજ જાતના વિચારો કરવાનું શરૂ કરવું. આવા પ્રસંગે આના જેવો બીજો કોઈ સલામતિ ભરેલો માર્ગ નથી. ૧૬

જ્યાં પવિત્રતા છે ત્યાંજ આત્મિકબળ પ્રગટે છે જે મનુષ્ય શરીરથી મનથી કે નીતિથી જેટલો નબળો છે તેટલા પ્રમાણમાં જ હલકો સ્વભાવ તેના ઉપર સત્તા ભોગવે છે. ૧૭

પવિત્રતા એ આત્મિક બળનો, અમરતાનો, પ્રકાશનો,

શાંતિનો અને અનંત શક્તિનો માર્ગ છે, જ્યાં જેટલા પ્રમાણમાં પવિત્રતા રહેલી છે ત્યાં તેટલા પ્રમાણમાં પ્રભુતા પણ રહેલી હોય છે. મનુષ્યો ! પવિત્ર બનો. પવિત્ર બનો ! પવિત્ર ન બનો તો દુઃખો સહન કરવાને તૈયાર રહો. ૧૮

## પ્રકરણ ૧૦ મું.

### ત્યાગ

મનુષ્યો જેટલા પ્રમાણમાં ઇન્દ્રિયોને શાંત કરે છે અને મનને પવિત્ર તથા સ્થિર કરે છે તેટલા પ્રમાણમાં તે શુદ્ધ આત્માનો અનુભવ કરી શકે છે. ૧

શુભાશુભ કર્મ કરવાથી તેની સત્તામાંથી જીવ અમુક શરીરના આકારો ધારણ કરે છે, તેમાં જીવન પ્રગટ થાય છે. અને તે શરીરોનો નાશ થવાથી નવાં નવાં શરીરો ગ્રહણ કરીને અનેક અનુભવો સાથે જીવન વિકાસ પામતું જાય છે. ૨

જીવ પ્રકૃતિમા–પુદ્‌ગલમાં પ્રગટ થાય છે, પોતાની આસપાસના પુદ્‌ગલોને ખેંચે છે, તેના આકાર-શરીર રચે છે. જીવનનાં કર્તવ્યો બજાવતાં તે શરીર ઘસાય છે, તેનાં તેના પરમાણુ વિખરાઈ જાય છે, તેનું સ્થાન નવાં પરમાણું ગ્રહણ કરીને જીવ વારંવાર પુરે છે. ૩

આકાર ઘસાય છે. નવા પરમાણું તેમાં દાખલ થાય

છે. આમ વારંવાર પુદ્ગલો ગ્રહણ કરીને નવું શરીર રચવામાં અને તેને તાજું રાખવામાં પરમાણુઓનો ઉપયોગ કરીને જીવન આગળ વધે છે. ૪

નવાં પરમાણુ લીધા સિવાય આકાર લાંબો વખત ટકી શકે નહિ, પ્રવૃત્તિના માર્ગ ઉપર રહેવું, પરિણમાવવુ અને પોતાનું બનાવવું એ પોતાનો વિકાશ મનાય છે. ૫

નિવૃત્તિના માર્ગ તરફ વધતાં તેનાથી ઉલટો અનુભવ થાય છે કે, જીવન છે તે લેવાથી નહિં પણ તેનો ભોગ આપવાથી ટકી શકે છે. પરસ્પર આપ લે કરવાથી અને પરસ્પરના આધારનો નિયમ સ્વીકારવાથી સર્વ જીવો હયાતિ ભોગવે છે—અસ્તિત્વ ધરાવે છે. ૬

આ આકારવાળી દેહધારી દુનિયામાં આપણે એકલા રહી શકતા નથી બીજાં પુદ્ગલ પરમાણુ ગ્રહણ કરીને—વનસ્પતિ આદિ શરીરોનો ઉપભોગ કરીને દેવું કર્યા સિવાય આપણે આપણુ શરીર ટકાવી શકતા નથી. આ દેવું આપણે ગ્રહણ કરેલી કોઇ પણ વસ્તુનો ભોગ, બીજા જીવોની હયાતિ માટે બચાવી કે ટકાવી રાખવા માટે આપીને વાળવાનું રહે છે.૭

આ ત્યાગ કર્યા સિવાય—ભોગ આપ્યા સિવાય મનુષ્ય આ સાકાર—દેહધારી વિશ્વમા રહી શકે નહિ. આ સર્વ વિકાશનું મૂળ ત્યાગમાં છે, આ ત્યાગના પરિણામે સર્વ શુભ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. ૮

જ્ઞાનનો અભ્યાસ કરી—ગુરુ પાસેથી જ્ઞાન લઇ તેનો

પણ આપણે ત્યાગ કરી શકીએ છીએ-બીજાને તેનો લાભ આપી શકીએ છીએ અને તેવી રીતે ત્યાગ કરીને આપણે આગળ વધી શકીએ છીએ. ૯

બીજાને મદદ કરવા–આગળ વધારવા જે જે કામો કરવામાં આવે છે, જે જે ત્યાગ કરવામાં આવે છે, તે તે કાર્યો સિવાય બધા કામોથી જીવો બંધાય છે. કર્મનાં ફળોની ઇચ્છા મનુષ્યને કર્મના બંધથી બાધે છે. આવાં બંધનોથી મુક્ત રહેવું હોય તો કાર્યના ફળનો ભોગ આપતા શીખવું જોઇએ. ૧૦

સત્કાર્યના ફળનો ઉપયોગ બીજાને મદદ માટે કરો. તે મદદના ફળના બદલાની આશા રાખ્યા સિવાય પરમાર્થ અર્થે તમે કાર્ય કરો. કર્મના ફળનો ભોગ આપવામા આવે છે ત્યારે નવીન કર્મ બંધનો બંધાતા નથી અને આત્માની આવી નિર્લેપ–અબંધક પ્રવૃત્તિથી પૂર્વનાં કર્મ નિર્જરી–નાશ પામી જાય છે અને તેમ થતા આત્મા પોતાના સત્ય સ્વરૂપે પ્રકાશતો જાય છે. ૧૧

નવીન બંધનવાળી લાગણીવાળા પ્રવૃત્તિ માર્ગનો જ્યાં અંત આવે છે અને પોતાના આત્મા તરફ પાછું વળવાનું થાય છે, ત્યાંથી નિવૃત્તિના માર્ગનો આરંભ થાય છે. ૧૨

આ નિવૃત્તિના માર્ગે ચાલતા શરૂઆતમા સર્વ વસ્તુ-ઓનો અને તેના ઉપરની આસક્તિનો ત્યાગ કરવો પડે છે, તે વખતે જીવને બહુ દુઃખ થાય છે, કેમકે નિવૃત્તિના માર્ગની

શાંતિનો આસ્વાદ હજી તેને મળ્યો નથી અને પ્રવૃત્તિનો ત્યાગ કરવો પડે છે. આ આધાર વગરના માર્ગ પર ચાલવા જેવું મુશ્કેલી ભરેલું લાગે છે. ૧૩

છતાં હે આત્મદેવ! આવે વખતે તું ગભરાઇશ નહિ. શાશ્વત તત્ત્વ સાથે સંબંધ કરવા માટે અને તેને પ્રગટ કરવા માટે તારે ક્ષણિક વસ્તુઓનો ભોગ આપવોજ જોઈએ. તે ક્ષણિક વસ્તુ સાથેનો સંબંધ છોડવોજ જોઇએ. આ સ્થિતિમાંથી પસાર થયા વિના કોઈ પેલી પાર પહોંચી શકે નહિ, પેલીપાર પહોંચ્યા પછી તેને તે જીંદગી આનંદમય લાગે છે. ૧૪

જેઓ પોતાની વ્યવહારૂ જીંદગીને ચાહે છે તેઓ આત્મિક જીંદગી ખોવે છે અને જેઓ આ વ્યવહારૂ જીંદગી ત્યાગે છે તેઓ આત્માના અનંત જીવનમાં જીંદગીનું સ્થાન પામે છે. ૧૫

જ્યાં સુધી આ હલકા તત્ત્વો સાથેનો સંબંધ છુટે નહિ ત્યાં સુધી ઉચ્ચ જીવનનો અનુભવ કદી થઇ શકે જ નહિં. આપ્રકૃત્તિ જન્ય જડ પૌદ્‌ગલિક જીવન અને આત્મિક જીવન વચ્ચે બીજો કોઇ માર્ગ નથી, તેની વચ્ચે પડેલો આ માયાનો અખાત ઓળંગવોજ જોઇએ. અહીં તેને પોતાને પોતાના એકલા પરજ આધાર રાખવો પડે છે. માયાવી આકારોવાળા બધા આધારો છોડી દેવા પડે છે. આ વખતે બધું શૂન્ય અને નિરાધાર જેવું લાગે છે. ત્યાં શાંત જીવનવાળી ખાલી જગ્યા સિવાય બીજું કાંઇ જોવામાં આવતું નથી, ત્યારેજ આ જીવનની શૂન્યતામાથી શાશ્વત પ્રભુ પ્રગટે છે. ૧૬

જેણે જેણે આ વિનશ્વર વિશ્વના જડ પ્રકૃતિવાળા દાદર ઉપરથી આગળ કુદવાની હિંમત કરી છે તેઓજ પરમ શાંત, અનંત અને અવિચળ સ્થાન પર આવીને સ્થિરતા કરી રહેલા છે. ૧૭

જેઓ ભૂતકાળમાં આત્મિક જીવનની આવી સ્થિતિએ પહોંચ્યા હતા તેમને બધાને આવોજ અનુભવ થયો હતો. દેહાદિ આકારને લગતી તમામ હલકી વાસનાઓ-ભાવનાઓનો ત્યાગ કર્યા સિવાય સર્વની આહૂતિ આપ્યા વિના કદી પણ આત્મજ્યોતિ પ્રગટ થવાનીજ નથી' ૧૮

હલકા સ્વભાવને આપણે બાળી નાખવોજ જોઇએ. આપણા પોતા સિવાય આ કામ કોઇ બીજા પાસે કરાવાયજ નહિ, એ તો જાતેજ જ્ઞાનાગ્નિ સળગાવવી અને તેમાં જાતેજ હોમાવું જોઇએ. ૧૯

આ જડ વસ્તુની આસક્તિવાળી જીંદગી વાસનામય જીવને છોડી ધો, સર્વસ્વનો ત્યાગ કરો, તમોને સમજાય ત્યાં સુધીની કોઇ પણ ચીજ બાકી રાખશોજ નહિ. આત્મા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખજો. તે તમને દગો દેશેજ નહિં. આ સર્વસ્વના ત્યાગે અનંત જીવોને અનંત જીવનમાં મેળવી દીધા છે. ૨૦

જીવન લેવામાં નથી પણ આપવામાં છે માલીકી મેળવવામાં નથી પણ પોતાની પાસે જે કાંઈ હોય તે આપી દેવામાંજ પૂર્ણ જીવન રહેલું છે. શ્રદ્ધા રાખો. દિવ્ય જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરવાનો સર્વસ્વ ત્યાગ એ એકજ માર્ગ છે. ૨૧

શરીરો મર્યાદિત છે. આત્મા મર્યાદિત છે. માટેજ શરીરો ગ્રહણ કરીને જીવે છે અને આત્મા આપીને–ત્યાગ કરીને જીવે છે. જેટલાં પ્રમાણમાં માયાવી આકૃતિઓની આસક્તિમાંથી આપણે ખાલી થઇએ છીએ તેટલા પ્રમાણમાં દિવ્ય પૂર્ણતા આપણી અંદર પ્રગટે છે. ૨૨

નિવૃત્તિ માર્ગનું મુખ્ય લક્ષણ ત્યાગ છે અને ગ્રહણ કરવુ તે આ જડ પ્રકૃતિના બનેલા શરીરમાં વારંવાર આ-વવાનું લક્ષણ છે. આપો. આપવાથીજ જીવી શકાશે. નિવૃતિના માર્ગમાં ત્યાગ એજ સહાયક ભોમિયો થઇને આત્માને આગળ દોરે છે. ૨૩

જ્યાં સુધી આ શરીરની સાથે એકતા–અભેદતા માનીને જીવ તેને વળગી રહે છે ત્યાં સુધી ત્યાગ કરવામાં જીવને ભય અને ઉદ્વેગ થાય છે, ત્યાગ દુઃખરૂપ લાગે છે પણ જ્યારે વિવિધ આકારોમાં રહેલા આત્માને જોવાનો અનુભવવાનો આ જીવ પ્રયત્ન કરે છે ત્યારે ત્યાગ એજ આનંદરૂપે અનુભવાય છે, ત્યાગમાંજ આનંદની ઝડી વરસે છે. ૨૪

આધ્યાત્મિક જીવનનો એક ક્ષણવાર પણ ઝાંખો પ્રકાશ આ જીવના અનુભવવામાં આવે તો આ વારંવાર પટલાતી દુનિયાનું ખરૂં રહસ્ય સમજવામાં આવે અને જગત જેને કિંમતિ વસ્તુ ગણે છે તે સર્વની અસારતા જણાયા વિના ન રહે. ૨૫

જે મનુષ્ય આકારમાં જીવે છે તે દર ક્ષણે મરણ પામી રહ્યો છે, કેમકે આકાર દર ક્ષણે બદલાયા કરે છે, માટેજ તે મરણાધીન છે. જે આત્મામા જીવે છે તે અમર થાય છે, કેમકે તેજ ખરૂં જીવન છે. ૨૬

આ જીવન જીવવા માટે હલકા સ્વભાવવાળી લાગણી-ઓની ઉપેક્ષા કરો, તેને સાંભળવાની પણ ના પાડો, અને જ્યા સુધી આત્મિક જીવન જીવતા આવડે ત્યાં સુધી દર પળે આ પ્રમાણે જીવન ગાળવાનો નિશ્ચય કરો. આત્મિક જીવન સદા પ્રગટ થતું રહે તે માટે હલકા–માયિક તત્ત્વનો ભોગ આપો. આજ મુમુક્ષુઓનું જીવન છે. ૨૭

સ્વાર્થને સર્વદા ભૂલી જાઓ. સ્વાર્થ ત્યાગ એ તમારૂં સ્વાભાવિક જીવન થઇ રહે તેને માટે નાનામાં નાના સ્વાર્થ ત્યાગથી શરૂઆત કરી સર્વસ્વ ત્યાગની છેલ્લી ટોચે પહોંચો. ૨૮

એક હાથમાં સંકલ્પ બળરૂપ હથોડો લ્યો અને બીજા હાથમા વિચાર રૂપી ટાંકણું પકડી જીવનના કારીગર બનો. ૨૯

પત્થરમાં રહેલી મૂર્ત્તિને કારીગર પોતાના હથોડા અને ટાંકણા વતી જે આડે વિઘ્નરૂપ છે તેને બહાર ફેંકી દઈ મૂર્તિને બહાર લાવે છે તેમ જ્યાં સુધી તમારી અંદર રહેલ પ્રભુ ન દેખાય ત્યાં સુધી તેને આવરણ કરનારી શરીર તથા મનની લાગણીઓ રૂપ ધુડને બહાર કાઢી નાખો. તેમ કરવાથી આ મનુષ્ય જીવનમાંથી દિવ્ય પ્રભુ તેના સુંદર સ્વરૂપમાં પ્રગટ થશે. ૩૦

# પ્રકરણ ૧૧ મું.

## દિશા બદલાવો.

બંધનથી મુક્ત થવામાં જ્ઞાનની જરૂર છે. ગમે તે રીતે પણ તમે બંધાયા છો, એ બંધનના કારણો જાણો અને પછી બંધન તોડવાનાં સાધનો તૈયાર કરી તેની પાછળ સંપૂર્ણ બળથી પ્રયત્ન કરો. ૧

જીવને ધનાદિમાં સંતોષ હજી થતો નથી તેનું કારણ એ છે કે તે, જેનો સંગ્રહ કરવા ઇચ્છે છે તે વસ્તુના સ્વભાવમાજ અપૂર્ણતા રહેલી છે. જેમાં પૂર્ણતા રહેલી છે તેવા આત્મપ્રકાશને પ્રગટાવવાથીજ સંતોષ કે શાંતિ મળશે. ૨

જીવની અત્યાર સુધીની જીંદગી જડ પ્રકૃતિને અનુસારે હતી, તેને હવે આત્માને અનુસરતી બનાવો. જીવે અત્યાર સુધી આ ભૌતિક માયાને મુખ્યસ્થાન પોતાના હૃદયમાં આપ્યું છે, હવેથી આત્માને મુખ્ય સ્થાન આપો. તમારી કાર્યની દિશા બદલાવો અને તેના સહાયકોને પણ બદલો. ૩

માયાને માટે તમે માયાનીજ કિંમત આપી છે, હવે આત્માને માટે આત્માપરાયણતાવાળા શુદ્ધ ઉપયોગની કિં-મત આપો. તમારા જીવનના રોમે રોમમાં અને ક્ષણે ક્ષણમાં શુદ્ધ ઉપયોગને સ્થાન આપો. ૪

આ માયાવી જગત અને આત્માના શુદ્ધ સ્વરૂપ વચ્ચે જમીન અને આસ્માન જેટલું અંતર છે. પ્રકાશ

અને અંધારા જેટલો તફાવત છે. નાની છોકરીઓ ધુડનાં કેલી ગૃહો અને ઢીંગલા ઢીંગલીઓની રમત રમે છે તેના જેટલી આ વિશ્વની માયાની કિંમત છે, તમારી સંગ્રહિત વસ્તુઓની તેનાથી વધારે કિમંત હોઈ શકેજ નહિ. ૫

તમારુ દૃષ્ટિકોણુ બદલાવો, તેથી આ વિશ્વ તમને અત્યારે ભાસે છે તેના કરતાં કાંઈક જુદુંજ લાગવા માંડશે. આત્માજ તમારી ખરી ભૂખ ભાંગશે- સાચી શાંતિ આપશે. ઇન્દ્રિયોના વિષયો તમને સંતોષ નહિ આપે. અંતે વિરસ થઈ જશે, તેથી ઉત્પન્ન થયેલાં સુખ દુઃખના રૂપમા બદલાઈ જશે. તેનો આનંદ શોકના રૂપમાં ફેરવાઈ જશે. ૬

વિષયોમાં આસક્તિ કરવાથી હેરાન થતાં, દુઃખી થતા, વગોવાતા, કંગાલતાને ભોગવતા, નિરાશ થતા લોકોને જોઈને તેમાથી કાંઈ ધડો લ્યો તો સારૂં, તમારો માર્ગ બદલાવો તો ઠીક, નહિતર જાતે ઠોકર ખાઇને તે પાઠ શીખવો પડશે. ૭

જુઓ વિષયોની ક્ષણિક રમણિકતા, તેના ઉપભોગની પાછળ થતો દુ.ખનો અનુભવ, અને તેમાંથી અન્યરૂપે પ્રગટ થતી સુખની લાલસાઓ ઓ અનંત શક્તિવાન્ આત્મા ! હવે તારા પોતાના સ્વરૂપ તરફ પાછો ફર. પ્રવૃત્તિના માર્ગથી નિંવૃત્તિના ઘર તરફ જા. જો તો ખરો. ત્યાંજ શાંતી, આનંદ પ્રેમ, જ્ઞાન અને અનંત જીવનના ભંડારો ભર્યા છે. ૮

આમ છતાં તું શા માટે બહાર ભટકે છે? વાત ખરી છે કે દુઃખ વિના સુખ ન હોય. દુઃખ વિના અનુભવ ન થાય. દુઃખ વિના સાચે માર્ગે ચડવાનું ન મળે, દુઃખને અંતે મળેલું સુખ વધારે રસમય લાગે છે. અનુભવથી–જાત મહેનતથી મળેલો માર્ગ બહુજ કિંમતિ જણાય છે. દુઃખ વિના સુખની કિંમત ન સમજાય, તાપ વિના શીતળતાની કિંમત ન અંકાય. ૯

આત્મદેવ! જો બહારના વિષયના માયિક સાધનોથી કંટાળ્યો હોય તો અંતરના સાધનો તરફ પાછો ફર. જે વખતે આ માયિક વસ્તુઓ તને આનંદ આપતી બંધ થશે. તે જ વખતે આંતરના આત્મિક દ્વારો તારા માટે ઉઘડશે, અને પ્રભુનો ઝાંખો પ્રકાશ આત્માની ઝગમગતી જ્યોતિ તારા હૃદયમાં પ્રગટવા લાગશે. આ પ્રભુનો પંથ છે તે તરફ હવે ચાલવા માંડ, એ પ્રભુના મંદિરનો માર્ગ છે. ૧૦

પ્રભુ બહાર કોઈ સ્થળે બેઠેલ નથી. તેતો તારા સાચા હુંપણાની અંદર છે તારા હૃદય મંદિરમા જ પ્રગટશે, તારી પાસેજ છે. અરે! તે તુંજ છે એમ સમજીને સ્વસ્વરૂપમાં રહેવાવાળુ જીવન ગાળવાનો નિશ્ચય કર આ અમુલ્ય તક ન ગુમાવીશ અજ્ઞાનની રાત્રી ચાલી ગઈ છે, આત્મપ્રકાશનો આછો ભાસ શરૂ થયો છે. અરૂણોદયની પાછળ સૂર્યોદય છે. આતર્ દૃષ્ટિ ખોલ આમ ઘોર નિદ્રામાં કયા સુધી ઘેરાતો રહીશ? ૧૧

તારૂં અંતઃકરણ ના કહે તે કાર્ય ન કરીશ—તે માર્ગે ન ચાલીશ. નિર્મળ અંતઃકરણમાંથી આવતો અવાજ એ જીવન પ્રભુનો અવાજ છે, તેને માન આપ. તેના કહેવા પ્રમાણે ચાલ. તારી દૃષ્ટિને વિશાળ બનાવ. આ માયાનો માર્ગ એ પ્રભુના માર્ગ વચ્ચે ઉભી કરેલી દિવાલ છે. તેને ભેદી નાખ. ઓળંગીને આગળ જા. ૧૨

ઓ મુસાફર ! ગમે તે જોખમે આ માયાના—વિષયોના કહેવાતા મીઠા આસ્વાદનો ભોગ આપ. તારી વિશ્વવ્યાપી ઇચ્છાઓને કાપી નાખ. સ્નેહનાં બંધનોને તોડી નાખ. આ માયાવી દીવાલની પાછળ જ સીધી સડકનો રાજ માર્ગ છે, ત્યાંથી જ તારે આગળ વધવાનો સરલ માર્ગ પ્રભુના દ્વાર તરફ જાય છે. ૧૩

આ દિવાલને ઓલંઘ્યા વિના તું આગળ જઈ શકે નહિ. અનેક જીવો અહીં આવીને અટકી પડે છે. કેટલાક તો અહીં આવ્યા પછી પોતાની આગળ વધવાની અશકયતા સમજીને પાછા વળી જાય છે, પણ તું ગભરાતો નહિ તારા વિચારોને શુદ્ધ અને દૃઢ કર. માયાવી વિચારોની શંકરતા—સેળભેળતા દૂર કર ૧૪

એકજ દૃઢ નિશ્ચય ' હું અનંત શક્તિવાન્ આત્મા છું. આખા વિશ્વને ધ્રુજાવવાનું મારામાં બળ છે, માયાએ દૂર હઠી મને માર્ગ આપવો જ જોઇએ. ' આ વિચારોમાં લીન થા. બીજું ભાન ભૂલી જા સ્થિરતા વધાર. જોતો ખરો આ સ્વાર્થી માયાવી અજ્ઞાનતાનો કિલ્લો ધ્રુજવા લાગ્યો છે. અને

એ પડયો, એ પડયો, અરે ! ખરેખર તુટી જ પડયો. હવે રસ્તો સીધો અને મોટો આવ્યો છે, અખંડ પ્રયાણે અપ્રમત્તપણે આગળ ચાલ્યા કર. ૧૫

અરે ! આ બીજાના હલકા વર્તન તરફ તિરસ્કાર કેમ આવે છે ? આ જ વખતે અંતરમાંથી ધ્વનિ પ્રગટે છે કે એ પણ વિઘ્ન છે જાગૃત થા. તેની ઉપેક્ષા કર તેની સત્તામાં રહેલા પ્રભુની-શુદ્ધ આત્માની સામી નજર કર. તેમ થતાં ગુણાનુરાગ પ્રગટવા માંડશે દેહ દૃષ્ટિ ભૂલાશે, આત્માકાર વૃત્તિ થશે, સંયોગો બદલાવા લાગ્યા, વિચારો રૂપાંતરમાં પલટાવા લાગ્યા, તિરસ્કાર વૃત્તિ દૂર થઈ પ્રેમ સાચો પ્રેમ-આત્મભાવ પ્રગટ થવા લાગ્યો ૨૬

ઓ પ્રભુ માર્ગના પથિક ! હજી આગળ ચાલ પ્રતિકૂળ સંયોગો આવે છે તેને અનુકૂળ બનાવતો રહે. વિચારો બદલાવાથી પ્રતિકૂળ સંયોગો પણ સુખદાયી અને અનુકૂળ લાગશે તેથી તારૂં આંતર બળ વધશે. નિર્બળતા દૂર થશે અનંત શક્તિવાન આત્મામાં તે નિર્બળતાને સ્થાન જ નથી આદર્શરૂપ પરમાત્મા સામી નજર રાખ. એ પ્રભુને ગમે તેવું તારૂં વર્તન રાખ. હૃદયમાં તે પ્રભુના પ્રકાશને-જાગૃત બોધને પ્રગટેલો રાખ. એ પ્રકાશના તેજથી કામવાસનાના કચરાને શોધી કાઢી નિર્વિકલ્પ ધ્યાનની જ્વાળામાં બાળીને ભસ્મ કર. વિશ્વ તરફ પવિત્ર પ્રેમ પ્રગટાવતો રહે એટલે વિશ્વ અટવીરૂપ મટીને નંદનવન બનશે. વિઘ્નરૂપ થવાને બદલે મદદગાર થશે. ૧૭

# પ્રકરણ ૧૨ મું.

## વિચારની શક્તિ

વરાળ અને વીજળીની શક્તિથી જે મહાન કાર્ય ઘણી ઝડપથી અત્યારે કરી રહેલ છે. તેથી પણ વિશેષ અને ઘણું કાર્ય વિચાર શક્તિથી થઈ શકે છે જેમ વીજળી તથા વરાળને અમુક યંત્રમાં ગોઠવવાની જરૂર પડે છે તેમ વિચાર બળને પણ અમુક મર્યાદામાં અમુક આકારમાં નિયમિત ગોઠવવાથી તેની ખરી શક્તિ બહાર કામ કરી બતાવે છે ૧

જન્મોની પરંપરામાં રખડાવનાર જેમ વિચાર છે તેમ જન્મોની પરંપરાનો નાશ પણ વિચાર બળથી થઈ શકે છે, આ વિચારો પવિત્ર હોવા જોઈએ મનુષ્ય જેવા વિચારો કરે છે તેવો તે થઈ શકે છે. મનુષ્ય કરતાં વધારે ઉત્તમ કોઈ જીવન નથી તેમ મન કરતાં વધારે ઉત્તમ કોઈ સાધન નથી, પણ તે મનને બરોબર વાપરતાં આવડવું જોઈએ આ મનના વાપરવા ઉપર મનુષ્યનું ભવિષ્ય વિશેષ પ્રકારે આધાર રાખે છે ૨

જેમ વરાળ આખી મીલને ગતિ આપે છે તેમ દરેક કામને ગતિ આપનાર વિચાર છે. વિચારની અસર જડ પ્રકૃતિ ઉપર પણ થાય છે વિચારો એક સ્થળેથી બીજા સ્થળે મોકલી શકાય છે, તેમાં જડ પ્રકૃતિરૂપે રહેલા સૂક્ષ્મ અણુઓ વિચારથી વાસિત થઈ તે બીજાને વાસિત કરે છે.

આમ પરંપરાએ સેંકડો અને હજારો માઇલ ઉપર રહેલા જીવોને વિચાર અસર કરી શકે છે. ૩

વિશ્વમા પ્રવાહી પદાર્થો, હવાનાં અણુઓ અને તેનાથી પણ વિશેષ વિશેષ સૂક્ષ્મ અનેક જાતનાં અણુઓ છે તેમાથી વિચાર પસાર થઇને, તેને પોતાના સમાન પરિણમાવીને દૂરને દૂર જઈ શકે છે. અને તે વિચારની સારી કે માઠી અસર જીવો ઉપર કરે છે. વિચાર મનની અંદર આંદોલનરૂપે દેખાય છે, તે આંદોલનો આગળ પાછળ આવેલી સૂક્ષ્મપ્રકૃતિને –પરમાણુઓને ચલાયમાન કરી તેની અસર જીવ ઉપર કરે છે. ૪

વરાળ અને વિજળી પૈસાદાર લોકો પોતાને આધીન કરે છે. પણ વિચાર શક્તિ તો ગરીબ તેમ ધનાઢય દરેકના તાબામાં છે. તેના નિયમો જાણવાથી તેના ખરા ઉપયોગ કરી ફાયદો મેળવી શકાય છે ૫

વિચારો આંદોલનો ઉત્પન્ન કરે છે તેમજ તેની આકૃતિઓ પણ બંધાઈને દેખાવ આપે છે. મનુષ્યના જેવાં વિચારો હોય અને તેમાં જેવી વાસના કે લાગણીઓ હોય તેવા પ્રકારના આંદોલનો મનમાં ઉત્પન્ન થાય છે અને તેટલા જ બળથી તેમાં ગતિ પ્રગટ થાય છે. ૬

સ્વાર્થી અને વાસનાઓવાળા હલકા વિચારોને લીધે હલકા પ્રકારની ગતિ મનમાં પ્રગટે છે પણ જો સારા અને નિઃસ્વાર્થી વિચાર હોય તો ઉંચા પ્રકારની માનસિક પ્રકૃતિમાં

આંદોલનો ઉત્પન્ન થાય છે. જેવા વિચારો અને જેવી વાસ્નાઓ હોય તેવા પ્રકારનું મનનું બંધારણ બંધાય છે. હલકા પ્રકારનું મન આત્માની ઉન્નતિમાં વિઘ્નરૂપ થાય છે. ૭

તેને સુધારવા માટે અશુભ વિચારો કરવાની ટેવ બંધ કરી તેનાથી જુદી જાતના સારા વિચારો કરવાની ટેવ વધારવી. શરૂઆતમાં તે કામ કઠણ તો લાગશે. કેમકે મનના પરમાણુઓ અશુભ વિચારના બંધાયેલાં છે, અશુભ વિચારથી ભરેલા છે, અને તે વારંવાર અશુભ વિચારોને જન્મ આપ્યા કરે છે આ પમાણુઓનો નાશ ન થાય ત્યાં સુધી આ શુભ અને અશુભ વિચારો વચ્ચે યુદ્ધ ચાલુ રહેવાનું. ૮

છતાં જેમ જેમ શુભ વિચારોને મનમાં પ્રગટાવતા જઇએ છીએ તેમ તેમ અશુભ વિચારો ઉત્પન્ન કરનાર પરમાણુઓ મનમાંથી ઓછાં થતાં જાય છે. અને તેને સ્થાને શુભ વિચારોને અનુકૂળ પરમાણુઓ ગોઠવાતાં જાય છે. છેવટે શુભ વિચારોને પ્રગટાવી શકે તેવું મનનું બળ વૃદ્ધિ પામે છે. આમ શુદ્ધ પરમાણુઓથી માનસિક બળ બળવાન થતાં અશુભ મનનો પરાજય થશે. ૯

મનમા સારા પ્રકારના આંદોલનો ઉત્પન્ન કરવાની ટેવ પડ્યા પછી સ્હેલાઇથી સારાં આંદોલનો ઉત્પન્ન કરી શકાય છે. કેમકે એકવાર આ માર્ગે વિચારને જવા આવવાની ટેવ પડે છે. તો ફરી તે માર્ગે ચાલવાનું કામ વિચારને સુલભ થઇ પડે છે. ૧૦

દષ્ટાંત તરીકે પરમાત્માના નામની સ્મરણુ કરવાની ટેવ મનને પાડવાથી તે કામ કરવાનું મનને સ્હેલું થઈ પડે છે' જો બીજાના દોષો જોવાની કે અવગુણુ બોલવાની ટેવ મનને પાડવામાં આવે તો બીજાના ગુણો જોવાનું કામ ઘણું કઠણુ થઇ પડે છે. ૧૧

મનના ખરાબ વિચારે દૂર કરવાનો એક ઉપયોગ એ છે કે મનમાં તેવા વિચારોજ ઉત્પન્ન થવા ન દેવા. પણુ આ માર્ગ તો જેણે વિશ્વની વિવિધ પ્રકારની ઇચ્છાઓનો ત્યાગ કર્યો હોય અને જેને તેવા કોઇ પણુ હલકા પ્રકારની લાગણીઓ ન હોય તેવા પરમ વૈરાગીને માટે અનૂકુળ છે ૧૨

પણુ જેને તેવો વિશ્વવ્યાપી પ્રેમ પ્રગટ થયો નથી તેમણે તો તેવા હલકા વિચારને સ્થાને તેનાથી વિરૂદ્ધ સ્વભાવવાળો કોઈ પણુ શુભ વિચાર સ્થાપી દેવો અને વારંવાર તેવા વિચારના પુનરાવૃત્તિ--ફરી ફરીને તેના તેજ વિચારો કર્યા કરવા તેથી અશુભ વિચારો પોતાનીજ મેળે દૂર થઈ જશે ૧૩

જે જે વૃત્તિઓનો નાશ કરવાની ઇચ્છા હોય તે તે વૃત્તિઓથી વિરૂદ્ધ ગુણુવાળી વૃત્તિ ઉત્પન્ન કર્યાજ કરવી જેમકે રાગને બદલે વૈરાગ્ય ક્રોધને બદલે ક્ષમા, દ્વેષને બદલે પ્રેમ, અભિમાનને સ્થાને નમ્રતા, લોભને સ્થાને સંતોષ. ઇત્યાદિ વિચારો સ્થાપન કરવા, તેથી પૂર્વના હલકા વિચારો નાબુદ થશે મન સારા વિચારોના આંદોલનોનું મુખ્ય મથક બનશે. જેમ કિલ્લો સામેથી આવતા ગોળીબારને અટકાવે છે

તેમ શુભ પરમાણુનું બનેલું મન અશુભ પરમાણુનાં વિચારોને અટકાવી દે છે. ૧૪

વિચારની આકૃતિઓ બંધાય છે તેને મન તરફથી પોષણ મળેછે મનમાં ઉત્પન્ન થતા આંદોલનોને લીધે મનના અણુઓનો જથ્થો ગતિમાં મૂકાય છે, અને તેથી તે અણુઓના જથ્થાની જુદી જુદી આકૃતિઓ બને છે જો વિચારો બળવાન અને ચોક્કસ ન હોયતો તે વિચારની આકૃતિ નિર્બળ બને છે અને થોડા વખતમા બદલાઈ જાય છે, વિખરાઇ જાય છે. ૧૫

જો વિચાર પ્રબળ હોય અને વારવાર તેનું રટણ થતુ રહે તો બળવાન, નિયમિત અને ચોક્કસ આકૃતિ બંધાય છે પવિત્ર વિચારની પવિત્ર આકૃતિ અને ખરાબ વિચારની ખરાબ આકૃતિ બંધાય છે જેના સંબંધમાં વિચાર કર્યા હોય તેના તરફ તીરની માફક આ આકૃતિ દોડે છે, પણ જો પોતાના સંબંધમાં તે વિચાર કર્યા હોય તો તે વિચારની આકૃતિ તેની સન્મુખ સમુદ્રમાં તરતી હોય તેમ મનની આગળ તરવર્યા કરે છે, અને પોતાને તે આકૃતિ અસર કરે છે ૧૬

ફરી ફરી તેવા વિચારો ઉત્પન્ન કરવામાં આ આકૃતિ મદદગાર થાય છે, માટે વિચાર કે લાગણી ઉત્પન્ન કરતાં પહેલા બહુ સાવચેતી રાખવાની છે. નહિતર પોતાનુ હથીયાર પોતાનોજ નાશ કરનાર થાય છે. ખરાબને બદલે સારા વિચાર કરવાની પણ ટેવ પાડી શકાય છે આ બાજી તમારા હાથનીજ છે આવી ઉત્તમ શક્તિ તમારામાં હોવા છતાં અધમ શક્તિઓ તરફ શા માટે ઢળી પડવું જોઈએ. ૧૭

શુભ આશાજનક અને વિશ્વનું ભલું કરવાના વિચારોને તમારા હૃદયમાં સ્થાન આપો. નિરંતર તેવાજ વિચારો કરો. જુઓ પછી કે અશુભ, નિરાશાજનક અને અમંગળ વિચારો દૂર નાસી જાય છે કે નહિ ? આનું પરિણામ એ આવશે કે કોઈપણ વિચાર કરવાનો પ્રયત્ન નહિ કરતા હો તે અવસરે તમારા મનમાં શુભ વિચારોજ સ્ફુર્યા કરશે કેમકે પ્રથમ કરેલા શુભ વિચારોની આકૃતિઓ તમારી આજુબાજુ ફરતી હોવાથી તેજ તેમાં વધારો કર્યા કરે છે. વિચાર શક્તિનો સારો ઉપયોગ કરવાનુ મનુષ્યો શીખે તો તેઓની જીંદગી સુખી અને શાંત બન્યા સિવાય નજ રહે. ૧૮

## પ્રકરણ ૧૩ મું.

## વિચારની અસર

એક શાંત સરોવરમાં પથ્થર ફેંકવામાં આવતાં કુંડાળાં-વાળાં તરંગો ઉત્પન્ન થાય છે. એક તરંગ બીજા તરંગને, બીજો ત્રીજાને, એમ સરોવરના છેડા સુધી કુંડાળાં કરતા તરંગો એક બીજાને ઉત્પન્ન કર્યા કરે છે તેમ વિચારમાં પણ તેવાજ પ્રકારના બીજા વિચારો ઉત્પન્ન કરવાનું બળ રહેલુ છે. આજ પ્રમાણે ટાઢનાં, તાપનાં, સરદીના, પ્રકાશનાં અને અગ્નિ આદિનાં આંદોલનો ફરીવળીને તેની આજુબાજુના પ્રદેશમા ટાઢ, તાપ, સરદી, પ્રકાશ અને ગરમી ઉત્પન્ન કરે છે. ૧

આવી રીતે બીજાના સંબંધમાં કરેલા વિચારોનો પ્રવાહ નવાં નવાં આંદોલનો ઉત્પન્ન કરતો તે માણુસ પાસે જાય છે, તેની આસપાસ ફર્યા કરે છે, અને પ્રસંગ મળતાં તે વિચાર તેને અસર કરે છે. કેટલીક વખતે તે વિચાર પ્રમાણે તે માણસને શુભાશુભ કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે.

શુભ વિચારો સામાના સદ્ગુણુમાં વધારો કરે છે ત્યારે અશુભ વિચાર સામા મનુષ્યને તેમજ આ વિચાર મોકલનારને પણ નુકશાન કરે છે, તેના દુર્ગુણમાં વધારો કરે છે. ૩

આપણે જે બોલીએ છીએ તે વચનમાં પણ નવીન આંદોલનો ઉત્પન્ન કરવાનો ગુણુ રહેલો છે. તે આંદોલનો તેના રસ્તામા રહેલાં અણુઓને પોતાના જેવા જ સ્વરૂપે વાસિત કરીને–શબ્દની આકૃતિઓ ઉત્પન્ન કરીને સામા રહેલા મનુષ્યોના કાનમાં પ્રવેશ કરીને તે શબ્દના કહેવાના આશયનો અર્થનો બોધ કરાવે છે, અને આપણા કહેવાનો આશય સમજીને તે મનુષ્ય તેવી પ્રવૃત્તિ પણ જરૂર પડતાં કરે છે. આવો અને તેથી પણ સૂક્ષ્મ અને પ્રબળ ગુણ વિચારમાં પણ રહેલો છે. ૪

કલ્યાણનો વિચાર જીવને સન્માર્ગગામી કરે છે, દ્રૂપ કે તેવો વિચાર અશાંતિ અને ઉદ્વેગ ઉત્પન્ન કરાવે છે. જેને વિશ્વ-દષ્ટિ ખીલેલી હોય છે તેઓની માફક આ વિચારો જોવાની આપણી દષ્ટિ વિકાશ પામી હોય તો જરૂર આપણે ખરાબ વિચારો કરતાં અટક્યા વિના ન રહીએ. ૫

જે મનુષ્યોનો સ્વભાવ સાત્વિક પ્રકૃતિવાળો અને સદ્-વિચારવાળો થઈ રહેલો હોય છે, તેના સહવાસમાં આવવાથી મનુષ્યોને શાંતિ મળે છે, તેની પાસે બેસી રહેવાનું ગમે છે, તેની સમીપમા રહેવાથી શુભ વિચારના બીજને પોષણ મળે છે. તેવે વખતે સદ્‌વર્ત્તન રાખવાનું કામ સ્હેલુ થઈ પડે છે. આનુ કારણ માત્ર એજ છે કે તે સત્પુરૂષના સદ્‌વિચારોના આંદોલનો અને તેથી બંધાયેલું તેમની આસપાસ ભમતું પવિત્ર વાતાવરણ આપણને આવી સુંદર સ્થિતિમાં લાવી મૂકે છે. ૬

બીજી બાજુ કેટલાએક એવા હલકા વિચારના, વ્યભિચારી વૃત્તિના દુર્ગુણી મનુષ્યોના સહવાસમાં આવવામા આવે છે ત્યારે મનુષ્યોને બેચેની, અસંતોષ, કામની લાગણીઓ અને દ્વેષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. તેનાથી દૂર ચાલ્યા જવાનું મન થાય છે આનું કારણ તે જીવોએ ઉત્પન્ન કરેલુ તેમનું અશુભ વાતાવરણ છે, તેમના ખરાબ આંદોલનો છે, તેને લીધે તે તે આકૃતિઓ આપણામાં તેવી તેવી લાગણીઓ ઉત્પન્ન કરે છે, તેને લગતાં તેવા તેવાં બીજ આપણા સ્વભાવમાં હોય છે તેને આ આકૃતિઓ જાગૃત કરે છે. અને તે પ્રમાણે વર્તન કરવાની ફરજ પાડતા હોય તેમ તે પ્રવૃત્તિ કરાવે છે. આવી પ્રવૃત્તિને લીધે આપણામા રહેલા અશુભ બીજને પોષણ મળે છે. ૭

જુદા જુદા વિચારવાળાનાં આંદોલનો જુદા જુદા પ્રકારે વહ્યા કરે છે. વૈરાગીના મનમાંથી વૈરાગ્યનું વાતાવરણ પ્રગટ

થાય છે, ત્યાગીના મનમાંથી ત્યાગનું, તપસ્વીના મનમાંથી તપનું, યોગીના મનમાંથી યોગનું, જ્ઞાની હૃદયમાંથી જ્ઞાનનું, ભક્તના હૃદયમાંથી ભક્તિનું અને ભોગીના મનમાં ભોગના વિચારનો પ્રવાહ વહ્યા કરે છે. અનેતેથી તે તે જાતનાં આંદોલનોનો પ્રવાહ તે તે જાતની લાગણી ધરાવનારા તથા તે તે સંસ્કારવાળા જીવોના મનને તે તે જાતનો વિચાર વધારે ઝડપથી અસર કરનાર નિવડે છે. ૮

આ ઉપરથી એ નિશ્ચય છે કે જેવા વિચારો તમે કરશો તેવા વિચારવાળા જીવો તમારા તરફ આકર્ષાશે, અને તેવી અસર વિશ્વના મનુષ્યોને તમે કરી શકશો. તેવા વિચારોનું મુખ્ય સ્થાન તમે બનશો અને તેવા સ્વજાતિય વિચારવાળાને તમે મદદગાર થઈ શકશો, કે મુશ્કેલીમાં ઉતારનારા અથવા સન્માર્ગથી પતિત કરનારા તમે થશો, ૯

આત્મભાનની જાગૃતિ રાખ્યા વિના તમે તમારા મનમાં ગમે તેવા હલકા વિચારો કરો તેથી તમે તમને તથા બીજાને પણ દુઃખના ખાડામા ધકેલો છો તેનો ખુબ વિચાર કરો. તમારા વચનને વાસ્તે તમે જેટલા જોખમદાર છો તેના કરતાં પણ તમારા વિચારો માટે વધારે જોખમદાર છો. કારણ કે વચન કરતા પણ વિચારો ઘણે દૂર જાય છે, અને મનુષ્યોને ઘણી બારીક અસર કરે છે. તે મનુષ્યમાં રહેલા સત્તાગત સંસ્કારોને વિશેષ પ્રેરક અને પોષક બને છે ૧૦

બીજાના સંબંધમાં ખરાબ વાતો કરવી, નિંદા કરવી અને અછતા દોષોનું આરોપણ કરી તેને લોકોની આગળ

હલકો પાડવો તે ઘણું જ ખરાબ કામ છે. તેનામાં તે દોષો હોય કે ન હોય છતાં તમે તો તમારી અધમ વૃત્તિને તે દ્વારા કેળવો છો, પોષો છો અને પરિણામે તે દોષોના ભાજન રૂપ થાઓ છો. માટે બીજાની હલકી વાતો કરવાની ટેવ મૂકીદ્યો. અને સ્વપરને ઉપકારક થાય તેવા વિચારો કરવાની ટેવ રાખો. ૧૧

કોઈ મનુષ્યમાં અમુક દોષ છે, આ બાબત કોઈએ જાહેર કરી, તેથી ઘણાં મનુષ્યો એક સરખી લાગણીએ તેના તે અવગુણ ઉપર પોતાની દૃષ્ટિ દોરવે છે. ઘણા મનુષ્યોને તે વાતની ખબર પણ નથી હોતી તેવા અનેક લોકો તે વાત જાણે છે, અને તે મનુષ્ય તરફ તે દોષને સૂચવનારી લાગણીના વિચારનો પ્રવાહ જાણતાં કે અજાણતાં મોકલવા લાગે છે. ૧૨

આ ધોધબંધ વ્હેતો વિચારનો પ્રવાહ તે મનુષ્યની આજુબાજુ ફરી વળે છે, તેના મનમા આ વિચારો પ્રવેશ કરે છે, તે દોષ તેનામાં ઓછો હોય તો હવે આ વિચારો તે દોષનો તેનામા વધારો કરે છે. છેવટે તે પ્રમાણે તેનું વર્તન થાય છે. એનું પરિણામ એ આવે છે કે તેવા વિચારને ફેલાવનારો મનુષ્ય આ નિર્દોષ કે સદોષ મનુષ્યમાં આ દોષનું મજબુત બીજ રોપે છે. જો તેનામાં આ બીજ હોય તો તેને વૃદ્ધિ પમાડે છે. ૧૩

આ દોષ અને દુઃખથી ભરેલી દુનિયામાં આવા અધમ મનુષ્યો વિશેષ પ્રકારે જાણતાં કે અજાણતાં દુઃખ

અને દોષોનો વધારો કરે છે. આવાં વિના કારણે-વગર પ્રયોજને ઉત્પન્ન કરેલાં પાપોથી પોતે પીડાય છે અને બીજાને પીડા કરે છે. માટે નિંદા કરવાના દોષથી જેમ બને તેમ વિરમવું જોઈએ. ૧૪

મનુષ્યો ! સારી પ્રવૃત્તિ તરફ ધ્યાન આપો, તેથી તમે શુભ વિચારોને તમારી તરફ ખેંચશો અને બીજાના સદ્‌ગુણોને પણ પોષણ આપી શકશો. કોઈના અવગુણો તમને દેખાય તો તેના તરફ તમારૂં લક્ષ ન આપો, તેનું ચિંતન ન કરો, તેમ કરવાથી તમારા વિચારના આંદોલનો વડે તેના અવગુણોને ઉત્તેજન મળશે. તે વિશેષ બગડશે. ૧૫

તમારા જેવા પ્રેમાળુ જીવોનું કર્તવ્ય છે કે તેને જે ગુણની જરૂર હોય તેવા ગુણ ઉપર એકાગ્રતા કરો, પ્રેમ અને ઉદારતાના ગુણવાળા વિચારોથી તમારા મનને ભરી દ્યો, તે પછી તેની માનસિક મૂર્તિ તમારી નજર તરફ ખડી કરીને તેના તરફ તે પ્રવાહને વહેવડાવો. આ રીતે તમે તમારા હિતસ્વીઓને મદદ કરી શકશો, ગુણવાન બનાવી શકશો. ૧૬

આ પ્રમાણે વિચારોનો સદ્‌ઉપયોગ કરો. તમારા વિચાર બળના પ્રમાણમાં ગુપ્ત રીતે પણ તમે વિશ્વનું કલ્યાણ કરી શકશો. આ શકિતનો સદ્‌ઉપયોગ છે. અત્યારના વખતમાં મનુષ્યોમાં વિચાર બળ ઘણું ઓછું છે. અને મંદ છે, તેથી આવક વિના ખરચ કરવું તે પાલવે તેમ નથી.

માટે વિચાર કરીને જરૂર જેટલો તેનો ઉપયોગ સ્વપરને હિત થાય તે પ્રમાણે કરો. ૧૭

ધ્યાન અને યોગના સ્વતંત્ર માર્ગો પણ આપણી વિચાર શક્તિના સદ્વ્યય અને નિરોધને માટે જ યોજાયેલા છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ છે. વિચાર શક્તિ એ મહાન્ શક્તિ છે વિશ્વના તમામ માયિક સુખ દુઃખની ઉત્પત્તિ આ વિચાર શક્તિના સદ્ઉપયોગથી અને દૂર-ઉપયોગથી જ થાય છે, અને મનની નિર્વિકલ્પ દશામાથી આત્માની અનત શક્તિઓ પ્રગટ થાય છે. જે સદાશાશ્વત હોઈ પરમ શાંતિ આપનાર છે. ૧૮

## પ્રકરણ ૧૪ મું.



### આધ્યાત્મિક જીવન

જે જીવન હજારો બનાવોની અંદર થઈ માયાની જાળ ભેદીને દરેક બદલાતા દેહમાં–આકારમા પણ એ શાશ્વત તત્ત્વ આત્માને જુવે છે તે આધ્યાત્મિક જીવન છે. આત્માને જાણવો, આત્મા ઉપર પ્રીતિ રાખવી અને આત્માનો અનુભવ કરવો એ જ સાચી આધ્યાત્મિક વિદ્યા છે. આ સિવાયનું જ્ઞાન તે અજ્ઞાન છે. ૧

જે જીવન આકારમ–દેહમાં આસક્ત બની આકારમાં મર્યાદિત બની રહે છે તે આધ્યાત્મિક જીવન ન કહેવાય.

આકાર એ પ્રકૃતિ પુદ્ગલને લગતો ભાવ છે. દરેક સ્થળે પરમાણુંના બનેલાં રૂપો તે તે આકારથી મર્યાદિત હોય છે. આત્મા અમર્યાદિત છે. ૨

પ્રકૃતિમાં આસકત જીવન આધ્યાત્મના નામને યોગ્ય નથી. સિદ્ધિઓ પણ સર્વે માયાવી છે અને વિયોગશીલ છે. જે અધ્યાત્મિક અને શાશ્વત છે તે આકાર ભાવથી રહિત છે. ૩

આ માયાવી આકારોની પાછળ રહેલા તત્ત્વને શોધવાની જરૂર છે. આકારો આકારને ખાતર પ્રિય હોવા ન જોઇએ પણ આત્માને ખાતર પ્રિય લાગવા જોઇએ. આ જ્ઞાન તે આત્મજ્ઞાન છે. આવા જ્ઞાનપૂર્વકનું જીવન તેજ તાત્વિક જીવન છે ૪

અંતઃકરણના આદેશ પ્રમાણે આપણને જે આપણું કર્તવ્ય લાગે–કરવા યોગ્ય કામ લાગે તે કરવાથી અને સત્ય આત્મામાં અડગ રહેવાથી આપણી આતરની પ્રતિભા ખીલવા માંડે છે. આને આંતરનો અવાજ કહેવામાં આવે છે. ૫

મન શરીર અને વાસનાઓનો બનેલો ખોટો હું તે ઘણીવાર મનુષ્યને અવળે માર્ગે દોરી જાય છે, તેથી આ જીવ પોતાનો માર્ગ ભૂલી વારંવાર ઇચ્છાઓને માર્ગે દોરવાઈ જાય છે, અને પોતે પોતાના અંદરના અવાજને અનુસરીને ચાલે છે એમ માને છે. આ અંતરનો અવાજ છે કે આપણા મનની તે ઇચ્છા છે, તેનો તફાવત શોધી

કાઢવાનું જીવને મુશ્કેલ થઇ પડે છે, આ નિશ્ચય માટે પોતાના શાંત હૃદયમાં પ્રવેશ કરવા જેવો સલામતિ ભરેલો બીજો કોઈ માર્ગ નથી. ૬

પ્રથમ હૃદયમાંથી આપણી અંગત ઇચ્છાઓને દૂર કરવી. હું મન, શરીર કે લાગણી નથી પણ શુદ્ધ આત્મસ્વરૂપ છું એ ભાન મજબુત રાખી વિચાર કરવો, તેમજ ઇષ્ટ ગુરુને પ્રાર્થના કરવી કે પ્રભુ! મને સીધે માર્ગે દોરો. આમ પ્રાર્થનાથી, આત્મનિરીક્ષણથી અને મનથી જે પ્રકાશ મળે છે તે પ્રકાશ વડે આપણને જે માર્ગ ઠીક લાગે તે માર્ગે ચાલવું જોઇએ. ૭

આમ પ્રયત્ન કર્યા પછી–અંતઃકરણની પ્રેરણાનુસાર કર્તવ્ય સમજવાનો શ્રમ લીધા પછી પણ જો ભૂલ થાય તો આપણે માનવું કે આપણી ઉન્નતિ માટે જે પાઠ શીખવાનો જરૂરનો હતો તે શીખવાને ભૂલ પણ જરૂરની હતી. ૮

કદાચ અંગત ઇચ્છા કે અહંકારને લીધે ભૂલ થવા સંભવ છે, પણ જો સત્યને માટે આપણો પ્રયત્ન હશે તો અવશ્ય તે ભૂલ સુધરશે તેથી નિરાશ ન થવું, સત્યને માર્ગે ચાલતાં અજ્ઞાનતાને લીધે ભૂલ થાય તો તે ભૂલથી જે દુઃખ આવે તે સહન કરવું. કેમકે દુઃખ આપણી જ્ઞાન ચક્ષુ ઉપર આવેલું પડલ દૂર કરે છે. દુઃખ એ ઉન્નતિ માટેનો છુપો આશિર્વાદ છે. ૯

મનુષ્યે જો કોઈ પણ બાબતના નિશ્ચય ઉપર આવવાની જોખમદારીથી ડરીને અતઃકરણના અવાજની ઉપેક્ષા કરીને બીજો કોઈ તેને સરલ માર્ગ .બતાવતો હોય પણ પોતાને તે ખોટો લાગતો હોય છતાં પોતાના અંતઃકરણથી વિરૂદ્ધ થઇને જો તે માર્ગે પ્રવૃત્તિ કરે છે તો પરિણામ એ આવે છે કે તેના અંતઃકરણનો અવાજ મંદ પડી જાય છે. ૧૦

તમારૂં અંત.કરણ ના પાડતું હોય છતા તે માર્ગે વર્તન કરવાથી તમારી ઉન્નતિમાં તમેજ વિઘ્નરૂપ થાઓ છે. આ માર્ગે ચાલવા જેવું છે, એમ સમજી ભૂલથી વિરોધી માર્ગે પ્રવૃત્તિ કરતા જે ખરાબ પરિણામ આવે તેના કરતાં અંતઃ-કરણના આદેશ વિરૂદ્ધ એક પણ કામ કરતાં હજાર ગણું ખરાબ પરિણામ આવે છે. ૧૧

અંતઃકરણથી વિરૂદ્ધ થઈ બીજાની આજ્ઞા કે સૂચના પ્રમાણે ચાલવાથી સત્યાસત્યની પરીક્ષા કરવાની શક્તિ જડ થતી જશે, અને તમારો અંતરની પ્રતિભાનો પ્રકાશ ધીમે ધીમે ઓલવાઇ જશે તથા આવા માર્ગ દર્શક વિના તમને અંધારે ફાંફાં મારવાં પડશે. તમારા તાત્ત્વિક જીવન ગાળવાના એકના એક સાધનનો તમારે હાથે જ જો તમે નાશ કરશો તો પછી તમે કયા સાધનનો આશ્રય લેશો. ? માટે બીજાઓ તમને તમારૂં જે કર્તવ્ય બતાવે તે કરતાં તમારા અંતઃકરણના આદેશથી જે તમને કરવા યોગ્ય લાગે તે પ્રમાણે વર્તન કરો. ૧૨

નિરંતરના ઉદ્યોગ સિવાય કર્તવ્યનો માર્ગ હાથ લાગતો નથી. ઉચ્ચ જીવન ગાળવામાં આપણા કરતાં આત્મ-

જ્ઞાનમાં–અનુભવમાં આગળ વધેલા પુરુષોનો સંગ કરવો, તે પણ એક અગત્યનું સાધન છે. ૧૩

તમારી ભાવનાના ઉચ્ચ આદર્શરૂપ હોય તે તમારો ગુરુ કે મદદગાર થવાને લાયક છે. જે ખરો આત્મજ્ઞ છે તેનું જીવન ઘણા ઉચ્ચ પ્રકારનું હોવું જોઇએ. તેમના તરફ પૂજ્ય બુદ્ધિ રાખીને તેમની આજ્ઞામાં વર્તન કરો. ૧૪

તમારા સમાન ગુણવાન હોય તેમના પ્રત્યે નમ્ર અને પ્રેમાળ રહી મદદગાર થાઓ. તમારા કરતાં ઉતરતા ગુણવાન જીવો તરફ દયા અને દિલસોજી બતાવો, આ સર્વ સામાન્ય કર્તવ્ય છે. આગળ વધવા ઇચ્છતા મનુષ્યોએ આ કર્તવ્યમાં જરા પણ ભુલ ન કરવી. આવી નાની સરખી બાબત પ્રમાણે પણ જે વર્તી શકતો નથી તે આત્મમાર્ગનો અધિકારી થઈ શકતો નથી. ૧૫

કોઇ પણ મનુષ્ય તમારા સંબંધમાં આવે તે તમારા સમાગમથી વધારે સારો માણસ થાય તેની કાળજી રાખો. કોઇ અજ્ઞાની મનુષ્ય તમારી પાસે આવે અને તમારામાં જ્ઞાન હોયતો તમારા જ્ઞાનનો લાભ તેને આપો કોઇ દુઃખી મનુષ્ય તમારા સહવાસમાં આવે તો તેને મદદ કે દિલાસો આપીને તેનું દુઃખ ઓછું થાય તેવો પ્રયત્ન તમારે કરવો જોઇએ. ૧૬

કોઇ નિરાધાર મનુષ્ય આધાર મેળવવા તમારી પાસે આવે અને તમારામાં જો તે બળ હોય તો તેનો ઉપયોગ કરીને તેનું દુઃખ ઓછું થાય તેમ કરો, તો જ તમારી સોબતનું અને શક્તિનું સાર્થકપણું છે. ૧૭

તમે નિરંતર વધારે પ્રેમાળ, નમ્ર અને દિલસોજીવાળા બનો. કઠોર થઇ બીજાને મુંઝવણમાં ન નાખશો. જગતમાં દુઃખનો પાર નથી તેમાં તમારે ઘટાડો કરવો પણ વધારો ન કરશો. તમે પ્રકાશરૂપ થઇ બીજાને માર્ગદર્શક બનો, તમારી સોબતમાં આવતા જીવો તમારા પ્રકાશનો લાભ લઇને ધારેલા નિર્ભય સ્થાને પહોંચે તેમાં મદદગાર થાઓ. ૧૮

તમારી બીજા ઉપર કેવી અસર થાય છે તેમાંજ ખરી આધ્યાત્મવિદ્યા સમાયેલી જણાઈ આવશે. તમારો જન્મજ બીજાને આગળ વધારવા માટે છે એ આદર્શ નજર સન્મુખ રાખી જીવન વ્યવહાર ચલાવવો. ૧૯

જીવોની અજ્ઞાનતા, નિર્બળતા અને હલકી પ્રવૃત્તિ જોઇને તેના તરફ કઠોર ન થશો, તેઓ પડેલા છે તેને ઉભા થવામાં મદદ કરો. તમે જ્યાં ઉભા છો ત્યાંથી કદાચ પડી પણ જાઓ, તે વખતે ઉભા થવામાં તમને બીજાની મદદની જરૂર પણ પડે, માટે બીજ વાવી મૂક્યું હશે તો ફળ લેવાનો કે ખાવાનો પ્રસંગ મળશે. ૨૦

આ સર્વ આધ્યાત્મિક જીવન જીવવા જેવું છે. સર્વમાં આત્મા જોતા શીખશો ત્યારે તમારી ભાવના ઉપર પ્રમાણે થશે. દેહાદિ ઉપાધિ તરફ દૃષ્ટિ કરતાં જે ભેદ દેખાય છે તે ઉપાધિની પાછળ રહેલી આત્મજ્યોતિ જોતાં નાશ પામશે. આધ્યાત્મિક જીવન જીવનાર છેવટે પરમાત્મ સ્વરૂપ બની રહેશે ૨૧

# પ્રકરણ ૧૫ મું.

## સ્વાશ્રય.

આત્માપર–પોતા ઉપર શ્રદ્ધા રાખી આગળ વધનાર મનુષ્ય મહાન્‌માં મહાન્ કાર્યો પણ કરી શકે છે. આત્મશ્રદ્ધા એ વિજયની ચાવી છે. સ્વાશ્રયી મનુષ્ય પોતેજ પોતાને સારો બનાવે છે. ૧

પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો શત્રુ છે. એકનું દુ:ખ બીજો ભોગવે નહિ, તેમજ એકનું સુખ બીજો ભોગવી શકે નહિ દરેક જીવનો સારો ખોટો પુરુષાર્થજ તેને સુખી કે દુઃખી બનાવે છે. ૨

મનુષ્યો ! આ ભર્યાં દવાના કબાટો ! તેને જોવાથી શો લાભ છે? દર્દનો નિશ્ચય કરી લાયક દવા વાપરવા માંડો, તેથી નિરોગી થશો. ધર્મની દવાઓ ધર્મનાં પુસ્તકોમાં લખેલી છે, તે પુસ્તકો વાંચવાથી કે સાંભળવાથી આંતરરોગ–કર્મરોગ નહિં મટે, પણ તે ધર્મ પુસ્તકમાંથી વાંચેલું કે સાંભળેલું તમે જાતે જ તમારા વર્તનમાં મૂકો તમારો પુરુષાર્થજ તમને જન્મ મરણના રોગથી મુક્ત કરશે ૩

આ વિશ્વના બગીચામાં સારામાં સારાં સ્વાદિષ્ટ અને પૌષ્ટિક, સુખદાયી અને બળ દેવાવાળાં અનેક ફળો ઉગેલાં છે પણ તેની કિંમત આપનારજ તે ફળનો ઉપયોગ કરી શકે છે. આ વિશ્વના બગીચાનાં સ્વાદિષ્ટ ફળો તે આત્માની

અનંત શક્તિનો વિકાશ છે, તે પુરુષાર્થ કરનારને જ મળે છે. ૪

વસંત ઋતુની લક્ષ્મીનો આનંદ માણી કરતાં તેના મર્મસ્થાનને સમજનાર જ માને છે. કુદરતના મર્મને—વસ્તુ-તત્ત્વના રહસ્યને સમજનાર અને તેના તરફ સતત પ્રયત્ન કરનાર જાણે છે. ૫

આકાશી હવાઇ વિમાનની સફરનો આનંદ મણવાનો અધિકાર તેનું ભાડું આપનારને જ છે. આત્માના આનંદને ભોગવવાનો અધિકારી ભાડાને સ્થાને વિશ્વની માયિક વસ્તુનો ભોગ આપનાર જ છે. ૬

ગુરુ આદિની મદદ તમે ભલે લ્યો પણ સદાચારી જીવન તો તમારે જાતેજ ગાળવું પડશે. ૭

આ જીવનની ગાડીના મુસાફર થવાને બદલે તેના સંચાલક એન્જીનીયર તમે જાતેજ બનશો ત્યારે તમારા પુરુષાર્થથી ધારેલ સ્થાને તમે પહોંચી શકશો. ૮

બીજાઓ આપણા માટે વધારેમાં વધારે એટલું કરી શકે કે નિર્દોષ અગવડતા વિનાનો, ભુલ ભુલવણી વિનાનો માર્ગ બતાવે પણ તેનો તે લાભ લઇને તે માર્ગે ચાલવાનો પ્રયત્ન તો તમારે જાતેજ કરવો પડશે, તેના વિના પૂર્ણ સ્વરૂપ તમે ન જ થઇ શકો. ૯

અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોને તમે તમારા વિચાર પ્રમાણે ઉલટપાલટ કરી શકો તેમ છો, માટે પ્રતિકૂળ સંયોગોને

અનુકૂળ બનાવતાં શીખો. અને અનુકૂળ સંયોગોનો વિના વિલંબે લાભ લેતા થાઓ, કેમકે કાલે આજની અનુકૂળતા પ્રતિકૂળતાના રૂપમાં બદલાઇ પણ જાય. ૧૦

હું ધારૂ તેવો થઈ શકું છું. આવી દૃઢ આત્મ શ્રદ્ધા તમારામાં બધા ગુણોને લાવી શકે તેવા બળવાળી છે. માનસિક શક્તિવાળા, આધ્યત્મિક બળવાળા, અને સત્યને સમજનારા વિવેકી મનુષ્યો પણ જો આગળ વધી શકતા ન હોય તો તેનું મુખ્ય કારણ આત્મશ્રદ્ધા સાથે પુરુષાર્થની ખામી છે. તે ખામીઓ દૂર કરવામાં આવે તો વસ્તુમાંથી તેનું સાચું સ્વરૂપ પ્રગટ થયા વિના રહેતું નથી. ૧૧

મનુષ્ય પુરુષાર્થ કરવા છતાં કોઇ બાબતમાં નિષ્ફળ નિવડે છે ત્યારે વસ્તુની સિદ્ધિમાં અડચણરૂપે થનારી વસ્તુને શોધી કાઢે છે કાંતો પુરતાં સાધન ન હોય, કાંતો પોતાની નિર્બળતા હોય, પુરુષાર્થની ખામી હોય, તે શોધી કહાડીને પ્રતિકૂળ સંયોગો સામે ફરી પુરુષાર્થ કરી તેના ઉપર વિજય મેળવે છે. ૧૨

બીજાની મદદ ઉપર આધાર રાખનારા કરતાં પોતા ઉપર આધાર રાખી જેઓ કાર્ય સિદ્ધ કરે છે તે સૌથી બળવાન ગણાય છે. આત્મા બહારની વસ્તુ નથી એટલે બહારની વસ્તુ ઉપર કે બહારનાં સાધનો ઉપર તે ઘણો ઓછો આધાર રાખે છે, એટલા માટે જ આત્મા પોતે પોતાને પોતાવડે પોતામાંથી પ્રગટ કરે છે. ૧૩

જે મનુષ્ય કસોટીના વખતમાં કે દુઃખ તથા મુશ્કેલીના પ્રસંગમાં પોતાના ઉપર ઉભો રહીને પોતાનું બળ અજમાવે છે, તે પોતાના આત્મબળ ઉપર જીવનાર છે, તેને ટેકો કે દિલસોજી બતાવનારાની જરૂર નથી, કેમકે તે હંમેશાં પોતાના આધાર ઉપર જ રહેતાં શીખેલો હોય છે. ૧૪

જે કામ જાતે કરવું જોઇએ તે કામ કરવા માટે જ્યારે બીજા ઉપર આધાર રાખવામાં આવે છે ત્યારે તમારામાં ધીમે ધીમે આળસ પ્રવેશ કરવા માંડે છે. પછી તમારો કાર્ય કરવાનો આત્મ વિશ્વાસ ઓછો થતો જાય છે, છેવટે તમારી શક્તિ ઉપરનો તમારો કાબુ તમે ખોઇ બેસો છો. ૧૫

કેટલાએક લોકો અભિમાનને લીધે પોતાનામાજ સર્વસ્વ જોવાની વૃત્તિ ધરાવે છે તે આત્મશ્રદ્ધા નથી આત્મશ્રદ્ધા તો વિપરીત સંયોગોમાં પણ એકલા ઉભા રહેવાની શક્તિ છે. લતારૂપ થવાને બદલે લતાના આધારભૂત વૃક્ષ રૂપ થવાનું છે. બીજાને આશ્રયદાતા થવું પણ બીજાનો આધાર રાખનારા થવાનું નથી. ૧૬

ભીખ માંગવાથી કોઇ આપશે નહિ. ભીખારીને કોઇ પાસે ઉભો રહેવા દેતું નથી. ઓ અનંત શકિતવાન્ આત્મા તારામા અનંતશક્તિનો ખજાનો ભરેલો છે. બહારથી કાંઇ આવવાનું નથી. જાતે પુરુષાર્થ કરો અને કર્મના બોજા નીચે દબાયેલી—છુપાયેલી આત્મશક્તિને બહાર કાઢો. ૧૭

પ્રભુ મહાવીરનો આ સિંહનાદ છે કે તમે ગમે તેટલી

પ્રાર્થનાઓ કરો, આજીજીઓ કરો, અને રડયા કરો તો પણ તમારી જે અનંતશક્તિ છે તે તમને કોઈ આપી શકશે નહિ, તેતો તમારે જાતેજ પુરુષાર્થ કરીને પ્રગટ કરવી પડશે. ૧૮

આત્મા એ વસ્તુ તમે પોતે જ છો, તે તમને કોઇ આપી શકે જ નહિ, બીજી વસ્તુઓની માફક તે આપી શકાય તેવી વસ્તુજ નથી. તેતો તમે પોતે જ અનુભવી શકો તેમ છો. અરે ! આપવાની વાત તો દૂર રહી પણ કર્મના પ્રબળ ઉદય વખતે કોઇ સહાયક પણ થઈ શકતા નથી. બાંધેલ કર્મો પોતાને જાતેજ ભોગવવાં પડે છે. ૧૯

પ્રભુ મહાવીરના જીવન સંબંધી જ એક વાત છે કે તેમણે જ્યારે ત્યાગ માર્ગ ગ્રહણ કર્યો તે પ્રસંગે ઇન્દ્ર મહારાજે વિનંતિ કરી કે પ્રભુ ! આપને કર્મ વધારે ભોગવવાનાં છે, તેમા ઉપસર્ગો વિશેષ થવાના છે તો તે દૂર કરવા હું આપની પાસે રહું ? તે પ્રસંગે મહાવીર દેવે એજ ઉત્તર આપ્યો હતો કે ઇન્દ્ર ! એવું કોઇ કાળે બન્યું નથી કે કોઈની સહાયથી તીર્થંકરો કે બીજાઓ આત્મસ્વરૂપ પ્રગટ કરે. તેમણે પોતાના કરેલાં કર્મનો નાશ કે ઉપભોગ જાતેજ કરવો જોઇએ, અને તે કર્મનો ક્ષય થયા પછી જ પૂર્ણ જ્ઞાન પ્રગટ કરી શકાય છે. ૨૦

કર્મનો ભોગ એ કર્મ ક્ષય જ છે. તે કર્યા વિના ચાલે તેમ નથી. બીજાની મદદ લેવા જતાં તે કર્મ ભોગ-

વવાના દિવસો લંબાય છે, છેવટે તે ભોગવ્યા સિવાય છુટકો તો નથીજ. તો પછી શૂરવીર થઇને તે કેમ ન ભોગવવું ? ૨૧

ઇન્દ્ર ઉત્તર ન આપી શકયો છતાં ભક્તિથી પ્રેરાઇ એક દેવને તે પ્રભુની સેવામાં મદદ કરવા–મરણાંત ઉપસર્ગ નિવારણ કરવા માટે મૂકીને દેવલોકમાં ગયો. આ બાજુ જયારે જયારે તેવા પ્રબળ ઉપસર્ગથી દુઃખ ભોગવવાનો પ્રસંગ તે પ્રભુને પ્રાપ્ત થતો હતો ત્યારે તે દેવ કોઇને કોઇ કારણે હાજરી આપી શકતો નહતો, પણ તે દુઃખ ભોગવી લીધા પછી તરત જ હાજર થતો અને પોતાના પ્રમાદનો પશ્ચાત્તાપ કરતો હતો. ૨૨

આશય કહેવાનો એ છે કે આ જીવે પોતાની આત્મભ્રાંતિના વખતમાં આત્મભાન ભૂલીને કર્મ બાધેલાં છે, તે બાધવાની શક્તિ જીવની હતી. આ આત્મશક્તિનો વિરોધી માર્ગ છે તેથીજ તે બંધાય છે, તેજ આત્મશક્તિનો બરોબર ઉપયોગ કરવાથી જીવ બંધનો તોડી શકે છે. ૨૩

આ ઠેકાણે બીજાની સહાય ઉપયોગી નથી થતી, કેમકે પરિણામની ધારા બદલવાથી જ તે કર્મથી છુટી શકાય તેમ છે, તે પરિણામની ધારા તો તે જીવ જાતે જ બદલી શકે તેમ છે, તેમાં બીજાની પ્રવૃત્તિ ઉપયોગી કે સફલ થતી નથી ૨૪

ઇચ્છા રહિત થયા સિવાય સ્વસ્વરૂપમા સ્થિરતા થતી નથી, આ ઇચ્છાઓના સંબંધો જીવને જાતેજ કાપવા પડે છે. તે અંતરંગ કાર્ય છે. બીજાઓ બહારની અનુકૂળતા કરી આપે કે જાગૃતિ આપી શકે, પણ અંતરંગ ઇચ્છાઓનો

નાશ અને સ્વસ્વરૂપમાં સ્થિરતા કરવાનું કાર્ય તે જીવને જાતે જ કરવાનું રહે છે. ૨૫

આત્મસ્વરૂપનો વિકાશ કરવા માટે જીંદગી એ એક યુદ્ધનો પ્રસંગ છે, તે યુદ્ધ જાતે લડવાનું છે. તેમાં એક વીર પુરુષને શોભે તેવો પાઠ ભજવવાનો છે. સામે કામ, ક્રોધ, લોભ, મોહ અને અજ્ઞાનનું સૈન્ય છે તેની સાથે બાથ ભીડવાની છે, અને તે એકાદ દિવસ માસ કે વર્ષ પર્યંત નહિ પણ જીંદગીઓ સુધી લડીને તેના ઉપર વિજય મેળવવાનો છે. ૨૬

તે લડાઇમા તમે બીજાને ન મોકલી શકો. ભાડુતી માણસો કામ ન લાગે. એ લડાઈમાંથી નસાય નહિ, તેમાતો જીતનોજ સ્વાલ હોય, જીવન મરણનો જ સ્વાલ હોય, આ વિજયની ચાવી આત્મશ્રદ્ધા અને પ્રબળ પુરુષાર્થ છે. ૨૭

જે શક્તિ મેળવવની ઇચ્છા રાખો છો તેની કિંમત આપો એટલે તે શક્તિ તમારી થશે. તમારી જાત આત્મા છે, મન વચન શરીર વિગેરે તમારાં સાધનો છે, તેનો સદ્ઉપયોગ કરો એટલે તમારી શકિત અખુટ થાય તેટલી વધશે. ૨૮

તમે સદ્ગુણની ખાણ રૂપ છો, તેમાં જરા ઉંડા નીચે ઉતરો, એટલે તેના પેટામાં છુપાયેલી વસ્તુ તમારીજ છે આત્માની સત્તામાં પડેલી અનંત શકિતનો ખજાનો તમારા માટેજ છે, પણ જરા મહેનત કરીને આ ઉંડાણમાંથી તેને બહાર કાઢો. તેને દબાવી રાખનાર ઇચ્છા, કામના, વાસના-

૩૫ કર્મની ધુડને ઉપરથી ફેંકી દ્યો એટલે તે અખુટ ખજાનાના માલીક તમેજ છે। ૨૯

તમે હાલ જે સ્થિતિમાં છે। તેના કરતાં વધારે ઉત્તમ થવાને। પ્રયત્ન કરવા માંડે।, એટલે આત્મશ્રદ્ધા દઢ થવા સાથે તમારી આત્મશકિત ખીલવા માંડશે. તેમજ તમારૂં પ્રયાણ પ્રગતિનીજ દિશામાં આગળ વધશે. ૩૦

યુદ્ધમાં વિજયનું મુખ્ય કારણુ એજ છે કે આગળ જે હતાં તેના કરતાં હથીયારો, સાધને।, મનુષ્યે। વિગેરે વધારે સારાં, વધારે પ્રમાણુમાં અને બુદ્ધિશાળી મનુષ્યોના હાથ નીચે વાપરવામા આવે છે. આજ પ્રમાણે મોહરાજાના યુદ્ધમાં તમારાં જ્ઞાનાદિ હથીયારે।, શરીરાદિ સાધને। અને વિચારાદિને। તે માર્ગના ભોમિયાની–સદ્‌ગુરુ જ્ઞાનીઓની દેખરેખ નીચે કરવાને। પ્રયત્ન કરવે। જોઇએ તે। ચોક્કશ તમારે। વિજયજ છે. ૩૦

ખરી હરીફાઈ વિશુદ્ધ આત્માની સાથે કરવાની છે ગયા વર્ષમાં જેવા તમે હતા તેનાથી વધારે સારા અને મહાન્ થવા પ્રયત્ન કરવે। એજ અંદરને। વિકાશ છે. આત્મામાં અનંતશકિત છે અને તે પુરુષાર્થ દ્વારા બહાર આવે છે. ૩૨

ભયથી ડરે। નહિ, નિરાશ ન થાઓ, આત્માની નજીકને નજીક જાઓ, ત્યાં ભય નથી, શાતિ છે નિરાશા નથી, આનંદ છે. પોતાના ઉપર આધાર રખે।, જાતે મહેનતે કરે।. છેવટે તમારૂંજ બળ તમને ઉપયોગી નિવડશે. મારા દેવ આવા હતા

અને મારા ગુરુ આવા હતા, અમારા પૂર્વજો એવા મહાન્ થઈ ગયા, એવી એવી વાતોથી સંતોષ ન માનો. તેઓ પુરુષાર્થથી મહાન્ થયા હતા અને તમે પણ તેને પગલે ચાલી આત્મિક પુરુષાર્થ કરશો તો જરૂર તેવા થશો. ૩૩

## પ્રકરણ ૧૬ મું.

### આત્મભાન.

શરીર, ઇન્દ્રિય પ્રાણ અને મન આ તત્ત્વોમાં જાગૃતિ તો ઘણા જીવોને દેખાય છે. આ તત્ત્વોને કેમ વાપરવાં, તેનો લાભ સ્વપરના હિતાહિત માટે કેમ લેવો તેની સમજ કેટલાક જીવોને બરોબર હોતી નથી, છતાં ઓઘસંજ્ઞાએ બધા જીવો તેનો ઉપયોગ તો કરી રહેલા છે, પણ ખરી આત્મ દશા-સાચું આત્મભાન તો ઘણા થોડાજ જીવોમાં જાગૃત થયેલું હોય છે. ૧

કેટલા એક જીવો શરીરબળને બહુ સારી રીતે કેળવે છે વિવિધ પ્રકારે વ્યાયામ-કસરત કરીને સેન્ડો જેવા પોતાના શારીરિક બળથી મોટરોને અટકાવે છે; સાંકળો તોડી શકે છે, શરીર ઉપર થઈ ગાડાઓ ચલાવે છે, છાતી ઉપર પથ્થરો તોડાવે છે અને હાથીને પણ શરીર ઉપર ચડાવે છે. આમ શરીર બળ કેળવીને વીર પુરુષ જેવી નામના કાઢે છે. ૨

કેટલાએક જીવો પોતાની ઇન્દ્રિયોને કેળવે છે, ઘણી સૂક્ષ્મ અને દૂર રહેલી વસ્તુઓ આંખોથી જોઈ શકે છે, અનેક મિશ્રણુતાવાળી વસ્તુઓના ગંધને નાકદ્વારા પારખી પૃથક્ પૃથક્ ચીજોનાં નામો કહી શકે છે. એકી સાથે વાગતા અનેક વાજીંત્રોના શબ્દોનું બરોબર પૃથક્કરણ કરે છે. અનેક સ્ત્રી પુરૂષોના સ્વરોની જુદી ગણુતરી કરે છે. અનેક વર્ષો ઉપર સાંભળેલા શબ્દને પારખી શકે છે. મુખદ્વારા અમુક સ્ત્રી પુરુપ પશુ કે પક્ષીઓના શબ્દો બરાબર બોલી બતાવે છે. ૩

રસના ઇન્દ્રિયને કેળવનારા વિવિધ પ્રકારના સ્વાદોવાળી ચીજોનું અજાયબી પમાડે તેવું પૃથક્કરણ કરી શકે છે. હાથ પગાદિના સ્પર્શદ્વારા વિવિધ પ્રકારના સ્પર્શોને પારખી શકે છે આખો વિના હાથના સ્પર્શથી સાચા ખોટા રૂપીયાની પરીક્ષા કરે છે. ઘણા વખત પહેલાં જોયેલી કે અનુભવેલી ચીજોને હાથના સ્પર્શથી બરાબર કહી શકે છે ૪

પ્રાણ વાયુને રોકવાનો અભ્યાસ કરનાર લાબા વખત સુધી પ્રાણને રોકી શકે છે. શ્વાસોશ્વાસ રૂંધીને સમુદ્રના તળીયા સુધી પહોંચી મોતી આદિ વસ્તુ લાવી શકે છે. પ્રાણને રૂંધીને મૃત દેહની માફક અમુક વખત રહી શકે છે. નાડીઓના ધબકારા રોકી શકે છે. પ્રાણને બ્રહ્મરંધ્રમાં રોકીને મહિનાઓ સુધી જમીનમા દટાઈ રહે છે, અને પાછા જીવતા બહાર નીકળે છે. અભ્યાસ વડે પ્રાણ જેવી સૂક્ષ્મ વસ્તુ ઉપર પણ મનુષ્યો કાબુ મેળવે છે ૫

મનને રોકવાના અભ્યાસથી વિચાર કર્યા વિના લાબા

વખત સુધી રહી શકે છે. પ્રાણુની માફક મનને પણ મૂર્ચ્છિત કરી શકાય છે. કેળવવાના અભ્યાસદ્વારા મનને બહુ મજબુત કરી શકાય છે. મનોબળવાળો એક મનુષ્ય અનેકને હચમચાવી મૂકે છે, ધ્રુજાવે છે, અનેકની સામે બાથ ભીડે છે અને ઘણાનો પરાજય કરી વિજય મેળવે છે. ૬

વચનબળને કેવળનારાઓ વાક્ચાતુર્યથી અનેક જીવોને મનરંજન કરે છે, અનેક જીવો ઉપર પોતાનો પ્રતાપ નાખે છે વચનની ઉંડી અસર વડે વીરરસ ઉત્પન્ન કરાવી અનેક જીવોને રણમાં ઉતારે છે, વૈરાગ રસવડે સંસારથી વિરક્ત બનાવે છે, શંગાર રસવડે વિવિધ કામનાના બળને પોષી શકે છે, શાત રસ ઉત્પન્ન કરી અનેક જીવોનો આત્મ સન્મુખ દોરે છે. મરણ પથારીએ પડેલા મનુષ્યને વચન બળ વડે આશ્વાસન આપી નવું જીવન રેડે છે કઠોર હૃદયવાળાંને કોમળ બનાવાય છે, કોમળ હૃદયવાળાને કઠોરતાવાળા બનાવાય છે વરાગીને રાગી બનાવાય છે, રાગીને વૈરાગી બનાવી શકાય છે. ઘડીમા જીવોને હસાવે છે તો ઘડીમા જીવોને રડાવે છે. આ સર્વ વચન બળ કેળવવાથી થઈ શકે છે ૭

આ પ્રમાણે એક પછી એક શરીરબળ ઇન્દ્રિયબળ પ્રાણબળ, વચનબળ અને મનોબળને કેળવનાર વિશ્વમાં અનેક જીવો મળી આવે છે. પણ આત્મબળને કેવળનારા અને ઘોર અજ્ઞાનમા નિદ્રિત થયેલાને સ્વભાનમા જાગૃત કરાવનારા કોઈ વીર પુરુષજ મળી આવે છે. ૮

પ્રાયઃ કરી મનુષ્યોનો મોટો ભાગ આત્મભાનની નિદ્રિતે

અવસ્થામાં પડેલો જણાય છે. અને બહુધા શરીર ઈન્દ્રિય મનાદિ તત્ત્વોમા મનુષ્યોનો મોટો ભાગ વિચરી રહેલો છે. કેટલાક જીવોને તો હું આત્મા છું કે કેમ ? તેનીજ શંકા હોય છે. પોતાને દેહરૂપે, પ્રાણરૂપે કે મનરૂપે જીવો માને છે, અને તે દેહાદિના મરણથી પોતાને મરી જતો સમજે છે. ૯

જેમ જેમ શરીર. પ્રાણ ઈન્દ્રિયો, વચન અને મન કેળવતાં જાય છે, તેમ તેમ તેની સાથે, ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષ વિગેરે પણ કેળવાય છે. આ મન આદિની શક્તિઓ વધવા સાથે તે જીવને માથે જવાબદારી પણ વધે છે. આત્મ-ભાન જાગૃત થયા વિનાની ખીલેલી શક્તિઓ જીવને અવળે માર્ગે દોરનારી છે અને તેના ભાવી કલ્યાણની આડે મોટી દીવાલો ખડી કરે છે. જેને દૂર કરવા માટે તેને ઘણો પ્રયત્ન કરવો પડે છે ૧૦

આ બધી વિકાશ પામેલી શરીરાદિની શક્તિઓનો દોરનાર જ્યારે આત્મા થાય છે, ત્યારે તેનામાં પવિત્રતા વધે છે, શાંતિ આવે છે, વિષયાદિની લોલુપતા અને મનની ચપળતા ઘટે છે. જીવન નીતિવાળું થાય છે, પરોપકાર વૃત્તિ જાગે છે, તે સર્વનુ ભલું ઇચ્છી શકે છે અને પ્રસંગે ભલું પણ કરે છે સર્વજીવોને પોતાસમાન ગણીને તેઓને મદદગાર થાય છે, તે જીવોને સુખી દેખી આનંદ પામે છે. ૧૧

જો આત્મજાગૃતિ ન હોય તો આ શક્તિઓનો દુરુપયોગ કરવાનું કામ સ્હેલું થઈ પડે છે. ધણી વિનાના ઢોરની

માફક તેનું જીવન રખડુ, સ્વચ્છંદી અને વિલાસી બનવા સાથે અનેક જીવોને ઉપદ્રવ કરનારૂં નિવડે છે. ૧૨

અનંતશક્તિઓનો ઝરો આત્મામાંથી વહે છે. શરીર, ઈન્દ્રિય મનાદિકને પણ શક્તિ આત્મામાંથીજ મળે છે. તે શક્તિના અભાવે મૂળમાથી શક્તિ–પોષણ મેળવનારાં વૃક્ષોની માફક શરીરાદિ બધાં સુકાઈ જાય છે, ચેષ્ટા રહિત બને છે, છેવટે જમીનમાં દાટવા કે અગ્નિ સંસ્કાર કરી બાળી નાંખવાની જરૂરીયાત પડે છે. ૧૩

ચૈતન્યમય આત્મા અમર છે મનુષ્યો જેમ જુના વસ્ત્રો બદલાવીને નવા વસ્ત્રો ધારણ કરે છે તેમ આ જુના શરીરોને મૂકીને આત્મા નવા શરીરોમાં પ્રવેશ કરે છે અને પાછી તેમાં હલન, ચલન, શ્વસન, વચન, વિચારાદિ ક્રિયા શરૂ કરાય છે. ૧૪

આ બધી ક્રિયાનો પ્રેરક–માલીક આત્મા છે. તે તરફ દષ્ટિ રાખીને--ઉપયોગ જાગૃત રાખીને શરીરાદિની બધી ક્રિયાઓ ચાલુ રખાય, તેની પ્રેરણા પ્રમાણે યોગ્ય વર્તન થાય ઈન્દ્રિયમનાદિ વચમા પોતાના સ્વાર્થ માટેનું--પોતાની અનુકૂળતાને લઈ ચકનું ડહાપણ ન કરે તો તે આત્મા જાગૃત થયો ગણાય. ૧૫

જેમ જેમ આત્મભાન વિશેષ જાગૃત થાય છે, સ્વસ્વ--રૂપનું ભાન વધારે વખત ટકી રહે છે, તેમ તેમ તેના જીવનમા મોટો ફેરફાર થવા લાગે છે, હવે જરૂરીયાતથી વધારે બોલતો નથી મૌન રહેવું તેને વિશેષ ગમે છે, એકાન્ત

વાસ સારો લાગે છે, તે આખા વિશ્વને પ્રેમથી ચાહે છે, શાતિ અનુભવે છે. સંયોગોને ભાનપૂર્વક અનુકૂળ થાય છે. જે વખતે જે વસ્તુ આવી મળે તેમા સંતોષ માને છે. વિજય અને પરાજય બન્ને અવસ્થામાં તેની મનોવૃત્તિ સમતોલપણું જાળવી રાખે છે. મહત્ત્વાકાંક્ષા તરફ દુર્લક્ષ કરે છે. વિષયો અને અધિકારો તેને લલચાવી શકતા નથી. દુ:ખી જીવો તરફ તે દિલસોજી ધરાવે છે. દુઃખી જીવોને દેખી તેનુ હૃદય દ્રવે છે, બનતા પ્રયત્ને તેને મદદગાર થાય છે પોતાને માથે આવી પડતા કષ્ટો તરફ તે વધારે કઠણ અને નિષ્ઠુર બને છે, બળને બદલે નમ્રતા બતાવે છે વિરોધી સામે શાત સહનશીલતા ધરાવે છે, અભિમાન તેનાથી દૂર નાસી ગયું હોય છે, ક્રોધ તો દેશવટો માગી લે છે, આત્મભાનમાં સતતરમણતા-સ્થિરતા કરે છે. જડ વસ્તુ તરફ તેનુ ખેચાણ થતું નથી. આત્માની અંદર તે શાતિ અનુભવે છે, આત્મધ્યાનમા તે મસ્ત રહે છે, વગર કારણે વૃત્તિઓને ગતિમાં મૂકી તે પોતાના બળનો નાશ કરતો નથી, છતાં જીવોને આત્મા તરફ દોરવવા, આત્મભાનમાં જાગૃત કરવામાં પોતાની શક્તિના વ્યયની દરકાર તે કરતો નથી. આત્મધ્યાનમાં રહીને દરેક ક્ષણે પોતાની શક્તિનો વિકાસ તે કરતો જાય છે. અમૂલ્ય જીવનની દરેક પળ પવિત્ર આમશકિતના વિકાસની પાછળ ખરચતો રહે છે. ૧૯

જીવને જ્યાંસુધી ઈચ્છાઓ વિષયો તરફ ઘસડી જાય છે ત્યાં સુધી કર્મની બેડીઓ તોડી છુટા થવાનો સમય હજી

દૂર છે, જ્યાં સુધી આત્મા બહારની દુનિયા સાથેના સંબંધમા આવવા ઇચ્છે છે ત્યાં સુધી તેની ઇચ્છાઓ હજી તૃપ્ત થઈ નથી. વિષયો તરફ પુરતો કંટાળો ન આવે ત્યાં સુધી ખરા આત્મિક માર્ગની શરૂઆત થતી નથી. ૧૭.

રુચિ જાગૃત થયા પછી લીધેલુ ભોજન પુષ્ટિકારક નિવડવા સાથે બળ અર્પે છે, તેમ અધ્યાત્મિકજ્ઞાનની ખરી ભૂખ લાગ્યા પછી તે માર્ગમા પ્રવેશ કરવાથી ઘણી ઝડપથી આત્મા તે માર્ગમાં વિજયી નિવડે છે આવા મનુષ્યોએ આત્મદશા પ્રગટ કરવાને મળેલી તકનો અમૂલ્ય લાભ લેવા ભુલવું ન જોઇએ. ૧૮

તે માટે શાતિવાળો વખત નિશ્ચિત કરવો, જ્યારે રાત્રી શાત હોય આજુબાજુ શાતિ પ્રસરેલી હોય અથવા પશુ પક્ષી કે મનુષ્યોના અવાજ વિનાનો વનનો શાત પ્રદેશ હોય ત્યા બેસી ઇન્દ્રિયોમાંથી મનને ખેંચી લઈ, મનને વિકલ્પ વિનાનું શાત કરી અંદરનો અવાજ સાંભળવો જોઈએ. ૧૯

વિશ્વની સ્થૂળ હવામાં જે મધુર સ્વર નથી સંભળાતો તે અવાજનો ધીમોનાદ આતરવૃત્તિવડે અતરમા સાભળવો પ્રથમ તો કાઈ સંભળાશે નહિ, પણ આ શાત મૌનમા નિર્વિકલ્પ સ્થિતિમા- મનની સ્થિરતાવાળી દશામાં પવિત્ર કરવાનું બળ રહેલુ છે ૨૦

કેટલાક વખત પછી અનેક સંગીતવાળો અવાજ પ્રગટ થશે. આવો અંદરનો અવાજ આવ્યા પછી તેમાને તેમા

આગળને આગળ ઉંડે ને ઉંડે પોતાના ઉપયોગને લંબાવતા જવુ તે પછીથી તે નાદ અનેક અવાજને સમેટી એક રૂપે થઈ રહે છે તે એક અવાજ પણ છેવટે ગુમ થઈ જાય છે. સાધક તેની શોધમા તેની પાછળ સૂક્ષ્મ ઉપયોગને--સુરતાને દોડાવે છે, તે નાદની શોધમા ને શોધમાં દેહનું ભાન ભૂલીને તેમા એક તાર થાય છે ત્યારે નાદબિન્દુના રૂપમા પરાવર્તન પામી જાય છે. આ બિન્દુ પ્રકાશરૂપ હોઈ આત્માના સ્વરૂપનો એક સદેશવાહક બને છે, અને છેવટે તે તેના ખરા પ્રભુ શુદ્ધ આત્માની સાથે ભેટો કરાવી તેમાં જ તે પ્રભુની સાથે એક થઈ જાય છે ૨૧

## પ્રકરણ ૧૭ મું.

### સાધનાની શરૂઆત.

મન સુધારવાથી વચન અને શરીર સુધરે છે મન બગડવાથી બધું બગડે છે. શરૂઆતમા બધા દુર્ગુણો મનમાજ ઉત્પન્ન થાય છે, પછી વચન અને શરીરમા હૃદયની દુષ્ટભાવનાઓ કાર્યરૂપે પ્રગટ થાય છે ૧

મનને કેળવવા પ્રથમ આળસને દૂર કરવી અવશ્ય જરૂરની છે. આ પ્રથમ પગથીયું છે તેના ઉપર પગ મૂકયા વિના માળ ઉપર ચડાયજ નહિ. આળસ પ્રભુના માર્ગનો ક્ષાતો રસ્તો રોકે છે, અથવા રસ્તો ભૂલાવે છે. ૨

જરૂરીઆતથી વધારે નિદ્રા ન લેવી, શરીર આળસુ બને તેટલી વધારે વિશ્રાંતિ શરીરને ન આપવી, કામકાજથી કંટાળવું નહિ. ધીમે ધીમે કામ કરી કોઇ કામમાં વધારે વખત વીતાવવો નહિ. જમ્યા પહેલાં કે પછી સવારે કે સાંજે નકામાં ગપ્પાં મારવામાં વખત ન કાઢવો. ૩

નિરંતર વ્હેલા ઉઠવાની ટેવ રાખવી, શરીરને જરૂર જેટલો વિસામો આપવો, નાનું કે મોટું કામ ધ્યાન આપીને ઝડપથી કરવું, જાગ્યા પછી પથારીમાં પડયા ન રહેવું, આડીઅવળી નિરુપયોગી અને વખત વિનાની વાતો કરવાની ટેવ કહાડી નાખવી. ૪

પેટ ભરીને ગળા સુધી ખાવાની ટેવ ન રાખવી, આ ઉચ્ચજીવનનું બીજું પગથિયું છે. જે માણસ જરૂરીયાતથી વધારે ખાય છે, સ્વાદિષ્ટ પદાર્થો દેખી ગમે તે વખતે ખાવાની ઇચ્છા કરે છે, તેનું શરીર રોગોના ભોગરૂપ બને છે. ૫

નિરંતર અમુક પ્રમાણમાંજ ચીજો ખાવી, તેની ગણતરી રાખવી, અને ઓછી વસ્તુઓ ખાવી સ્વચ્છ અને સાદો ખોરાક ખાવો, ભોજનનો વખત નક્કી રાખવો, ઇચ્છામા આવે ત્યારે ન ખાવું પણ કકડીને ભૂખ લાગે ત્યારે ખાવું, રાત્રીએ ભોજન ન કરવુ, કેમકે તેથી નિદ્રા વિશેષ આવે છે. ૬

ભોજનના સંબધમાં અનિયમિતપણું ને મર્યાદા ઉલ્લંઘવાપણું દૂર ન થાય ત્યાં સુધી બહુ સાવચેતી રાખવી. ખાવાના સંબંધમાં હૃદયનું પરાવર્તન ન થાય, મનની લાગણી-

ઓ ન બદલાય ત્યાં સુધી ભોજનનો ફેરફાર બહુ અને કાયમનો ઉપયોગી થતો નથી. સ્વાદ માટે કે મનને રાજી રાખવા ખાતર ન ખાવું. હદપાર વિષયની ઇચ્છા એ સ્વચ્છંદવૃત્તિ છે તેથી હૃદયને સ્વતંત્ર બનાવી પવિત્ર કરવું. ૭

શારીરિક સંયમની રક્ષા, શક્તિપૂર્વક કામ કરવું, વિના વિલંબે કરાતું કર્તવ્ય, સવારમા વ્હેલા ઉઠવાપણું, મિતાહારતા, ભોજનમાં સંતોષ, વધારે ખાવાની અનિચ્છા, અને વૈષયિક વાસના ઉપર અંકુશ, આટલું થતાં શરીર સંબંધી બે પગથીયા પર જીવ ચડ્યો ગણાય છે. ૮

શરીર શુદ્ધિ પછી વચનની શુદ્ધિ કરવાનો અભ્યાસ શરૂ કરવો. પરની નિંદા ન કરવી, બીજાઓની ખરાબ બાબતો શોધવી નહિ. કે યાદ ન કરવી, બીજાની પાછળ તેના દોષો ન બોલવા, તે દોષોનું અતિશયોક્તિ કરી વર્ણન ન કરવું અને કોઇની ગુપ્ત વાતો પ્રગટ ન કરવી. આ સર્વનો નિંદા ત્યાગમા સમાવેશ થાય છે. દરેક નિંદા કરનારમાં ક્રૂરતા, અવિશ્વાસ અને અસત્યનાં તત્ત્વો અવશ્ય હોય છે. ૯

સત્ય જીવન ગાળનાર મનુષ્ય નિંદાવાળા શબ્દો બોલતો નથી, તેવા વિચારોને દૂર કરવા પ્રયત્ન કરે છે, કોઇને કલંક આપતો નથી, સ્નેહીઓનો પણ તિરસ્કાર કરતો નથી, તેના રૂબરૂમાં ન કહી શકાય તેવી તેની પાછળ વાતો કરતો નથી, આ પ્રમાણે બીજાનાં સંબંધમાં વર્તન કરતાં દુષ્ટ ભાવનાઓ તેની મેળે શાંત થઇ જાય છે. ૧૦

નવરાશના વખતમાં નકામી વાતો કરવી, બીજાના ઘરની જાણ્યા વિનાની વાતો કરવી, વખત પસાર કરવા ઉદ્દેશ વિના બોલ બોલ કરવુ, વાતમાં જાણુતા ન હોઇએ છતા હું સમજું છું તેવું જ્ઞાનીપણું જણાવવા ખાતર સામાની હા માં હા મેળવવી, કોઇ વાતનું માથું કે કોઇના પગ લઇ સંબંધ વિના બીજા માની ન શકે તેવી વાતો કરવી, આ સર્વનો નકામાગપ્પાં મારવામા સમાવેશ થાય છે ૧૧

વાણીનું છુટાપણુ—વાણી ઉપર કાબુ ન હોવો તે અનિયમિત મનમાથી જન્મે છે. સારા ચારિત્રવાન જીવો પોતાની જીભને વશ રાખે છે, અને એરીતે છેવટે મન ઉપર અધિકાર ચલાવતા શીખે છે તેઓ મૂર્ખતામાં ગણાય તેવી રીતે જીભને ભટકવા દેતા નથી, બોલવાનું હેતુપૂર્વકજ બોલે છે, અથવા મૌન કરે છે. જેમ તેમ બકયા કરવું તેના કરતા શાંત બેસી રહેવુ તે યોગ્ય સમજે છે ૧૨

કઠોર ભાષા ન વાપરવી બીજાને ગાળો દેનાર-ખોટા દોષોનો આરોપ મુકનાર સન્માર્ગથી પતિત થયેલો હોય છે અનુચિત વચનો કહેવા તે કેવળ મૂર્ખતા છે આવું કઠોર બોલવાનું મન થાય ત્યારે મોઢું બંધ કરી દેવુ. સદાચારી જીવો લડવાને બદલે શાંત રહે છે, ઉપયોગી, સત્ય, પવિત્ર, અને જરૂર જેટલોજ વચનનો વ્યવહાર કરવો. ૧૩

ઉછાછળાપણાની અને બીજાનું અપમાન કરવાની ટેવ દૂર કરવી, રંગમાં ભંગ કરે તેવી મશ્કરી, હાંસી, નકામા

ગામગપાટા, અને શરમ થાય તેવી વાતો કદી પણ ન કરવી. ૧૪

બીજાના દોષો જોવાની ટેવ ઉપર વિજય મેળવવો નાના કે મોટા દોષો સંબંધી અતિશયોક્તિ ભરેલું વર્ણન ન કરવુ, મૂર્ખતાભરેલી વાતો, અને ઢંગધડા વિનાના કુતર્કો દોષદર્શક દૃષ્ટિમાંથી પ્રગટે છે બીજાની ભૂલો કાઢવાથી પાપ, દુઃખ કે શોક દૂર થતાં નથી ૧૫

જે માણુસ બીજાની ભૂલો શોધવા માટે બીજાની વાતો સાભળે છે તેને સત્યના માર્ગમાં પ્રયાણ કરવાને હજી ઘણીવાર છે જે મનુષ્ય પોતાની વાણીને નમ્ર તથા શુદ્ધ કરવા પ્રયત્ન કરે છે તે સાચું જીવન મેળવી શકે છે, તે પોતાની શક્તિને બચાવી શકે છે, મનની શાંતિને જાળવી રાખશે અને સત્યને પોતાના હૃદયમાં જમા કરી શકશે ૧૬

જીભ ઉપર સંયમ રાખી બુદ્ધિપૂર્વક વશ રાખતાં આવડે, વચન કોઈને હાનિકારક ન થાય, શુદ્ધ નમ્ર અને જરૂર જેટલું સત્ય વચન બોલાય, ત્યારે વાણીની કેળવણી સ્વાધીન થઈ કહેવા. ૧૭

શરીરના દાસત્વમાથી મુક્ત થયા વિના કોઈ પણ મનુષ્ય પોતાના મનને સત્યને માર્ગે દોરી શકતો નથી. સદાચરણનો કક્કો શીખ્યા વિના મનની સૂક્ષ્મ ખુબીઓ સમજાતી નથી. આળસુ શરીરનો અર્થ એ છે કે મન આળસુ છે. કાબુમા ન આવેલી વાણીનો અર્થ એ છે કે તેનું મન અનિયંત્રિત છે. સ્વાધીન નથી. ૧૮

કોઈ માણસ આળસ તથા સ્વાર્થપરાયણતા ઉપર વિજય મેળવે છે. ત્યારે તે સંયમ, પરિમિતતા, નિયમશીલતા અને સ્વાર્થત્યાગાદિ મહાન્ગુણોનું પોતાના હૃદયની ભૂમિમાં બીજારોપણ કરી તેમને જલસિંચન કરી પોષે છે. તથા બળ શકિત અને દઢ, પ્રતિજ્ઞાપણું પ્રાપ્ત કરે છે કે જે ઉચ્ચ ઉપદેશો ગ્રહણ કરવામાં મદદગાર સાધન બને છે. ૧૯

વાણીના દોષો દૂર થાય છે ત્યારે સત્યતા, વિશ્વાસ, સત્કાર, દયાળુતા અને આત્મસંયમ વિગેરે ગુણોને પોષણ મળે છે, તે માનસિક સ્થિરતા અને દઢ પ્રતિજ્ઞા પાળવાનું બળ પ્રાપ્ત કરે છે, જેને લઇને કુવાસનાને નિયમમાં લાવીને આચરણ તથો જ્ઞાનની ઉચ્ચભૂમિકામાં પ્રવેશ કરી શકે છે ૨૦

કર્તવ્યનું બરાબર પાલન કર્યા વિના ઉંચા સદ્ગુણોની પ્રાપ્તિ અને સત્યનું જ્ઞાન થતુ નથી. સ્વાર્થની દષ્ટિ રાખ્યા વિના પ્રમાણિકતાથી કર્તવ્યનું પાલન કરવું જોઇએ કર્તવ્ય-પાલન વખતે વ્યક્તિગતભાવ અને સ્વાર્થના વિચારોનો ત્યાગ કરવો એમ કરવાથી કર્તવ્ય કલેશકારક થવાને બદલે આનંદનુ કારણ થશે. પરિશ્રમ કરવાથી કર્તવ્ય કલેશકારક થતુ નથી પણ કર્તવ્યપાલનમાથી છટકી જવાની સ્વાર્થી ઇચ્છાથી કલેશકારક થાય છે. ૨૧

કર્તવ્ય કર્મ જયારે પ્રેમની વસ્તુ બને છે, દરેક કાર્ય વિશ્વાસ અને ધૈર્યથી કરાય છે, ત્યારે ઘણીખરી સ્વાર્થપરતા દૂર થાય છે. ત્યારેજ સત્યના ઉંચા શિખરપર ચડવાની નિસરણી તેના હાથમાં આવે છે. સદાચારી મનુષ્ય કર્તવ્યનું

પાલન કરવામાં ધ્યાન આપે છે. બીજાના કામમાં માથું મારતો નથી. પોતે ભૂલ થાપ ન ખાય તેની સંભાળ રાખે છે. બીજાની ભૂલો શોધવા મથતો નથી. ૨૨

શુદ્ધિ કે સત્યનો અભ્યાસ કરનારે અપ્રમાણિકતા, ઠગબાજી અને ચાલાકી વાપરવાની ટેવને દૂર કરવી. બોલવામાં અતિશયોક્તિ કે અસત્યનો પ્રયોગ ન કરવો. ખોટા યશ કે લાભની આશાથી છલનો ઉપયોગ ન કરવો. મન વચન અને કર્તવ્યમાં પ્રમાણિક થવું ન્યાય અને પક્ષપાતરહિત વ્યવહાર કરવો. સ્વપ્નામા પણ તેવા વિચારો ન આવે ત્યારે હૃદય શુદ્ધ અને ઉદાર બને છે. ૨૩

ક્ષમાની ભાવનાનો વિકાશ કરવાથી દ્વેષ, વેર, ઈર્ષ્યા વિગેરે દૂર થાય છે. ક્ષમા અને દાનની પ્રવૃત્તિથી જીવનનો વિકાશ થાય છે વેર આદિની ભાવનાઓ દૂર કરવાથી તેને માથે કોઈ શત્રુ રહેતો નથી. સ્વાર્થ ત્યાગમાથી દાન અને ઉદારતા પ્રગટ છે. ૨૪

આ પ્રમાણે અંતઃકરણનું પરાવર્તન કરવાથી આત્માની અધિક ઉન્નતિ થાય છે. જેઓ પોતાના શરીર વચન અને મનને દઢતાથી શિખામણ આપે છે, પોતાને વશ રાખે છે, તેઓ દુર્ગુણો અને કુવાસનાઓ ઉપર વિજય મેળવે છે. ૨૫

સસારના સર્વ પાપો કેવળ અજ્ઞાનતામાંથી પ્રગટે છે, એ અજ્ઞાનના અંધકાર આત્માના અવિકાશની અવસ્થા છે. જ્યાસુધી અજ્ઞાનતાના પાપનું દમન કરવામા નહિ આવે ત્યાસુધી આનંદની પ્રાપ્તિ કોઈપણ વખત નહિજ થાય. ૨૬

સર્વ જાતનાં દુઃખ મનની દુષ્ટ ભાવનામાંથી પ્રગટે છે, અને સર્વ જાતનાં સુખ મનની સારી ભાવનામાંથી ઉત્પન્ન થાય છે. સુખ એ મનનો વ્યવસ્થાપૂર્વક વ્યય છે. દુઃખ એ અવ્યવસ્થાપૂર્વક અનુચિત મનનો કરેલો ઉપયોગ છે. જ્યાંસુધી મનુષ્ય મનની અનુચિત ભાવનાઓમાં પ્રવેશ કર્યા કરશે ત્યાસુધી તેનુ જીવન અનુચિતપણે પસાર થશે અને સદાને માટે ક્લેશ પામશે. ૨૭

ભૂલ કરવી એજ શોકનું કારણ છે જ્ઞાનમાંથીજ આનંદની ઉત્પત્તિ છે. અજ્ઞાન અને મોહનો નાશ કરવામાંજ મુક્તિ રહેલી છે. જયાં મનની અનુચિત ભાવના અને પ્રવૃત્તિ છે ત્યાં બંધન અને અશાંતિ છે. જ્યાં ઉચિત ભાવના તથા પ્રવૃત્તિ છે ત્યાં સ્વતંત્રતા અને શાંતિ છે. ૨૮

## પ્રકરણ ૧૮ મું.

## સુખ અને શાંતિ માટે પરમાત્માનુ સ્મરણ.

એક રાજા અને એક રાંક, એક સુખી અને એક દુખી, એક રોગી અને એક નિરોગી, આવી વિવિધતાઓ વિશ્વમાં આપણી નજરે પડે છે, તેનું ખરૂં કારણ પુણ્ય અને પાપ છે, પુણ્યથી જીવો સુખી થાય છે. પાપથી જીવો દુઃખી થાય છે,

વિશ્વમાં કાર્ય કારણના નિયમો અચળ છે, કારણ વિના કાર્ય થતું નથી. ચાલુ સુખ દુઃખનાં કાર્યો તેના કારણની અપેક્ષા રાખે છે, કારણ પહેલું અને કાર્ય પછી આ નિયમાનુસાર અત્યારની મનુષ્યની સ્થિતિ પૂર્વના કારણનુસાર બનેલી છે

ધનાદિ અનુકૂળ સાધનોની પ્રાપ્તિમા પુરુષાર્થની સાથે પુણ્ય પ્રકૃતિ હોય તો જ મનુષ્યો સફળતા પામે છે. પરમાર્થ અને પરોપકારનાં કાર્યોથી જીવો પુણ્ય ઉપાર્જન કરે છે, મન, વચન, શરીર અને ધનાદિનો સદુઉપયોગ કરવાથી પુણ્ય બંધાય છે. અને તેથી જીવો સુખી થાય છે. પરમાત્માનું સ્મરણ કરવાથી આત્મા નિર્મળ થાય છે. અને વિશેષ પ્રકારે પુણ્ય બંધાય છે. ઉત્તરોત્તર જીવ આગળ વધે છે.

આ પરમાત્માના નામનું સ્મરણ ગરીબ અને ધનાઢય, બાળ, યુવાન અને વૃદ્ધ, સુખી અને દુ ખી દરેક જીવો કરી શકે છે, જેને વખત ઓછો મળતો હોય તેવાઓ હાલતાં, ચાલતા, સુતા, બેસતાં, અને કામકાજ કરતાં પણ પ્રભુ સ્મરણ કરી શકે છે વસ્ત્ર કે શરીરની શુદ્ધિ ન હોય તો પણ હોઠ ન ચાલે તેમ મનમાં જાપ કરવામા વાધો નથી, ચાલવાનું કામ પગનું છે, તે વખતે પણ મનને જાપના કામમા જોડવામા આવે તો જાપ થઈ શકે છે રેલ્વેમાં કે વાહનમાં મુસાફરી કરતા હો ત્યારે પણ તમે ત્યા બેઠાં બેઠાં જાપ મનમાં કરી શકો છો. પથારીમાં સુતા સુતાં પણ નિદ્રા ન આવે ત્યાસુધી જાપ કરી શકાય છે, અને તે જાપ કરતા નિદ્રા આવી જાય તો સ્વપ્ન પણ સારાં આવે છે, મતલબ કે ગમે તે વખતે અને ગમે તે સ્થાને રહીને જાપ કરવામાં વાધો નથી.

મનુષ્યોનું આયુષ્ય તો ગમે તે પ્રકારે પુરૂં થવાનું છે, પણ પોતાના જીવનમાં એકાદ મહત્વનું કાર્ય કર્યું હોય તો જીંદગી સુખી બને છે.

વ્યવહારનાં કોઇપણ કાર્ય કરતાં પરમાત્માનું નામ ન ભૂલાય, કાર્ય પુરૂં થાય કે તરત પ્રભુનું નામ યાદ આવે, સ્વપ્ન દશામાં પણ પરમાત્માનું સ્મરણ ચાલુ રહે, આટલી સ્થિતિ મનુષ્યો આ જીવનમાં પ્રાપ્ત કરે તો તેણે મનુષ્ય જીવનમાં આવીને સારી કમાણી કરી ગણાય અને તેનો જન્મ સફલ થયો કહેવાય.

જાપ અનેક પ્રકારના છે, પણ જે જાપ કરવામાં પોતાનું સાધ્ય સ્મરણમા રહે, રોમેરોમમાં પોતાનું લક્ષ પરિણમી રહે તે જાપ ઉત્તમ છે, આવો જાપ ॐ अर्हं नमः આ પાચ અક્ષરનો છે. આનો અર્થ આપ્રમાણે છે.

ઓંકારમાં પંચ પરમેષ્ટિનો સમાવેશ થાય છે. પંચ પરમેષ્ટિ એ આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિની પાંચ ભૂમિકા છે તે દરેકનો પ્રથમ અક્ષર લઇને ૐકાર બનેલો છે અરિહંત, અશરીરી, આચાર્ય ઉપાધ્યાય, અને મુનિ આ પાંચ ભૂમિકા છે.

આત્માનુ શુદ્ધ પૂર્ણ સ્વરૂપ તે અશરીરી સિદ્ધ પરમાત્મા છે તેને દેહાતીત, પૂર્ણબ્રહ્મ, બ્રહ્મસ્વરૂપ, સિદ્ધ, અજર, અમર, અવિનાશી ઇત્યાદિ અનેક નામોથી બોલાવાય છે, આની અંદર નિર્વાણ પામેલા–મોક્ષે ગયેલા દરેક આત્માનો સમાવેશ થાય છે ૧

અરિહંત એ દેહમાં રહેલ પૂર્ણ સ્વરૂપ પરમાત્માનું નામ છે, અને દેહનો ત્યાગ કરતાં તે સિદ્ધ પરમાત્મા ગણાય છે. આની અંદર દરેક પૂર્ણજ્ઞાની, કેવળજ્ઞાની તીર્થંકર આદિનો સમાવેશ થાય છે. ૨

આચાર્યની અંદર પ્રભુ માર્ગના રક્ષક, પોષક, સંદેશ વાહક, સત્યવસ્તુના પ્રતિપાદક, સમુદાયના માલિક અને પૂર્ણતા મેળવવા પ્રયત્ન કરનારનો સમાવેશ થાયછે. ૩

ઉપાધ્યાયની અંદર મૂળ વસ્તુતત્ત્વના પ્રતિપાદક, અનેક જીવોને જાગૃતિ આપનાર ઉચ્ચ કોટિના સાધકોનો સમાવેશ થાય છે. ૪

મુનિઓની અંદર, જેઓને બોધિ બીજની પ્રાપ્તિ થઇ છે, તે પછીના સર્વસ્વ ત્યાગી, વૈરાગી સ્વસ્વરૂપમાં રમણુતા કરનારા, સ્વપર ઉપકારી, સર્વ સાધુ વર્ગનો સમાવેશ થાય છે. ૫

આ સર્વના પ્રથમ અક્ષર, अ, अ, आ, उ, म् થી ૐકાર બનેલો છે. વ્યાકરણના નિયમ પ્રમાણે પાચે મળી ૐ થાય છે.

अर्हं શબ્દ એ પરમાત્માનું નામ છે અર્હ એટલે લાયક, વિશ્વમાં જે લાયકમા લાયક તત્ત્વ છે તે અર્હ છે. જેની આગળ વિશેષ લાયકાત ન હોય તેને સુચવનારો શબ્દ अर्हं છે. તેમજ अर्हं શબ્દ એ સિદ્ધચક્રનો બીજ મંત્ર છે. સિદ્ધ પુરુષોનો સમુદાય તે સિદ્ધચક્ર છે. જેમા વિશ્વના તત્ત્વ રૂપ, દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનો સમાવેશ થાય છે.

અરિહંત અને સિદ્ધ એ બેની અંદર દેવનો સમાવેશ થાય છે. આચાર્ય ઉપાધ્યાય, અને મુનિ, એનો ગુરુ વર્ગમાં સમાવેશ થાય છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચારનો ધર્મમાં સમાવેશ થાય છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થવાનાં સાધનો તે ધર્મ છે. આત્માદિ વસ્તુનું જ્ઞાન તે જ્ઞાન છે. તેની દ્રઢ શ્રદ્ધા તે દર્શન છે, જ્ઞાન અને શ્રદ્ધા પ્રમાણે વર્તન કરવું તે ચારિત્ર છે. સર્વ ઈચ્છાઓનો નિરોધ કરવો તે તપ છે. આ ચારને ધર્મ કહેવામાં આવે છે. ઉપરનાં પાંચ પરમેષ્ટિ સાથે મેળવતાં નવ થાય છે. એ નવના સમુદાયને સિદ્ધચક્ર કહે છે તે નવનો વાચક શબ્દ અર્હં છે. અર્હં શબ્દ બીજ રૂપ હોવાથી તેમાં સિદ્ધચક્રનો સમાવેશ થાય છે. આ દેવ, ગુરૂ, અને ધર્મ એ આત્માની ચડતીભૂમિકાઓનું લક્ષ રાખી જાપ કરવો તે આત્માનો શબ્દ રૂપે જાપ કરવા બરાબર છે. તે ॐ अर्हं नमः આ જાપ છે. આ મંત્રના કરોડો જાપ કરવા જોઈએ, જાપ કરવાથી હલકા વિચારો આપણી આગળ આવતા નથી. મન બીજે ભટકી પાપ બાંધતુ બંધ થાય છે. જાપથી આપણી તરફ પવિત્ર પરમાણુઓ ખેંચાઈ આવે છે આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર થાય છે. મન શરીરાદિના પરમાણુઓ પવિત્ર બને છે. સંકલ્પો સિદ્ધ થાય છે. પાપ ઘટે છે. પ્રતિકૂળતાઓ દૂર થાય છે. અનુકૂળતાઓ આવી મળે છે. પ્રભુના માર્ગમા આગળ વધવાના અધિકારી થઇએ છીએ, લોકપ્રિય થવાય છે. વ્યવહારની મુંઝવણ ઓછી થાય છે. લાંબા વખતે વચન

સિદ્ધિ થાય છે. આ સર્વ પરમાત્માના નામ સ્મરણથી થાય છે.

ટુંકામાં કહીએ તો આ જાપથી દરેક મનકામના સિદ્ધ થાય છે. અવધિજ્ઞાન જેવાં ત્રિકાળજ્ઞાન પણ જાપમાંથી પ્રગટે છે. આ જાપ ગુણનો બનેલો છે.

કોઇ પણ ધર્મને બાધ ન આવે તેવો છે. કેમકે કોઇપણ ધર્મનું આમાં વિશેષ નામ નથી પણ સામાન્ય નામ છે, કે વિશ્વમાં કોઇ પણ લાયકમાં લાયક તત્ત્વ હોય તેને હું નમસ્કાર કરૂં છું. એટલે મહાફળદાયક આ જાપ દરેક મનુષ્યોને કરવા યોગ્ય છે.

આગળ વધવા ઇચ્છનારને આ જાપ એ પ્રથમ ભૂમિકા છે. આંખો બંધ કરી ભ્રકૂટીની અંદર ઉપયોગ–સુરતા આપી ઉઘાડી આંખે જેમ જોઇએ છીએ તેમ બંધ આંખે અંદર જોવું અને ત્યાં ॐ **अर्हं नमः** આ મંત્રનો જાપ કરવો.

આ પ્રમાણે તપાગચ્છના **આચાર્યશ્રી વિજયકમળ–સૂરીશ્વરના શિષ્ય, આચાર્યશ્રી વિજયકેશરસૂરીએ** બનાવેલો અને સંગ્રહ કરેલો **પ્રભુને પથે જ્ઞાનનો પ્રકાશ.** એ નામનો ગ્રંથ વિક્રમ સંવત. ૧૯૮૪ ના શ્રાવણ વદ પાંચમે **વીશનગરમાં** સમાપ્ત થયો.

